વડોદરા રાજ્યના કેળવણી ખાતાએ ઈનામ લાઈબ્રેરી માટે મંજુર કરેલી

# વીરંની વાતો

## ( સચિત્ર ઐતિહાસિક વાર્તાસંગ્રહ )

## પુસ્તક ૩ જું.


લેખક અને પ્રકાશકઃ

**તારાચંદ્ર પોપટલાલ અડાલજા.**

એલ. ટી. એમ.


'પ્રેમ પ્રભાવ', 'અજામિલ' કિંવા 'ગરીબનું નસીબ ગરીબ', 'હાથવણાટ' વિ. ના લેખક.



' નામ રહંતા ઠાકરા, નાણા નહિ રહંત,
કીર્તિ કેરા કોટડા, પાડયા નહિ પડંત. '




**પ્રથમાવૃત્તિ**

વિ. સં. ૧૯૮૪ ]    પ્રત ૧૦૦૦.    [ ઈ. સ. ૧૯૨૮

**મૂલ્ય રૂ. ૨-૮-૦**

ગિરિગહ્વરમાં ભરી ઉછાળા કેસરિયાશું રમતા બાળ !
વાઘમૂછ પકડીને ફરતા કાઠી ઘોડીના રખવાળ !

—ખબરદાર.



કેસરી બાળ ભરી ફાળ શિયાળ
ટોળામહીં ઝાળ થઈ ઝળઝળાટે,
આખરે ખાંધથી ખાંધ ભીડી લડે
શીર પડે તો લડે ધડ હુંકારે;
ડગમગે પહાડ પણ એક ડગ ના ડગે
પગ ભર્યો જેમ જગથંભ ડાટે,
ખેલ ખાંડાંતણા ખેલવા દોહેલા
અમર જીવા ખરા ખેલ ખાટે.

—દિવાનો.

અમદાવાદ—શ્રી 'ડાયમંડ જ્યુબિલી' પ્રિન્ટીંગ પ્રેસમાં પરીખ દેવીદાસ છગનલાલે
રા. રા. ટી. પી. અડાલજા માટે છાપ્યું. તા. ૧–૮–૨૮

સાહિત્યવિલાસી, લલિતકળારસિક,

ગૌબ્રાહ્મણપ્રતિપાળ સૂર્યવંશી ધર્મરક્ષક નેકનામદાર

**મહારાણા શ્રી વિજયદેવજી રાણા સાહેબ બહાદુર,**

મહારાજા સાહેબ, સ્વસ્થાન **ધરમપુર.**

અનેક શુભ ધાર્મિક પ્રવૃત્તિઓને પોષીને આપે 'ધર્મરક્ષક'નું બિરદ દીપાવ્યું છે:
કર્મયુગના આ જમાનામાં આપની પ્રજા–મનુષ્યો અને પ્રાણીઓના [illegible]પાલનું
જ[illegible]ના જોખમે પણ સંરક્ષણ કરીને આપે 'સૂર્યવંશી' ક્ષત્રિય તરી[illegible]
કીર્તિ સંપાદન કરી છે :

'અહિંસા પરમો ધર્મ'ના સૂત્રને સ્વીકારીને જીવદયાની હિમાયત કરીને
નિર્દોષ મુંગા પ્રાણીઓનો વધ અટકાવીને, ગૌચરની પૂરતી સગવડ
આપીને, દુષ્કાળના વખતમાં રાજ્યની બહાર પણ આપનો ઉદાર
હાથ લંબાવીને આપે 'ગૌબ્રાહ્મણપ્રતિપાળ'ની પદવીને
સાર્થક કરી છે :

ધરમપુરના ધર્મદ્વારે આપે દેશી ઔષધાલય, સાધનસંપન્ન
હોસ્પીટલ, કેળવણીની સંસ્થાઓ, પુસ્તકાલય, સંગ્રહ
સ્થાન, વિગેરે પ્રજા ઉપયોગી સુંદર સંસ્થાઓ સ્થાપી છે :

પ્રજાને સંસ્કારી બનાવવાના ભવ્ય મનોરથો સેવીને
કેળવણીના પ્રચાર–હુન્નર ઉદ્યોગની ખીલવણી–
સાહિત્ય અને લલિતકળાના ઉત્કર્ષ માટે આપે
તન, મન અને ધનથી સહાય સહાય કરી છે :

ટુંકામાં–આદર્શ રાજ્યસંસ્થાના સંચાલક,
સંસ્કારી અને પ્રજાપ્રિય રાજવી તરીકે
આપે નામના મેળવી છે :

આ આપના સદ્‌ગુણોથી આકર્ષાઈને
પ્રાચીન આદર્શ વીર પુરુષોની
કીર્તિકથારૂપી આ પુસ્તક આપ
નામદારશ્રીને અર્પણ કરી
કૃતાર્થ થઉં છું.

ગુણાનુરાગી

**તા. પો. અડાલજા.**



નામદાર મહારાણા શ્રી વિજયદેવજી રાણા

મહારાજા સાહેબ—સ્વસ્થાન ધરમપુર.

# નિવેદન.

'મનુષ્ય ધારે છે.કંઈ અને ઈશ્વર કરે છે કંઇ' એ વાતની સત્યતા સિદ્ધ થતી હોય તેવુંજ કંઇક આ પુસ્તકની બાબતમાં બનવા પામ્યું છે. 'વીરની વાતો' નો ભાગ બીજો બહાર પડયો ત્યારથીજ તેના ત્રીજા ભાગ માટે ગ્રાહકો તરફથી માગણીઓ આવવા લાગી, અને જેમ જેમ વખત વીતતો ગયો તેમ તેમ ઉપરાઉપર ઉઘરાણી થવા માંડી. બીજો ભાગ બહાર પડયા બાદ થોડાજ વખતમાં ત્રીજા ભાગનું છાપકામ શરૂ કરાવી દેવા અને ત્રણચાર માસમાંજ ત્રીજો ભાગ બહાર પાડી દેવાની અમારી ધારણા હતી, પરંતુ મનુષ્યનું ધાર્યું હમેશાં થોડુંજ પાર પડે છે? કુટુંબમાં ચાલુ રહેતી માંદગીએ વડોદરા છોડવાની અમને ફરજ પાડી અને મંદવાડની ઉપાધિમાં લગભગ એક વર્ષ નકામું ગયું. આ ઉપાધિને લીધે 'વીરની વાતો' નો ત્રીજો ભાગ પ્રગટ કરવામાં અણધાર્યો વિલંબ થયો અને વાંચકોના ધૈર્યને કસોટીએ ચડાવવા જેવું બન્યું તે માટે વાંચકબંધુઓની અમે અંતઃકરણપૂર્વક ક્ષમા યાચીએ છીએ.

પરંતુ એ વિલંબથી પણ કેટલોક લાભ થવા પામ્યો છે એમ જણાવતાં અમને હર્ષ થાય છે. પુસ્તક છપાવવામાં થયેલી ઢીલને લીધે કેટલીક વધુ વાર્તાઓ લખવાનું બની શક્યું છે, વાર્તાના પ્રસંગોને લગતાં રેખાંકનો દોરાવીને વાર્તાના લખાણ સાથે સાથેજ એ ચિત્રો છપાવવા જેટલો સમય મળી શકયો છે, અને રંગીન ચિત્રો વધુ સંખ્યામાં અને વધુ આકર્ષક સ્વરૂપમાં રજુ કરવાની અનુકુળતા થઇ શકી છે. આમ અમારા ઐતિહાસિક વાર્તાસંગ્રહને સારામાં સારા સ્વરૂપમાં વાંચકોના કરકમળમાં મુકવાની અમારી અભિલાષા પાર પડી છે તેથી અમને સંતોષ થાય છે તેવીજ રીતે ધાર્યા કરતાં વધુ વિલંબ થવા છતાં સારામાં સારી વસ્તુ મેળવવા માટે વાંચકોને પણ સંતોષ થશે એવી અમારી દૃઢ માન્યતા છે.

વાર્તાઓ ઇતિહાસનો ક્રમ જળવાય એવી રીતે અનુક્રમે ગોઠવી છે. પહેલી ત્રણ વાતો વાઘેલા રજપૂતોની કીર્તિકથાઓ છે. ત્યાર પછીની—છેલ્લી વાર્તા જે વાઘેલા વંશની છે તે સિવાયની—તમામ વાર્તાઓ ઇડરના પ્રાચીન ઇતિહાસને લગતી છે. નં. ૭ થી ૧૩ સુધીની વાતો વીર વીરમની વીરતાની સાક્ષી પૂરે છે. વીર વીરમના અદ્દભૂત જીવનપ્રસંગોમાંના એક પ્રસંગને અમે 'વચનબાણ' નામની વાર્તારૂપે 'નવચેતન'ના ખાસ અંકમાં પ્રગટ કર્યો હતો ત્યારે એ વીરનરના જીવનના બધાય પ્રસંગો વાર્તારૂપે રજુ કરવા ઘણા વાંચકોએ સૂચના કરી હતી અને વાંચકબંધુઓની એ જીજ્ઞાસાથી પ્રેરાઇને અમે તેના જીવનના વીરતાથી ભરેલા પ્રસંગો જૂદી જૂદી વાર્તારૂપે આપેલા છે. એ તમામ વાર્તાઓ એકત્ર કરીએ એટલે 'વીર વીરમ'નું આખુંયે જીવનવૃત્તાંત આપણી નજર સામે ખડું થાય અને પ્રાચીન કાળમાં રજપૂતો પોતાનો ધર્મ-પોતાની નેક અને ટેક જાળવવા માટે સાયબી, સંપત્તિ અને સુખ સર્વસ્વનો ભોગ આપવા માટે સદાય તત્પર રહેતા એ વાતની આપણને પ્રતીતિ થઇ જાય.

વીરની વાતોના પહેલા બે પુસ્તકોની માફક આ ત્રીજા પુસ્તકમાંની દરેક વાર્તામાં રજપૂતોની નીડરતા, અડગતા અને અદ્ભુત વીરતા નજરે પડે છે.

વાર્તાઓની સંખ્યા વધી પડવાથી પુસ્તકનું કદ મોટું થયું છે, ચિત્ર સંખ્યા પણ ધાર્યા કરતાં વધી ગઇ છે, અને કાગળ, છાપકામ, બાંધણી તેમજ સામાન્ય રૂપરંગ એ બધુંય ઉત્તમ પ્રકારનું બનાવવા યત્ન કર્યો છે, છતાં પુસ્તકની કિંમતમાં વધારો ન કરતાં, અગાઉથી જાહેર કરેલી કિંમત રૂ. અઢીજ રાખી છે તે તરફ અમારા કદરદાન ગ્રાહકોનું લક્ષ ખેંચવાની રજા લઈએ છીએ.

ત્રિરંગી અને રંગબેરંગી ચિત્રો ઉપરાંત આ પુસ્તકમાં એક નવું આકર્ષણ ઉમેર્યું છે, અને તે ચાલુ લખાણ સાથેજ છાપી શકાય તેવા વાર્તાના પ્રસંગોને લગતા રેખાંકનો! અમારા પરમ સ્નેહી

ચિત્રકાર રા. રવિશંકર પંડિત બી. એ. અડધા વચને અમારૂં કામ કરી આપવા સદા તત્પરજ હોય છે. 'વીરની વાતો' ના ચિત્રો તૈયાર કરવા એ એમને મન મીઠી મોજ છે. આ પુસ્તકમાં વાર્તાના લખાણની સાથે સાથે છાપેલા રેખાંકનો એ ભાઇની લોકપ્રિય નીવડેલી પીંછીથી આલેખાયાં છે.

દરેક વાર્તાને છેડે 'ટેલપીસ'—સૂચકચિત્ર મુકવામાં આવ્યું છે. દરેક વાર્તા માટે એમાંના પ્રસંગોને લગતું ભાવસૂચક 'ટેલપીસ' કરાવવાની ઇચ્છા હતી, પરંતુ એટલો સમય ન મળી શકવાથી શૌર્ય, ગ્રામ્યજીવન અથવા પ્રાચિન અવશેષોને લગતાં જે 'ટેલપીસીસ' તૈયાર થઇ શકયાં તેનો ઉપયોગ કરી લીધો છે. આ 'ટેલપીસીસ' ચિત્રકાર રા. છોટાલાલ અંબાશંકર જોશીએ તૈયાર કરી આપ્યાં છે. 'વીરની વાતો' વાંચીને તેમને આ વિચાર સ્ફુર્યો અને તેને ઉપયોગી થઇ પડે તેવાં 'ટેલપીસીસ' દોરી આપવાની પોતાની ઇચ્છા દર્શાવી. સ્વેચ્છાથી કામ કરનાર પોતાની કૃતિને સુંદર બનાવવામાં શી મણા રાખે ?

ચિત્રકાર તરીકે ભાઈ જોશીનું નામ હવે અજાણ્યું નથી. ભાઈ જોશી કાઠિયાવાડી જીવનના અભ્યાસક છે, અને તેને લગતાં ચિત્રો દોરવામાં બહુ રસ લે છે. તેમણે ભાવપૂર્વક આ પુસ્તકમાંના 'ટેલપીસીસ' દોરી આપ્યાં તે અમારા પ્રત્યેની તેમની મમતા દર્શાવે છે.

એક બીજા ચિત્રકારનો પરિચય કરાવવાનું રહી જાય છે. એમનું નામ શ્રી. સોમાલાલ શાહ. વડોદરાના કળાભવનમાં બંગાળી ચિત્રકાર શ્રી. પ્રમોદકુમાર ચેટરજી ચિત્રશાળાના અધ્યાપક નિમાયા અને શ્રી. સોમાલાલે એમની પ્રવીણતાનો લાભ લેવાની સુંદર તક સાધી. હિંદી ચિત્રકળાના એ પૂજારીએ પોતાની કળાનિપુણતાનો ભંડાર પોતાના શિષ્યો પાસે ખુલ્લો મુકયો અને રા. સોમાલાલે રસપૂર્વક-કાળજી

પૂર્વક તેનો લેવાય તેટલો લાભ લીધો. આ પુસ્તકમાં આપેલાં તેમનાં બંને ત્રિરંગી ચિત્રો આ વાતની સાક્ષી પુરે છે.

કળામય છાપકામ માટે પ્રસિદ્ધ થયેલા મુંબઇના ધી લક્ષ્મી આર્ટ પ્રિન્ટીંગ વર્કસમાં આ પુસ્તકમાંના તમામ ચિત્રોનું છાપકામ પણ આકર્ષક બનવા પામ્યું છે.

આમ વીરરસથી ભરપુર રસમય વાર્તાઓ, મનોહર સંખ્યાબંધ ચિત્રો,અવનવા આકર્ષણો અને અનુપમ રૂપરંગ સાથે બહાર પડતું 'વીરની વાતો'નું આ ત્રીજું પુસ્તક પહેલાં બે પુસ્તકો કરતાં પણ વધુ લોકપ્રિય થઇ પડશે અને વાંચકોનો સારો સત્કાર પામશે એવી અમને સંપૂર્ણ શ્રદ્ધા છે.

'વીરની વાતો'ના કેટલા ભાગ નીકળશે એવો પ્રશ્ન કેટલાક વાંચકો કરે છે. એનો જવાબ એટલોજ આપી શકાય-'જ્યાં સુધી જનસમાજ ઐતિહાસિક વાર્તાસાહિત્યને સત્કારશે, જ્યાં સુધી 'વીરની વાતો'ના વધુ ભાગો વાંચવા માટે વાંચકો ઉત્સુક રહેશે, અને જ્યાં સુધી પરમકૃપાળુ પરમાત્મા અમારી સાહિત્યસેવા ચાલુ રાખવાનું સામર્થ્ય અમને બક્ષવાની કૃપા કરશે ત્યાં સુધી અમારો આ નમ્ર પ્રયાસ ચાલુ રહેશે.**कर्मण्ये वाऽधिकारस्ते मा फलेषु कदाचन।** 'તું કર્મનો અધિકારી છે, ફળનો નહિ" એ સૂત્રને સ્વીકારી ફળપ્રાપ્તિ હરિને હાથ સોંપીને અમારી સાહિત્યસેવા ચાલુ રાખવાનો અમારો સંકલ્પ છે.

પરંતુ ચોથો ભાગ ( પુસ્તક ) પ્રગટ કરવાનું એક ખાસ કારણ ઉપસ્થિત થયું છે. પહેલા ભાગમાં 'રાજ રાયસિંહજી' ની વાર્તામાં—

કટારી અમરેશરી, તોગારી તરવાર,
હથલ રાયા સંગરી, દિલ્લી રે દરબાર.

વાળા દુહામાં જણાવેલો 'હથલ રાયા સંગરી' નો પ્રસંગ આપેલો છે. બાકીના બે 'કટારી અમરેશરી' અને 'તોગારી તરવાર'

ના પ્રસંગો મેળવવા અમે લાંબા સમય થયા પ્રયાસ કરતા હતા. અમરસિંહજીની કટારી વિષે કેટલીક માહિતી અમારી પાસે હતી, પરંતુ તોગાજીની તરવારનો પ્રસંગ મળી શકતો નહોતો. સદ્ભાગ્યે ' જશાલીંબડ ' નો* પ્રસંગ પૂરો પાડનાર કવિરાજ શ્રી. ઠારણભાઇ મધુભાઇ પાસેથી અમને એ પ્રસંગ પ્રાપ્ત થયો છે; અને 'અમરકટારી' વિષે અમારી પાસે હતી તે માહિતી ઉપરાંત કવિરાજ શ્રી. ઠારણભાઇ પાસેથી તેમજ ભાવનગરના રાજકવી શ્રી હરદાનજીભાઇ પીંગળશીભાઈ પાસેથી અને શ્રી. ધીરસિંહ વ્હેરાભાઇ ગોહિલ પાસેથી વિશેષ હકીકત મળી આવી છે. ત્રીજા ભાગ માટે એ વાર્તાઓ તૈયાર કરવા જેટલો સમય ન હોવાથી ' અમરકટારી ' અને ' તોગારી તરવાર ' એ અતિ આકર્ષક વાર્તાઓ વીરરસથી ભરપુર બીજી વાર્તાઓ સાથે વીરની વાતો-ભાગ ચોથામાં પ્રગટ થશે.

આજસુધીમાં અમારા કદરદાન વાંચકબંધુઓએ ઉત્તેજન આપીને અમારા નમ્ર પ્રયાસોની કરેલી કદર માટે અમે તેઓનો અંતઃકરણપૂર્વક આભાર માનીએ છીએ.

સાહિત્યસેવાના વધુને વધુ શુભ અવસરો અમને સાંપડે અને વાંચકોના કરકમળમાં વધુ ને વધુ આકર્ષક અને ઉપયોગી રસસામગ્રી મુકવાને અમે ભાગ્યશાળી થઇએ એવી કૃપા કરવા જગન્નિયંતા શ્રી પરમકૃપાળુ પરમાત્મા પ્રત્યે અમારી નમ્ર પ્રાર્થના છે.

દેવશયની એકાદશી
વડોદરા વિ. સં. ૧૯૮૪.

લેખક.

---

* જુઓ ' વીરની વાતો ' ભાગ પહેલાની ત્રીજી આવૃત્તિમાં આપેલી ' જશા લીંબડ ' નામની વાર્તા.

# અનુક્રમણિકા.





# ચિત્રદર્શન:



---

* એકજ વાર્તાનાં બે ચિત્રો એક પાન ઉપર આગળ પાછળ છાપેલાં હોવાથી જે પૃષ્ઠની સામે ચિત્રવાળું પાન ન હોય તે ચિત્ર એજ વાર્તાના બીજા ચિત્રની પાછળ છાપેલું છે એમ સમજવું.

△ આ નિશાનવાળાં ચિત્રો ( રેખાંકનો ) વાર્તાના લખાણ સાથેજ છાપેલાં છે.

ઉપરાંત વાર્તાને છેડે મુકેલાં 'ટેલપીસીસ.'



## ચિત્રકારોઃ

| | ચિત્ર કયા પૃષ્ઠ ઉપર છેઃ— |
|---|---|
| શ્રી. રવિશંકર પંડિત, બી. એ. | નીચે જણાવેલા ચિત્રકારોના ચિત્રો સિવાયના બાકીના તમામ ચિત્રો અને રેખાંકનો. |
| શ્રી. સોમાલાલ શાહ. | ( ત્રિરંગી ચિત્રો ) ૯૯,૩૬૬ |
| શ્રી. છોટાલાલ અં. જોશી. | ૩૫૨-૩ અને તમામ ટેલપીસીસ. |
| સ્વ૦ શ્રી. ચીમનલાલ ગદાણી | ૧૩૬ તથા વાર્તાવિભાગને મથાળે મુકેલું ચિત્ર. |
| શ્રી. જગમોહન મિસ્ત્રી | ૮૩,૮૬ અને કવર ડીઝાઇન. |
| શ્રી. એલ. નાણાવટી. | ૩૩૩,૩૪૧ |

---

"ઐતિહાસિક પ્રસંગોને આકર્ષક શૈલીમાં રજુ કરવા એ રા. અડાલજાની ખાસ ખુબી છે. ભાષા સરળ, સાદી છતાં સચોટ અને જોરદાર કહી શકાય. એમાંયે વાર્તાના પ્રારંભથી તે અંત સુધી વાંચકની કુતૂહળ વૃત્તિ ટકાવી રાખવાની કળા તરી આવે છે." —**મુંબાઈ સમાચાર.**

"બધીજ વાર્તાઓ એક એક કરતાં વધુ સુંદર છે." —**હિંદુસ્તાન.**

"આ સંગ્રહ ગુજરાત જરૂર વધાવી લેશે. રા. તારાચંદ્ર આકર્ષક લેખક છે; ભાષા કુદતી, ખેલતી, કંપતી, કંપાવતી રીતે લખી શકે છે; દેશાભિમાની છે, ઇતિહાસ રસજ્ઞ છે. તેમની ટુંકી વાર્તાઓ કેમ લોકપ્રિય ન થાય ? —**પ્રજામિત્ર.**

"આ પુસ્તક અનેક રસથી ભરપૂર હોવા છતાં તદ્દન નિર્દોષ હોવાથી સ્ત્રીઓ તેમજ બાળકોના હાથમાં વિના સંકોચે મૂકી શકાય તેવું છે. વખાણને પાત્ર આ પુસ્તક દરેક લાઇબ્રેરી કે ઘરની શોભા સમાન થઈ પડશે એમ અમે ખરેખર માનીયે છીયે." —**સાહિત્ય.**

'વીરની વાતો'ના લેખક ટી. પી. અડાલજાની લખેલી

# વીરાંગનાની વાતો



'વીરની વાતો'
જેવીજ વીરરસથી

ભરપૂર વાતો અને સંખ્યાબંધ સુંદર
મનમોહક ચિત્રો સાથે બહાર પડશે.

રા. અડાલજાની વીરરસથી ભરપૂર વાતોને
ચાહનારાઓ તેમની લખેલી 'વીરાંગનાની વાતો'
પણ તેટલીજ હોંસથી વાંચશે એમાં શંકા નથી.

પોણી કિંમતનો લાભ મેળવવો હોય તો અત્યારથીજ
ગ્રાહક તરીકે નામ નોંધાવી દયો.

નામ નોંધાવવાનું ફક્ત એકજ ઠેકાણું:—

**ટી. પી. અડાલજા,** કોઠી પાસે, વડોદરા.

---

ખાસ વિનંતિ—નામ નોંધાવનાર ગ્રાહકોએ પુસ્તક માટે વારંવાર ઉઘરાણી ન કરવી. તે બહાર પડશે ત્યારે અગાઉથી તેમને ખબર આપવામાં આવશે.

ટુંક મુદતમાં જેની બીજી આવૃત્તિ પણ ખલાસ
થવા આવી છે તે

# વીરની વાતો—પુસ્તક બીજાની

## બીજી આવૃત્તિ

એક એકથી ચઢિયાતી વીરરસથી ભરપુર વાર્તાઓ અને **શ્રીમાન પુરૂષોત્તમ**ના બે ત્રિરંગી તથા બીજા સંખ્યાબંધ રંગબેરંગી ચિત્રો સાથે

**૩૭૬ પૃષ્ઠ : ૩૦ ચિત્રો :**

સોનેરી પાકું પૂઠું : અનુપમ રૂપરંગ : કિં. રૂ. **અઢી.**

**થોડીજ નકલો હોવાથી તાકીદે મંગાવો !**

લખોઃ—**ટી. પી. અડાલજા**, કોઠી પાસે, **વડોદરા.**

---

'વીરની વાતો' માટે લોકો શું કહે છે ? :—

**વીરની વાતો-ભાગ બીજો** જોતાંની વારજ આપોઆપ તેની પ્રશંસા કરી જવાય છે, અને શરૂ કર્યા પછી તો નજર આગળથી અળગું કરવું ન ગમે એ તો સ્વાભાવિક છે.

જયંતીલાલ જમનાદાસ—**ભાવનગર.**

ખરેજ **વીરની વાતો—ભાગ બીજો** બહાર પાડવામાં વધુ વિલંબ થયો તેનો સંપૂર્ણ બદલો મળી ચૂકયો છે. પ્રથમ ભાગ કરતાં આમાંની વાતો વધુ રસપૂર્ણ અને આકર્ષક છે. પુસ્તક હાથમાં લીધા પછી પુરૂં કર્યા સિવાય નીચે મુકવાનું મન થતું નથી.

ઓ. સેક્રેટરી, ગુજરાતી હિતવર્ધક મંડળ, **ઈંદોર.**

"આપની ઐતિહાસિક વાતો ખાસ વખાણવા લાયક છે. અમને આ પુસ્તક બહુ ગમ્યું છે." ઇંદરજી ગાંગજી વોરા, **કચ્છ ગાગોદર.**

"સ્ત્રી પુરૂષ બંનેને વાંચવા લાયક છે. દરેક લાયબ્રેરીને તથા ગૃહસ્થના ઘરને દીપાવે તેવું છે." કાનજી દંતા રાજગોર, **કુંડળા.**



## પુસ્તક ૩ જું.

# કસોટી

### કિંવા

# પ્રેમપરીક્ષા.

---

### ૧ સ્વપ્ન દર્શન.

"પ્રણામ દેવી ! આપની આજ્ઞા મને શિરસાવંદ્ય છે."

"કોને કહો છો નાથ ?"* નખશીખ સૌંદર્યથી ઓપતી એક યુવતી સુખ શય્યામાંથી સફાળી બેઠી થઇ અને આંખો ચોળતી શય્યામાં

---

* જુઓ ચિત્ર.

પડેલા પોતાના પ્રિયતમ તરફ આશ્ચર્યભરી નજરે જોઇ રહી. નિદ્રાવસ્થામાંજ પોતાના પતિને પ્રણામ કરતા જોઇને તેના કુતૂહલનો પાર ન રહ્યો.

"આપને, દેવી ! આપના..."

યુવતી ચમકી. પોતાનો પતિ સ્વપ્નાવસ્થામાં તો નથી ? તેને ફાળ પડી.

સ્નેહભર્યા ભાવે તેની ચંપકકલિકા સમાન કરાંગુલિઓ પોતાના સ્વામીના મસ્તક ઉપર ફરવા લાગી. એ સ્પર્શે સ્વામી ઝબકી ઉઠયો.

એકાએક તે બોલી ઉઠયોઃ–"દેવી ! હજી આપ..."

"હં, હં, સ્વામી ! આમ બોલી મને દોષભાગી ન બનાવો. હું દેવી નહીં, હું તો આપની કિંકરી, ચરણરજની દાસી."

"એમ ? ત્યારે દેવી કયાં ગયાં ?" પુરૂષની નજર ચોમેર ફરવા લાગી, જાણે તે દેવીને શોધી રહ્યો હોય !

"નાથ ! આજે આપ આમ શું કરો છો ? ચોમેર શું જોયા કરો છો ? દેવી કોણ ?"

"દેવી મયણલ્લા !"

"મીનળદેવી ? એ તો સ્વર્ગમાં બીરાજતાં હશે. એ અહીં કયાંથી હોય ?"

"હતાં, હમણાંજ અહીં મારી પાસેજ હતાં."

"કદી ન બને, પ્રભુ ! આપે સ્વપ્ન તો નથી જોયું ?"

પુરુષ અનિમેષ નેત્રે એ સૌંદર્યમૂર્તિ તરફ જોઇ રહ્યો. "કોણ ? પ્રિયે ! જયતલદેવી ? ત્યારે દેવી કયાં ગયાં ?"

"નાથ ! જરા સ્વસ્થ થાઓ, મારી ખાત્રી છે કે આપને સ્વપ્ન આવ્યું હશે."

"સ્વપ્ન હોય કે ગમે તે હોય, પરંતુ એ દૃશ્ય એટલું બધું પ્રેરક હતું કે હજી મને એનાજ ભણકારા થયા કરે છે."

"એવું તે આપે શું જોયું ? એ જાણવાનો મારો અધિકાર ખરો ?"

"તારો અધિકાર? શા માટે નહિં? તું તો મારી અર્ધાંગના—મારા સુખદુઃખની સાથી, તારાથી કૈં છુપાવાય?"

"અરે વાહરે મારા ભોળા ભરથાર! ફુલાવી ફુલાવીને છાપરે ચઢાવતાં ઠીક આવડે છે! ઠીક; પણ હવે વાત તો કરો કે સ્વપ્નમાં શું જોયું?"

"સ્વપ્નમાં મને ગુર્જરદેશાધિષ્ઠાત્રી શ્રીનળદેવીનાં દર્શન થયાં."

યૌવના અધીરી બની. "પછી?"

"તેમણે મારા મસ્તકે હાથ ફેરવી આશીર્વાદ આપ્યા અને મારા હિતની એક વાત કહી."

"શી વાત?"

"એજ કે મારા ભાગ્યનો ઉદય થશે."

"પ્રભુ એ આશિષ પરિપૂર્ણ કરે!" સ્ત્રીનું હૈયું હર્ષથી ઉછળ્યું.

"દેવીએ કહ્યું કે આ ગુર્જરધરા ચાવડા અને ચૌલુક્યોએ વર્ષો સુધી ભોગવી. હવે એ ધરાનું સ્વામિત્વ ભોગવવાનું તારા તથા તારા પિતાના ભાગ્યમાં છે. સ્વામીના અભાવે ગુર્જરભૂમિ પરતંત્ર દશામાં પીડાય છે; તેનો તમે ઉદ્ધાર કરો."

"અને તેને માટે કૈં માર્ગ બતાવ્યો?"

"હા, દેવીએ કહ્યું કે વસ્તુપાળ અને તેજપાળને તમારા મંત્રી બનાવજો એટલે તમારો પ્રતાપ ચોમેર પ્રસરશે અને રાજ્ય સત્તા અમરવેલની માફક વીસ્તરશે."

"એમ?" વનિતા વિચારમાં પડી.

તેના સ્વામીએ આ જોયું અને સ્મિત હાસ્ય કર્યું.

"કેમ, એ વાત ન રુચી? ત્યારે તારા ભાઇ સાંગણ અને ચામુંડરાજને મંત્રીપદે સ્થાપીશું?"

"શા માટે? કુટુંબકલહનાં બી વાવવા માટે?"

"પરંતુ બહેનનું વલણ તો ભાઇ તરફજ હોય ના?" પુરુષે કટાક્ષ કર્યો.

" પણ સ્ત્રીનું લક્ષ તો પોતાના સ્વામીના હિત તરફજ હોય. પિયરીઆંના પ્રેમ કરતાં સ્વામીના શ્રેયમાં સ્ત્રીનું સુખસર્વસ્વ છે, પતિ એજ સ્ત્રીનું પરમ દૈવત છે એટલે એનું હિત સ્ત્રીને હૈયે વધારેજ હોય. "

" એમ ? જોજો ! આ શબ્દો જીવનભર યાદ રાખજો ! "

" અને આપ પણ પ્રસંગ આવે કસોટી કરી જોજો...... "

" અરે વાહરે તારી વાક્પટુતા ! બોલ્યે તો તું બંધાય એવી નથી, આ બધું ક્યાંથી શિખી ? "

" આપના જેવા વિચિક્ષણ વીરનરના સહવાસથી. બોલો સાચી વાત કે નહીં ? " લલનાએ પતિના વક્ષઃસ્થળ ઉપર પોતાનું મસ્તક ઢાળ્યું. પતિ આ પ્રેમાળ પત્નીની કનકલતા સમી કાંતિમાન કાયા તરફ પ્રેમભીની નજરે જોઇ રહ્યો. પ્રેમની ઉર્મિઓ ઉછળી. એ મનોહારી મુગ્ધાના કપોળ પ્રદેશ ઉપર તેણે મધુરુ ચુંબન કર્યું. નવોઢાનાં નયનોમાં પ્રેમભરી મસ્તી ચમકી રહી !

**૨ મંત્રીપદ.**

" વીરધવલ ! આજે કેમ આટલો બધો વિચારગ્રસ્ત જણાય છે ? "

" પિતાજી ! આજે રાતમાં એક સ્વપ્નદર્શન થયું તેનાજ વિચાર આવ્યા કરે છે. "

" સ્વપ્ન ? મને પણ આજે સ્વપ્ન લાધ્યું હતું. સ્વપ્નમાં **મીન**ળદેવીએ આશીર્વાદ આપી આપણી ઉન્નતિ માટે એક માર્ગ સુચવ્યો. "

પિતા પુત્રે એક બીજાને સ્વપ્નની હકીકત જણાવી. બંનેને એકજ પ્રકારનું સ્વપ્ન લાધ્યું હતું, બંનેને એકજ આજ્ઞા ફરમાવવામાં આવી હતી, અને તે વસ્તુપાળ અને તેજપાળને મંત્રીપદે સ્થાપવાની.

પિતા પુત્રે લાંબો વખત વિચાર કર્યો, અને શંકાઓનું સમાધાન કર્યું. અંતે એમજ ઠર્યું કે સ્વપ્નમાં થએલી સુચનાનો અમલ કરવો.

વસ્તુપાલ અને તેજપાલનાં નામો દેલવાડાનાં દેદીપ્યમાન દેવાલયોની સ્થાપના કરાવનાર તરીકે મશહુર છે. આ ભાઇઓ શ્રાવક ધર્મના

પ્રાગ્વાટ–પોરવાડ વાણીયા હતા. તેમના પૂર્વજ ઘણી પેઢીથી અણહિ-લપુર–પાટણમાં વસતા હતા.

વીરધવલના સચીવ ચાહડે આ બંને ભાઇઓનાં વીરધવલ પાસે અનેક વખત વખાણ કર્યાં હતાં. વીરધવલની નજર તેમના તરફ હતી જ, તેમાં આ સ્વપ્નની ઘટનાને લીધે તેણે એ બંને ભાઇઓને પોતાની સેવામાં રાખી લેવાનો નિશ્ચય કર્યો.

ઇ. સ. ૧૧૬૦ માં વાઘેલ (વ્યાઘ્રપલ્લી) ઉપર ચૌલુક્ય વંશના ભાયાત ધવલકની સત્તા હતી. ધવલક કુમારપાલની માશી વેરે પરણ્યો હતો. વૈરાટપુરીનું સ્થાન ઉત્તમ જણાયાથી પોતાના નામથી તેણે ધવ-લકપુર–હાલનું ધોળકા–વસાવી તેની આસપાસના પ્રદેશમાં પોતાની સત્તા વીસ્તારી. ઘણા કાળથી તેઓ વાઘેલના ધણી હતા, તેથી તેઓ વાઘે-લાની અટકથી ઓળખાતા હતા.

તેનો કુંવર અર્ણોરાજ કુમારપાલના દરબારમાં રહી ખુબ સન્માન પામ્યો અને તેનો માનીતો સામંત બન્યો. ધીરેધીરે તે મહા મંડળેશ્વરની પંક્તિમાં દાખલ થઇ ગયો.

મુળરાજ પછી ભોળો ભીમ (બીજો ભીમદેવ) ગાદીએ બેઠો. તે ભોળો હોવાથી બંડીઆ રાજાઓએ તેના પ્રદેશ ઉપર તરાપ મારી. અર્ણોરાજથી આ સહન ન થયું. તેણે તેઓનો પરાજય કરીને પોતાનો યશ અમર કર્યો.

અર્ણોરાજનો પુત્ર લવણપ્રસાદ. કહેવાય છે કે એક સમયે ચિંતા-તુર ભીમદેવને કુમારપાળે સ્વપ્નમાં દેખા દઇને કહ્યું કે દુષ્ટ અમાત્યો તારી અવજ્ઞા કરે છે, માટે લાવણ્યપ્રસાદને તું સત્તા આપ. ભીમદેવે લાવણ્યપ્રસાદને 'સર્વેશ્વર'નું પદ આપ્યું અને તેના પુત્ર વીરધવલને 'યુવરાજ' બનાવ્યો.

લાવણ્યપ્રસાદ અને વીરધવલ પોતાની સત્તાનો વિસ્તાર કરવા આતુર હતા. તેવામાં વસ્તુપાળ અને તેજપાળ શત્રૂંજય, ગિરનાર આદિ તીર્થની યાત્રા કરીને પાછા વળતાં ધોળકે આવ્યા.

રાજગુરુ સોમેશ્વરને પિતાપુત્રે સ્વપ્નની હકીકત જણાવતાં તેમણે આ બંને ભાઈઓના આગમનના



" કહો, મંત્રીપદ સ્વીકારશો ? "

ખબર આપ્યા અને સ્વપ્ન ફળદાયી નીવડશે એવી ભવિષ્યવાણી ભાખતાં કહ્યું કે "પ્રભુ તમારા ઉપર પ્રસન્ન જણાય છે. જેનો તમે વિચાર કરો છો તેજ વસ્તુ અહીં આવી ચઢી છે. એ બંને ભાઈઓની રાજ્યસેવા કરવાની ઇચ્છા છે. તેઓ બોતેર કળા જાણે છે, ન્યાયનીષ્ટ છે, કાર્ય કુશળ છે. વળી મંત્રીબળ વિના રાજ્યબળ અસંભવિત છે. આપની ઇચ્છા હોય તો તેમને બોલાવું."

પિતાપુત્ર બંનેએ હા કહી. બંને ભાઈઓ આવ્યા. પિતાની આજ્ઞાથી **વીર**ધવલે કહ્યું, "તમે ભલે આવ્યા. અમારા ઉપર રાજ્યભાર આવી પડ્યો છે, તે માટે તમારા જેવા કુશળ અમાત્યની જરુર છે. સત્તા અને વિભૂતિ તો પૂર્વના પુણ્યબળે મળી આવે, પરંતુ તે નીભાવવા માટે તમારા જેવા પ્રવીણ પુરુષરત્નો તો સદ્‌ભાગ્ય હોય તોજ સાંપડે. **કહો મંત્રીપદ સ્વીકારશો?"**

"**ખુશીથી, માત્ર એકજ શરતે.** અમાત્યપદ એટલે રાજા ને પ્રજા બંનેનું હિત સાચવવાની જવાબદારી. એમાં કેટલાએ શત્રુઓ પણ ઉભા થાય; વિનાકારણ કેટલાંએ આળ અમાત્ય ઉપર ઓઢાડવામાં આવે, એ વખતે રાજા કાચા કાનનો હોય તો અમાત્ય વિના દોષે



" ખુશીથી માત્ર એકજ શરતે."

માર્યો જાય. એટલા માટે અત્યારથીજ આપને જણાવી દઇએ કે અમારી પાસે ત્રણ લક્ષ દ્રવ્ય છે. કોઇ પણ દ્વેષવૃતિવાળા મનુષ્યના વચન ઉપર વિશ્વાસ રાખીને અમને રજા આપવાનો આપને પ્રસંગ આવે તો અમને અમારૂં પોતાનું આ દ્રવ્ય સાથે લઇ જવામાં જરા પણ વાંધો ન આવે એવું પ્રથમથી વચન અપાવું જોઇએ."

રાજાએ વચન આપ્યું. એ બંને ભાઇઓની માગણી માન્ય રાખી અને પ્રધાનમુદ્રા **તે**જપાળના હાથમાં આપી. ખંભાત અને **ધોળકાનું** આધિપત્ય **વ**સ્તુપાળને મળ્યું.

આમ બંને ભાઇઓને સત્તા વરી ચૂકી. તેઓએ મંત્રીપદ પ્રાપ્ત કર્યું.

## ૩ દ્રવ્ય પિપાસા.

વસ્તુપાળે અધિકાર મેળવ્યો, પરંતુ રાજ્યસત્તાને વધારે વિસ્તૃત કરવા માટે જોઇતાં સાધનોનો અભાવ તેને સાલવા લાગ્યો. તેણે ઉપાયો યોજવા માંડયા.

સૌથી વધારે જરૂર નાણુંની હતી. 'વસુ વિના નર પશુ' એ કહેવત મુજબ પૈસા વિના કંઇ પણ કાર્ય સાધી શકાય તેમ નહોતું. તેણે પૈસા મેળવવાના માર્ગો શોધી કાઢયા.

પ્રજામાં પોકાર ન ઉઠે, અન્યાય થયો ન ગણાય અને દ્રવ્યની પ્રાપ્તિ થાય તે માટે તેણે જુના અધિકારીઓ અને વેપારીઓ વિશે માહિતી મેળવવા માંડી. તેણે સાંભળ્યું કે એક અધિકારીએ પ્રજાને નીચોવીને જુલ્મથી પુષ્કળ ધન એકઠું કર્યું છે.

અધિકાર પ્રાપ્ત થયા પછી સાતમેજ દિવસે તેણે એ દૂરાચારી અમલદારને બોલાવ્યો, તેની તપાસ કરી અને તેણે કરેલા જુલ્મ માટે રાજ્યદંડ આપવાની આજ્ઞા આપી.

અમલદારે પોતાની નિર્દોષતા બતાવી, પરંતુ વસ્તુપાળે પોતે મેળવેલી તમામ બાતમી રજુ કરી અને અમલદારનું મોં સીવાઇ ગયું. તેણે ક્ષમાની યાચના કરી.

વસ્તુપાળે તેનો એકવીસ લાખ દામ (દ્રમ્મ) દંડ કર્યો અને હવેથી કોઇને ન રંજાડવાની સખ્ત તાકીદ આપી.

આમ મળેલા એકવીસ લાખ દામની મદદથી તેણે રાજ્યનો મોભો વધારવા માટે હાથી ઘોડા આદિ ખરીદ કર્યા. અને સૈન્યની ભરતી કરવા માંડી.

વાત આટલેથીજ અટકી નહીં. રાજ્યનું પુષ્કળ દ્રવ્ય હોઇયાં કરી જનારા જુના જામેલા વેપારીઓ પાસેથી પણ તેણે ખુબ ધન સંપાદન કર્યું અને એ દ્રવ્યનો ઉપયોગ સૈનિક બળ સુદ્રઢ બનાવવામાં કર્યો.

સૈન્યનું સારું સાધન જમાવીને તેજપાળે વીરધવલને સાથે લઇને ગુજરાતમાં ફરવા માંડ્યું ને ગામેગામથી ખંડણી ઉઘરાવવા માંડી.

માણસને એક વખત ધન મળે છે એટલે ધનનો લોભ વધતો જાય છે. એ લાલસા કદી તૃપ્ત થતી નથી. તૃષા જળથી સંતોષાય છે, દ્રવ્ય પિપાસા છીપાવવાનું સાધન એક માત્ર સંતોષ છે. પરંતુ એ સાધન તો કોઇ વીરલાનેજ પ્રાપ્ત થાય છે. સંસારમાં સંતોષ એ દુષ્પ્રાપ્ય વસ્તુ છે!

"તેજપાળ! ગુજરાતમાં તો આપણે ખુબ ભ્રમણ કર્યું, દ્રવ્ય પણ ખુબ મેળવ્યું, સત્તા પણ સારી રીતે જમાવી, પરંતુ કહેવાય છે કે સૌરષ્ટ્ર દેશ અતિ ધનસંપન્ન છે. એ તરફ આપણી સત્તા જમાવીએ તોજ આપણો ખરો વિજયડંકો વાગે." વીરધવલે નવી વાત કાઢી.

"આપની વાત તો સુંદર છે રાજન્! પરંતુ સૌરાષ્ટ્ર શૂરાઓની ભૂમિ છે. એ ભુમિના રાજવી રણશૂરા છે. યુદ્ધથી કાયર બનીને તેઓ આપનું સ્વામિત્વ સ્વીકારી લે એમ ન માનતા." તેજપાળે વીરધવલની વીરતાને તાવી જોવાનો યત્ન કર્યો.

"તેથી તો ઉલટા આપણા સૈનિકોની શૂરવીરતાની કસોટી થશે. શત્રુ બળવાન હોય ત્યારેજ તેને નમાવવાથી આપણી કીર્તિ વિશેષ ઉજવલ બને છે."

"તો પછી તેમ કરવામાં કૈં હરકત જેવું નથી. સૌરાષ્ટ્રમાંથી તો કીર્તિ અને કાંચન બંને પ્રાપ્ત થાય તેમ છે. આપની આજ્ઞા હોય ત્યારે પ્રયાણ કરીએ." તેજપાળે તત્પરતા બતાવી.

"શુભસ્ય શીઘ્રમ્. સારા કામમાં વળી ઢીલ શાની?"

"ત્યારે આજેજ સારું મુહૂર્ત નક્કી કરું છું, સૈન્યને તૈયાર થવાની આજ્ઞા આપી દઉં છું."

સૌરાષ્ટ્ર તરફ પ્રયાણ કરવાની તૈયારીઓ થવા લાગી.

### ૪ સંદેશ.

પુરતી તૈયારી સાથે **વીર**ધવલની સેનાએ સૌરાષ્ટ્ર તરફ પ્રયાણ કર્યું.

વર્ધમાનપુર–**વઢવાણ** આવ્યું અને **તેજપાલે** **વીર**ધવલને એ પ્રદેશનો પરિચય આપ્યો. આસપાસના ઠાકોરોને બોલાવીને **વીર**ધવલે તેઓની પાસેથી ખંડણી લીધી અને પોતાનું સ્વામિત્વ સ્વીકારવાની ફરજ પાડી.

એમ ખંડણી લેતાં લેતાં તેઓ છેક **વામનસ્થળી–વનથળી** પાસે આવ્યા. આ પ્રદેશ ઉપર **વીર**ધવલના સાળા **સાંગણ** અને **ચામુંડરાજ**ની સત્તા ચાલતી હતી.

**વીર**ધવલે આ ભાઈઓને પોતાની સત્તા સ્વીકારવાનો સંદેશો મોકલ્યો, પરંતુ **સાંગણ** અને **ચામુંડ** વીરપુરુષો હતા. પોતાના શૌર્યમાં તેમને સંપૂર્ણ વિશ્વાસ હતો. આમ પારકી સત્તાથી ડરી જાય એવા બીકણ તેઓ નહોતા. તેઓ ભીરુ નહીં પણ ભડ પુરુષ હતા. ખંડણી આપવાનો તેમણે સાફ ઇન્કાર કર્યો.

વીરધવલે જોયું કે વહાલામાં વીખવાદ થવાનો પ્રસંગ આવ્યો છે. શું કરવું તે તેને સુઝયું નહીં.

વિચાર કરતાં કરતાં એક વાતનું તેને સ્મરણ થઈ આવ્યું. પોતાની અર્ધાંગનાએ એક સમયે ઉચ્ચારેલા શબ્દો તેને યાદ આવ્યા. તેની કસોટી કરવાનો ખરો પ્રસંગ આજે પ્રાપ્ત થયો હતો.

વીરધવલને સૌરાષ્ટ્રમાં ફરવાનું હોવાથી **જયતલદેવીએ** તેની સાથે જ રહેવાનો આગ્રહ કર્યો. સ્વામીસેવાની હોંસ અને માતૃભૂમિના દર્શન કરવાની જિજ્ઞાસાએ તેને સ્વારી સાથે ફરવા પ્રેરી અને **વીર**ધવલે તેની એ ઇચ્છાને સહર્ષ સ્વીકારી. જયતલદેવી પોતાના સ્વામી સાથેજ રહેવા પામી.

વામનસ્થળીથી થોડે દૂર **વીર**ધવલે પડાવ નાખ્યો હતો. જોત-જોતામાં એકાદ નાનું ગામડું વસી ગયું હોય તેવો દેખાવ ત્યાં થઇ રહ્યો હતો. સૈનિકોની દોડધામથી કોલાહલ મચી રહ્યો હતો. સૌ સગેવગે થવાની ધમાલમાં પડયાં હતાં.

૧૪૧૦૬ **કસોટી કિંવા પ્રેમપરીક્ષા.**

રાજવંશી શમીયાનામાં એક યુવાન યુગલ વાર્તાલાપ કરી રહ્યું હતું. સ્ત્રીના ચહેરા ઉપર ચિંતાનાં ચિહ્નો સ્પષ્ટ જણાઇ આવતાં હતાં.

" નાથ ! એ ટેકીલા રજપૂતો છે. એમ તરત માની જાય એવા નથી. એમને પણ સ્વાભિમાન તો હોયજના ? "

" પરંતુ આવો ઉદ્ધત જવાબ કોને આપે છે તે તેઓએ સમજવું જોઇએ " પુરુષની ભ્રકુટિ ચઢી.

" પરંતુ એ એના મનથી પોતાને શ્રેષ્ઠ સમજતા હોય એટલે બીજાની એમને શી દરકાર ? "

પુરુષ આકળો–અધીરો બન્યો. " જયતલદેવી ! તું પણ તેમનો પક્ષ ખેંચવા લાગી કે ? સાચું છે. કોણીઓ મોં તરફજ વળે ! "

" સત્ય કહ્યું, નાથ ! " સ્ત્રીનાં વચનોમાં અજબ શાંતિ હતી. " કોણીઓ મોં તરફજ વળે, અને તેથીજ હું આપના હિતનો વિચાર કરીનેજ બોલું છું. "

" તેઓ અપમાન કરે એ મારું હિત ? "

" નહીંજ, પરંતુ સગાઓ સાથે સગવટ સાચવતાં ન આવડી એવી લોકનિંદા સાંભળવી ન પડે એમ કરવું એમાં આપનું હિત નહીં ? "

વીરધવલ વિચારમાં પડયો. ' જયતલદેવી આજે આમ શબ્દજાળ કેમ બીછાવે છે ? ' તેને સમજ પડી નહીં.

" નાથ ! ક્ષત્રિજાયાને દરેકને પોતાની જાત માટે અભિમાન હોયજ. એ એમના મનથી પોતાને સૌથી સવાયા માનતા હશે......"

" તો હું તેમને બતાવી આપીશ કે શેરને માથે સવાશેર કેવા છે ? " વીરધવલ કંટાળ્યો.

" એ બધું કરજો સ્વામી ! પરંતુ પ્રથમ તેમને સમજાવવા જોઇએ."

" સમજાવવા માટે તો મેં સંદેશો મોકલ્યો. તેનો કેવો ઉદ્ધત જવાબ મળ્યો તે તેં ન સાંભળ્યો ? "

"સાંભળ્યું, નાથ! મેં એ બધુંએ સાંભળ્યું. પરંતુ એટલાથીજ આપ અધીરા ન બનો. વીર નરને શોભે એવો ઉત્તર તેઓએ આપ્યો છે. પરંતુ આપની સત્તા અને પ્રબલ શક્તિનો ખ્યાલ તેમને નથી, એટલે તેમને વસ્તુસ્થિતિ સમજાવીને તેઓની ભુલ ભાંગવાનો યત્ન કરવો એ એક બહેન તરીકે મારો ધર્મ છે."

વીરધવલ સમજ્યો. જયતલદેવી પોતાના બંધુનો બચાવ કરવા માગતી હતી!

"તો એ ધર્મ ખુશીથી બજાવો. પરંતુ જો જો, કયાંક પિયરના પ્યારમાં લોભાઇ પડતાં નહીં, ભાઇના પક્ષમાં ભળીને......"

જયતલદેવીનું હૃદય વીંધાયું. "ગુર્જરેશ! શું હજી પણ મારી પરીક્ષા આપ ન કરી શકયા? આપ કસોટી તો કરવા માગતા નથીને?"

વીરધવલ ચમકયો. તે કસોટી કરવા માગતો હતો! મનમાંજ તે બબડયો, 'આ પણ જબરી! સામાનું અંતર પારખવાની આવી શક્તિ એણે કયાંથી મેળવી?"

"ના ના, દેવી એમ તો નહીંજ, પરંતુ મને કહે તો ખરી કે તું તેમની પાસે જઇને શું કરશે?" વીરધવલે વાત ઉડાવવાનો યત્ન કર્યો.

"શું કરીશ? મારાથી બનશે તેટલા પ્રયત્ને સમાધાન કરાવવા મથીશ."

"અને તે નહીંજ માને તો?"

"તો? તો..." જયતલદેવી વિચારમાં પડી, "એ તો વખત આવ્યે જણાઇ રહેશે."

"ત્યારે જાઓ તમે પણ હોંસ બાકી રહી હોય તે પુરી કરો" વીરધવલે કટાક્ષ કર્યો.

"હોંસ નહીં, પરંતુ કર્તવ્યપાલન" જયતલદેવી જતાં જતાં બોલી.

વીરધવલ કુતૂહલભરી દ્રષ્ટિથી તેની પાછળ જોઇ રહ્યો.

## ૫ કટારી.

**સાંગણ** અને **ચામુંડરાજને** વીરધવલના આગમનના સમાચાર મળી ચુક્યા હતા. તે માર્ગમાં જે જે ઠાકોર આવે તેની પાસેથી દંડ લઇને ખંડણી ઉઘરાવતો–પોતાની શ્રેષ્ઠતા સિદ્ધ કરતો ચાલ્યો આવતો હતો એ પણ તેઓએ જાણ્યું હતું. પાણી પહેલાં પાળ બાંધવાની સાવચેતી તેઓએ રાખી હતી. **વીરધવલને** જવાબ આપવાની તૈયારી શરુ થઇ ચૂકી હતી.

પોતાનું સૈન્યબળ સુદ્રઢ કરવામાં બંને ભાઇઓ રોકાયા હતા તેવામાં એક અનુચર ખબર લઇ આવ્યો કે **જયતલદેવી** પોતાના ભાઇઓને મળવા માટે આવે છે. પોતાની બહેન આવે છે એ જાણતાં તેમને અત્યંત હર્ષ થયો. બહેનનો સત્કાર કરવા તેઓ અધીરા બન્યા.

બહેન આવી. આખા વંથળી ગામમાં હર્ષ ફેલાયો. લોકોએ જાણ્યું કે મોટા ઘરની બહેન આવે છે તો ભાઇના મોભામાં–માન આબરૂમાં જરૂર વધારો કરી જશે.

ભાઈ બહેન મળ્યાં, એક બીજાના ખબર અંતર પુછયા, સુખ દુઃખની વાતો કરી અને ભાઇઓએ બહેનને થોડા દિવસ નીરાંતે વંથળીમાં રહેવાનો આગ્રહ કર્યો.

" ભાઇ, હું અહીં રહેવા માટે નથી આવી. હું તો તમને એક વિનંતિ કરવા આવી છું. "

" વિનંતી ? શાની ? જે જોઇએ તે ખુશીથી માગી લ્યો, બહેન ! અમે આપવાને લાયક છીએ, તમે લેવાને લાયક છો. " **સાંગણે** ઉદારતા દર્શાવી.

**જયતલદેવીની** જીભ ઉપડતી નહોતી. પોતે જે કહેવા આવી છે તે કેવી રીતે કહેવું તેના વિચારમાં તે પડી હતી. **ચામુંડરાજને** લાગ્યું કે બહેન સંકોચાય છે.

"બહેન, શા માટે મનમાં સંકોચ પામો છો? જે માગવું હોય તે ખુશીથી માગો. અમારી ગુંજાશ હશે તો જરુર તમને આપીશું."

"ભાઇ! હું કોઇ પણ વસ્તુની યાચના કરવા આપની પાસે નથી આવી. હું તો આપના હિતનું એક કામ કરવા અહીં આવી છું." જયતલદેવીના મુખ ઉપર ધીરેધીરે ગંભીરતા છવાતી ગઇ.

"બહેન ભાઇનું હિત ન તાકે તો પછી બીજું કોણ તાકે?" સાંગણ બહેનના સદ્ભાવથી પ્રસન્ન થયો; તેને લાગ્યું કે બહેનના આગમનથી પોતાને કૈં અલભ્ય લાભ થવાનો હશે.

"તો જુઓ, ભાઈ સાંગણ અને ભાઇ ચામુંડ! તમે વીરપુરુષ છો, શૂરા છો, ટેકીલા છો, ક્ષત્રિજાયા એવાજ હોય. મારા ભાઇના એ સદ્ગુણો માટે હું ગર્વ રાખું છું. પરંતુ સમયને માન આપવું એ પણ માનવ ધર્મ છે......"

ચામુંડ અધીરો બન્યો. બહેનનાં વચનોમાંથી કૈં જુદોજ ધ્વનિ નીકળતો જણાયો. "બહેન, જે કહેવાનું હોય તે જરા પણ ભેદ રાખ્યા વિના સ્પષ્ટ કહેજો, શબ્દજાળ રચવાનો વૃથા શ્રમ ન લેશો."

જયતલદેવીએ જોયું કે સત્ય હકીકત કહ્યા વિના છુટકોજ નથી. તો પછી એમાં વ્યર્થ ફાંફાં શા માટે મારવાં?

દ્રઢતાપૂર્વક કોઇ સામ્રાજ્ઞી આજ્ઞા કરી રહી હોય તેમ તે બોલવા લાગી, "ભાઈ! તમારા બનેવી મહા પરાક્રમી છે, જેઓ કોઇ દિવસ દંડાયા નથી એવાને પણ તે દંડે છે. ભલભલાને એ પોતાના ચરણોમાં નમાવે છે. ગૂર્જરદેશમાંથી તે ગામેગામ અને નગરેનગરથી ખંડણી લેતા લેતા અહીં આવ્યા છે......"

"ખંડણી લેવા માટે?" ચામુંડની આંખો ફાટી.

"હા, ખંડણી લેવા માટે. તમારી પાસે તેને આપવા લાયક ધન, ઘોડા અને બીજી જે અમુલ્ય વસ્તુઓ હોય તેનું તેમને નજરાણું ધરીને તેમને અહીંથી માન સહિત વિદાય કરો."

"માન સહિત કે અપમાન સહિત ? શું અમે તેનું શરણ સ્વીકારીએ ?" સાંગણનાં રુવાં ઉભાં થઇ ગયાં; અત્યારેજ જાણે તે યુદ્ધે ચઢવા તત્પર બન્યો હોય, નહીં !

"એ તો જેવી તમારી મરજી" જયતલદેવી સ્વસ્થ હતી, "તમારું પોતાનું હિત તેમના મનનું સમાધાન કરવામાંજ છે."

ચામુંડના ધૈર્યનો અંત આવ્યો. "બહેન, માઠું ન લગાડશો. મને લાગે છે કે વીરધવલનો કદાચ યુદ્ધમાં દેહ પડે તો આપને વૈધવ્યનું દારુણ દુઃખ સહન કરવું પડે અને આપ નીરાધાર બની જાઓ એવા ભયથી તો આ સમાધાન કરવાનો શ્રમ નથી લેતાંને ? એ ચિંતા હોય તો ચિંતાને પરહરો. યુદ્ધમાં તમારા પતિનો સંહાર કરીશું તોપણ અમે તમારા ભાઇઓ છીએ અને પિતાજી આપના ઉપર જેટલો ભાવ રાખે એટલાજ ભાવથી અમે તમારું પાલણ પોષણ કરીશું."

પતિના મૃત્યુની વાત નીકળતાં જયતલદેવીનું હૃદય કંપી ઉઠયું. બંને કાને હાથ દઇને તે બોલી: "શિવ શિવ ! પ્રભુ ! આ હું શું સાંભળું છું ? મારા ભાઇઓ અને તેમની આવી ભાવના ? ભાઈ, ભાઇ, આવો દુષ્ટ વિચાર તને કેમ આવે છે ? નક્કી એ તારા નબળા સમયની નિશાની છે. હું પણ તમારીજ બહેન છું, ક્ષત્રાણી છું, યુદ્ધનો મને ડર નથી, તેમાં મારા પતિનું મૃત્યુ થાય તેનો પણ મને ડર નથી. એવું મૃત્યુ તો સ્વર્ગ અપાવે. પરંતુ મને જે દુઃખ થાય છે તે એટલુંજ કે તમો બંને ભાઇઓનો જો યુદ્ધમાં સંહાર થશે તો મારા પિતાના—વીર શોભણદેવના વંશનું ઉચ્છેદન થશે."

"તેની ચિંતા તમે ન કરો. ડરી જઇને બાપદાદાની કીર્તિને કલંક લગાડવું તેના કરતાં યુદ્ધમાં મૃત્યુ પામતાં નિર્વંશ જાય તે વધારે કીર્તિદાયક છે. વીરધવલ વીર છે તો અમે શું બાયલા છીએ ?"

"અત્યારે તમે લતે ચઢયા છો એટલે નહીંજ માનો, પરંતુ

તમારા બનેવી કેવા છે તે જાણો છો ? તેની બરોબરી કરનાર અહીં કોણ છે ? પોતાના ઉપરવટ નામના ઘોડા ઉપર ચઢીને બાણ ફેંકતા, ભાલા ફેરવતા, ખડ્ગ ખેલાવતા જેણે એમને જોયા હોય એની આંખ એમના ઉપર ઠરીજ રહે, અને એ એમજ માને કે જગતમાં એમના જેવો બીજો વીર નર ભાગ્યેજ હશે. અરે એ તો પોતાના શત્રુના કાળ સમા છે. તમે તેમનો હાથ અને તેમની શક્તિનો અનુભવ નથી કર્યો ત્યાં સુધી ભલે બડાઇઓ માર્યા કરો. "

" હશે, એમની શક્તિ રહી એમની પાસે. અમને અમારી શક્તિમાં સંપૂર્ણ શ્રદ્ધા છે. " સાંગણે છેવટનો ઉત્તર સંભળાવી દીધો.

" શક્તિનું તો વખત આવે પારખું થશે. " જયતલદેવી જવા માટે ઉઠી.

" અને હમણાંજ પારખું કરાવું તો ? " ચામુંડનું મગજ ધમધમી ઉઠયું હતું.

" ગમે તેમ કરો તો પણ હું સ્ત્રી છું. સ્ત્રીને પીયર કરતાં પતિની કીંમત વધારે હોય છે. પતિ એજ સ્ત્રીનું જીવનસર્વસ્વ છે. તમારે પારખું કરાવવું હોય તે ખુશીથી કરાવો. " જયતલદેવી પણ હઠે ચઢી.

" ઠીક, ત્યારે તું અહીંથી જવાજ નહીં પામે. યુદ્ધનું પરિણામ આવે ત્યાં સુધી આ દરબારગઢમાંજ તારે પુરાઇ રહેવું પડશે. " જયતલદેવી બહેન થઇને પોતાની વિરુદ્ધમાં જાય એ ચામુંડને અસહ્ય થઇ પડયું.

" તદ્દન અશક્ય. જોઉં છું કે મને અહીં કોણ રોકી શકે છે ? ચામુંડ ! રજપુત કન્યાને શસ્ત્રાસ્ત્રના ખેલ ખેલતાં આવડે છે. પોતાની સ્વતંત્રતા કેમ જાળવવી તે એને શીખવવું પડે તેમ નથી ! "

" તને અહીં રોકી રાખીએ તો તું શું કરે ? "

" હથીઆરની મદદથી મુક્તિ મેળવું. " જયતલદેવીના ઉત્તરમાં શાંતિ અને દૃઢતા હતી.

"પરંતુ અહીં તને હથીઆર આપવાનુંજ કોણ ?"

જયતલદેવીનો હાથ સપાટાબંધ પોતાના મસ્તક તરફ ઉપડયો, અંબોડા ભણી વળ્યો અને વિદ્યુતવેગે અંબોડામાંથી તેણે કૈંક ખેંચી કાઢયું.

"જોઈ આ કટારી ?* રજપૂત સ્ત્રીઓનો સંકટ સમયનો સાથી તે આ કટારી. આ કટારી મારું રક્ષણ કરવાને સમર્થ છે."

ક્રોધાવેશમાં જયતલદેવીનો અંબોડો છુટી ગયો. એક હાથમાં કટારને વિદ્યુત સમી ચમકાવતી, આંખોમાંથી ક્રોધાગ્નિ વરસાવતી, દેવી ચંડિકા સમી જયતલદેવી પોતાના ભાઇઓ તરફ તિરસ્કાર અને ક્રોધથી જોઈ રહી. સાંગણ અને ચામુંડ કોઇ જાદુગરના મંત્રથી મુગ્ધ બન્યા હોય તેમ આભા બની આશ્ચર્યચકિત નેત્રે તેના સામે જોઇ રહ્યા.

પોતાના ભાઇઓને આવી વિચારગ્રસ્ત સ્થિતિમાં રાખીને જયતલદેવી જોતજોતામાં ત્યાંથી વિદ્યુતવેગે ચાલી ગઇ.

## ૬ શૂરાના સંગ્રામ.

દક્ષ પ્રજાપતિને ત્યાં જઇ માનભંગ બનેલી માનુની સતી પાર્વતીની માફક પોતાના ભાઇઓનું અપમાન સહન કરવાથી મનમાં બળતી ઝળતી જયતલદેવી વીરધવલ પાસે આવી અને સર્વ હકીકત જણાવી. વીરધવલ ક્રોધથી સળગી ઉઠયો.

"એમ ? હવે ખાત્રી થઈ ?" વીરધવલની આંખો ક્રોધથી લાલચોળ બની ગઇ.

"હા પુરેપુરી." જયતલદેવી વધારે બોલી શકી નહીં.

"ત્યારે હવે શું કરવું ?"

"આપની ઇચ્છામાં આવે તે. આપની જે મરજી તેજ મારી મરજી."

"યુદ્ધ કરી તેઓને દંડવા એજ એક ઉપાય હવે બાકી રહ્યો છે. પરંતુ તારા ભાઇઓ કદાચ સંગ્રામમાં હણાય તો તું......"

* જુઓ ચિત્ર.

જયતલદેવી સમજી ગઇ. "મને તેથી કૈં માઠું લાગવાનું નથી. એ તો શૂરાના સંગ્રામ છે. સંગ્રામમાં હણાય તેનો શોક શો ?"

"ધન્ય છે જયતલદેવી ! રજપૂતાણીના મુખમાં આવાંજ વચનો શોભે. હું હમણાંજ યુદ્ધની તૈયારી કરાવું છું."

× × × ×

પ્રાતઃકાળ થયો અને બંને પક્ષના યોદ્ધાઓ રણસંગ્રામ ખેલવા નીકળી પડયા. જીવન કે મૃત્યુની શર્ત જીતવાની હોંસવાળા રજપૂતો પ્રસન્નવદને શસ્ત્રાસ્ત્ર સજીને યુદ્ધદેવીને દ્વારે આવ્યા અને એ દેવીને પ્રસન્ન કરવા અધીરા થઇ રહ્યા.

કોઈના મુખ ઉપર ચિંતા નહોતી, ગ્લાનિ નહોતી, મૃત્યુનો ભય નહોતો. રણક્ષેત્ર એ તો રજપૂતોની રંગભૂમિ સમું ગણાતું. ત્યાં વિજય-પરાજયના દાવ રમાતા, વીરશ્રીના વિજયધ્વજ ફરકતા, વિજયશ્રીનાં નિશાન મંડાતાં, એ રંગભૂમિ ઉપર શૂરાના સંગ્રામ ખેલાતા.

સાંગણ અને ચામુંડના ઉત્સાહનો પાર નહોતો. જયતલદેવીએ કરેલાં વીરધવલનાં અતિ વખાણથી તેમને ચાનક ચઢયું હતું, અને વીરતાના અભિમાનવાળા એ વીરધવલને પણ બતાવી આપવું કે જગતમાં શેરને માથે સવાશેર પણ પડયા છે એવી દૃઢ ભાવના તેમના હૃદયમાં જાગી હતી. પોતાના પ્રબળ સૈન્યને લઇ તેઓ યુદ્ધમાં ઉતરી પડયા.

ભારે યુદ્ધ મચ્યું. અનેક યોદ્ધાઓનો સંહાર થવા લાગ્યો, અનેક અશ્વો ધરતી ઉપર ઢળી પડયા. અનેક આયુધો સામસામા પ્રહારથી ખંડિત થવા લાગ્યાં. સમરાંગણ "મારો ! કાપો !" ના ધ્વનિથી ગાજી ઉઠયું. ઘડીમાં 'વીરધવલની જય' બોલવા લાગી તો ઘડીમાં 'ચામુંડરાજની જય'ના વિજયનાદો થવા લાગ્યા. સૈન્યના ધસારાથી ઉડતી ધૂળથી આખું ગગન છવાઈ ગયું.



'આવી જાઓ અને બળ હોય તો તમારાં ખડ્ગ ખખડાવો!' [પૃ. ૧૯

Lakshmi Art, Bombay 8

## ૭ વીરધવલનો વિજય.

તુમુલ યુદ્ધ ચાલતું હતું એટલે પારકું કોણ અને પોતાનું કોણ એમ કોઇ કોઇને ઓળખી શકતા નહીં. સૌ કોઇ શૌર્યપૂર્વક સંહાર કરવામાંજ મચેલા હતા.

યુદ્ધ પુર જોસમાં ચાલી રહ્યું હતું એવામાં એકાએક બુમ પડી કે વીરધવલ પડયો. સાંગણ અને ચામુંડરાજના મુખમાંથી આનંદ-ધ્વનિ નીકળી પડયો.

પરંતુ આ શું? એ વીર પુરુષ તો પોતાના દિવ્ય અશ્વ-ઉપરવટ નામના ઘોડા ઉપર બેઠેલો, ભીમસેન જેવી કાયાવાળો, સૈનિકોની હારને ભેદતો એ બંને ભાઇઓની નજીક જઈ પહોંચ્યો. બંને ભાઇઓ દિગ્મૂઢ બન્યા.

'ત્યારે સૈન્યમાં પડેલી બુમ ખોટી હતી?' બંને ભાઇઓને એ શંકા થઈ. 'નક્કી કોઇએ ખોટી ગપ મારી હશે અને આખા સૈન્યમાં એ વાત ફેલાઇ ગઇ હશે. પરંતુ કૈં નહીં, એ પોતાની મેળેજ મૃત્યુ માગતો આવ્યો છે તો હવે તેને પુરોજ કરવો જોઇએ.' સાંગણ અને ચામુંડ આવો મનસુબો કરી વીરધવલના વિનાશ માટે તત્પર બન્યા.

પરંતુ વીરધવલે ઉઘાડી તરવાર સાથે તેમની સામે આવીને પડકાર કર્યો, "સોરઠીઆઓ! થાઓ સામા! **આવી જાઓ અને બળ હોય તો તમારાં ખડ્ગ ખખડાવો,*** નહીં તો દંડ આપીને બચી જાઓ. બેમાંથી જે સારું તે તમારું."

"દંડ આપવા માટેજ અમે અહીં આવ્યા છીએ, પરંતુ એ દંડ ધનભંડારનો નહીં. એ દંડ તો અમારી તરવારોજ આપશે." સાંગણે કટાક્ષ કર્યો.

"અને દંડ લેવાનો લ્હાવો લેવા જતાં તમે પોતેજ આજે દંડાઇ જશો." ચામુંડે ઉમેર્યું.

---

* જુઓ ચિત્ર.

વીરધવલનો ક્રોધ ઉછળ્યો. તેની ખાત્રી થઇ કે આ બંને ભાઇઓ હઠે ચઢયા છે. તે સમજાવ્યા સમજે તેમ નથી.

તેણે ઉપરવટને એડી મારી. ઉપરવટ કુદયો, છલાંગ મારી અને છેક સાંગણની સામે આવી પડયો. વીરધવલે પોતાની લોહીતરસી તરવાર સાંગણનું મસ્તક છેદાય એવી રીતેજ તાકી હતી. પરંતુ સાંગણ પણ છેક કાચો નહોતો. તેણે પોતાના અશ્વને એવી રીતે વાળી લીધો કે વીરધવલનો ઘા નકામો ગયો.

આ તકનો લાભ લઇને ચામુંડે વિરધવલ ઉપર પ્રહાર કર્યો, પરંતુ વીરધવલ સાવધ થઈ ગયો. તેના ખભા ઉપર સ્હેજ ઘસારો કરીને તરવાર છટકી ગઇ અને તે બચી ગયો.

આમ સમોવડીઆ શૂરવીરો સંગ્રામ ખેલવા લાગ્યા, એકબીજાને પોતાના સપાટામાં લેવાનો યત્ન કરવા લાગ્યા અને ઉછળી ઉછળીને પોતાની યુદ્ધકળા બતાવવા લાગ્યા. અંતે વીરધવલનો લાગ ફાવ્યો. તેણે એકજ ઘાએ સાંગણનું મસ્તક છેદી નાખ્યું, અને ચામુંડ પોતાનો બચાવ કરે તે પહેલાં તેને પણ હણી નાખ્યો.

તેના સૈનિકોએ 'વીરધવલની જય' નો ગગનભેદી વિજયનાદ કર્યો. તેના સૈનિકો દ્વિગુણિત ઉત્સાહથી યુદ્ધ કરવા લાગ્યા. સોરઠી સૈન્યમાં ભંગાણ પડયું, ને નાસભાગ થઇ રહી. વીરધવલનો વિજય થયો.

તેણે યુદ્ધ બંધ કરાવ્યું. ક્ષેત્રની શુદ્ધિ કરી, પોતાના તેમજ સામા પક્ષના યુદ્ધમાં મૃત્યુ પામેલા સૈનિકોને ગતિએ પહોંચાડયા, ઘાયલ થએલાની સારવાર કરવાનો બંદોબસ્ત કર્યો અને વનસ્થલીમાં પ્રવેશ કરવાની તૈયારી કરી.

## ૮ વિજયડંકો.

વીરધવલે વિજયનાદ સાથે વંથળીમાં પ્રવેશ કર્યો. પોતાના રાજવીનો સંહાર થતાં પ્રજા ભયથી ત્રાસી ગઇ હતી તેનું વીરધવલે સાંત્વન

કર્યું, અને પ્રજાને જરા પણ ત્રાસ ન થાય એવો પોતાના સૈનિકોને સખત હુકમ કરી દીધો. પ્રજાજનોએ વીરધવલને અંતરના આશીર્વાદ આપ્યા.

પોતાના સાળાના ધનકોષમાં સો પેઢીનું એકઠું કરેલું ધન હતું તે સર્વ વીરધવલે લઇ લીધું. તેમના ૧૪૦૦ દિવ્ય તુરંગ લીધા, ૫૦૦ તેજી તુરંગ લીધા અને વધારામાં મણિ, મોતી આદિ જે હાથ લાગ્યું તે લઇ લીધું. આ તેના વિજયની લુંટ.

× × × ×

" નાથ ! સારા સૌરષ્ટ્રમાં આપનો વિજયડંકો વાગી ચૂકયો છે, આપે અનેક રાજ્યો પાસેથી ખંડણી લઇને પુષ્કળ દ્રવ્ય એકઠું કર્યું છે. વંથળીનો ધનભંડાર પણ આપે ખુબ ખાલી કર્યો. હવે તો લોભનો થોભ રાખો તો સારી વાત." વંથળીના દરબારગઢની અગાસીમાં બેઠાં-બેઠાં જયતલદેવીએ પોતાનાં સ્વામીને વીનંતી કરી.

" દેવી ! કેમ ભાઇનું બહુ દાઝી આવે છે ? "

" ના પ્રભુ ! ભાઇનું દાઝતું હોત તો તેમનો સંહાર શા માટે થવા દેત ? મને તો મારા નિરાધાર ભત્રીજાની દયા આવે છે. તેનું બધુંજ લુંટાઈ જાય પછી એ બિચારાની શી દશા ?"

" ત્યારે તારી શી ઇચ્છા છે ? "

" મારી ઇચ્છા તો એટલીજ કે રાજવૈભવમાં ઉછરેલો એ કુમાર સુખસાહ્યબીમાં રહી શકે એટલું એના માટે પણ રાખવું જોઇએ."

વીરધવલ મનમાંજ જયતલદેવીની પતિપરાયણતાની પ્રશંસા કરવા લાગ્યો. " કેવી આ સ્ત્રી કે પોતાના હિત આગળ પોતાના પિયરીઆંનો સઘળો સ્વાર્થ ભૂલી જાય છે ? "

" દેવી ! એ ચિંતા ન કર. તારી ઇચ્છા પૂર્ણ થશે, એટલુંજ નહીં, પરંતુ તારા ભત્રીજાને મારા હાથેજ અહીં રાજ્યાભિષેક કરવામાં આવશે. વંથળીનું રાજ્ય મારે જોઇતું નથી, મારે તો માત્ર તે મારું સ્વામિત્વ સ્વીકારે એટલુંજ જોઇએ છીએ."

" એ આપની કૃપા, પ્રભુ ! " જયતલદેવીએ પતિનો પાડ માન્યો.

" મારી કૃપા નહીં ! તારા અનન્ય પતિપ્રેમનો એ પ્રતાપ ! " વીરધવલે તેની પતિપરાયણતાની પ્રશંસા કરી.

× × × ×

વીરધવલે પોતાના સાળાના કુંવરને વંથળીની ગાદીએ બેસાડ્યો અને તે દર વર્ષે પોતાને અમુક ખંડણી આપે એવો કરાર કરાવી લીધો.

વંથળીમાં એક માસ રહી, પૂર્ણ વ્યવસ્થા સ્થાપીને ત્યાંથી તે નીકળીને વાજા, નગજેંદ્ર, ચુડાસમા, વાલાક આદિ ઠાકોરોની પાસેથી દંડ લેતો લેતો ઠેઠ દ્વારકા બેટ સુધી પહોંચી વળ્યો. આ પ્રમાણે ઘણા ધનનો સંગ્રહ કરીને આખા સૌરાષ્ટ્રમાં જય મેળવતો પોતાના મંત્રી તેજપાળ સહિત તે ધોળકા આવી લાગ્યો.

ધોળકાની પ્રજામાં હર્ષ ફેલાયો. પોતાના વિજયવંતા રાજવીને વધાવી લેવા તેમણે આખા શહેરને શણગાર્યું અને વાજતે ગાજતે વીરધવલનું સામૈયું કર્યું. ગામમાં ભારે ઉત્સવ થવા લાગ્યા, અને જ્યાં જુઓ ત્યાં વીરધવલની વીરતાની વાતો થવા લાગી.



# પાનનાં બીડાં

કિંવા

# રત્ન પરીક્ષા.

## ૧ સેવાંની શોધમાં.

"રાણાશ્રીનો જય! બહાર ત્રણ પરદેશીઓ આવ્યા છે અને આપની હજુરમાં આવવા માંગે છે. કહે છે કે રાણાશ્રીને પોતાને મળવું છે."

"એમ? ઠીક, જા, લઇ આવ તેમને."

હજુરીયો ગયો અને પોતાની સાથે ત્રણ કદાવર શરીરવાળા યુવાનોને લઇને પાછો આવ્યો. રાજાને નમન કરી તે ત્યાંથી ચાલ્યો ગયો.

એ ત્રણે યુવાનો આવ્યા–દૃઢ અને મક્કમ પગલે. રાજાને તેઓએ નમન કર્યું–શાંત અને સ્વસ્થતાથી. રાજાની આજ્ઞાથી તેઓ તેની સામે બીછાવેલી ગાદી ઉપર બેઠા–નિશ્ચિતતા અને નિડરતાથી.

રાજાને આ યુવાનોના વર્તનમાં કંઈક વિચિત્રતા લાગી. પોતાને મળવા આવનાર વ્યક્તિમાં આવી નીડરતા–આટલી સ્વસ્થતા તેણે કદી જોઈ ન્હોતી. આ ત્રણે વ્યક્તિઓ તેને વિચક્ષણ જણાઈ.

પળવાર મૌન ફેલાયું. રાજા પોતાની જીજ્ઞાસાવૃત્તિ નજ રોકી શકયો. સહજજ તેના મુખમાંથી પ્રશ્ન નીકળી પડયો, "કેમ? ક્યાંથી આવો છો?"

"જાબાલીપુરથી." આ ટુંકા ઉત્તરથી રાજા ન સંતોષાયો.

તેની પડખેજ તેના બે મંત્રીઓ વસ્તુપાળ અને તેજપાળ બેઠા હતા. વસ્તુપાળે વાત ઉપાડી લીધી, "અહીં આવવાનું કારણ શું?"

"સેવાની શોધમાં." જવાબમાં જરાયે અધિરાઈ ન્હોતી. મુખ ઉપર રજભાર પણ ગરજ કે આર્જવતાના ચિન્હો ન્હોતાં. વસ્તુપાળને આ પુરૂષો પાણીવાળા જણાયા.

## ૨. સેવાના મોંઘા મૂલ્ય.

વસ્તુપાળે વાત કાઢવાનો યત્ન કર્યો, "જાબાલીપુરથી આટલે બધે દૂર સેવાની શોધમાં આવવામાં જરૂર કંઈ રહસ્ય હોવું જોઈએ! સાહસિક યુવાનો! જો તમને કંઈ હરકત ન હોય તો તમારો પરિચય આપી અમને વસ્તુસ્થિતિ સમજાવશો? અમારા રાણા **વીરધવલ** કદરદાન છે. તમારી યોગ્ય કદર તેઓ જરૂર કરશે."

"અને એટલા માટેજ અમે અહીં આવ્યા છીએ. ચૌહાણ કુળના ભૂષણરૂપ શ્રી **અશ્વરાજ**ની શાખાના કેતુપુત્ર **સમરસિંહ**ના કુંવર ઉદયસિંહ રાવળનું નામ તો આપે સાંભળ્યુંજ હશે. અમે ત્રણે સહોદર–સગાભાઈઓ છીએ અને ઉદયસિંહના પિત્રાઈ છીએ. મારૂં નામ

સામંતપાળ અને મારાથી ન્હાના આ બે ભાઇઓનાં નામ અનંગપાળ અને ત્રિલોકસિંહ. "

"ઓહ્હો ! ત્યારે, તો તમે ઉદયસિંહના ભાયાત ! આપનો ગ્રાસ (ગિરાસ) છોડી આ તરફ આવવા કેમ પ્રેરાયા ?" તેજપાળે પ્રશ્ન કર્યો. પુરૂં રહસ્ય જાણવાની જીજ્ઞાસાને તે રોકી ન શકયો.

"કર્મ અજમાવવા માટે-ભુજબળથી ભાગ્ય પરિક્ષા કરવા માટે. મળેલા ગ્રાસ ઉપર નિર્માલ્ય સંતોષ ધારણ કરીને પડયા રહી આળસુ અને વિલાસી બની જવું એમાં જીવનની શી સાર્થકતા ?"

તેજપાળ તેમનાં તેજમાં અંજાયો. આવા પુરૂષો પોતાની પાસે હોય તો રાજ્યસત્તા વધારે પ્રબળ બને એવી તેની ખાત્રી થઇ.

રાણાએ—વીરધવલે આ જોયું, આ પરદેશીઓની વાકપટુતા અને હિમ્મતથી તે પ્રસન્ન થયો. ત્રણે ભાઇઓ તરફ ભાવભરી નજર ફેંકી તે બોલ્યો, "સામંતપાલ ! આ રાજ્યની સેવા સ્વીકારવાની તમારી ઇચ્છા હોય તો હું ખુશીથી તમને રાખીશ."

"તો અમે પણ રહેવાને તત્પર છીએ, પરંતુ અમારી સેવાનું મૂલ્ય આપવા આપ તત્પર છો કે કેમ તે અમારે પ્રથમ જાણવું જોઇએ."

"રાજ્યમાં બીજા સેવકોને મળે છે તે પ્રમાણમાં તમને પણ મળશે."

"રાજન્ ! આપની એ કૃપા માટે ઉપકાર, પરંતુ અમારી સેવાનાં મોંઘા મૂલ્ય છે. અમને દરેક ભાઇને એકેક લાખ દ્રામ આપવા પડશે."

વીરધવલ આવા મોંઘા મૂલ્યની વાત સાંભળી આશ્ચર્યચકિત બન્યો.

## ૩. પાનનાં બીડાં.

રાણાને વિસ્મય પામતો જોઇને બીજા ભાઇ અનંગપાલથી બોલ્યા વિના ન રહેવાયું, "રાણાશ્રી, આપને એ માંગણી વધારા પડતી લાગે છે?"

"જરૂર. એટલા પગારમાં તો હું સો યોદ્ધા રાખી શકું. તમે એવી તે શી ધાડ મારવાના હતા કે આવી જબરી રકમની માંગણી કરો છો ?"

"એ તો વખત આવ્યે જણાય. અમે છઇએ તો તમારા બીજા યોદ્ધા જેવાજ મનુષ્ય, પરંતુ માણુસ માણુસમાંયે ફેર હોય છે. એક હીરો પચાસનો હોય, એવોજ બીજો પાંચસોનો હોય, ત્રીજો પાંચ હજારનો હોય, અને કોઇ પાંચ લાખનો પણ હોય. એકજ સરખા એવડાજ માપના-છતાં પાણીમાં ફેર હોય. તેવીજ રીતે અમારૂં પણ સમજી લ્યો. અમેય માણુસજ છીએ, પરંતુ અમારામાં શું છે, અને આપની સત્તા જમાવવાના પ્રસંગોએ પ્રભુએ બક્ષેલું શૌર્ય અમે કેવું દીપાવીએ છીએ તે આપ જુઓ ત્યારેજ સત્યની ખાત્રી થાય."

વીરધવલે અથાગ પરિશ્રમથી સત્તા અને દ્રવ્ય મેળવ્યું હતું એટલે એને દ્રવ્યની કિંમત હતી. પૈસાનો હિસાબ ગણીગણીનેજ તે કામ કરતો હતો. આ ત્રણે ભાઇઓને દરેકને એકએક લાખ દ્રામ (તે વખતના સીક્કા) આપવાની વાત એને ગળે કેમે કરીને ઉતરી નહિ. તેણે એ ભાઇઓને કસી જોવાનો વિચાર કર્યો.

"એ તો બધું વખત આવે જણાઇ આવશે. પરંતુ તમારો ઉત્સાહ જોઇને હું પ્રસન્ન થયો છું. તમે રીતસર માંગણી કરો તો તમને મારા રાજ્યમાં રાખી લઉં."

"પ્રતાપી રાજન્! ક્ષત્રિયનો બોલ એકજ હોય છે. અમારી દરેકની પાસે બે બે લાખ દ્રામ ઉપજે એટલો ગ્રાસ છે. એટલાથી અમારૂં પુરૂં થતું નથી તેથી તો અમે આ તરફ આવ્યા છીએ. એક લાખ દ્રામથી જરા પણ ઓછે રહેવાને અમે રાજી નથી." સામંતપાળે પોતાનો છેવટનો નિશ્ચય જણાવી દીધો.

વીરધવલે જાણ્યું કે આ ક્ષત્રિયો પોતાનું બોલ્યું ફેરવનાર નથી. વાત વધારે ન લંબાય અને પોતાનું હિણું ન દેખાય તે માટે એ ભાઇઓને રૂખસદ આપવાની તેણે તજવીજ કરી.

"વસ્તુપાળ, આ ક્ષત્રીય વીરનરોને પાનબીડાં તો આપો!"

વસ્તુપાળ સમજી ગયો. સેવકને આજ્ઞા થતાંજ તે પાનબીડાંનો થાળ મુકી ગયો.

આ વિચક્ષણ ક્ષત્રિય પુત્રો સમજી ગયા કે પોતાને વિદાય કરવાની આ નિશાની છે.

વસ્તુપાળે વારાફરતી **ત્રણે ભાઇઓને પાનબીડાં આપ્યાં.*** તેમણે તે માનપૂર્વક સ્વીકાર્યાં, એકદમ ઉભા થઇ વીરધવલને નમન કર્યું, અને ત્યાંથી વિદાય થયા.

વસ્તુપાળ અને તેજપાળના મગજમાં આ ત્રણે ભાઇઓ વિષે સુંદર છાપ પડી હતી. તેઓ ભાવભરી નજરે તેમની પાછળ જોઇ રહ્યા.

### ૪. કદર ન કરી !

ત્રણે ભાઇઓ ગયા. જે શાંતિ અને પ્રસન્નતા તેમના મુખ ઉપર તેઓ આવ્યા ત્યારે હતી તેજ શાંતિ અને પ્રસન્નતા સાથે તેઓ પાછા ફર્યા. વસ્તુપાળ અને તેજપાળ આ ત્રિપુટીના અડગ ટેક, ધૈર્ય અને હિમ્મત જોઇને તેમના તરફ આકર્ષાયા હતા. તેમને લાગ્યું કે રાણાજીને આવા નરરત્નોની પરીક્ષા કરતાં ન આવડી. આ ભાઇઓને હાથમાંથી જવા દીધા એ બહુ ખોટું થયું છે એવો તેમના અંતરાત્મામાંથી ધ્વનિ નીકળ્યો.

વીરધવલે પોતાના મંત્રીઓની જીજ્ઞાસા જોઈ અને તેનાથી બોલ્યા વિના નજ રહેવાયું. " વસ્તુપાળ ! તમે બંને ભાઇઓ આ પરદેશીઓથી મોહમુગ્ધ બન્યા લાગો છો. શું લાખલાખ દ્રામનો પગાર માંગે એટલે તેઓ બહુ કુશળ હશે એમ તમે માની લીધું ? "

" એમ નહિં, રાણાશ્રી ! પુત્રના લક્ષણ પારણામાંથીજ જણાય એમ તેઓ અહીં આવ્યા ત્યારથીજ તેમની હીલચાલ અને રીતભાત જોઇને અમારી તો ખાત્રી થઈ છે કે આ ખરેખરા શૂરવીર પુરૂષો છે. "

---

* જુઓ ચિત્ર.

"અને આપણી સેવામાં એવા શૂરવીરો નથી ?"

"છે, પણ એમના જેવા તો નહિજ, વખત આવ્યે માથું વાઢી આપે એવા તો કો'ક વિરલાજ હોય."

"ધારો કે તેઓ તમે કહો છો તેવા હોય, તો પણ તેઓએ કરેલી માંગણી તમને મૂર્ખતા ભરેલી નથી લાગતી ?"

"જરાય નહિ, મહારાજ ! આપ એનું મૂલ્ય આપણા સામાન્ય પંક્તિના સૈનિકોની સાથે સરખાવીને આંકો એ કેમ વ્યાજબી ગણાય?"

"શા માટે નહિ ? જેવા તે સેવકો તેવાજ આ માણસો."

"એ તો ખોટું, આપણી પાંચે આંગળીઓ સરખી છે ? નહિજ. તેવીજ રીતે માણસે માણસે ફેર હોય છે. કહેવત છે કે:—

( ગિતિ. )

નારી નર ને વારણ, વાજી પાષાણ ને વળી વારી;
વસ્ત્રો વિવિધતણા પણ, તેમાં અંતર ગણાય અતિ ભારી.

અર્થાત:—સ્ત્રી, પુરૂષ, હાથી, ઘોડો, પથ્થર (હીરા, લીલમ, લાલ વગેરે) અને પાણી તેમજ વસ્ત્રો એમાં બહુ જાત અને ફેરફાર હોય છે."

"બરાબર છે," તેજપાળે વાત ઉપાડી લીધી, "માણસ એક દ્રામની કિંમતનો પણ હોય અને લાખ દ્રામની કિંમતનો પણ હોય. બીજી પણ એક કહેવત છે કે:—

આણંદ ચે પરમાણંદા, માડુએં માડુએં ફેર,
હિકડાં લખેં ન જુડે, બેયા ત્રાંબિયેજા તેર.

અર્થાત:—એક માણસ લાખ આપતાં પણ ન મળે અને બીજા ત્રાંબિયાના તેર મળી આવે.

તેથીજ અમને અફસોસ થાય છે કે આપે તેમની યોગ્ય કદર ન કરી.

"એમાં શું ? એ ત્રણને બદલે એટલી રકમમાં તો બીજા ત્રણસો શૂરવીરો જ્યારે જરૂર પડે ત્યારે રાખી શકીશું."

પણ તે આવા નહિજ નીવડે. હજી પણ આપની ઇચ્છા હોય તો તેમને મનાવીને લઈ આવીએ.

તેજપાળ ! એ વાત જવા દો, એટલી બધી ગરજ બતાવવાનું કંઇ કારણ નથી. ગરજ હશે તો એની મેળે ઠેકાણે આવશે."

"એમ તો નહિજ બને, કૃપાનાથ! એમના જેવા પુરૂષોનું પારખું કરનાર—રત્ન પરીક્ષા કરનાર પણ દુનિયામાં પડયા હશે. બહુ રત્ના વસુંધરા."

"હશે, એ વાત જવા દો. પેલા ભીમસિંહ પ્રતિહારનું શું થયું?"

"એતો એના નિશ્ચયમાં મક્કમ છે ? એમને એમ એ શરણે આવે એમ લાગતું નથી."

"તો પછી એના ઉપર ચઢાઈ કરવાની તૈયારી કરી ? ગુજરાતના રજપૂત સૈનિકોની ભરતી કરવાની હતી તેનું શું થયું ?"

"એનીજ ગોઠવણ હાલ ચાલે છે, મહારાજ."

"એ કામ સત્વર પાર પાડો એટલે એ ઉદ્ધત ભીમસિંહને ઠેકાણે લાવી શકાય."

"જેવી આજ્ઞા" કહી વસ્તુપાળ અને તેજપાળ વીરધવલના આજના વર્તન ઉપર વિચાર કરતા કરતા ત્યાંથી ચાલ્યા ગયા.

## ૫. વીરધવલની વીરહાક.

ચૌલુક્ય વંશના ભાયાત ધવલકને વ્યાઘ્રપલ્લી (વાઘેલ)નો ગ્રાસ મળ્યો હતો. અગાઉ જ્યાં વૈરાટપુરી હતી તે સ્થાન તેને ઉત્કૃષ્ટ જણાયાથી પોતાના નામથી તેણે ધવલકપુર–ધોળકા વસાવ્યું. તેઓ ઘણા કાળથી વાઘેલના ધણી હતા તેથી તેઓ વાઘેલાની અટકથી ઓળખાતા હતા.

તેનો પુત્ર અર્ણોરાજ પોતાના મસિયાઇ ભાઇ અણહિલવાડ પાટણના નરેશ કુમારપાળના દરબારમાં સારા અધિકાર ઉપર હતો.

## વીરની વાતો (૩)

**અર્ણોરાજ**ના પુત્ર **લવણપ્રસાદ**ને ગુર્જરનરેશ બીજા **ભીમદેવે** અર્ણોરાજના અધિકાર પર સ્થાપ્યો અને **લવણપ્રસાદ**ના પુત્ર **વીરધવલ**ને પણ ખૂબ સત્તા આપી.

**વીરધવલે** પોતાને થયેલ એક સ્વપ્નને અનુસરીને વસ્તુપાળ અને તેજપાળ નામના બે ભાઇઓને પોતાના મંત્રી તરીકે નિમ્યા હતા. આ ભાઇઓ શ્રાવક ધર્મના પ્રાગ્વાટ અથવા પોરવાડ વાણિયા હતા. તેમના પૂર્વજ ઘણી પેઢીથી અણહિલપુરમાં વસતા હતા. વસ્તુપાળ અને તેજપાળનું નામ દેલવાડાનાં ભવ્ય ભભકાદાર દેવાલયોના સ્થાપનાર તરીકે વિશેષ પ્રખ્યાત છે.

આ બંને ભાઇઓએ રાજ્યની સત્તા વધારવાના પ્રયાસો કર્યા, અગાઉના જૂલ્મી અમલદારોને દંડયા, અને નાણાં મેળવીને સૈન્યમાં ઉમેરો કર્યો. ધીરે ધીરે **વીરધવલ** સાથે સૌરાષ્ટ્રમાં પ્રવેશ કરીને ત્યાંના ઠાકોરો પાસેથી ખંડણી લીધી અને વામનસ્થળીમાં વીરધવલના સાળા **સાંગણ** અને **ચામુંડરાજે** ખંડણી આપવાની ના પાડવાથી તેની સાથે યુદ્ધ કરીને તેમનો નાશ કર્યો. ત્યાંથી અઢળક સંપત્તિ લુંટી લઇને વીરધવલની વીરહાક વગાડતા તેઓ વિજયનાદ સહિત પુનઃ ધોળકે આવ્યા.

વિજયના મદથી ફુલાયલા **વીરધવલ**ને લોભ લાગ્યો. તેણે આ પ્રદેશ ઉપર પોતાની સત્તાભુખી નજર ફેરવી.

એ વખતે કચ્છ દેશના **ભદ્રેશ્વર**નો **ભીમસિંહ** પ્રતિહાર (પડીયાર) પોતાના બળ ઉપર ઝુંઝતો હતો. સમૃદ્ધિ અને શક્તિના બળથી તે સ્વતંત્રતાથી વર્તતો અને કોઇને નમ્યું આપતો ન્હોતો.

**વીરધવલે** એક કાંકરે બે પક્ષી મારવાનો વિચાર કર્યો. કાંતો પોતાનું સ્વામિત્વ સ્વીકારવાની તેને ફરજ પાડીને ખંડિયો રાજા બનાવવો, અને કાંતો તેનો પરાજય કરીને તેની સમૃદ્ધિ લુંટી લેવી. તેણે પોતાનું સ્વામિત્વ સ્વીકારવા **ભીમસિંહ**ને કહેણ મોકલ્યું.

**ભી**મસિંહ એમ ગાંજ્યો જાય તેવો ન્હોતો. તેણે એ સંદેશો લાવનારને સાફ કહી દીધું કે **વીરધવલને** કહેજે કે સૃષ્ટિમાં એ એકજ વીરનર છે એમ ન માનતો. અમે પણ ક્ષત્રિયો છીએ. અમારી ભૂમિ ઉપર અમારો હક છે. તેના ઉપર બીજાની સત્તા શા માટે સ્વીકારીએ?"

સંદેશો લાવનાર વિદાય થયો. તે જતો હતો ત્યારે **ભી**મસિંહે વળી તેને કહ્યું, "જા, વીરધવલને કહેજે કે અમે તારી આજ્ઞા પાળવાના નથી, પરંતુ ઉલટું તારે અમારી આજ્ઞા પાળવાનો વખત આવશે."

વિજયની ધુનમાં મસ્ત બનેલો વીરધવલ આ સંદેશો સાંભળી ઉશ્કેરાયો. તેનો પીત્તો ઉછળ્યો, અને એ ગર્વાંધ **ભી**મસિંહને દાબી જ દેવો એવો તેણે નિશ્ચય કર્યો. પોતાની સત્તા પ્રબળ કરવા માટે તેણે પોતાના સૈન્યમાં ભરતી કરવા માંડી.

## ૬. રત્નપરીક્ષા.

**વી**રધવલના વર્તન ઉપર વિચાર કરતાં કરતાં ત્રણે ભાઈઓ ધોળકાથી નીકળ્યા. ક્યાં જવું તે નક્કી ન્હોતું, ભાગ્ય જ્યાં દોરી જાય ત્યાં જવું એજ નિશ્ચય હતો, ઘરની ચિંતા ઘરેજ મુકી આવ્યા હતા, કદરદાન સ્વામી મળે તોજ તેની સેવા કરવી એવો સંકલ્પ કર્યો હતો. એવા સ્વામીની શોધમાં તેઓ નીકળી પડયા.

ધોળકાનો ત્યાગ કરતી વખતે તેમણે સાંભળ્યું હતું કે વીરધવલ અને **ભી**મસિંહ પ્રતિહાર વચ્ચે શ્રેષ્ટતાની સ્પર્ધા ચાલે છે. એ શ્રેષ્ટતા સિદ્ધ કરવા માટે જરૂર પડે તો તેઓ રણયજ્ઞ આરંભવા પણ તત્પર છે. વીરધવલ જેવાને પણ પડકાર કરનાર આ વીરનરને નજરે જોવા—તેના શૌર્યનું માપ કાઢવા આ બંધુઓ ઉત્સુક બન્યા. થોડા દિવસમાં તેઓ **ભી**મસિંહના નગરમાં આવી પહોંચ્યા.

**ભી**મસિંહ હિમ્મતવાન નરબંકો હતો. 'બીજી કોઈપણ સત્તાનું સ્વામિત્વ શા માટે સ્વીકારવું? શા માટે પોતાની સત્તા ઉપર મુસ્તાક

રહીને સ્વતંત્રતા ન ભોગવવી, કચ્છની મારી ભૂમિ ઉપર હાથ નાંખનાર એ વીરધવલ કોણ ? ' એમ તે છડેચોક કહેતો. પોતાની સ્વતંત્રતા ટકાવી રાખવાની તેના અંતરમાં અભિલાષા હતી. તેણે વીરધવલની સર્વોપરી સત્તા સ્વીકારવાનો પ્રતિકાર કર્યો હતો.

ત્રણે ભાઇઓ ત્યાં આવ્યા, ભીમસિંહને મળવાની ઇચ્છા બતાવી, અને ખાનગી મુલાકાતની માગણી કરી.

ભીમસિંહે તેમને બોલાવ્યા અને સર્વ હકીકત જાણી લીધી, તેમની સાથે વાતચીત કરી, ત્રણે ભાઇઓનું પાણી પારખ્યું અને આ ઉપયોગી વ્યક્તિઓ છે એવી ખાત્રી કરી લીધી.

"સામંતપાળ !" તેણે પૂખ્ત વિચાર કરીને કહ્યું, "ધારો કે તમને હું મારી સેવામાં રાખું તો તમે શું કરી શકશો ?"

"એ પુછવાનું જ ન હોય, રાજેંદ્ર ! આપની ભીડના વખતમાં અમે આપના પડખે ઉભા રહીશું, મારમાર કરતો દુશ્મન હોય તેને અમે ઠંડાગાર કરી મુકીશું, આપના ઉપર શત્રુઓનું વાદળ ચઢી આવે તો તેને અમે વિખેરી ને છિન્નભિન્ન કરી નાંખીશું, આપના શરીર અને સત્તાનું અમે સંરક્ષણ કરીશું, અને તેમ કરતાં અમારાં માથાં આપવાં પડે તો તે પણ ખુશીથી આપીશું."

"શાબાશ ! વીરપુરૂષો ! મેં તો તમને જોયા ત્યારથીજ તમારી શૂરવીરતાની પરીક્ષા કરી લીધી છે. તમે ખુશીથી મારે ત્યાં રહો. તમારી માંગણી મુજબ તમને દરેક ભાઇને લાખ લાખ દ્રામ આપવામાં આવશે."

"આપના સદ્‌ભાવ માટે ઉપકાર ! ખરો ઝવેરી હોય તેજ રત્નની પરીક્ષા કરી શકે છે, આપે અમારી ખરી કીંમત આંકી તે માટે અમને આત્મસંતોષ થાય છે. અત્યારે તો શું કહીએ, પરંતુ જ્યારે વખત આવશે ત્યારે અમે બતાવી આપીશું કે અમારી કદર કરવામાં આપે જરાપણ ભૂલ ખાધી નથી." અનંગપાળે સંતોષ દર્શાવ્યો.

"અને અમારા સાંભળવા પ્રમાણે કદાચ એ સમય નજદીકમાં આવી લાગશે." ત્રિલોકસિંહે ઉત્સાહ પ્રદર્શીત કર્યો.

ભીમસિંહ સમજ્યો કે વીરધવલની ચઢાઇનું એ ભાવિસૂચન હતું.

"ત્યારે તમે પણ એ સમય માટે તત્પર રહેજો." તેણે સ્મિત-હાસ્ય કરતાં ઇસારો કર્યો.

અંતે વીરરત્નનો પરીક્ષક ઉદારચિત્ત ઝવેરી ભીમસિંહ મળી આવ્યો તેથી ત્રણે ભાઇઓ પ્રસન્ન થયા.

## ૭. યુદ્ધના ભણકારા.

"વસ્તુપાળ! કહે છે કે ભદ્રેશ્વરથી એક ભાટ આવ્યો છે."

"જી હા. અને ભીમસિંહ તરફથી તે કંઈ સંદેશો લાવ્યો છે." વસ્તુપાળે વીરધવલને વિશેષ સૂચન કર્યું.

તેજસિંહે કલ્પના કરી, "અને કદાચ આપણી સાથે સલાહ કરવા—આપણું સ્વામિત્વ સ્વીકારવા તે તત્પર બન્યો હોય."

વસ્તુપાળ વિચારમાં પડ્યો. "હું તો નથી ધારતો કે તેમ હોય. ભીમસિંહને પોતાના બળ ઉપર એટલી બધી શ્રદ્ધા છે કે તે કદી પોતાની સ્વતંત્રતાનો ત્યાગ કરવા તત્પર ન થાય."

"પરંતુ એવા તર્કવિતર્ક શા માટે કરો છો? બોલાવો તેને અને પુછો હકીકત એટલે જે હશે તે એની મેળેજ જણાઇ આવશે." વીર-ધવલે વાત ટૂંકી કરી.

ભાટને બોલાવવામાં આવ્યો.

ભાટે આવતાંજ સંદેશો આપ્યો, 'અમારા અન્નદાતા ભીમસિંહ પ્રતિહારે કહેવડાવ્યું છે કે જો તમે ખરા શૂરવીર ક્ષત્રિય બચ્ચા હો તો અમારી સાથે યુદ્ધ કરવા સત્વર આવો, નહિ તો અમારૂં શરણુ સ્વીકારો."

વીરધવલને ભાટના આ વચનોથી પગથી માથા સુધી લાહ્ય લાગી. તેનો કોપાગ્નિ ભડકી ઉઠયો. વિફરેલા વાઘની માફક તેના હાથ તરવા-

રની મૂહ ઉપર ગયો, પરંતુ ભાટ અને બ્રાહ્મણ એ બને ક્ષત્રિયોને મનથી પૂજ્ય ગણાતા, અને તેમનું અપમાન કરવામાં પણ પાપ મનાતું તો પછી તેને શિક્ષા કરવાનું સાહસ તો કેમ થાય ? તેનો ક્રોધ ભીમસિંહ ઉપર ઉતર્યો.

" એ મગતરૂં એના મનમાં શું માની બેઠું છે ? એને કહેજો કે બળીયા સાથે બાથ ભીડવામાં સાર નથી."

વસ્તુપાળે તેને શાંત પાડવાની યુક્તિ કરી, " અને બારોટજી ! સાથે એમ પણ કહેજો કે વીરધવલ જેવા નરકેસરી સામે અનેક શિયાળસમા રાજાઓએ માથું ઉંચકવાનો યત્ન કરીને હાથે કરીનેજ પોતાનો વિનાશ વહોરી લીધો છે તેમ ભીમસિંહ પણ જાણીજોઇને હલકો પડવાનો યત્ન ન કરે તેમાંજ તેની શોભા છે."

" આપને એમ ભલે જણાતું હોય. પરંતુ તેમણે યુદ્ધનું કહેણ મોકલ્યું છે તેનું શું ?" ભાટે છેવટનો પ્રશ્ન કર્યો.

" બીજું શું હોય વળી ? વીરધવલે ત્રાડ મારી, " તેને એવીજ ઇચ્છા હોય તો કહેજો કે વીરધવલ યુદ્ધ આપવા માટે સદાય તત્પર છે. પંચગ્રામ આગળ યુદ્ધ જામશે અને ત્યાં શ્રેષ્ટતાની કસોટી થશે. ભીમસિંહને કહેજો કે વીરધવલ પંચગ્રામ પાસે તારી રાહ જોશે અને યુદ્ધમાં તારી શક્તિની કસોટી કરશે."

" જેવી આપની ઇચ્છા " કહી ભાટ ત્યાંથી ચાલ્યો ગયો.

ભાટ ગયો. વીરધવલ વિચારમાં પડયો. " વસ્તુપાળ ! આ ભીમસિંહ આટલી બધી હિમ્મત શાથી કરતો હશે ?"

" પ્રભુ જાણે ! પરંતુ મેં સાંભળ્યું છે તે સાચું હોય તો તેને કોઇ વીર શ્રેષ્ટ પુરૂષોની સહાય છે."

" એવા એ પુરૂષો કોણ છે ?"

" જે ત્રણ મારવાડી ભાઈઓને આપે ન રાખ્યા તેમને ભીમસિંહે સંઘર્યા છે."

" એક એક લાખ દ્રામનો પગાર આપીને ?" વીરધવલ આશ્ચર્યચક્તિ બન્યો.

" જી, હા. એતો મનમનનું કારણ છે. એને એમનામાં એટલું પાણી જણાયું હશે, એમનામાં એટલી કિંમત જણાઇ હશે. એ સુભટોની સહાય ઉપર તો ભીમસિંહ આટલો ગાજે છે." વસ્તુપાળે કટાક્ષ કર્યો.

વીરધવલ મનમાં બધુંય સમજ્યો, પરંતુ પોતાની નિર્બળતા બીજા કોઇને ન જણાય એટલી સાવધતા રાખવા જેટલું બુદ્ધિચાતુર્ય તેનામાં હતું.

હિંમત આપતો હોય તેમ તે બોલ્યો, " અરે એના શા ભાર છે ? આપણી પાસે એમનાથી પણ ચઢે તેવા યોદ્ધા કયાં નથી ? સોઢિય વંશનો જેહુલ, ચૌલુક્ય, સોમવર્મા અને ગુલગુલ ક્ષેત્રવર્મા એ શું એમનાથી જાય એવા છે ? વિચારશીલ વીર પુરૂષોએ વિતી વાતનો કશો વિચાર મનમાં આણવો ન જોઇયે. અત્યારે તો આપણી સર્વ શક્તિ એકત્ર કરીને તેને હંફાવવાનો યત્ન કરવો જોઇએ. અત્યારે તો એજ નિશ્ચય કરો કે અર્થં સાધયામિ વા દેહં પાતયામિ."

" જેવી આપની આજ્ઞા. હમણાંજ હું સૈન્યને સજ્જ થવાનો હુકમ આપું છું." વસ્તુપાળે તેની ઇચ્છાને માન આપ્યું.

આખા ગામમાં વાત ફેલાઇ ગઇ કે પુનઃ રણસંગ્રામ ખેલાશે, પુનઃ રણગીતો સંભળાશે, શૂરાના સંગ્રામ જોવા પુનઃ દેવો પૃથ્વી ઉપર ઉતરશે.

આખા ગામમાં યુદ્ધના ભણકારા વાગવા લાગ્યા.

## ૮. પાનબીડાંનો પ્રતાપ.

પંચગ્રામ આગળ એકાદ નવું ગામ વસ્યું હોય તેવો દેખાવ થઈ રહ્યો હતો. મેદાનમાં તંબુઓ અને રાવટીઓનું શ્વેત નગર બની ગયું

હતું. ફરફરતી ધ્વજાપતાકાઓ, સૂર્યપ્રકાશમાં ચમકતા આયુધો, વીરશ્રીને વરવા આતુર બનેલા સુભટો તરફ સૌ કો'ની નજર ઠરતી. ભાટચારણો વીરપૂર્વજોના યશોગાન લલકારી સૈનિકોમાં નૂતન ઉત્સાહ રેડતા હતા.

વીરધવલ અને ભીમસિંહનો પંચગ્રામ આગળ ભેટો થયો હતો. બંને પક્ષ તરફથી યુદ્ધ ક્યારે શરૂ થાય તેની રાહ જોવાતી હતી.

વીરધવલ પોતાના સુભટો સાથે વ્યુહરચના વિષે ચર્ચા કરી રહ્યો હતો, તેવામાં એક માણસ શત્રુપક્ષમાંથી સંદેશો લઇને આવ્યો.

"જે ત્રણ ભાઇઓને આપ સેવામાં રાખી ન શક્યા તેમણે કહેવડાવ્યું છે કે કાલે સવારે સંગ્રામ શરૂ થશે. આપે ત્રણ લાખ દ્રામ ખર્ચીને જેટલા સંખ્યાબંધ સુભટો રાખ્યા હોય તેનાથી આપ આપના શરીરનું સારી રીતે રક્ષણ કરાવજો. પ્રાતઃકાળમાં રણસંગ્રામ ખેલતાં ખેલતાં પ્રથમ અમે આપના ઉપરજ આક્રમણ કરીશું."

વીરધવલ નિશ્ચિંત હતો. તેણે પ્રસન્નવદને કહ્યું, "ઘણી ખુશીથી. તેમને કહેજો કે તમે પણ પ્રાતઃકાળમાં મુક્તિનો સમય સાધવાને સજ્જ થઇ રહેજો. તમને સદાને માટે સુખી કરવાના ઉદ્દેશથી અમે પ્રથમ તમારીજ ખબર લઇશું."

મારવાડીઓએ વીરધવલનો ઉત્તર સાંભળ્યો અને જીવનનો આ અણમોલો પ્રસંગ ધન્ય નીવડે એવા પ્રયાસો કરવા માંડયા. યુદ્ધમાં શું થાય તે નક્કી નહોતું. પરિણામ પ્રભુને હાથ હતું. વિધાતાના લેખ વાંચી શકાય તેમ નહોતું. ભાવિના પેટમાં શું છે તે જાણવાનું સાધન નહોતું. ન કરે નારાયણ અને સંગ્રામમાં શરીરનો ક્ષય થાય તો પણ કીર્તિ —આત્મા અમર થાય એવું કંઇક કરવાની તેઓની ઇચ્છા થઈ.

ભીમસિંહ પાસેથી તેઓએ પોતપોતાનો વર્ષનો પગાર લઇ લીધો અને તે ત્રણ લાખ દ્રામ બ્રાહ્મણોને, બંદીજનોને, માંગણ લોકોને, યાચકોને અને ભાટચારણોને દાનમાં આપી દીધા. જ્યાં જુઓ ત્યાં આ

ત્રણુ ભાઇઓની કીર્તિ ગવાવા લાગી. સૌ તેઓને વીરપુરૂષની સાથે ઉદાર પુરૂષ તરીકે વખાણવા લાગ્યા. આ વાત છેક વીરધવલના કાન સુધી પહોંચી. તેને આ મારવાડી ભાઇઓ અજબ હિંમતવાળા જણાયા, હવે તે તેમની કિંમત આંકી શકયો, પરંતુ એ વખત વિત્યા પછીના ડહાપણ જેવું હતું.

* * * *

સવાર પડી અને યુદ્ધ શરૂ થયું, બંને પક્ષમાં ઉત્સાહનાં પુર ઉલટયાં હતાં. બંને પક્ષમાં વિજયને વરવાની તીવ્ર આકાંક્ષા હતી. કોઇ કોઇથી ગાંજ્યું જાય એવું નહોતું.

યોદ્ધાંઓના આયુધો ચમકવા લાગ્યા, શસ્ત્રાસ્ત્રનો ખણખણાટ, અશ્વોનો હણહણાટ, વિજેતાના વિજયનાદ અને પરાજીત થઇ હણાયલા, કપાયલા, ઘાયલ થયેલાના આર્તનાદથી વાતાવરણ ગાજી ઉઠયું. યુદ્ધ પૂર રંગમાં જામ્યું.

પણ એ યુદ્ધમાં ત્રણે મારવાડી ભાઇઓ ભાત પાડતા હતા. પોતાના શરીરનું સંરક્ષણ કરીને શત્રુઓનો સંહાર કરતા તેઓ વીરધવલના સૈન્યમાં આગળ વધતા હતા. તેઓને અટકાવવાના યત્નો અફળ નીવડયા.

જોતજોતામાં એ ત્રણે ભાઇઓ વીરધવલ પાસે આવી લાગ્યા અને તેના તરફ ધસ્યા.

વીરધવલ ચમકયો, ચેત્યો, સાવધ બન્યો. તેણે પોતાના સુભટોને સાન કરી.

ચૌલુકયે ચતુરાઇ વાપરી. પોતાના અશ્વને આડો નાંખી તેણે એ ત્રણે ભાઇઓને અટકાવ્યા.

પોતાના માર્ગમાં વિરોધ કરનારને દંડ આપવા ત્રણે ભાઇઓએ પોતાની તરવારો ચૌલુકય ઉપર ઉગામી, પરંતુ જેહુલે દૂરથી પોતાના ભાલાને વચમાં નાંખી તેના ઉપર તરવારના ઘા ઝીલ્યા. રખેને જેહુલ

એ તકનો લાભ લઇને ભાલો પોતાના તરફ લંબાવે એવા ભયથી ત્રણે ભાઇઓએ પોતાના ભાલા લીધા અને દૂરથીજ દુશ્મનોને વિંધવા લાગ્યા.

સોમવર્મા અને ક્ષેત્રવર્મા આ ત્રિપુટીની રણકુશલતા જોઇને દિગ્મુઢ બની ગયા. કોઈ અનેરા જાદુથી મુગ્ધ બન્યાં હોય તેમ તેઓ સ્તબ્ધ બની શું કરવું તેનો વિચાર કરવા લાગ્યા.

પરંતુ ત્રણે ભાઇઓએ તો શત્રુઓનો જબરો સંહાર આદર્યો હતો. જીવનની આશા છોડીનેજ તેઓ યુદ્ધમાં ઉતર્યા હતા. આ પાર કે પેલે પાર કરવાનો તેમણે નિશ્ચય કર્યો હતો. લાખ દ્રામનો પગાર કેમ વસુલ થાય છે તેની ખાત્રી કરાવવાનો તેમનો મનોરથ હતો.

એ મનોરથ પૂર્ણ કરવાનો આજે પ્રસંગ મળ્યો. વીરધવલે જોયું કે આ બંધુત્રિપુટી આજે તેમના માલિકનું—ભીમસિંહનું ગૌરવ વધારી રહી છે ! એ પણ તેમના શૌર્યતેજથી અંજાયો.

જોતજોતામાં તેઓ છેક વીરધવલના અશ્વ આગળ આવી લાગ્યા. દૂરથીજ તેને પડકારીને સામંતપાળે કહ્યું, " વીરધવલ, હવે આપણી વચ્ચે યુદ્ધ જામે છે, માટે તમારા સુભટો અને સામંતોને જે સૂચના આપવી હોય તે આપી દો. સાવધાન રહેજો, તમારાથી બને તેટલું તમારૂં રક્ષણ કરજો અને આ તમારા વીર સૈનિકોની જોઇએ તેટલી સહાય લેજો. હવે આપ છો અને અમે છીએ. "

વીરધવલના અંતરમાં ક્રોધની જ્વાળા જળવા લાગી. પોતાના સૈનિકોના દેખતાં આ ત્રણે ભાઇઓ આટલો બધો ગર્વ કરી પોતાનું અપમાન કરે એ તેને મરવા જેવું થયું. ક્રોધાવેશમાંજ તેણે ત્રાડ મારી, " પરદેશીઓ, અતિ અભિમાન ન કરો. બહુ ગર્વ કરવામાં સાર નથી. એનું પરિણામ બુરૂંજ આવશે. શૂરવીર પુરૂષો બોલીને બતાવતા નથી, પરંતુ કરીને બતાવે છે. તમારામાં હિંમત હોય તો આવી જાઓ મારી સામે. "

ક્ષણુમાત્રનો પણ વિલંબ કર્યા વિના ત્રણે ભાઇઓ ધસ્યા, ચોમેર વીજળીના ચમકારાની માફક ચમકતી તરવારો અને વરસાદની માફક વરસતા તીરો સિવાય બીજું કંઈ નજરે પડતું નહોતું. માર્ગમાં જે આવે તેનો સંહાર કરતા, ચોમેરથી પોતાનું રક્ષણ કરતા આ ભાઇઓએ વીરધવલની છેક નજીક પહોંચીને પોતાના ભાલા તેની તરફ તાક્યાં. ત્રણે ભાલાની અણી વીરધવલના કપાળ સામેજ આવી રહી.

દરેક ભાઇએ પોતપોતાનો ભાલો વીરધવલના કપાળની છેક નજીકમાં ધરી રાખ્યો. એક ક્ષણ વધારે અને એ ત્રણે જીવલેણ તિક્ષ્ણ ભાલાથી વીરધવલને વીંધી નાખતાં જરા પણ વાર લાગે તેમ નહોતું.

ત્રિલોકસિંહે ત્રાડ મારી અને કહ્યું, " વીરધવલ ! કેમ હવે ખાત્રી થાય છે? **તમારો પ્રાણ લેતાં આટલીજ વાર!*** આ ભાલાઓને જરા દાબીયે તો તમારૂં કપાળ કોરાઇ જાય. પરંતુ અમે એવી રીતે તમારો સંહાર નહિજ કરીએ. અમે નગુણા નથી કે તમારી સાથેનો સબંધ ભુલી જઇએ. યાદ છે પેલો દિવસ કે જ્યારે અમે તમારી સેવાની શોધમાં આવ્યા હતા? એ વખતે અમે તમારાં પાનનાં બીડાં ખાધાં છે એટલે અત્યારે અમે લુણહરામી થઈ શકતા નથી. એ પાનબીડાં ન મળ્યા હોત તો આજે આજ ક્ષણે તમે હતા ન હતા થઇ ગયા હોત, પરંતુ અત્યારે તમને જતા કરીએ છીએ તે એ પાનબીડાંનોજ પ્રતાપ. "

આટલું કહેતાંજ એ ભાઇઓએ પોતાના અશ્વોની લગામ ખેંચી અને પાછળ હટયા. વીરધવલના વિસ્મયનો પાર ન રહ્યો !

### ૯. અંધહરણ.

મારવાડી બંધુઓ પાછા હટયા તે માત્ર વીરધવલને બચાવવા માટે. જતાં જતાં વીરધવલની આસપાસ જે યોદ્ધાઓ હતા તેમને પોતાના

* જુઓ ચિત્ર.

બાહુબળનો સ્વાદ ચખાડયા વિના તેમનાથી રહેવાયું નહિ. અનેક યોદ્ધા-ઓનો તેમણે સંહાર કર્યો.

પરંતુ આ વિજય એ બંધુઓને બહુ મોંઘો પડી ગયો. તેમના શરીરમાં ઠેકઠેકાણે તીર ભોંકાયા હતા, ભાલાંઓની અણી પણ અનેક સ્થળે ખૂંચી ગઇ હતી, તરવારના ઝટકાના ઘા શરીરને રક્તધારાથી રંગી રહ્યા હતા. આખું અંગ ચાળણીની માફક છિદ્રમય થઇ ગયું હતું.

આવી સ્થિતિમાં પણ હજી તેમની એક આશા અધુરી રહી. પોતાને લાખ લાખ દ્રામનો પગાર આપનાર ઉદારચિત્ત સ્વામીની સેવા વફાદા-રીથી બજાવ્યાનો સંતોષ તો આજના યુદ્ધમાં તેમને મળી ચુક્યો હતો, પરંતુ એ ભીમસિંહની કીર્તિ અમર બને એવું કંઇક કરી બતાવવાની હોંસ તેમના હૈયે હતી. એ હોંસ પૂર્ણ કરવા માટે તેઓ મરણીઆ થઇને લડી રહ્યા હતા.

અંતે તેમણે એ લાગ સાધ્યો. એકાએક વીરધવલ ઉપર ધસી જઇને એ ભાઇઓએ તેને તેના ઉપરવટ નામના અશ્વ ઉપરથી નીચે પાડી નાંખ્યો. વીરધવલના સૈન્યમાં હાહાકાર ફેલાયો. 'વીરધવલ પડયો ! વીરધવલ પડયો !' એવી નિરાશાજનક ચીસો સંભળાવા લાગી અને સૈન્યમાં ભંગાણ પડયું.

મારવાડી બંધુઓની નજર એ ઉપરવટ ઘોડા ઉપરજ હતી. વીર-ધવલ પડયો કે તરત એ અશ્વને ઘેરી લઇને તેઓ સૈન્યને પોતાના શસ્ત્રાસ્ત્રથી ભેદતા બહાર નીકળી ગયા.

સંધ્યાકાળ થવા આવ્યો હતો. રજ છવાયાથી બધેય અંધારૂં ઘોર થઇ રહ્યું હતું. વીરધવલના સુભટોએ તેને શોધી કાઢીને ઉપાડી લીધો અને તેના શિબિરમાં લઇ ગયા.

સાંજ પડી અને યુદ્ધ બંધ થયું. બંને પક્ષના સૈનિકો પોતપો-તાના મેલાણમાં ગયા.

## ૧૦ શૂરા સુભટો.

ભીમસિંહ આજના યુદ્ધકાર્યથી પ્રસન્ન થયો હતો. અત્યાર સુધી પોતે વીરધવલ સામે વિજય સાથે ટક્કર ઝીલી તે માટે પ્રભુનો પાડ માનતો-યુદ્ધની ચર્ચા કરતો તે પોતાના શિબિરમાં બેઠો હતો.

"મહારાજ! પરંતુ આપના આ સેવકોએ વીરધવલને અશ્વ ઉપરથી પાડીને જમીન દોસ્ત કર્યો એ આપ કદાચ નહિ જાણતા હો." ભીમસિંહના સેવકો પોતાના સ્વામીને રીઝવવાનો યત્ન કરવા લાગ્યા.

"એમ? ત્યારે એ મહાન કાર્ય સાધવા માટે તમને ખાસ ધન્યવાદ ઘટે છે. મારા શત્રુને તેના આખા સૈન્યના દેખતાં ભોં ચાટતો કરવો એ કંઇ જેવી તેવી શૂરવીરતા ન કહેવાય."

"બરાબર છે, મહારાજાધિરાજ, અને એવું મહદ કાર્ય કરનારની આપના જેવા કદરદાન સ્વામીને હાથે યોગ્ય કદર થાય એ પણ ઇચ્છવા જેવું છે." મારવાડી બંધુઓએ સૂચન કર્યું.

"જરૂર, યુદ્ધની સમાપ્તિ થતાં હું તેમને ભર દરબારમાં પોશાક આપીને સંતોષીશ—તેમના અધિકાર અને માનમાં વૃદ્ધિ કરીશ."

ભીમસિંહના યોદ્ધાઓ આ વાત સાંભળી લોભાયા, એ ઇનામ ખાટી જવા લલચાયા. "એ તો અમારૂં કર્તવ્ય હતું. રાજાધિરાજ! આપ અમારી આટલી પ્રશંસા કરો છો એજ અમને પુરતો બદલો છે." સેવકોએ ભીમસિંહના વિચારને વધારે દ્રઢ બનાવી સ્વાર્થ સાધી લેવાની જાળ પાથરવા માંડી.

મારવાડી બંધુઓ ચેત્યા. આ લોકો ખોટો યશ ખાટી જાય છે તેમને આ વખતેજ ઉઘાડા પાડવા જોઇએ એમ તેઓને લાગ્યું. અસત્યની જાળ પુરી ફેલાય તે પહેલાં તેને છેદી નાંખવાનો તેમણે નિશ્ચય કર્યો.

સામંતપાલ ગંભીર મુદ્રા ધારણ કરીને બોલ્યો, "રાજન્! વીર-

ધવલ જેવા વીર પુરૂષનો ભૂમિને ભેટો કરાવનાર એવો સુભટ કોણ છે તે જાણવાની મારી પણ જીજ્ઞાસા છે."

"એવા સુભટને જોવા હું પણ અતિ આતુર છું." અનંતપાળે ઉમેર્યું.

"અને એ મહાન કાર્ય કર્યાની ખાત્રી થાય એવી કંઇ નિશાની પણ આપણને મળે તો પછી એ સુભટની શુરવીરતા માટે કોઇને શંકા કરવાનું કારણ જ ન રહે." ત્રિલોકસિંહે ટાપસી પુરી.

ભીમસિંહ ત્રિલોકસિંહના મર્મિક વચનોનો ભાવ સમજ્યો, તેણે પોતાની પાસે બેઠેલા તમામ સામંતો તરફ વાદ્યફરતી નજર કરી.

સામંતો એકબીજાના મ્હોં તરફ જોઇ રહ્યા.

"કેમ? કોઇ પોતાના શૌર્યની સાબીતિનું કંઇ પણ ચિહ્ન બતાવી શકે તેમ નથી?" ભીમસિંહે પ્રશ્ન કર્યો અને ચોમેર નજર ફેરવી.

કોઇ એક શબ્દ પણ ઉચ્ચારી શક્યું નહિ. ભીમસિંહે વિસ્મય પામી ત્રિલોકસિંહ તરફ જોયું.

"ક્યાંથી બતાવી શકે રાજન્! માત્ર ટાઢા પહોરના તડાકાની માફક ગપ્પા મારીને ખોટી શાબાશી ખાટી જવાની લાલસામાં જ્યાં હડહડતું જુઠાણું ચાલતું હોય ત્યાં વળી સાબીતિની વાત કેવી?" ત્રિલોકસિંહે તડ ને ફડ વાત કરી દેવાનો નિશ્ચય કર્યો.

ભદ્રેશ્વરના સુભટોને લાગ્યું કે આ મારવાડી બંધુઓ ઇર્ષ્યાવૃત્તિથી પ્રેરાઇને પોતાની કીર્તિ સહન કરી શકતા નથી. એક જણે અધીરા બનીને પ્રશ્ન કર્યો, "ત્યારે તમે જાણતા હો તો તમેજ એ સાબીત કરી આપોને?"

"અમારી પાસે તો સાબીતિ તૈયાર છે" સામંતપાળે શાંતિથી જવાબ આપ્યો.

"રાજન્! વીરધવલને તેના માનીતા અશ્વ ઉપરવટ ઉપરથી ભોંય પર પછાડીને તે અશ્વને અમે પકડી લાવ્યા છીએ."

ભદ્રેશ્વરના સામંતો ખીસિયાણા પડી ગયા. પોતે બડાઇ મારી ત્યારે આમ પોકળ પકડાઇ જશે એવો તેમને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો.

" ઉપરવટ અશ્વને, પકડી લાવવો એ કંઇ બાળકના ખેલ નથી. સામંતપાળ, જે સત્ય હોય તેજ કહેજો. ભીમસિંહ ગમે તેવા ગપ-ગોળા માની લે તેવો ભોળો નથી. " ભીમસિંહે સૌ કોઇ સાંભળી શકે તેવા મોટા અવાજે કહ્યું.

" ક્ષમા કરજો, રાજન્, અત્યાર સુધી તો આપે ગપગોળા માનીજ લીધા છે. પરંતુ અસત્ય બોલવાની અમને ટેવ નથી. અમારા ઉતારામાં અમે ઉપરવટ અશ્વને બાંધી રાખ્યો છે. આપને ખાત્રી કરવી હોય તો અત્યારેજ તપાસ કરાવો. " અનંતપાળે ભેદ ખુલ્લો કર્યો.

થયું. જુઠું બોલી ખોટું માન ખાટી જવાની લાલસાવાળાના મ્હોં સીવાઈ ગયા. તેઓ નીચું જોઇ જમીન ખોતરવા લાગ્યા.

ત્રિલોકસિંહ તરતજ ઉતારે જઇને ઉપરવટ અશ્વને લઇ આવ્યો અને તેને ભીમસિંહ આગળ ખડો કરી દીધો. ભીમસિંહનું હૈયું ગજ ગજ ઉછળ્યું.

હર્ષાવેશમાંજ તેના મુખમાંથી ઉદ્‌ગાર નીકળી પડ્યો, " શાબાશ ! વીર બંધુઓ, શાબાશ ! ધન્ય છે તમારી જનેતાને જેના ઉદરે તમારા જેવા વીરરત્નો પાક્યા. મેં કરેલી રત્ન પરીક્ષા સફળ નીવડેલી જોઇ આજે મારા આનંદનો પાર રહ્યો નથી. શત્રુના સૈન્યમાંથી શત્રુનો–તેમાં પણ ખુદ રાજાનો અશ્વ હરી લાવવો એ કંઇ રમતની વાત નથી. એ તો શૂરાનું જ કામ. યુદ્ધમાંથી શત્રુનો હય હણી લાવવો એ તો સુભ-ટોની ખરી કીર્તિ અને શૌર્ય પરીક્ષા છે. આજે તમે મારી કીર્તિનો ધ્વજ ફરકાવ્યો છે, આજે તમે મને જગતમાં અમર કર્યો છે, આજે તમે મને કૃતકૃત્ય કર્યો છે. કાલે થવાનું હોય તે ભલે થાઓ, હાર કે જીત હરીને હાથ છે, પરંતુ એક વખત તો મારા શત્રુનો–વીરધવલનો

અશ્વ આખા સૈન્યમાંથી હરી લાવીને તમે મારો વિજયડંકો વગડાવ્યો છે. નરવીરો ! તમને આપેલું ધન આજે ચોગણું ઉગી નીકળ્યું છે. કહો, હું તમારૂં શું રૂડું કરી શકું ?"

"એ તો આપની કૃપાદૃષ્ટિનું જ પરિણામ, રાજન્ ! આપના પુણ્ય પ્રતાપેજ અમે આ કાર્ય કરવા ભાગ્યશાળી થયા છીએ એમ અમે માનીએ છીએ. આપની અમીદૃષ્ટિ સદાય અમારા ઉપર રહે એટલીજ અમારી ઇચ્છા છે." સામંતસિંહે પોતાની સંતોષવૃત્તિ બતાવી.

અને એ ત્રણે ભાઇઓની કીર્તિ જોતજોતામાં આખી છાવણીમાં પ્રસરી. તેમનો અંતરાત્મા પ્રસન્ન થયો.

## ૧૧. ચોપાટનો ખેલ.

ઉપરવટ અશ્વનું હરણ કરવાથી **ભીમ**સિંહના હર્ષનો પાર નહોતો. મોટો ઉત્સવ ઉજવાતો હોય તેમ તેની છાવણીમાં આખી રાત ધામધુમ ચાલી રહી.

પરંતુ મારવાડી બંધુઓનું લક્ષ તો શત્રુઓની હીલચાલ તરફ હતું. આજના યુદ્ધનું શું પરિણામ આવ્યું, આવતી કાલ માટે તેઓ કેવી તૈયારી કરી રહ્યા છે, **ભીમ**સિંહના પક્ષ માટે શત્રુઓ કેવા કેવા વિચારો ચલાવે છે, સૈન્યમાં કેવા પ્રકારની ચર્ચા થાય છે તે જાણવા માટે તેણે ગુપ્તચરોને શત્રુની છાવણીમાં મોકલી દીધા હતા.

પ્રાતઃકાળનો સમય. **વીર**ધવલ પોતાના **હજુરીઆઓ સાથે ચોપાટ ખેલી રહ્યો હતો.*** ગઇ કાલે જાણે યુદ્ધ થયું જ ન હોય, યુદ્ધમાં પોતાને રજભાર પણ શ્રમ પડયો ન હોય, આજે પણ કંઇ અવનવો પ્રસંગ બનવાનો વિચાર સુદ્ધાં ન હોય તેમ નિશ્ચિંતતાથી તે સોગઠાં ચલાવી રહ્યો હતો.

---

* જુઓ ચિત્ર.



હજુરીયાઓ સાથે ચોપાટ ખેલી રહ્યા હતા. [પૃ. ૪૪

થોડે દૂર કેટલીક આંખો આ દ્રશ્ય કુતૂહલપૂર્વક નિહાળી રહી હતી. નહોતી એ મુખ ઉપર સ્હેજ પણ ચિંતા કે નહોતી જરા પણ ગ્લાનિ. આંખોમાં ચંચળતા, મુખ ઉપર આનંદ, અને વર્તનમાં અજબ ઉત્સાહ જણાતો હતો.

"જોજે હં રણજીત! આ તારી સોગઠી હમણાંજ મારી નાંખું છું!"

"બાપુ! આપ તો ચોપાટના ખેલમાં એક્કા છો એટલે જીત આપનીજ થવાની, પરંતુ—"

રણજીત બોલતા અટકી પડયો. વીરધવલની જીજ્ઞાસા ઉશ્કેરાઈ.

"કેમ? રણજીત, બોલતાં બોલતાં કેમ અટકી ગયો?"

"કંઇ નહિ, બાપુ!" રણજીત મનમાં પસ્તાયો. તેણે વાત ઉડાવવાનો યત્ન કર્યો.

"એમ નહિ ચાલે, રણજીત! તું વાત ચોળી નાંખે છે એ સ્પષ્ટ જોઇ શકાય છે. ભય ન રાખતો. મને માઠું લાગવાનું નથી. જે તું કહેવા જતો હતો તે જરા પણ સંકોચ રાખ્યા વિના કહી દે."

"અન્નદાતા! ક્ષમા કરજો. હું જરા ઉતાવળીઓ છું. હું એમ કહેવા જતો હતો કે આ ચોપાટની રમતમાં તો આપ જરૂર જીતી જવાનાજ, પરંતુ જે યુદ્ધની રમત આપણે ખેલી રહ્યા છીએ તેમાં આપણો વિજય થાય તોજ શ્રમનું સાર્થક થાય."

"બરાબર છે. અને એમજ થશે. રણજીત, આજે 'આ પાર કે પેલે પાર' કરવાનો મેં નિશ્ચય કર્યો છે."

"પરંતુ રાણાશ્રી! આપણા અનેક યોદ્ધાઓ ઘાયલ થઇને પડયા છે, અનેક સુભટો તીરથી વીંધાઇ ગયા છે. જુઓને આપના પોતાના કપાળ ઉપરથી પેલા મારવાડીઓના ભાલાના નિશાન હજી સુકાયા નથી,

આપણો ઉપરવટ અશ્વ પણ તેઓ હરી ગયા છે, એટલે આજે શું થશે તેની મને તો શંકા છે" ચોપાટ ખેલનાર બીજા હજુરીઆએ શંકા ઉઠાવી.

"એમાં શું થઇ ગયું? ક્ષત્રિયોને મન રણસંગ્રામ એ તો એક પ્રકારની રમત છે. શૂરાના સંગ્રામમાં તો ખાંડાની ધાર ઉપર ખેલવાનું હોય છે. શત્રુના ઘા સામી છાતીએ ઝીલવા એમાંજ ખરી શૂરવીરતા છે. થોડા ઘા લાગ્યા તેમાં કાયર થઇને પડયા રહેવું અથવા તો નામર્દની માફક હતાશ બનીને સંકલ્પ છોડી દેવો એ કામ ક્ષત્રિયોનું નહિ, એતો કાયરનું કામ છે. મારો ઉપરવટ અશ્વ પાછો ન મેળવું ત્યાંસુધી રાજવૈભવ મને હરામ છે."

સંકલ્પ સિદ્ધ કરવાની ધૂનમાં આવેલો **વીરધવલ** પુનઃ અતિ રસપૂર્વક ચોપાટ ખેલવા લાગ્યો. સામા પક્ષની સોગઠીને તે જેમજેમ ઉડાડતો ગયો તેમતેમ તેનો ઉત્સાહ વધતો ગયો. દાવ પુર રંગમાં જામ્યો.

મારવાડી બંધુઓના ગુપ્તચરો છૂપી રીતે દૂર ઉભારહ્યા આ દૃશ્ય જોઇ રહ્યા હતા. **વીરધવલ**ના નિશ્ચિંત વર્તનથી તેઓ આશ્ચર્યચકિત બન્યા.

## ૧૨ સંધિ.

"વીર બંધુઓનો જય! શત્રુઓની છાવણીમાં તો ઉત્સાહ અને રંગરાગનું સામ્રાજ્ય ચાલી રહ્યું છે. **વીરધવલ** એમ ગાંજ્યો જાય એવો નથી."

"તે શી હીલચાલ કરી રહ્યો છે?" **સામંતપાલે** ગુપ્તચરને પ્રશ્ન કર્યો.

"એ તો નિરાંતે સોગઠાંબાજી ખેલી રહ્યો છે."

"એમ? એને એના વિશાળ સૈન્યની હુંફ છે. હરકત નહિ. કાલે એને જાણીજોઇને જવા દીધો છે, પરંતુ આજે તો અમારા હાથનો સ્વાદ જરૂર ચખાડવો પડશે." **અનંતપાળે** ઉત્સાહપૂર્વક કહ્યું.

"અને ભીમસિંહે રત્ન પરીક્ષા બરાબર કરી છે તે સાબીત કરી આપીશું" ત્રિલોકસિંહે ટાપસી પુરી.

"ગૌબ્રાહ્મણ પ્રતિપાળ ભીમસિંહનો જય!" એક ભાટ ત્યાં આવ્યો અને આશિર્વાદ આપ્યા.

"પધારો પધારો ગઢવીજી! ધન્ય ભાગ્ય કે આજે પ્રાતઃકાળે આપનાં દર્શન થયા. જરૂર એ શુભ શુકનની નિશાની છે."

"પ્રભુ આપનું કલ્યાણ કરે. આ ગઢવીનું એક વચન માન્ય રાખશો?"

"જરૂર. પ્રાતઃકાળે આપ પધાર્યા તો આપની ઇચ્છા પૂર્ણ કર્યા વિના કંઇ ચાલે?" સામંતસિંહે પોતાની સંમતિ આપી.

"તો પછી આજે યુદ્ધ બંધ રાખો."

સામંતસિંહને આકાશમાંથી વીજળી તુટી પડી હોય તેવું થયું. યુદ્ધ બંધ રાખવું? આનો શો અર્થ?

"વીરનરો! મારી આ માંગણી તમને વિચિત્ર લાગશે, પરંતુ એમાં સર્વ કોઇનું હિત સમાયું છે. વીરધવલે અનેક રાજાઓને વશ કરી પોતાના ખંડીઆ બનાવ્યા છે, અનેક સ્થળોએ પોતાની સત્તા જમાવી છે, ઠેકઠેકાણે વીરધવલની વીરહાક વાગે છે, અત્યારે તેની પાસે વિપુલ સાધન સામગ્રી છે એટલે એ જલદી થાકી જાય તેમ નથી. ભીમસિંહ શુરવીર છે છતાં તેના સાધનો સંકુચિત છે. તે અને તમારા જેવા યોદ્ધાઓ મરણિયા થઇને લડશો તો પણ અંતે વિજય તો વીરધવલનો જ થશે એ નિર્વિવાદ છે. આમ હોવાથી અનેક મનુષ્યોનો વૃથાસંહાર ન થાય એ ઉદ્દેશથીજ હું આ યુદ્ધનો અંત આણીને સમાધાની કરાવવા આતુર છું. તમે મને વચન આપ્યું છે. કહો તે વચન પાળશો?"

"પરંતુ વીરધવલ સંધિ કરવા તૈયાર છે?" સામંતસિંહે શંકા કરી.

"એ મારે જોવાનું છે. મારી ખાત્રી છે કે વીરધવલ મારૂં વચન પાછું નહિજ ઠેલે. ઉપરવટ અશ્વને પાછો મેળવવા તે અતિ આતુર

છે, અને એ અશ્વ તેને આપીને હું બંને પક્ષને અનુકૂળ સંધિ કરાવી શકીશ એવી મને ખાત્રી છે."

**સામંતસિંહ** વિચારમાં પડયો. ગઢવીના વચનોમાં સત્ય હતું. **વીર**ધવલ સામે ટકીને પણ અંતે વિનાશજ હતો, તેની સાથે સંધિ કરવામાં પોતાના–**ભીમ**સિંહનાં નેક ટેક જળવાતાં હતાં. તે ગઢવીને લઇને પોતાના ભાઇઓ સાથે **ભીમ**સિંહ પાસે ગયો.

**ભીમ**સિંહને તેણે સમજાવ્યો, ગઢવીએ પણ તેના મનનું સમાધાન કર્યું અને **વીર**ધવલ જેવા વીરપુરૂષનો અશ્વ ભર યુદ્ધમાંથી હરી લાવ્યા એ કંઇ ઓછી કીર્તિનું કામ નથી એમ જણાવી તેના શૌર્યના વખાણ કર્યા.

"ઠીક છે, ગઢવીજી! **સા**મંતસિંહ અને તેના બંને ભાઇઓમાં મેં મુકેલો વિશ્વાસ ફળીભૂત થયો છે. તેમને આપેલો મ્હોંમાંગ્યો પગાર તેમણે પુરેપુરો વસુલ કરી દીધો છે. મારી કીર્તિ વધારીને તેમણે સિદ્ધ કર્યું છે કે મેં કરેલી રત્ન પરીક્ષા સફળ નીવડી છે, **સા**મંતસિંહે આપને વચન આપ્યું છે, તેનું એ વચન પૂર્ણ થાય તેમ કરવું એ મારો પરમ ધર્મ છે. આપને યોગ્ય લાગે તેમ–બંને પક્ષનું હિત જળવાય તેમ સંધિ કરવાની આપને છુટ છે. સૂર્યની સાક્ષીએ કહું છું કે આપ જે કરશો તે અમે માન્ય રાખીશું."

ગઢવી પ્રસન્ન ચિત્તે ત્યાંથી ચાલ્યો ગયો.

## ૧૩. ઉપસંહાર.

બંને પક્ષના સૈનિકો યુદ્ધનો આરંભ કરવા માટે અધીરા બની રહ્યા હતા. તેવામાં એકાએક રંગ ફેરવાઇ ગયો. સંધિ થયાની વાત જોતજોતામાં બંને પક્ષમાં ફેલાઇ ગઇ અને તોફાની સાગરની માફક ઉછળી રહેલી સૈનિકોની ઉર્મિઓની છોળો શાંત થઇ ગઇ.

ગઢવીના પ્રયાસથી સંધિ થઇ ગઇ. **ભી**મસિંહે ઉપરવટ અશ્વ **વીર**ધવલને પાછો આપવો અને **ભી**મસિંહે ભદ્રેશ્વર સિવાય બીજું કંઈ દબાવી પડવું નહિ એવી શર્ત થઇ. નેકી પોકારતી વખતે તેમજ એવા બીજા મહત્વના પ્રસંગોએ રાજાના બીરદનો ઉપયોગ થતો હતો તેવો **ભી**મસિંહે કરાવવો નહિ એવી શર્ત પણ મુકાઈ અને બદલામાં **વીર**ધવલે વધારે હિલચાલ કર્યા વિના ત્યાંથી ચાલ્યા જવું એવું નક્કી થયું. બંને પક્ષોએ સંધિ સ્વીકારી અને શર્તોનો તરતજ અમલ થયો.

**વીર**ધવલ પોતાનો વિજયડંકો વગાડતો પોતાના સૈન્ય સાથે **ધો**ળકામાં આવી પહોંચ્યો.

ધીરે ધીરે તે પોતાની સત્તા જમાવતોજ ગયો. થોડો સમય વિત્યા બાદ તેણે **ભી**મસિંહની સત્તા નબળી પાડી અને એ ભૂમિ ઉપર પોતાનું આધિપત્ય સ્થાપ્યું.

તેણે અનેક રાજાઓને વશ કર્યાં, અનેક સ્થળે વિજય મેળવ્યો અને પોતાનો કીર્તિધ્વજ ચોમેર ફરકાવ્યો.

**વીર**ધવલની વીરતાની, મારવાડી વીર બંધુઓની સ્વામિભક્તિની, પાનનાં બીડાંની, રત્નપરીક્ષાની અને શૂરાઓના સંગ્રામની વાતો ચોમેર થવા લાગી અને ભાટચારણોના મુખે તે અમર બની રહી. ધન્ય છે એવા શૂરા ક્ષત્રિયોને! ધન્ય એવા ટેકીલા વીરનરોને!



# મદમર્દન

## કિંવા

## કાજળની ડબ્બી કે મોતનું નિશાન ?

### ૧. બળીયાના બે.

" રામ રામ બાપુને ! "

" રા...મ, અહો, કોણ વીરા બારોટ ? આમ ક્યાં સુધી ? "

" જવાનું છે તો ગોધરા સુધી. પણ આ માણકી થાકી ગઇ છે. બિચારીને સવારથી વિસામો મળ્યો નથી. વિચાર છે કે રાતવાસો અહિંજ કરૂં. "

"અમારા ધન્યભાગ્ય ત્યારે તો. આવો, આવો, પધારો ! લખુભા, જરા હોકાપાણી થવા દો. માણકી માટે ઘાસચંદીની પેરવી કરો અને ડાયરાને બોલાવો એટલે કસુંબા કાઢીએ."

પરિશ્રમથી થાકી ગયેલી—પરસેવાથી તરબોળ થયેલી, ક્ષુધાથી હણહણતી અશ્વિની માણકીને લઇને લખુભા આજ્ઞાનું પરિપાલન કરવા ચાલ્યો ગયો.

વીરા બારોટે ભેટ છોડી, ખેસના છેડાથી મ્હોં લુછ્યું, બોકાની છોડીને દાઢી સમારી, અને 'હા...શ રામ' કરતા ડોઢીમાં નાંખેલા ચામડાના ચાકળા ઉપર બેઠા.

**જોતજોતામાં ડાયરો ભેગો થયો.*** હોકાપાણી ચાલુ થયા. કસુંબાની તૈયારી ચાલી અને સઘળા વાતે ચડયા.

"વીરા બારોટ કંઇ રાજકામે નિકળ્યા લાગે :"

"એ તો બારોટજી કહે ત્યારે જણાય."

"વીરા બારોટ કંઇ જેવા તેવા કામે આમ નીકળેજ નહિ."

બારોટે વધારે તર્કવિતર્ક થવા દીધા નહિં. બોલ્યા વિના હવે તેનો છુટકો નહોતો.

"બાપુને શું કહું ? આજકાલ જ્યાં જુઓ ત્યાં મારામારીનો સોદો. ગરીબને રંજાડવા, નબળાને સતાવવા, દુઃખીને દબાવવા એ આજકાલ કેટલાક અભિમાની રાજાઓનો મહામંત્ર થઇ પડયો છે..."

"એ તો પેલી કહેવત જેવું—બળિયાના બે ભાગ !"

"પરંતુ એવું વર્તન અધર્મીને છાજે. રાજપુત્રોનો એ ધર્મ નહિં. સમોવડીઆ સાથે બાથ ભીડીને પોતાનું પરાક્રમ દર્શાવવું એમાંજ ખરી વીરતા છે. બાકી ગરીબોને સતાવવા એ તો ચોખ્ખી કાયરતા—નિર્માલ્યતા સિદ્ધ કરે છે."

* જુઓ ચિત્ર.

એક અધીરો રજપૂત આકળો બન્યો, "હવે એ તો બધું સમજ્યા, મુદ્દાની વાત કરોને ! આપ શા કામે નીકળ્યા છો તે કહોને !"

"ગોધ્રાનો માંડળિક રાજા ઘુઘુલ ગર્વાંધ બન્યો છે. સત્તાના મદથી તે વિવેકશૂન્ય થયો છે. અમારા રજપૂત કુળભૂષણ **વીરધવલની** તે અવજ્ઞા કરે છે, તેમની હદનો સંઘ ગોધ્રાની હદમાં જાય તો તેઓને રંજાડે છે, ગરીબ બિચારા વણઝારાઓને લુંટે છે, વટેમાર્ગુઓને સતાવે છે. તેને ખબર નથી કે **સાંગણ** સમા સુભટને સર કરનાર **વીરધવલને** છંછેડવાથી પોતાનો સર્વનાશ થશે. વીરધવલની શક્તિથી કોણ અજાણ્યું છે?"

કસુંબાનો રંગ ચડયો હતો, અફીણનો અમલ બરાબર જામ્યો હતો, ભાટના વચનોથી શૂરવીરોનું લોહી ઉકળી આવ્યું હતું. વીરતાના તાનમાં સર્વ બોલી ઉઠયા, "**વીરધવલનો** જય ! ઘુઘુલના પાપનો ઘડો હવે ભરાઇ ચુકયો છે. એના મદનું મર્દન કરનાર **વીરધવલ** જાગ્યો છે. અમે પણ **વીરધવલ** સાથે જોડાઇશું. એના અભિમાનના ચૂરેચૂરા થશે ત્યારેજ સૌને નિરાંત થશે."

## ૨. પાપની પરિસિમા.

સંધ્યાનો સમય. ભગવાન સવિતાનારાયણ આખા દિવસના પરિશ્રમથી કંટાળી રક્તવર્ણ મુખ કરી અસ્તાચળમાં ઉતરી પડયા હતા, વનમાર્ગ ઉપર ચારો ચરીને પાછી ફરતી ગાયના ધણ અને બકરાના ટોળા પોતાના રખેવાળ રબારીઓ સાથે ભારે વેગથી પોતાના ઘર તરફ ધાયતા હતા. તેઓની પાછળ વણઝારાની પોઠ અને કેટલેક દૂર યાત્રાળુઓનો એક સંઘ આવતો હતો.

એ જમાનો મારામારીનો હતો, લુંટફાટ ચાલતી હતી. મારે તેની તરવાર અને બળિયાના બે જેવો ઘાટ હતો. લોકો તેથી ડરતા, ચેતીને ચાલતા, ન છુટકે વેળા કવેળા મુસાફરી કરતા અને તેવા પ્રસંગે પણ રક્ષણનું સાધન રાખવા સાવચેત રહેતા.

વણઝારાના પોઠીયા ધીમાં ડગલાં ભરતા હતા. પોતાના ઘર તરફનો પંથ જોઇને ગાયોના પગમાં જોર આવ્યું હતું એટલે રબારીને વણઝારા સાથે વાતો કરવી પોસાય તેમ નહોતું. જતાં જતાં તેણે પોતાની કડીયાળી ડાંગ તાકીને કહ્યું, " ભાઈ, પેલા ઝાંખરામાં ધ્યાન રાખજો, નિકર ભૂકા વેરાઇ જશે. આ બધી કરી કમાણી રદ થશે અને બાવા જેવા બની જશો."

વણઝારાઓને રબારીના ભોળા સ્વભાવ ઉપર હસવું આવ્યું, તેણે આપેલી ચેતવણીથી ડર લાગ્યો, અને 'બહુ તાંતે બળિયું' એ ન્યાયે યાત્રાળુના સંઘની સોબત કરવામાં કંઇક સલામતી જણાયાથી તેઓ જરાવાર ત્યાંજ સ્થંભી ગયા.

સંઘ આવ્યો, વણઝારાની પોઠ આગળ વધી, પરંતુ માથે ઝઝુમતા ભયની વાત સંઘમાં ફેલાઇ ગઇ. 'ઓ આવ્યા, આ આવ્યા' એવા ભણકારા થતા હોય, ખરેખર લુંટાઇ ગયા હોય એવા બેબાકળા બનેલા પથિકો ચોતરફ નજર કરતા ધડકતા હૃદયે થરથરતા પગે આગળ વધ્યા.

ભરવાડે સૂચવેલા ઝાંખરા આગળ આવતાં અચાનક શિયાળના રૂદન સમો સ્વર તેઓને કાને પડયો. ઝાડીમાંથી શસ્ત્રાસ્ત્રથી સજ્જ બનેલા સંખ્યાબંધ ઘોડેસ્વારો નીકળી આવ્યા. સંઘની આગળ પાછળ સ્વારો ફરી વળ્યા. બંને બાજૂએ ઉભી થોરની વાડ અને આગળ પાછળ લુંટારા, એટલે ન્હાસી જવાનો માર્ગ નહોતો. ગરીબ બિચારા પથિકો! સિંહના ટોળાંથી ઘેરાયલા મૃગલા સમાન તેઓની દશા થઇ પડી. મૃત્યુના મુખમાં સપડાતી વખતે પણ પ્રાણીમાત્ર જંતુની બની જીવને માટે વ્યર્થ ફાંફાં મારે છે તેમ પથિકો ન્હાસભાગ કરવા લાગ્યા; પરંતુ ભાલાની અણીની તીક્ષ્ણતાથી, સામે તાકવામાં આવેલી બંદુકની બીકથી અને રક્તપીપાસુ સમશેરના ચળકાટથી તેઓના ગાત્ર ગળી ગયા. સાથે કેટલાક ઠાકરડા અને ભિલ હતા તેઓએ તીરકામઠા ચલાવ્યા, કેટલાક સ્વારો

ઘાયલ થયા, કેટલાક વીંધાયા, પરંતુ જોતજોતામાં લુંટારાઓની બંદુકની ગોળીઓએ એ તીરંદાજોને રામશરણ કર્યા.

સહાયની હવે આશા ન રહી. હિંમ્મત હારી ગયેલા મુસાફરો પોતપોતાનો માલ સંભળાવા મંડી પડયા, પરંતુ લુંટારાઓ એ માલ છોડી દે તેવા ન્હોતા. લુંટફાટ શરૂ થઇ. મૂલ્યવાન વસ્ત્રો પણ તેઓની નજર બહાર ગયાં નહિ. કાળો કેર વર્તાયો.

એક યુવાન પથિકનું માથું ધમધમી ઉઠયું. આવેશમાં તેનાથી બોલાઇ જવાયું, "આવા જૂલ્મી લુંટારાઓને ઠેકાણે લાવવા માટે તો આપણા પ્રતાપી રાજા વીરધવલની જરૂર છે. એ અહીં હાજર હોય તો આ બધા ડાકુઓની બરાબર ખબર લે."

સ્વારોમાં અગ્રેસર જણાતો સૈનિક વીરધવલનું નામ સાંભળી ચમકયો અને અશ્વને એડી મારી આગળ આવતાં બોલ્યો, "કોણ છે? કોણ છે એ વીરધવલનો શાગરિત? બોલાવી લાવ, જા, તારા વીરધવલને બોલાવી લાવ, એટલે તેની શી વલે થાય છે તે બતાવું. દુર્જનસિંહ! વીરધવલને વખાણનાર આ જુવાનીયાના નાક ઉપર તરવારનું નિશાન કરો. પછી ભલે તે વીરધવલને બતાવે કે ગોધ્રાના માંડલિક રાજા ઘુઘલને વીરધવલ જેવાની બિલકુલ દરકાર નથી."

કરૂણરસની હદ આવી. સ્ત્રીપુરૂષોની આંખમાંથી શ્રાવણ ભાદરવો વહેવા લાગ્યો. અંતરમાંથી ઉંડા નિશ્વાસ નીકળવા લાગ્યા.

આ ધાંધલનો લાભ લઇ એક ડોશીએ પોતાના પરિવારના જરજોખમની એક પોટલી બનાવી, બીજાઓનું લક્ષ યુવાનની દુર્દશા તરફ હતું ત્યારે વાડની પાછળ તે ફેંકી દીધી, અને રડતાં રડતાં સરદારના ચરણમાં પડીને તે બોલી, "મહારાજા ઘુઘુલનો જય! હું તો આપની રાંકડી પ્રજા–ગરીબ ગાય છું. યાત્રાર્થે ગઇ હતી. બે પૈસા ભેગા કર્યા હતા તેનું ધર્મદાન કર્યું. હવે આપની છાયામાં પ્રભુ સ્મરણ કરીશ... પ્રભુ આપની ચડતી કળા કરે...જય મારા પ્રભુ!"



અબળાઓના અલંકારો ઉતારવાનું પણ તે ન ચૂક્યો [પૃ. ૫૫

Lakshmi Art, Bombay, 8.

તેની પાસે કંઈ નથી એવી ખાત્રી થતાં ડોસીને જવા દેવામાં આવી. ડોશી ફાવી, પ્રભુનો પાડ માન્યો, અને પોટકી અને પરિવાર માટે દૂર એકાંતમાં રાહ જોવા લાગી.

ઘુઘુલે કોઇને છોડયા નહિં. નવપરણિત સ્ત્રીઓના—યુવાન અબળાઓના **અલંકારો ઉતારવાનું પણ તે ન ચૂકયો.*** સ્ત્રીઓની આંતરડી બહુ કકળવા લાગી. સાસરીયે સંચરતી એક બ્રાહ્મકન્યાએ ઘુઘુલને બહુ વિનવ્યો, કાલાવાલા કર્યા, અને પોતાની ઉછરતી આશાનો સમૂળગો નાશ ન થાય તે માટે એક પિતા તરિકે પોતાની પાસેના અલંકાર કન્યાદાન તરીકે રહેવા દેવાની ભિક્ષા માગી, પરંતુ મદથી અંધ બનેલો ઘુઘુલ સાંભળેજ શાનો? નવોઢા નિરાશ બની. ગળગળા સ્વરે તે વિનવવા લાગીઃ

[ સોરઠા. ]

રજપુત પાલણહાર,
ગો બ્રાહ્મણ નારી તણા;
ધર્મ ચૂકો શું રાય,
ભૂમિ રસાતળ વહી જશે.

પથ્થર પિગળે તો ઘુઘુલ પોતાનું ધાર્યું ફેરવે. પુનઃ તે બોલીઃ

સ્ત્રી અબળા કહેવાય,
નવ એને રંજાડીયે;
લાજે રજપૂત કાય,
જુઓ વિચારી રાજવી!

ઘુઘુલે અલંકાર માટે જૂલ્મ કરવા માંડયો. નવોઢાની અંતરવેદના ઉછળી અલંકાર ઉતારતાં તે બોલીઃ

* જુઓ ચિત્ર.

ધુધુલ બન્યો કાં અંધ,
　　મદમાં મલકાયો અતી;
છો ખેલે તું ફંદ,
　　(પણ) સરજનહાર ન સાંખશે!
હૈયે બળતી લાહ્ય,
　　અંતર કકળે આ બધાં;
હૈયાં કેરી હાય,
　　(તુજ) પુણ્ય સમુળાં બાળશે.
નિરાધાર આધાર,
　　બેલી કો જગ જાગશે;
મદમર્દન કરનાર,
　　ભેટાડે તુજને પ્રભુ!

આશાભરી સ્ત્રીનો શ્રાપ સાંભળતી વખતે ધુધુલની ડાબી આંખ ફરકી, પરંતુ મદાંધ રાજાએ તે ઉપર લક્ષ આપ્યું નહિં. પાપની પરિસિમા થઇ. અનેક મનુષ્યોને નિરાધાર કરીને વણઝારાની પોઠો અને સંઘમાંથી મેળવેલી લુંટ લઇને તે કુચ કરી ગયો, પરંતુ સતીના શ્રાપે તેનો કેડો મૂક્યો નહિં.

## ૩ કાજળની ડબ્બી.

પુણ્યની સીડીનું એકેક પગથિયું મહા કષ્ટે ચડી શકાય છે, તેમાં સંયમ, નીતિ, ધર્મ, જપ, તપ વિગેરે શાગરીતોની સહાય લેવી પડે છે, પરંતુ પાપની નીસરણી ઉપર પગ મુકતાં નીચે અને નીચે જવાય છે અને અધમતાની ઉંડાણમાં ઉતરી પડાય છે. અભિમાનથી છલકાતો ધુધુલ—મહીકાંઠામાં આવેલા ગોધરા ( ગોદ્રહ ) શહેરનો માંડલિક રાજા—વધારે અને વધારે દુષ્ટ કૃત્યો કરવા લાગ્યો. ગુર્જર દેશમાં આવતા સંઘને

રોકીને તેમને ત્રાહ્ય ત્રાહ્ય પોકરાવવી—વણઝારાની પોઠોને ઘેરીને તેનો માલ લુંટી લેવો એ તેનું નિત્યકર્મ થઇ પડયું. તેમાં પણ વીરધવલ સામે તો એણે ખાસ બાથ ભીડી. વીરધવલની પ્રજાને રંજાડવી, વીરધવલના વિજયઘોષને દબાવી દેવો, તેની સામે ખુલ્લી શત્રુતા બતાવવી, હરેક રીતે તેની અવજ્ઞા કરવી એમાંજ તે પોતાની મોટાઇ માનવા લાગ્યો. દરબારમાં આજે તેની વાતો ચાલી રહી હતી, ખુશામતિયાઓ હાજીહા કરી તેને છાપરે ચડાવતા હતા, અને ઘુઘુલ મર્કટને મસાલ મળી હોય તેમ ગજગજ ઉછળતો હતો. પોતાના સેવકોએ મેળવેલી લુંટ માટે તેમને શાબાશી આપતો--એ લુંટમાંથી તેઓને બક્ષીશ આપીને રીઝવતો ઘુઘુલ આનંદ રંગમાં રાચી રહ્યો હતો તેવામાં એક ભાટના આગમનના તેને ખબર મળ્યા. ભાટને પ્રવેશ કરાવવાની તેણે આજ્ઞા આપી.

ભાટ કાવ્યપ્રભા પ્રસરાવતો—કવિત લલકારતો આવ્યોઃ

> પાંડવો તણા પુનિત પગલાંથી શુદ્ધ બની
> ધન્યભૂમિ જે વિરાટનગરી ગણાઈ છે,
> ચૌલુક્ય વંશતણા ભૂષણ ધવલક રાયે
> નગરી ધવલકપુર ત્યાંહી વસાવી છે,
> પૌત્ર તેના વીરજાયા વીરધવલ સૂર્યસમા
> જગમાં વીરહાક વાગે શૌર્યથી પ્રકાશે છે,
> કથે આ વીરો બારોટ કહોજી ઘુઘુલ રાય,
> તારલાઓ સૂર્ય સામે કદી હામ ભીડે છે?

પોતાની સમક્ષ—પોતાના આશ્રિતોની સમક્ષ વીરધવલની પ્રશંસા! તેની સૂર્ય અને પોતાની તારલામાં ગણના! ઘુઘુલ જેવા મિથ્યાભિમાની રાજાથી એ કેમ સાંખી શકાય? ક્રોધથી કંપીત સ્વરે તે બોલ્યો, "વીરા ભાટ! તમારૂં કવિત તમારી પાસેજ રહેવા દો. બીજો કોઇ

હોત તો તેની જીભ કાપી નાંખત, પરંતુ તમે ભાટ છો એટલે લાચાર. કહો તમારી શી યાચના છે?"

"હું યાચના કરવા નથી આવ્યો, રાજન્! મારા સ્વામીનો એક સંદેશો પહોંચાડવા આવ્યો છું."

"સંદેશો? હા...હા...હા..." તે ખડખડાટ હસી પડયો. "શો સંદેશો?"

"એજ કે વીરધવલની વીરહાક આજ જયાં ત્યાં વાગે છે! તેના વિજયડંકા ચોમેર સંભળાય છે, છેક સોરઠ સુધી તેની આણ વર્તે છે......"

"તમારૂં ભાટપણું જવા દો, જે કહેવાનું હોય તે ટૂંકામાં પતાવો."

"આવા વિજયશાળી વીરની વિરૂદ્ધ તમે વર્તો છો—તેની અવજ્ઞા કરો છો તે માટે તમારે તેની ક્ષમા માંગવી, હવે તેવું વર્તન ન થાય તેની ખાત્રી આપવી અને તેની આણ માનવી..."

"અને તેમ ન થાય તો?"

"તો પછી તે છે અને તમે છો. જેવી સાંગણ ચામુંડની વલે થઇ તેવીજ તમારી સમજી લેવી."

"બસ કરો, વીરા બારોટ, તમારી જીભને વશ રાખો. સાંગણ તો બાયલો હશે. આ ઘુઘુલ કાયર પુરૂષ નથી. રજપૂત લોહી હજી તેની નસેનસમાં વહે છે. મારી આસપાસ સિંહ સમા મારા શૂરવીર સામંતો છે. તેઓ ચુડી પહેરીને બેઠા નથી. મારો દરબાર બહાદુર રજપૂતોથી ઉભરાઇ જાય છે."

"ત્યારે સંદેશાનો જવાબ?"

"જરા સબુર કરો, જવાબ મારા ભાટ સાથે મોકલું છું અને તે પણ તમારી સોબતમાંજ."

એક અનુચરને બોલાવીને તેના કાનમાં તેણે કંઇ કહ્યું. અનુચર ગયો અને અલ્પ સમયમાં પોતાના હાથમાં એક ડબ્બી અને એક વસ્ત્ર લઇ આવ્યો. પોતાના ભાટને સંબોધીને ઘુઘુલ બોલ્યો, "લ્યો, પુંજા બારોટ, આ કાજળથી ભરેલી ડબ્બી અને આ સ્ત્રીને પહેરવાની સાડી. આ બે વસ્તુઓ વીરધવલને આપીને કહેજો કે ઘુઘુલનો આ જવાબ છે. તમે સાડી પહેરી આંખમાં મેસ આંજી રણવાસમાં ભરાઇ રહો. ઘુઘુલ પાસે તો અનેક શૂરવીર સુભટો પડેલા છે. અને વીરા બારોટ, તમે આ પુંજા ભાટનો સાથ કરજો, અને તમારા સૂર્યસ્વરૂપ રાણાને કહેજો કે એ સૂર્ય છે તો હું સૂર્યને ગૃહનાર રાહુ છું-એ મહોન્મત્ત હાથી છે તો હું વિક્રાળ સિંહ છું. જાઓ, પધારો, રામ રામ!" કટાક્ષ કરતાં ઘુઘુલે છેલ્લા શબ્દો ઉચ્ચાર્યા.

"રામ બાપુને!" કહી, કાજળની ડબ્બી અને સાડીને સાચવતા બંને ભાટ ધોળકાને પંથે પડયા.

## ૪. વીરધવલની વીરહાક.

સમયની અજબ બલિહારી છે. તેના પ્રતાપે જળ ત્યાં સ્થળ અને સ્થળ ત્યાં જળ થઇ જાય છે, મહાન નગર ન્હાના સરખા ગામડામાં ફેરવાઇ જાય છે, મંદિરોની મસ્જીદ થઇ જાય છે, જંગલમાં મંગળ અને મંગળમાં જંગલ બની જાય છે. કાળ પોતાનું કાર્ય કર્યેજ જાય છે. તેનો જીવતો જાગતો દાખલો આપણી વાર્તાનું મૂખ્ય સ્થાન વીરાટનગરી–ધવલક્કપુર–હાલનું ધોળકા છે.

પ્રતાપી પાંડવોનાં પગલાંથી પુનિત થયેલી, સંપૂર્ણ શોભાને ધારણ કરનારી, સમૃદ્ધિથી છલકાતી, જાહોજલાલી ભોગવતી વીરાટનગરીએ અત્યારે ઉજ્જડ જેવા–શોભારહિત–ખંડેરોથી ભરપૂર ધોળકાનું સ્વરૂપ ધારણ કર્યું છે. નથી ત્યાં ભવ્ય પ્રાસાદો કે નથી સમૃદ્ધિની રેલછેલ. ભગ્નદશામાં ટકી રહેલાં કેટલાંક પૂરાતન સ્મરણો તેની પૂર્વાવસ્થાનનું ભાન

કરાવે છે. **પાંડવોની** નિશાળ* અને રસોડાની મસ્જીદો બની ગઈ છે, જ્યાં વેદશાસ્ત્રના મંત્રોચ્ચાર થતા હતા ત્યાં બાંગ પોકારાય છે, અને સુંદર મહેલોને બદલે તેના નિશાનરૂપ ઈંટોના ઢગ અને ટેકરા નજરે પડે છે. કાળની કેવી અજબ લીલા !

જે **વીરાટનગરીમાં** આવીને **પાંડવો** રહેલા, જ્યાં ઇ. સ. ૧૪૪ લગભગ **સૂર્યવંશી** પ્રતાપી **કનકસેન** આવી વસેલા, જ્યાંની રમણીયતા જોઇને **સિદ્ધરાજ જયસિંહની** પ્રતાપી માતા **મયણલ્લદેવિએ મયણલ્લ-સર**–જે હાલ **મલાવનાં**x નામથી ઓળખાય છે તે–બંધાવ્યું હતું. તે સ્થળે ઇ. સ. ૧૧૬૦ લગભગ **વાઘેલા ધવલકે** ધવલક્કપુર વસાવ્યું, જે પાછળથી સામાન્યતઃ **ધોળકા** નામથી ઓળખાવા લાગ્યું. તેના પુત્ર **અર્ણોરાજે** ત્યાં રાજધાની સ્થાપી. **અર્ણોરાજના** પુત્ર **લાવણ્યપ્રસાદે** પોતાના અને પોતાના પુત્ર **વીરધવલના** બાહુબળથી પોતાના રાજ્યનો વિસ્તાર વધારવા માંડયો.

ગુજરાતનો નાથ–મુળરાજનો નાનો ભાઈ બીજો **ભીમદેવ** ભોળો હોવાથી ખંડિયા રાજાઓ તેને હંફાવવા લાગ્યા. **કુમારપાળે** તેને સ્વપ્નમાં દેખા દઇને શૌર્યની સાક્ષાત પ્રતિમારૂપ **લાવણ્યપ્રસાદ** અને **વીરધવલનો** આશ્રય લેવા આજ્ઞા કરી. **ભીમે લાવણ્યપ્રસાદને** 'સર્વેશ્વર'નું પદ

---

* આ બે મકાનો પાંડવના સમયના હોઈ શકે કે કેમ તેના ઇતિહાસિક પુરાવા મળતા નથી, પરંતુ પાંડવોની નિશાળ અને રસોડાના નામથી લાંબા સમયથી તે ઓળખાતા આવ્યા છે, અને તેની કારીગીરી જોતાં તે પ્રાચિન અને હિંદુ કૃતિના છે એમ તો સ્પષ્ટ જણાઇ આવે છે. મુસલમાની સત્તા સ્થપાતાં તે મકાનો મસ્જીદમાં ફેરવી નાંખવામાં આવ્યા હોય એમ અનુમાન કરવામાં આવે છે.

x આ સરોવર બહુ સુંદર છે. આખું ગામ તેના જળનો ઉપયોગ કરે છે. આરા પાકા બાંધ્યા છે. આરેથી એક પથ્થરનો પુલ સરોવરના મધ્ય ભાગ સુધી બાંધી ત્યાં હવા ખાવા બેસી શકાય તેવી સુંદર દેરી બંધાવી છે.

આપ્યું અને ધવલ–ઉજળા ગુણવાળા વીર વીરધવલને પોતાનો યુવરાજ બનાવી તેનો અભિષેક કર્યો.

લાવણ્યપ્રસાદને ગુજરાતની રાજ્યલક્ષ્મીએ સ્વપ્નમાં શ્વેત પુષ્પ-માળા પહેરાવી હતી તેથી ગુજરાતની રાજ્યલક્ષ્મી સંપાદન કરવા તે પ્રેરાયો. તેના પુત્ર વીરધવલને ગુર્જર દેશાધિષ્ઠાત્રી ભયણુલ્લદેવીએ સ્વપ્ન આપી વસ્તુપાળ અને તેજપાળને મંત્રી બનાવવાની શિખામણ આપી. આ બંને ભાઇઓ શત્રુંજય, ગિરનાર આદિ તીર્થની યાત્રા કરીને ધોળકા આવી પુગ્યા હતા. વીરધવલે આ પુરૂષરત્નોને કારભાર સોંપવાની ઇચ્છા જણાવી. 'રજા લેવાનો પ્રસંગ આવે તો તેમના દ્રવ્ય સહિત સલામત જવા દેવા' એવું વીરધવલે વચન આપ્યા પછી બંને ભાઇઓ સંમત થયા. તેજપાળ પ્રધાન બન્યો અને વસ્તુપાળને સ્તંભતીર્થ–હાલનું ખંભાત અને ધવળક્કપુરં—ધોળકાનું આધિપત્ય સોંપાયું.

વસ્તુપાળને અધિકાર પ્રાપ્ત થયા પછી સાતમે દિવસે તેણે એક જૂના અધિકારીનો તેના દૂરાચારને લીધે એકવીસ લાખ દામ (દ્રમ્મ) દંડ કર્યો. તે દ્રવ્યમાંથી તેણે ઘોડા, હાથી અને સૈનિકો રાખ્યા અને ધોળકાના પાંચસે ગામના ગ્રામણી પટેલો બ્હેકી ગયા હતા તેમને નમાવીને તેઓએ અનીતિથી એકઠું કરેલું ધન છીનવી લીધું. આ નાણાનો ઉપયોગ સૈન્ય-બળ દ્રઢ કરવામાં થયો, સત્તા જામતી ગઇ, શત્રુઓના હાથ હેઠા પડયા અને જ્યાં ત્યાં વીરધવલની વીરહાક વાગવા લાગી.

## ૫. બીડું ઝડપ્યું.

વીરધવલ તેજપાલની સાથે ગુજરાતમાં ભમ્યો. જ્યાં ત્યાંથી તેણે સમૃદ્ધિ મેળવી. સંપત્તિનો સ્વાદ ચાખ્યા પછી લોભ દિવસે દિવસે વધતોજ જાય તેમ તેણે સૌરાષ્ટ્ર–સોરઠ ભણી નજર નાંખી, વર્ધમાનપુર–વઢવાણના ગોહિલો પાસેથી ખંડણી લીધી, અને પોતાના સાળા શૂરવીર સાંગણ અને ચામુંડની રાજ્યધાની વામનસ્થલી–વનથલી પાસે આવ્યો. સૌજ-

ન્યમર્યાદા સાચવવા માટે તેણે પોતાની રાણી જયતલદેવી સાથે ખંડણી આપવા તેઓને કહાવ્યું. સાંગણ અને ચામુંડ નમ્યું આપે તેવા નહોતા. વીરધવલ ક્રોધે ભરાયો, યુદ્ધ મચ્યું, વીરધવલે પોતે સાંગણ અને ચામુંડને હણ્યા, તેનો ધનભંડાર–મણિ મોતી વિગેરે, ૧૪૦૦ દિવ્ય તુરંગ અને ૫૦૦ તેજી તુરંગ લુંટી લીધા, અને ખંડણી આપવાના કરારથી પોતાના સાળાના કુંવરને વનથલીની ગાદીએ બેસાડયો. વાજા, નગજંદ્ર, ચુડાસમા, વાલાક આદિ ઠાકોરોને પરાજીત કરી દંડ લઇ છેક દ્વારકા–બેટ સુધી તે પહોંચી વળ્યો; કચ્છ દેશમાંના ભદ્રેશ્વર વેલાકુલમાં ભીમસિંહ પ્રતિહાર પોતાના બળ ઉપર બહુ ઝુંઝતો હતો તેની પણ વીરધવલે ધીરે ધીરે જડ કહાડી નાંખી; ચક્રવર્તી રાજા ભીનદેવને ન ગાંઠનારા અને તેનાથી સ્વતંત્ર બની રહેલા માંડલિક રાજાઓને વીરધવલે વશ કર્યા. આવી રીતે તેણે વિપૂલ ધનપ્રાપ્તિ કરી, અને તેની સહાયથી લશ્કર વધારતોજ ગયો, એટલુંજ નહિ, પરંતુ અણીના વખતે માથું આપનાર મહાન કુળના ચૌદસો રાજવંશી રજપૂતો પોતાની પાસે રાખ્યા. આવી સત્તા ધરાવનાર વીરધવલ સામે માથું ઉંચકવાની કોઇ હિંમત કરતું નહિ, અને કયાંઇ હદબહાર ત્રાસ વર્તાતો તો તેની ફરિયાદ વીરધવલ પાસે તરત આવતી.

ઘુઘુલના દુરાચરણની વાત તેના કાને વારંવાર પડતી. મુસાફરો અનેક વખત ફરીયાદ લઇ આવી દાદ માગતા. આથી ઘુઘુલ ઉપર તે કોપે ભરાયો હતો. તેમાં ઘુઘુલના ત્રાસનો ભોગ બનેલા યુવાન અને નિરાધાર થઇ પડેલી નવોઢાની તેમજ સંઘના અન્ય મનુષ્યોની દયાજનક દશા જોઇ–તેઓએ નિવેદન કરેલા ઘુઘુલના પાપાચારની વાત સાંભળી તેને ઘુઘુલ ઉપર ભારે ક્રોધ ઉપજ્યો, અને તે અભિમાની રાજાને ઠેકાણે લાવવા તેણે વીરા બારોટને સંદેશા સાથે મોકલ્યો. મદમાં છકેલા એ ઘુઘુલે એ સંદેશાનો ઉદ્ધત અને અપમાનભર્યો જવાબ વાળ્યો.

* . * * *

## મદમર્દન.

વીરધવલ દરબાર ભરીને બેઠો હતો, તેજપાળ અને અન્ય સામંતો સાથે ધુંધુલના અભિમાનની ચર્ચા કરતો હતો, તેવામાં વીરો અને પુંજો ભાટ આવ્યા. બંનેએ રાજાને નમન કર્યું. સાડી અને કાજળની ડબ્બી વીરધવલની સમીપમાં મુકીને પુંજા ભાટે ધુંધુલના શબ્દો સંભળાવ્યા. દરબારીઓ ચમકયા, ક્રોધે ભરાયા, સૌનો હાથ સમશેરની મુઠ તરફ ગયો, તેજપાળનો તીખો સ્વભાવ ઉછળી આવ્યો, પરંતુ વીરધવલની સંજ્ઞાથી સર્વ શાન્ત બન્યા. બીજો કોઇ હોત તો જીવતો જવા ન પામત, પરંતુ બારોટ ઉપર હાથ ઉગામી શકાય એમ નહોતું. વીરધવલે તેના સત્કારનો બંદોબસ્ત કરવાની આજ્ઞા આપી અને કહ્યું, " પુંજા બારોટ, હાલ તો અમારી મહેમાનગત સ્વીકારો. જ્યારે ગોધ્રા જાઓ ત્યારે ધુંધુલને કહેજો કે તેની શિખામણ માન્યા પહેલાં અમારા રજપૂત લોહીને અને અમારી રક્તપિપાસુ સમશેરોને અમારે પૂછવું પડશે. સાડી કોણ પહેરે છે-કાજળ કોણ આંજે છે તે વખત આવ્યે જણાશે. "

પુંજા ભાટ ગયા. વીરધવલ સાડી તથા ડબ્બી તરફ જોઇ બોલ્યો, " મારા શૂરા સામંતો ! કહો, ધુંધુલની ભેટ હું મુંગે મોઢે સ્વીકારૂં એમાં મારી-તમારી કીર્તિને કલંક નહિ લાગે ? ધુંધુલ જેવો માંડલિક રાજા આવું હડહડતું અપમાન કરે એ કેમ સાંખી શકાય ? એ અભિમાનથી અંધ બનેલા માંડલિક રાજાના મદનું મર્દન જેમ બને તેમ સત્વર થવું જોઇએ. કહો કોણ છે એવો વીરજાયો જે એનો મદમર્દન કરવાનું બીડું ઝડપવા તત્પર છે ? "

સુવર્ણના થાળમાં પાનનું સુંદર બીડું મુકીને એક રાજ્યસેવક એ થાળ સભામાં ફેરવવા લાગ્યો. સૌ એક બીજાના મ્હોં તરફ જોવા લાગ્યા. ધુંધુલ જેવાને વશ કરવો એ રમતની વાત નહોતી !

બીડું ભર દરબારમાં ફરી વળ્યું. કોઇએ તે ઝડપવાની હામ ભીડી નહિં. માત્ર તેજપાળ પાસે એ બીડું આવવાનું બાકી હતું.

વીરધવલનો ક્રોધાગ્નિ સળગ્યો. વિકાળ સિંહની માફક તે ગરજ્યો, "લાવો, લાવો, બીડું આમ લાવો! શૂરવીરતા આ સામંતોને છોડી ગઇ છે, ઘુઘુલના ડરથી તેઓના ગાત્રો ગળી ગયા છે, રજપૂત કાયા લાજે છે, લાવો એ બીડું હુંજ ઝડપીશ, હુંજ સૈન્યને મોખરે થઇને ઘુઘુલને તેના દુષ્કૃત્યનો દંડ આપીશ."

સિંહાસનેથી ઉતરીને તે બીડું લે તે પહેલાંજ તેજપાળ સફાળો ઉઠ્યો, **સિંહ શિકાર ઉપર ત્રાપ મારે તેમ વચમાંથીજ થાળમાંથી બીડું ઝડપ્યું.*** અને રાજાને નમન કરીને બોલ્યો, "ક્ષમા કરો, શીરતાજ! કાયરતાને લીધે કોઇ બીડું ઝડપતા નથી એમ માનવાનું નથી, પરંતુ મને માન આપવાની ઇચ્છાથી મારા માટે તેઓએ બીડું રહેવા દઇ મને બડભાગી બનાવ્યો છે. આપનો આ સેવક—હું આ બીડું ઝડપીને પ્રતિજ્ઞા કરૂં છું કે આ શૂરા સામંતો અને આપણા ચૌદસો રજપૂતોની સહાયથી હું ઘુઘુલના મદનું મર્દન કરીશ, અને પ્રભુ કૃપા તો તેને અહીં પકડી લાવીને આપના ચરણમાં તેનું શીસ નમાવીશ. બોલો મહારાજા **વીરધવલનો** જય!"

'જય' શબ્દ અનેક મુખેથી ઝીલાયો અને તેના પ્રતિધ્વનિથી દરબાર ગાજી ઉઠ્યો.

## ૬ ગાયોની વહારે!

પ્રભાતનો સમય. ભગવાન સૂર્યનારાયણ ધીરેધીરે ક્ષિતીજમાંથી બહાર નીકળતાં જગતને પોતાના તેજકિરણોથી ન્હવરાવી રહ્યા હતા. ગોપીઓના અવતાર સમી ગોવાળણો ધમધમ દૂધડાં દ્હોતી હતી, કેટલીક પોતાના પતિ માટે 'ભાત' બનાવતી હતી, કેટલીક છાણ વાસીદું કરી લઇ હાથ ધોવામાં પ્રવૃત બની હતી, તો કેટલાક પોતાની દેહલતાને ફુદડીની માફક ફેરવતી, નીતંબો ઉછાળતી, નેતરાં ખેંચીને છાશ વલોવી

---

* જુઓ ચિત્ર.

રહી હતી. દોહી લીધેલી ગાયો ધીરેધીરે પાદરમાં એકઠી થવા લાગી હતી. રબારીના નેસમાં ગાયોના ધણને આઢવા—વગડામાં ચરાવવા લઇ જવાની તૈયારી હતી. ગોવાળિયાઓ ભાતું બાંધીને તૈયાર થયા. કોઇ નવપરણિત યુવાનો 'મારી ડાંગ ઘરમાં રહી ગઇ' કરી ઘરમાં જઇને મહિયારી તરફ મીઠી નજર કરી આવી મગ્ન થતા, 'અરે પાણીની બતક તો તમે લીધીજ નહિં' એમ કહી કોઇ લહેરી લલનાઓ જુવાનિયાઓની ઠેકડી કરી, તેના ઘરમાં તેને મોકલી, મનમાં મલકાતી નિર્દોષ આનંદનો લ્હાવો લેતી હતી.

રંક છતાં નીતિમય સાદું જીવન ગાળનારા ગોવાળિયાઓ આમ આનંદ કલ્લોલ કરી રહ્યા હતા તેવામાં અચાનક બૂમ પડી, કોલાહલ મચ્યો, ગોવાળિયાઓમાં નાસભાગ થઇ રહી. તેઓની ગાયો 'હંભા... હંભા...' કરીને બરાડા મારતી હતી, કેટલાક ઘોડેસ્વારોએ આવીને રબારીનો નેસ ઘેરી લીધો હતો અને જ્યાં ગાયો નજરે પડે ત્યાંથી તેઓને દોરી જતા હતા.

જોત જોતામાં તમામ ગોવાળિયાઓ અને ગોવાળણો ટોળે મળ્યાં. લોઢાની કડીયાળી ડાંગો લઇને ગોવાળિયા દોડયા, ગાયો છોડાવવા ફાંફાં માર્યાં, પરંતુ શત્રુની સંખ્યા મોટી હતી, તેઓ હથિયારબંધ હતા અને વળી અશ્વારૂઢ હતા, તેથી તેઓનું કંઇ વળ્યું નહિ. ગોવાળણોની ઉશ્કેરણીથી કેટલાક ગોવાળિયા તેઓની સામે થયા, પરંતુ તેમાં તેઓને નાહક માર ખાવો પડયો. સ્વારોના તીરકામઠાના સપાટા અને પાણીદાર તરવારના તેજ આગળ તેમનું કંઇ ચાલ્યું નહિં, અને નિશ્વાસ નાંખી હાથ ઘસીને તેઓ બેસી રહ્યા.

પરંતુ એમ નિરાશ બનીને મુંગા બેસી રહેવાથી કંઇ દહાડો વળે એમ નહોતું. ગાયો એ તેમની જીવનદોરી હતી. તેના વિના નિર્વાહ ચલાવવાની પણ મુશ્કેલી હતી. રોતા કકળતા તેઓ ધુંધુલ પાસે આવ્યા.

ધુંધુલ આશ્ચર્ય પામ્યો. "આજ સુધી મારી રાજધાનીના આ નગરના પાદરમાંથી કોઈ દિવસ ગાયો વાળી જવાની કોઇ હિંમત કરી શક્યું નથી અને આજે ગાયો વાળી જાય એ કેવી વાત? આ તો બહુજ નવાઈની વાત છે!"

"બાપજી! તમ ધણી આગળ અમે કંઇ જુઠું બોલીયે? આપને પતીજ ન આવતી હોય તો બાપુ કોઇ સિપઇ સપરાને મોકલીને ખબર કઢાવો એટલે ઝટ આપની ખાત્રી થઇ જાય. આ આખો રબારીવાડો કકળતો આપને અરજ ગુજારવા આવ્યો છે તે કંઇ જેવા તેવા દુઃખે આવે કે બાપુ!"

"તમારા વચનોમાં મને શંકા નથી. મને નવાઇ એજ લાગે છે કે એવા કોના માથામાં ગજ ધાલ્યા છે કે મારા પાદરમાં આવીને ગાયોનું હરણ કરી જાય?"

"અમે પણ એજ કહીએ છીએ બાપુ! કોઇ જબરો માથાનો ફરેલો લાગે છે! માળાએ એક પણ ગાવડાને બાકી રહેવા દીધી નથી. આ ગાવડીયું ઉપર તો અમારે નભવાનું, એટલે હવે અમારી શી વલે થશે એની ફકર લાગી છે બાપલીયા!"

"ચિંતા ન કરો, જાઓ, ગાયોની વહારે હું પોતે જાઉં છું. હમણાંજ તમારી ગાયો પાછી લાવી આપીશ અને એ દુષ્ટોના કેવા હાલ થાય છે તે તમને બતાવીશ."

"ઘણી ખમા બાપુને! ઘણી ખમા ગૌબ્રાહ્મણ પ્રતિપાળને! આપ તો કરસન ભગવાનના અવતાર જેવા છો!" ગોવાળિયાને ગાયો પાછી મળવાની આશા આવી અને ગોવાળણોએ કોઇએ માતાને સવાશેર સુખડીની તો કોઇએ એક ટંકનું તમામ દુધ ચડાવવાની, તો કોઇએ પાંચ શેર પતાસાંની બાધા આખડી રાખી.

ધુંધુલ અશ્વારૂઢ બન્યો અને લશ્કર લઇને ગાયોની વહારે ધાયો.

### ૭ ફસાયો પણ ફાવ્યો.

ગાયો વાળી જનારા બહુ દૂર નીકળી શક્યા નહોતા. તેઓને પગલે પગલે આગળ વધી ધુધુલે તેઓને પકડી પાડયા. ગાયો હરી જનારાએ ધુધુલના લશ્કરને જોયું અને નાસતા નાસતાજ તેમના ઉપર બાણોનો વરસાદ વરસાવી દૂર નીકળી ગયા. કેટલેક દૂર જઇ તેઓ પુનઃ ધુધુલની નજરે પડયા, પુનઃ દોડતાં દોડતાં તીરો છોડયાં, પરંતુ ઉભા રહીને—એક સ્થળે સ્થિર થઇને યુદ્ધ કરવાની વાતજ ન મળે. ગાયો પાછી વાળવાની ધૂનમાં ધુધુલ આગળ વધતો જતો હતો તેવામાં શત્રુઓથી થોડેક દૂર એક મોટું લશ્કર તેની નજરે પડયું. ધુધુલ ચમક્યો, ચેત્યો, તેને લાગ્યું કે યુક્તિ કરીને પોતાને ફસાવવામાં આવ્યો છે.

તે હિંમત હારી ગયો નહિ, તેના અભિમાની હૃદયને આઘાત થયો નહિ. પોતાની સામે મોટું લશ્કર જોઇ તે ડગમગ્યો નહિ. પોતાના લશ્કરને ઉત્તેજિત કરતો તે શૌર્યભર્યા સ્વરે બોલ્યો, "મારા બહાદુર સૈનિકો! શત્રુ પ્રપંચ કરી આપણને ગુજરાતની સેના સમક્ષ લઇ આવ્યો છે. બીકણ બાયલાઓની માફક તેણે કપટયુક્તિનો આશ્રય લીધો છે, પરંતુ તેનું કપટ તેનેજ કેવું નડે છે તે હમણાં આપણે તેને બતાવીશું. ગાયોનું હરણ કરી તેણે આપણો છળ કર્યો છે. એ છળ કપટનો બદલો વ્યાજ સાથે આપણે વાળી આપીશું. ગાયોની રક્ષા કરવી એ આપણો કુળધર્મ છે, આપણા પૂર્વજોએ ગૌરક્ષણ માટે પોતાના પ્રાણ અર્પણ કર્યા છે તો આપણે શું તે ધર્મકાર્ય માટે પાછી પાની કરીશું?"

"નહિ, કદી નહિ, ગૌરક્ષા માટે અમે અમારા પ્રાણ અર્પશું." સૈન્યમાંથી જયઘોષ થયો.

ધુધુલ ખીલ્યો. સૈનિકોને પાનો ચડાવતાં તેણે આગળ ચલાવ્યું, "ત્યારે મારા શૂરા સુભટો! ગૌરક્ષા માટે—તમારી પોતાની કીર્તિને માટે

થઇ જાઓ યુદ્ધ માટે તૈયાર, ચાલો આગળ, અને કરો શત્રુનો સંહાર. બોલો ભવાની માતકી જય!"

"ભવાની માતકી જય" ની જયઘોષણાથી વાતાવરણ ગાજી ઉઠયું. સાવધ થઇને તેઓ શત્રુ ઉપર તૂટી પડયા અને મારો ચલાવવા માંડયો.

આ શત્રુ બીજો કોઇ નહિ, પરંતુ વીરધવલનો જમણો હાથ—તેજપાળ હતો.

તેજપાળની સેના પણ યુદ્ધ માટે તત્પર બની. દારૂણ યુદ્ધ મચ્યું, મારો કાપોની બૂમો, તરવારના ખણખણાટ અને તીરોના સણસણાટ સિવાય બીજો અવાજ કાને પડતો નહિ. ઘાસની માફક માણસો કપાવા લાગ્યા, જબરો કોલાહલ જામ્યો, ઘુઘુલનું સૈન્ય ભારે ઉત્સાહમાં આવી ગયું, અને ઘુઘુલના પોતાના પરાક્રમથી હાહાકાર વર્તાયો. તેજપાળની સેનામાં ભંગાણ પડયું, તેના સૈનિકો વિખરાવા લાગ્યા, ચોમેર નાસભાગ થવા લાગી. ઘુઘુલની ખાત્રી થઇ કે પોતે ફસાયો નથી પણ ફાવ્યો છે!

## ૮ પાંજરામાં પૂરાયલો સિંહ.

તેજપાળે પ્રથમથીજ એવી યુક્તિ રચી હતી કે અડધું સૈન્ય જઇને ગોધ્રાના પાદરથી ગાયોનું હરણ કરી આવે અને અડધું સૈન્ય થોડે દૂર રહે. યુક્તિ આબાદ પાર પડી, પરંતુ ધારેલી ઇચ્છા ફળીભૂત ન થઇ. ઘુઘુલને પરાજીત કરવાને બદલે પોતાને હાર ખાવાનો વખત આવ્યો. તે ઝનુની બન્યો અને શુદ્ધ રાજકુળના સાત રજપૂતોને ઉદ્દેશીને બોલ્યો, "આમ જોયા શું કરો છો? શત્રુ મહાબળિયો છે. આવી રીતે તટસ્થ રહેવાથી શું દહાડો વળવાનો? આપણી સેના અસ્ત વ્યસ્ત થઈ ગઇ છે. આપણે નાસીશું તો શી ગતિ થશે? વીરધવલ પાસે શું મ્હોં લઇને જઇશું? આવી નામોશીથી પરાજીત થવું તેના કરતા યુદ્ધમાં દેહ

પાડવો એમાંજ યશ અને કીર્તિ છે. માટે ચાલો, તૂટી પડો. દ્રઢતાથી લડશું તો આપણે એકત્ર થઈ શત્રુનો ઘાણ વાળી નાંખશું."

તેજપાળના ઉત્તેજીત શબ્દોથી આ સાત રજપૂતોને શૂર ચડયું, અને તેજપાળ સહિત આઠે જણાએ શત્રુ ઉપર ધસારો કર્યો. બાણોનો વરસાદ વરસવા લાગ્યો. ઘુઘુલના સંખ્યાબંધ માણસો કારમી ચીસ પાડી શમશરણ થવા લાગ્યા. એ આઠ શૂરા રજપૂતોની બ્હાદૂરીથી નાસી જતા તેજપાળના સૈનિકોને પણ હિંમત આવી, તેઓ એકઠા થયા અને શત્રુ ઉપર તૂટી પડયા.

તેજપાળે એક ચમત્કાર જોયો. આકાશમાં પોતાની કુળદેવીના તેને દર્શન થયાં. દેવી પોતાના તરફ વિજયમાળ ફેંકતી હોય એવો તેને ભાસ થયો. વળી કપર્દિયક્ષ તેને પ્રત્યક્ષ થઈ ગયો. તેજપાળની ખાત્રી થઈ કે વિજય પોતાનો છે. કુળદેવીની કૃપા અને કપર્દિયક્ષની સહાયથી બળવાન બનેલો તેજપાળ મરણિયો થઇને યુદ્ધમાં ઝઝુમ્યો અને શત્રુનો સંહાર કરતો કરતો ઘુઘુલની નજદીક આવી લાગ્યો. તુમુલ યુદ્ધ મચી રહ્યું. ઘુઘુલને જોતાં તેજપાળની આંખો ફાટી, ચક્ષુઓમાંથી ક્રોધાગ્નિ ઝરવા લાગ્યો અને વીરહાક પાડીને તે બોલ્યો, "માંડલિક ઘુઘુલ! તારા ઇષ્ટદેવનું સ્મરણ કરી લે. તારો કાળ નજદિક આવ્યો છે એમજ સમજી લે, ઘણાને તેં સંતાપ્યા છે. આજે તેનો બદલો તને મળશે. ચાલ, સાવધ થા. જે હાથે તેં અમારા રાણાશ્રીને કાજળની ડબ્બી અને સાડી મોકલવાનું સાહસ કર્યું છે તે હાથનું બળ બતાવ." અપમાનસૂચક શબ્દોથી ઘુઘુલ ઘુંઘવાયો અને ધનુષ્યનો ટંકાર કરતો બોલ્યો, "શૂરવીરોની શૂરવીરતા માત્ર બોલી બનાવવામાં નથી પણ કરી બતાવવામાં છે. મારા બાહુબળનો સ્વાદ તને હમણાંજ ચખાડું છું. ચાલ થઈ જા સામો જો હિમ્મત હોય તો."

વાત રસાકસી ઉપર આવી. તેજપાળ ઉપર ઘુઘુલે અસ્ત્રશસ્ત્રના

પ્રહાર કરવા માંડયા. અતિ દારૂણ દ્વંદ્વ યુદ્ધ થયું. તેજપાળે બહુ જ બાહોશીથી પોતાનું રક્ષણ કરી શત્રુને હંફાવ્યો. બંનેના જીવ ચપટીમાં હતા. તેજપાળની યુદ્ધકળાની નિપુણતા જોઈને શત્રુ સૈનિકો પણ દિગ્મૂઢ બન્યા. જોતજોતામાં તેજપાળે ઘુઘુલને તેના અશ્વ ઉપરથી નીચે પાડી દીધો. તેના સૈન્યમાં 'મૈયા કુળદેવીનો જય! રાણા વીરધવલનો જય! મંત્રીશ્વર તેજપાળનો જય!' એવો જયધ્વની ગાજી ઉઠયો. ઘુઘુલ પડતાં તેના સૈનિકોના હાથ હેઠા પડયા. ધણી વગરના ઢોર સુના એ ન્યાયે તેઓ હતાશ બન્યા. તેજપાળનું શરણુ સ્વીકારવાની તેઓને ફરજ પડી.

જમીન ઉપર પડેલા ઘુઘુલને તેજપાળના માણસોએ પકડયો, જીવતો ને જીવતો બાંધી લીધો, અને તેને માટે તૈયાર રાખેલા લાકડાના પાંજરામાં પૂરી દીધો. હતભાગી ઘુઘુલ! ગોધરામાં ભીષણ ગર્જના કરતો સિંહ અંતે પાંજરામાં પૂરાયો!

## ૯ મદમર્દન.

વિજેતા તેજપાળે પોતાના સૈન્ય સહિત, પાંજરામાં પૂરેલા ઘુઘુલ અને બંદિવાન બનેલા સાથીતોને લઈને વિજયડંકો વગાડતાં હર્ષનાદ સાથે ગોધરામાં પ્રવેશ કર્યો. ઘુઘુલના ત્રાસથી કંટાળેલો જનસમાજ હર્ષ પામ્યો, ગામમાં વીરધવલની દુહાઈ ફરી વળી.

તેજપાળે ગોવાળિયાઓને ગાયો પાછી સોંપી, અને થોડું થોડું દ્રવ્ય બક્ષિસ તરીકે આપીને તેઓને સંતોષ્યા. પોતાનો એક સેવક ઘુઘુલના કુળનો રજપૂત હતો. તેને તેજપાળે ઘુઘુલની ગાદીએ બેસાડયો. વિજયના ચિન્હ તરીકે તેણે ઘુઘુલનો અઢારકોટી સુવર્ણકોષ લઈ લીધો, ચાર હજાર ઘોડા અને એક મુડો શુદ્ધ મુક્તાફળ લીધા, તેમજ પોતાની ઈચ્છાનુસાર દિવ્ય આભૂષણ અને ઉત્તમ અસ્ત્ર શસ્ત્ર આદિ લઈને પોતાની સત્તાનો પ્રતાપ પ્રસરાવીને તેજપાળ ધોળકા તરફ જવા નીકળ્યો.

ગોધરાથી નીકળી તેજપાળ દર્ભાવતી–ડભોઇ આવ્યો. તે સમયે



બુલબુલવાળું પાંજરું હાથી ઉપર બાંધ્યું હતું......    [પૃ. ૭૧

Lakshmi Art, Bombay, 8.

દર્ભાવતીમાં અંધાધુંધી ચાલતી હતી. લુંટફાટ કરનારી ટાળીયો ચોમેર ભટકતી હતી, લુંટવાના ભયને લીધે સામાન્ય વ્યવહાર અને વ્યાપાર બંધ પડવા જેવું થયું હતું, ગોધરા અને લાટ દેશના સામન્તોને જીતીને રાણાએ ત્યાં સત્તા બેસાડયા' પછી તેઓ રાણાનું ધુંસરૂં ઉછાળી નાંખવાને અને સ્વતંત્રતા પાછી મેળવવાને યત્ન કરતા, લુંટારાની ટાળીઓના અગ્રેસર બનતા અને ઘુઘુલ તેમાં સામેલ થઇ તેઓને ઉશ્કેરતો. દર્ભાવતીમાં શાંતિ પ્રસરાવવાની વીરધવલની ઉત્કટ ઇચ્છા હતી. **તેજપાળે ઘુઘુલવાળું પાંજરૂં એક મોટા હાથી ઉપર બાંધ્યું હતું અને પોતે જ્યાં જાય ત્યાં સાથેજ તે હાથીને ફેરવતો હતો*** દર્ભાવતીમાં લોકોના ટાળેટાળાં આ ચમત્કાર જેવા ભેગા થતાં, પોતાની દુર્દશા કરનારને યોગ્ય શાસન મળ્યું જોઇ આનંદ પામતાં, તેજપાળની વાહ વાહ બોલતાં અને વીરધવલના વખાણ કરતાં.

ઘુઘુલ પાંજરામાં બેઠો બેઠો લોકોના શબ્દપ્રહારને સહન કરતો હતો. તેઓ અપમાન કરતા, તેના તરફ આંગળી ચીંધીને ' સારૂં થયું. એ તો એજ લાગનો! જોયું, પાપનો બદલો પરમેશ્વરે કેવો આપ્યો ?' વિગેરે વાક્બાણથી તેનું હૃદય વીંધતા અને શિયાળ બની ગયેલો સિંહ જાહેર રીતે પોતાના મદનું મર્દન થયેલું જોઇ મનમાં ધુંધવાતો નિરૂપાયે સર્વ સાંભળી રહેતો. ઘુઘુલના પરાજયથી એક પાપ ગયું એવી લોકોને ટાઢક થઇ અને હવે વીરધવલની સત્તામાં પોતે સલાહશાંતિથી રહી શકશે તે માટે પ્રભુનો પાડ માન્યો.

તેજપાળે ડભોઇની આસપાસ કોટ ચણાવવાનો આરંભ કર્યો. નર્મદાની ઉપર, નર્મદા અને ઓર નદીના સંગમ ઉપર આવેલા ચાણોદ નામના પવિત્ર ધામમાં પોતાના સ્વામીના નામથી વીરધવલેશ્વરનું મંદિર તેમજ એક ભવ્ય ધર્મશાળા અને ચાણોદની પાસે કુંભે-

* જુઓ ચિત્ર.

શ્વર આગળ પાંચ મઠ બંધાવવા માંડયા. ત્યાંથી પાવાગઢ જઇ સર્વ-ભદ્રનું દહેરૂં બંધાવવા માંડયું. બે માસ ત્યાં રહી તેણે સર્વ લુંટારા અને ધાડપાડુઓનો સંહાર કર્યો. એ પ્રદેશમાં સલાહશાન્તિ સ્થાપીને, પ્રજાનો ત્રાસ નિવારીને, ઠેરઠેર ઘુઘુલના પાંજરાનું પ્રદર્શન કરતો મદમર્દનની પ્રતિજ્ઞા પૂર્ણ કરતો તેજપાળ ધોળકે આવી લાગ્યો.

## ૧૦ કાજળની ડબ્બી કે મોતનું નિશાન?

વીરધવલે તેજપાળનો ભારે સત્કાર કર્યો, ગાજતે વાજતે તેને નગરમાં પ્રવેશ કરાવ્યો, પોતે સામે જઇને તેને ભેટયો, અને તેણે પ્રાપ્ત કરેલા વિજય માટે તેને ધન્યવાદ આપ્યો.

આજે ઘુઘુલનો ન્યાય થવાનો હતો. રાજસભા ભરવામાં આવી. યુદ્ધમાં વિજય પામેલા શૂરવીરો ઘુઘુલનું શું થાય છે તે જોવા અતિ ઉત્સુક બન્યા. પ્રજાજનોની જીજ્ઞાસા પણ તીવ્ર બની હતી. ઘુઘુલના પાંજરા આગળ લોકોના ટોળેટોળાં આવતાં, તેના ઉપર ફિટકાર વરસાવતાં અને તેને યોગ્ય શાસન મળે એવું ઇચ્છતાં.

ઘુઘુલને પાંજરામાંથી બહાર કાઢી રાજસભામાં લાવવામાં આવ્યો. ન્હોતી આંખમાં એ ખુમારી, ન્હોતી ચાલમાં એ છટા કે ન્હોતો મસ્તકમાં એ ઘૂમંડ. એ સઘળું ગોધ્રાના પાદરમાં મુકતો આવ્યો હોય એમ તેના દેખાવ ઉપરથી જણાતું હતું. આંખો ઉંડી ઉતરી ગઈ હતી, ગાત્રો ગળી ગયા હતા, અંગો શિથિલ થયા હતા, છતાં તેની ટેક ગઇ ન્હોતી. અભિમાન તેનું સદાનું સાથી હતું. તે ગર્વભરી ચાલથી આવ્યો અને કરડી નજર ચોમેર ફેરવતો ઉભો રહ્યો.

વીરધવલ ઉઠયો. સર્વ સભાજનો સાંભળે તેવા બુલંદ સ્વરે તે બોલ્યો, "ગર્વાંધ ઘુઘુલ, જોયો પ્રભુનો ન્યાય? અભિમાન કોઇનું ટકયું નથી અને ટકવાનું નથી. સત્તાના મદમાં અંધ બની તેં કેટલા નિર્દોષ મનુષ્યોને રંજાડયા છે? કેટલાના સુખ ઉપર છીણી મુકી છે? એ

કકળતી આંતરડીના શ્રાપ તારા ઉપર વર્ષ્યા છે, પ્રભુએ તારા દુષ્ટકૃત્યોનો યોગ્ય દંડ તને આપ્યો છે, બોલ, તારાં કાર્યો માટે તને પશ્ચાતાપ થાય છે?"

ધુંધુલનું અંતર આ વાક્બાણોથી વીંધાતું હતું. બ્રાહ્મકન્યાના શ્રાપનું તેને સ્મરણ થયું, એ ત્રાસજનક દૃશ્ય તેની સમીપ ખડું થયું, સતીનો શ્રાપ તેને સાલવા લાગ્યો, પાપનો પશ્ચાત્તાપ થયો, પરંતુ શત્રુ સમક્ષ તેનો સ્વીકાર કરવો એ ધુંધુલ જેવા અભિમાની રાજાથી બની શકે એમ ન્હોતું. તે મૌન ઉભો રહ્યો.

વીરધવલે આગળ ચલાવ્યું, "પશ્ચાતાપ નહિ થાય. પત્થર કદી પીગળ્યો સાંભળ્યો છે? વારૂ ધુંધુલ, આ સાડીને—આ કાજળની ડબ્બીને તું ઓળખે છે? એ કાજળની ડબ્બી નહિ, પરંતુ તારા મોતનું નિશાન છે! મારે માટે તેં તે ભેટ મોકલી હતી, નહિ? ઠીક છે, હવે જો કે તેનો ઉપયોગ કરવાને પાત્ર કોણ છે? હાથના કર્યાં હૈયે વાગે એનો આજ અનુભવ કરી લે! લઘુભા, લ્યો, આ તેની ભેટ તેનેજ આપો, તેનેજ એનો ઉપયોગ કરવા દો. પહેરાવો તેને આ સાડી, અને આંજો એની આંખમાં આ કાજળ. આભૂષણ તરીકે લટકાવો તેના ગળામાં આ કાજળની ડબ્બી. દુનિયાને જોવા દો કે વીરધવલની સામે બાથ ભીડનારની દશા આવી થાય છે!"

ધુંધુલનું અંતર બળીને રાખ થઈ ગયું. પગથી માથા સુધી તેને ક્રોધ વ્યાપ્યો. તેનું અંગ ક્રોધથી કંપવા લાગ્યું, પરંતુ શત્રુના સકંજામાં સપડાયલો સિંહ જેમ ઘુઘવાટી કરી બેસી રહે તેમ તે ધમપછાડા કરી નિરૂપાય બન્યો. તેને સાડી પહેરાવવામાં આવી, બને આંખોમાં આંજણ આંજવામાં આવ્યું અને કાજળની ડબ્બી ડોકમાં લટકાવવામાં આવી. લાજી મરે એવી સ્થિતિમાં તેને રાજસભામાં ફેરવવાની આજ્ઞા કરવામાં આવી.

પોતાનું કૃત્ય પોતાનેજ નડયું. ભલભલાને ત્રાહ્ય ત્રાહ્ય પોકરાવનાર ઘુઘુલ સ્ત્રી વેષમાં ? તેની આવી અધમ દશા ? અપમાનની હદ થઈ. ઘુઘુલને પોતાની જાત તરફ તિરસ્કાર ઉપજ્યો ! આવું હડહડતું અપમાન તે વધારે વાર સાંખી શકયો નહિ. આથી તો મૃત્યુ વધારે સારૂં લાગ્યું. કંઈપણ બોલ્યા વિના પોતાની જીભ કરડીને ભરસભામાં તે મૃત્યુ પામ્યો. ધરાને ધ્રુજાવનાર ઘુઘુલ પોતાના પાપનો હિસાબ આપવા યમસદનમાં પહોંચી ગયો. પોતે મોકલેલી કાજળની ડબ્બી પોતાના ગોતનું કારણ થઇ પડી !

## ૧૧ ઉપસંહાર.

પાપી પોતાને પાપે પરાજીત થયો અને મરાયો. પ્રજાના માર્ગમાંથી એક કંટક દૂર થયો. ધોળકામાં વિજયની વધાઇઓ ગાજી રહી. તેજપાળની જાહેર કદર કરવા માટે વીરધવલે એક ભવ્ય જાહેર સભા ભરી, અને સભાજનો સમક્ષ તેને અમૂલ્ય પોશાક આપીને તેની ભારે પ્રશંસા કરી, અને અઢળક દ્રવ્ય બક્ષિસ તરિકે અર્પણ કર્યું.

તેજપાળ અને વસ્તુપાળ જેવા ચતુર મંત્રીઓની સલાહ અને સહાયથી વીરધવલે પોતાના રાજ્યનો વિસ્તાર ખૂબ વધાર્યો. શત્રુઓ કાયર થઇ તેનું શરણ સ્વીકારવા લાગ્યા અને ચોમેર તેની આણ વર્તાવા લાગી. જૂલ્મીઓના ત્રાસથી મુક્ત થયેલી પ્રજા નિર્ભય બની, તેની વીરતાના વખાણ કરવા લાગી અને સર્વ પ્રજાજનોના અંતરમાંથી એવા ઉદ્દગારો નીકળવા લાગ્યા કે, " વીરધવલ જેવા વીર તેમજ નીતિ અને ન્યાયપરાયણ રાજાને પ્રભુ દીર્ઘાયુ બક્ષો અને તેનું રાજ્ય અમર તપો ! "

# યોગી વચ્છરાજ.

૧. પુત્ર વાંચ્છના.

" કહો, કહો, ભૂદેવ ! છે કંઈ ઉપાય આ વાંઝીયામેણું ટાળવાનો ? એકજ-ફક્ત એકજ પુત્રરત્નની પ્રાપ્તિ માટે આપ કહો તે કરવા તૈયાર છું. કહો, છે કંઇ આશાનું કિરણ ?"

" છે, રાજન્ ! પણ જરા વિકટ......" ભૂદેવ વાક્ય પૂરૂં ન કરી શકયો. રાજાના મ્હોં તરફ તે શંકાશીલ નજરે જોઈ રહ્યો.

" કેમ કંઈ શંકા થાય છે, દેવ ? શ્રીનગરના રાજવીના વચનમાં આપને વિશ્વાસ નથી ?" રાજાની આતુરતા પ્રતિક્ષણ વધતી જતી હતી.

" આપના વચનોમાં વિશ્વાસ ન હોય, એમ તે કદી બને ? ગૌ-બ્રાહ્મણ પ્રતિપાળ ! પરંતુ એ ક્રિયા એવી છે કે જે કરતાં મનને સંકોચ થાય. વળી એ ક્રિયા આપે કરવાની નથી પરંતુ રાણીશ્રીએ કરવાની છે."

" તો તેમાં શી હરકત છે ? પુત્રરત્ન જેવી દુષ્પ્રાપ્ય વસ્તુ મેળવવા માટે રાણી ગમે તે વિધિ ખુશીથી કરશે. આપ નિઃશંક એ વિધિ અમને જણાવો.

" સત્ય છે, દેવ ! મહારાજાએ યથાર્થ કહ્યું. તેમની આજ્ઞા મારે શિરસાવંદ્ય છે અને તેમાં પણ એતો મારા સ્વાર્થની વાત રહી. કહો, કહો, આપ જે કહેશો તે ક્રિયા હું વિધિપૂર્વક અવશ્ય કરીશ." રાણીએ પોતાના સ્વામીના શબ્દોનું સમર્થન કર્યું.

બ્રાહ્મણ ઉંડા વિચારમાં ઉતરી પડયો. પોતાનો પ્રયોગ અજમાવીને, બરાબર ગણતરી કરીને તે બોલ્યો, " પુત્રપ્રાપ્તિ માટે મારા પ્રયોગોમાંથી માત્ર એકજ ઉપાય નીકળી આવે છે, અને તે એ કે રાણીશ્રી રજસ્વલા થાય ત્યારે ચોથે દિવસે પ્રથમ લોહીથી ન્હાય, પછી પાણીથી ન્હાઇ સ્વચ્છ બને અને રાજા પાસે જાય. બીજે દિવસે સવારમાં પણ પાછું તેજ રીતે સ્નાન કરે. આમ થાય તો એ પ્રયોગની સિદ્ધિથી તેમને પેટે પુત્ર અવશ્ય અવતરે એવો યોગ છે."

લોહીથી સ્નાન કરવું ! રાણી કમ્પી ઉઠી. કેવી મલિન ક્રિયા ? પણ સ્વાર્થ ! સ્વાર્થ આગળ ભાવના ભાગ્યેજ ટકી શકે છે !

રાણીએ એ પ્રયોગ સ્વીકાર્યો, રાજા પ્રસન્ન થયો, ભૂદેવે શુભાશિષ આપી.

## ૨. મહેલમાંથી જંગલમાં.

વિક્રમાદિત્યની પહેલાં જ્યારે યુધિષ્ટિર ( ધર્મરાજા ) નો શક ચાલતો હતો તે વખતની આ વાત છે.

પરમ પુનિત હરદ્વારની ઉત્તરે આવેલા પૃથ્વી ઉપરના સ્વર્ગસમા ગણાતા રળિયામણા પ્રદેશના પાટનગર—શ્રીનગરના રાજાને ત્યાં પુત્રની ખોટ હતી. આ ખોટ રાજારાણીને સાલતી. રાજવૈભવ અને સુખ સાહ્યબી પુત્રના અભાવે દુ:ખકર જણાતા.

તેમણે અનેક ઉપાયો કર્યા, પણ નિષ્ફળ. અંતે એક બ્રાહ્મણે એ સાધના બતાવી અને અનેક નિરાશાઓથી ઘેરાયલી રાણીના હૃદય–આકાશમાં એક આશાનું કિરણ ચમક્યું. રાણી એ સાધના કરવા તત્પર થઇ.

તેણે રજોદર્શનના ચોથે દિવસે બ્રાહ્મણના કહ્યા મુજબ યથાવિધિ ક્રિયા કરી. તેને આશા બંધાઇ કે પ્રભુ તેના ઉપર હવે જરૂર દયા કરશે.

બીજા દિવસે સવારમાં ઉઠીને તે રાજમહેલની અગાશીમાં સ્નાન કરવા બેઠી. પ્રથમ તેણે ભૂદેવની સૂચનાનુસાર લોહીથી સ્નાન કર્યું. આખું અંગ લોહીથી તરબોળ બન્યું. મલિન થયેલી કાયાને પાણીથી સ્વચ્છ કરવા તે અધીરી બની.

પરંતુ આ શું ? એકાએક તેણે કારમી ચીસ પાડી. શું થયું તેનું તેને ભાન ન રહ્યું.

રાણીની ચીસ સાંભળીને દાસીઓ દોડતી આવી. જુએ તો ત્યાં રાણીજ ન મળે !

દાસીઓ હાંફળી ફાંફળી થઇને આમતેમ દોડવા લાગી. એવામાં ઉપર આકાશમાં કંઇ લાલ અને કાળા રંગનું ઉડતું તેમની નજરે પડ્યું. આ શું હશે ?

એક વૃદ્ધ દાસી સમજી. " ભોગ લાગ્યા ! આ તો મોટો ગીધડો

આપણી રાણીને ઉપાડી ગયો. રાણીશ્રીને ઘણુંય સમજાવ્યા પણ કોઇને પાસેજ ન રહેવા દીધી એટલે શું કરીએ? હવે શું થશે? અરેરે એ ગીધ તો એમને ફોલી ખાશે."

મહેલમાં બૂમરાણ થઈ પડી. સેવકો ધસી આવ્યા, રાજા આવ્યો, બધાએ તીરોનો મારો ચલાવ્યો, પરંતુ એ ગીધ પક્ષી એટલું ઉંચું ચડી ગયું હતું કે ભલભલા તીરંદાજની કળા પણ કંઈ કામ ન લાગે!

લોહીથી તરબોળ થયેલી રાણીને માંસનો લોચો સમજીને આકાશમાં ઉડતું એક મહાન ગીધ પક્ષી સારૂં ભક્ષ મળવાના ઉત્સાહમાં રાણીને ઉપાડી ગયું હતું. રાણી કોઈ પણ ઉપાયે પાછી મેળવી શકાય તેમ નહોતું. રાજા હાથ ઘસતો-પોતાના દુર્ભાગ્યને દોષ દેતો બેસી રહ્યો.

ગીધ પક્ષી ઉડતું ઉડતું ઇડરના ડુંગર સુધી આવી લાગ્યું. રાણીને ચેતન આવતાં તેણે છૂટવાનાં ફાંફાં માર્યાં. ગીધ પક્ષીએ પણ પોતાની ભૂલ જોઈ, અને રાણીને ડુંગર ઉપર મુકીને પોતાને રસ્તે પડયું. રાણીની જીવનદોરી લંબાવાની હોય તો ગીધ તે કેવી રીતે તોડી શકે? તેથીજ કહેવાય છે કે 'રામ રાખે તેને કોણ ચાખે?'

રાણી બચી ગઇ. ગીધના પંજામાંથી છૂટી, પણ તે કેવા સ્થળે? ઉજ્જડ અરણ્યમાં. રાજમહેલના સુખવૈભવમાં ઉછરેલી શ્રીનગરની રાણી અત્યારે ભરજંગલમાં એકલી અટુલી થઇ પડી. ઘડીએ ઘડીએ 'ખમા! ખમા!' કરનારા સેવક સેવીકાઓ અહીં નહોતા, પાણી માગતાં દૂધ મળે તેમ પણ નહોતું, અહીં તો નિરાધાર દુઃખદ્ સ્થિતિ હતી. અહીં તેનું કોઇ નહોતું-હતું માત્ર ઉપર આભ અને નીચે ધરતી!

## ૩. સિધ્ધોને શરણે.

રાણીનું હૃદય ભરાઈ આવ્યું. પોકેપોક મુકીને તે રડી અને હૈયું હળવું કર્યું. આવા નિર્જન સ્થળમાં આશ્રય શોધ્યા વિના છુટકો નહોતો-

ગમે તે રીતે પેટનો ખાડો પૂર્યા વિના ચાલે તેમ નહોતું. તેણે ચોમેર નજર ફેરવી.

દૂર દૂર અરણ્યને છેડે તેણે કેટલીક ઝુંપડીઓ જોઇ. જરૂર ત્યાં વસ્તી હોવી જોઇએ એમ ધારી ત્યાં જવાનો તેણે વિચાર કર્યો. પરંતુ આમ નગ્નાવસ્થામાં જવું કેવી રીતે ?

જરૂરીયાતના પ્રસંગે મનુષ્ય ગમે તે માર્ગ શોધી કાઢે છે. ઝાડના પાંદડાને ગુંથી લઇને તેણે પોતાની કાયા ઢાંકી અને લથડતા પગે પ્રભુ સ્મરણ કરતી તે ઝુંપડીઓ તરફ ચાલી. સત્ય કહ્યું છે કે 'સુખમાં પ્રભુને કોઇ ન સંભારે, દુઃખમાં પળે પળે તેને પ્રાર્થે.'

ઝુંપડીઓ આગળ આવતાંજ એક ઝુંપડીને ઓથે ઉભી રહીને તેણે દીન વાણીથી વસ્ત્રની યાચના કરી. વસ્ત્ર મળતાં તે પહેરીને જળાશયમાં જઇ તેણે સ્નાન કર્યું. એજ વસ્ત્ર સુકવીને તે પુનઃ ધારણ કર્યું, સિદ્ધ પુરૂષો પાસે આવીને તેણે પોતાની વીતક કહી સંભળાવી.

"બ્હેન, તું શ્રીનગરની રાણી અને તારી આ દશા ?" એક સિદ્ધે કકળાટ કર્યો.

"સત્ય કહ્યું છે કે 'કર્મ કરે તે કોઇ ન કરશે, મૂર્ખ મથી મરશે" બીજા સિદ્ધે કર્મવાદ રજુ કર્યો.

."એ તો એમજ. પ્રભુ ઘડીમાં જંગલમાં મંગળ કરે અને મંગળનું જંગલ બનાવે તે આનું નામ." ત્રીજાએ ટાપસી પુરી.

"હશે, બ્હેન, ભાવિ મિથ્યા થતું નથી. પ્રભુ સૌ સારા વાનાજ કરશે. અહીં તને કોઇ વાતનો ભય નથી. અમે તારા કલ્યાણનો માર્ગ શોધી કાઢીશું" એ સિદ્ધ પુરૂષોના ગુરૂએ રાણીને આશ્વાસન આપ્યું.

રાણી સિદ્ધ પુરૂષોના શરણે આવી રહી.

૪. વચ્છરાજ.

અસલ પુરાણુમાં ઇડરને ઇલદુર્ગ નામ આપેલું છે. ત્યાં દ્વાપર-યુગમાં ઇલ્વણુ નામનો દૈત્ય પોતાના ભાઈ આતાપી તથા વાતાપી સાથે રહેતો હતો. એ રાક્ષસો ત્યાં આવનારાં માણુસને ખાઈ જતા હતા, તેથી આસપાસનો પ્રદેશ ઉજ્જડ થઇ ગયો હતો. આખરે ત્યાં મહાન અગસ્ત્ય ઋષિ ફરતા ફરતા આવી ચડયા, તેમણે તે રાક્ષસોનો નાશ કર્યો. ઉજ્જડ થઈ પડેલા પ્રદેશ ઉપર ઋષિમુનીઓ અને સિદ્ધ પુરૂષો હવે નિર્ભયતાથી રહેવા લાગ્યા હતા. રાણીને આ સિદ્ધ પુરૂષોનો આશરો મળ્યો.

દસ માસ વિત્યા અને રાણીને પુત્ર પ્રસવ થયો. એ પુત્ર દિવ્ય કાંતિવાળો હતો. સિદ્ધો એનું ભવ્ય લલાટ જોઇ પ્રસન્ન થયા. તેમણે ભવિષ્ય ભાખ્યું કે, ' આ પ્રતાપી પુરૂષ થશે.''

રાજપુત્ર પાંચ વર્ષનો થયો અને એને પોતાની શક્તિ બતાવવાનો તનમનાટ થયો. પરંતુ અહીં સિદ્ધ પુરૂષો પાસે રાજપુત્રને શોભે એવા બીજા કામ તે શા હોય ? અંતે તેને તમામ સિદ્ધ પુરૂષોના વાછડા ચારવાનું કામ સોંપવામાં આવ્યું.

એ કળામાં પણ કુમારે પોતાની કુશળતા બતાવી અને સિધ્ધોને પ્રસન્ન કર્યા. વાછડાને-વચ્છને ચરાવતો હોવાથી સિધ્ધોએ તેનું નામ પાડયું વચ્છરાજ.

વચ્છરાજ શુદ્ધ રાજબીજ હતો. બાલ્યાવસ્થામાંજ ભયને તો તેણે દેશવટો આપ્યો હતો. ડુંગરોમાં તે નીડરતાથી ફરતો અને વાછડા ગમે ત્યાં આડાઅવળા ગયા હોય તો પણ પોતે એકલો એકાંત અને ભયાનક માર્ગોએ જઇને પણ તેમને શોધી કાઢતો.

એક દિવસ તે અચાનક આડે રસ્તે ચડી ગયો. તદ્દન નિર્જન પ્રદેશમાં માર્ગ શોધવાના તે ફાંફાં મારતો હતો તેવામાં એક સિદ્ધ તેની

નજરે પડયો. વચ્છરાજ દોડયો, મહાત્માના ચરણે પડયો અને તેને નમન કર્યું.

સિદ્ધ પુરૂષ આ રાજપુત્રના ભવ્ય લલાટ તરફ જોઇ રહ્યો. તેની ખાત્રી થઈ કે આ કોઈ પ્રતાપી પુરૂષ નિવડશે. પોતાની સિદ્ધિના યોગે તેણે તેનું ભવિષ્ય જાણી લીધું.

તેને શુભાશિષ આપતાં સિદ્ધ પુરૂષ બોલ્યો, " બેટા, કલ્યાણ ! તારૂં ભાવિ ઉજ્જવળ છે, પરંતુ તે માટે હું કહું તેમ તારે કરવું પડશે. "

" શું ? " વચ્છરાજે ટુંકોજ પ્રશ્ન કર્યો.

" જો ! મહાકાળેશ્વરના ડુંગર ઉપર એક અઘોરી રહે છે. તેની પાસે તું જા એટલે તને એક એવી વસ્તુ મળશે કે તને ઇચ્છિત રિદ્ધિ-સિદ્ધિ પ્રાપ્ત થશે. "

વચ્છરાજ ચમકયો. તે વિચારમાં પડી ગયો.

" કેમ ? શા વિચારો કરે છે ? ત્યાં જવાનો ભય લાગે છે ? " સિદ્ધની વાણીમાં કંઇ અજબ સત્તા હતી !

" ના, પ્રભુ ! ભય તો નહિંજ, પરંતુ મારા ગુરૂએ એ દિશામાં કદી નજ જવાની ખાસ ચેતવણી આપી છે. "

" અને એ અઘોરી ત્યાં રહે છે એજ કારણથી ના ? "

" જી, હા. એ કહેતા હતા કે એની પાસે જનાર કોઇ જીવતું પાછું આવતું નથી. "

" પણ તું પાછો આવીશ. વચ્છરાજ ! મારા વચનોમાં શ્રદ્ધા રાખ. જો, એ અઘોરીને વશ કરવાનો એક ઉપાય હું તને બતાવું. એ ઉપાય તું છૂપો રાખીશ ? "

" જરૂર. "

"ત્યારે જો, બરાબર લક્ષ રાખજે" એમ કહી એ સિદ્ધ પુરૂષે વચ્છરાજના કાનમાં કંઇક કહ્યું. "જોજે હો, એમાં જરા પણ ભુલ ન થાય. જરા પણ મુંઝવણ થાય તો મારા નામનો ઉચ્ચાર કરજે. જા, પ્રભુ તારો બેડો પાર કરશે."

વચ્છરાજ પ્રણામ કરીને ગયો. તેના અંતરમાં હર્ષ માતો નહોતો!

## ૫. સોનાનો પુરૂષ.

મહાકાળેશ્વરના ડુંગર ઉપર એકાંત સ્થાનમાં અઘોરીનું નિવાસસ્થાન હતું. માથે જટા વધારેલી, હાથપગના નખો વધી ગયેલા, વસ્ત્રોનું ભાન નહિં, એવો એક અઘોરી ત્યાં પોતાનો અડ્ડો જમાવી બેઠો હતો.

સિદ્ધ પુરૂષે આપેલી નિશાની લક્ષમાં રાખીને વચ્છરાજ આ અઘોરીના સ્થાન પાસે આવી લાગ્યો. તેને જોતાંજ વચ્છરાજને તેના તરફ ધૃણા ઉપજી. ચોમેર ગંદવાડ, હાડકાં, લોહીથી ખરડાયલા વાસણો નજરે પડતા હતા. અઘોરીની આંખો ખુની જણાતી હતી.

બીજા કોઈ પ્રસંગે આ જોઇને વચ્છરાજ જેવા નિડર યુવાનની છાતી પણ ફાટી પડત, પરંતુ સિદ્ધ પુરૂષના વચનોમાં એને શ્રદ્ધા હતી. તે નીડરતાથી ત્યાં ઉભો રહ્યો.

મનુષ્યની ગંધ આવતાંજ અઘોરી સાવધ બન્યો. બગલો પોતાના શિકાર તરફજ લક્ષ રાખીને કંઈ ધ્યાન ધરી રહે તેમ અઘોરી કંઈ ચિંતવન કરવા લાગ્યો. વચ્છરાજ વિચારમાં પડયો.

આંગણે આવેલા અતિથિનો સત્કાર કરવા ઉત્સુક હોય તેવા ડોળથી અઘોરી ઉઠયો અને બોલ્યો "પધારો, પધારો, આપના આગમનથી મને અત્યંત આનંદ થાય છે."

અને ખરેખર વચ્છરાજના આગમનથી અઘોરીને તો આનંદજ થતો હતો! આવું ઉત્તમ ભક્ષ આજ અનાયાસે ઘેર બેઠાં મળી આવે પછી આનંદ કેમ ન થાય?

પણ વચ્છરાજ એની મનોદશા સમજી ગયો. તેના મનમાં થયું કે અહીંથી નાસી છૂટું.

એજ ઘડીએ **સિદ્ધ પુરૂષની આકૃતિ તેની નજર સામે ખડી થઈને**× તેને હિમ્મત રાખવાનો ઉપદેશ કરતી હોય તેવો તેને આભાસ થયો, સિદ્ધ પુરૂષના વચનો યાદ આવ્યા, અને તેણે ' આ પાર કે પેલે પાર' નો નિશ્ચય કર્યો.

" આપના સદ્‌ભાવ માટે ઉપકાર. " વચ્છરાજે ઠાવકા મોઢે ઉત્તર આપ્યો અને જરા પણ સંકોચ વગર અઘોરીની પાસે ગયો.

અઘોરીએ તેને આસન આપ્યું. બંને વાતે વળગ્યા.

વાત કરતાં કરતાં એકાએક કંઈ સ્મરણ થઈ આવ્યું હોય તેમ અઘોરી ઉઠયો, ચુલા ઉપર તેલની કડાઇ ચડાવી અને નીચે બળતું કર્યું.

" આ શું કરો છો ?" નિર્દોષ ભાવે વચ્છરાજે પ્રશ્ન કર્યો.

" આ એક સિદ્ધિનો પ્રયોગ છે. અમુક મંત્રોચ્ચાર કર્યા બાદ મારી આજ્ઞા મુજબ જે મનુષ્ય આ કડાઇની આસપાસ સાત પ્રદક્ષિણા ફરે તેની કાયા અમર બને છે, એટલુંજ નહિ, પરંતુ તેને સિદ્ધિ પ્રાપ્ત થાય છે. તારા જેવા ઘણા યુવાનો મારી આ ક્રિયાનો લાભ મેળવીને પોતાની કાયા અમર બનાવી ગયા છે. " અઘોરીએ ખુલાસો કર્યો.

" વાહ, એતો બહુજ આનંદની વાત. ત્યારે તો મને પણ એ લાભ જરૂર લેવા દો. પણ મને ભય લાગે છે કે એ ક્રિયા કદી નજરે જોયેલી ન હોવાથી મારાથી કદાચ ભૂલ થઈ જાય. આપ એક વખત એ વિધિ કરી બતાવો તો પછી હું એમાં રજભાર પણ ભૂલ ન કરૂં." વચ્છરાજ એ લાભ લેવા અધીરો બન્યો.

અઘોરીના મુખ ઉપર પ્રસન્નતાનાં ચિહ્નો જણાયા. " ઘણી

× જુઓ ચિત્ર.

ખુશીથી. એમાં શું ? અમે તો પરોપકાર અર્થેજ જીવન ગાળનારા. તારૂં ભલું થતું હોય તો તે માર્ગ બતાવવામાં મને કંઈજ વાંધો નથી. "

જરા પણ સમય ગુમાવ્યા વિના અઘોરીએ કેટલીક વિધિ કરી, અનેક મંત્રો ઉચ્ચાર્યા અને 'બરાબર ધ્યાન રાખજે' એમ કહીને તે ખદખદતા તેલની કડાઈની આસપાસ પ્રદક્ષિણા ફરવા લાગ્યો.

એક, બે, ત્રણ, એમ છ પ્રદક્ષિણા પુરી થઇ અને અઘોરી સાતમી પ્રદક્ષિણા ફરવા લાગ્યો. વચ્છરાજની નજર તેની હિલચાલ ઉપર સ્થિર બની રહી હતી. સાતમી પ્રદક્ષિણા પૂરી થતાંજ વચ્છરાજ ધસ્યો, અઘોરીને કમરમાંથી પકડયો અને પોતાના સિદ્ધ પુરૂષનું નામ ઉચ્ચારીને ઉકળતા તેલની કડાઈમાં તેને ધકેલી દીધો. એક જબરી ચીસ, અને...

અને શો ચમત્કાર ! એ અઘોરી તેલની કડાઇમાં પડતાંજ તેનો દેહ બદલાઇ ગયો. માનવ દેહધારી અઘોરીને બદલે સોનાની જડ મૂર્તિ બની ગઈ !

સિદ્ધ પુરૂષે વચ્છરાજને યુક્તિ બતાવી હતી તે આજ. તેના વચન પ્રમાણે વર્તન કરતાં વચ્છરાજને સોનાના પુરૂષની* પ્રાપ્તિ થઈ. તેના ભાગ્યોદયનો પ્રારંભ થઈ ચૂકયો.

## ૬ નાગકન્યા.

એ સોનાના પુરૂષને લઇને વચ્છરાજ પોતાની માતા પાસે આવ્યો. તેના આશ્રયદાતા—સર્વ સિદ્ધજનો અતિ હર્ષ પામ્યા અને વચ્છરાજને તેની નિડરતા માટે ધન્યવાદ આપવા લાગ્યા. એ સોનાના પુરૂષની સહાયથી તેની કીર્તિ વધે એવા કાર્ય કરવાની અને પોતાનું રાજ્ય જમાવવાની તેઓએ સલાહ આપી.

---

* 'આવી એક મૂર્તિ કચ્છના જામ લાખા ફૂલાણી પાસે હતી, તેમાંથી જેટલું સોનું કાપી લેવામાં આવે તેટલું પાછું નવું થઈ જાય. આ મૂર્તિ સોનાના પુરૂષને નામે પ્રસિધ્ધ છે અને ભુજ પાસેના કુડક નામે ધોધના દ્રોહમાં હોવાનું કહેવાય છે.'

" પણ આટલાજ સોનાથી રાજ્યની સ્થાપના કેવી રીતે થઇ શકે ? તેમાં તો અઢળક દ્રવ્ય જોઇએ. " વચ્છરાજે શંકા બતાવી.

" ખૂબી બધી ત્યાંજ છે તો. આ સોનાના પુરૂષની મદદથી તો તું ધાર્યું નિપજાવી શકે. જો, તેનો એક હાથ કાપી નાંખ જોઇએ. "

" વચ્છરાજે એ સોનાના પુરૂષનો હાથ કાપી નાંખ્યો, અને શું આશ્ચર્ય ! હાથ તો પાછો હતો તેવોને તેવોજ થઇ ગયો. સોનાના પુરૂષની કાયા જાણે અખંડિતજ હોય ! "

" જોયું ? વચ્છરાજ ! તું ગમે ત્યારે ગમે તેટલું સોનું કાઢી લઇશ તો પણ મૂર્તિ પાછી હતી તેવીને તેવીજ થઇ જશે. એટલે તને કદી-પણ ધનસંપત્તિની ખેંચ પડવાની નથીજ. જા, પ્રયત્ન કર, ઇશ્વર તને યશ અપાવશે. " સિદ્ધજનોએ આશીર્વાદ આપ્યા.

અને એ આશિષ સત્ય નિવડી. એ સોનાના પુરૂષની સહાયથી તેણે એજ ડુંગર ઉપર ઈડરગઢ બંધાવ્યો, આસપાસના પ્રદેશમાંના કારી-ગરો, ખેડુતો અને વેપારીઓને દરેક પ્રકારની અનુકૂળતા આપીને ત્યાં વસાવ્યા, અને ઈડરગઢને આબાદ સ્થળ બનાવ્યું. ગઢની અંદર એક સુંદર બગીચો તૈયાર કરાવીને તેમાં કુંડ તથા વાવ બંધાવ્યાં, અને પોતે ત્યાં રાજ્ય ચલાવતાં સુખવૈભવ ભોગવવા લાગ્યો.

થોડાજ દિવસમાં તેના કાને ફરિયાદ આવી કે કોઈ છુપી રીતે બાગના તમામ ફૂલો લઈ જાય છે. વચ્છરાજે ચોકી પહેરા મુકયા, પરંતુ ચોરનો પત્તો નજ લાગ્યો. અંતે તેણે પોતે એ ચોર શોધી કાઢવાનો નિશ્ચય કર્યો.

એક દિવસ તે પોતેજ શસ્ત્ર સજીને બગીચાની ચોકી કરવા લાગ્યો. રખેને કોઈ પોતાની પણ નજર ચૂકવી જાય એ વિચારથી તે બાગમાં ચોમેર ફરવા લાગ્યો.

એવામાં એક કૌતુક બન્યું. વાવ પાસેની એક ગુફામાંથી રૂપરૂપના અંબાર સમી એક સુંદર કન્યા નીકળી અને ફૂલ વિણવા લાગી.

સ્વર્ગની અપ્સરા સમી એ કન્યાને વચ્છરાજ અનિમેષ દૃષ્ટિથી જોઇ રહ્યો. આવી સુંદર સ્ત્રી આજસુધીમાં તેની નજરે પડી નહોતી! શું આ કન્યા રોજ બાગના ફૂલ લઇ જતી હશે? તે વિચારમાં પડયો.

એટલામાં તો એ કન્યાની ને એની મળી દૃષ્ટોદૃષ્ટ. કન્યા પણ એ યુવાનના વીરશ્રીથી ભરેલા વદનને નીરખી રહી.

એકાએક કંઇ સ્મરણ થઇ આવ્યું હોય તેમ એ કન્યા ગુફા તરફ દોડી. વચ્છરાજ તેની પાછળ પડયો. કન્યાએ ગુફામાં પ્રવેશ કર્યો હતો!

એક ક્ષણ વધારે અને પોતાના બાગના ફૂલો ચોરી જનાર એ ચોરનો પત્તો લાગવો મુશ્કેલ હતો. કન્યાનું આખું અંગ ગુફામાં ઉતરે તે પહેલાંજ વચ્છરાજે **તેની વેણી પકડી લીધી.**×

કન્યા મુંઝાણી. તેણે છૂટવાના ઘણા ફાંફાં માર્યાં, પણ વચ્છરાજ પાસે તેનું કંઇ ફાવે તેમ નહોતું.

"છોડી દો, છોડી દો, કૃપા કરી મારી વેણી છોડી દો." તે કન્યાએ કાલાવાલા કરવા માંડયા.

"એમ તો નહિજ છુટે, સુંદરી! પ્રથમ મને કહો કે તમો કોણ છો અને શા માટે મારા બાગના પુષ્પો હંમેશાં લઇ જાઓ છો."

"હું નાગકન્યા છું. આ ઉદ્યાનની રમણીયતા નીરખવા અને પુષ્પો વિણવા હંમેશાં હું અહીં આવું છું. મને છોડી દો. ક્ષણ પણ વધારે વિલંબ થશે તો વિપ્રીત પરિણામ આવશે."

અને રાજકન્યાએ ગુફામાં ધસી જવા માટે એક જબરો આંચકો માર્યો. વચ્છરાજને લાગ્યું કે આ કન્યામાં કંઇ દૈવી શક્તિ લાગે છે. એ શક્તિના આધારે તે જોતજોતામાં હાથમાંથી સરી જશે. તરતજ તેણે પોતાના બીજા હાથથી તરવાર કાઢીને એ કન્યાની વેણી કાપી લીધી.

---

× જુઓ ચિત્ર.

વેણી વચ્છરાજ.



સિદ્ધ પુરૂષની આકૃતિ તેની નજર સામે ખડી થઈને.... [પૃ. ૮૩.

નાગકન્યા ક્ષણુ માત્રમાં અદ્રશ્ય થઇ ગઇ.

વચ્છરાજે તેનો માર્ગ શોધવાના ધણાયે ફાંફાં માર્યાં, પરંતુ કંઇજ પત્તો ન લાગ્યો. તે નિરાશ થયો.

પરંતુ નાગકન્યાને તે ભૂલી શક્યો નહિ. કોઇ દૈવી શક્તિવાળી સ્ત્રી તરીકે તેના તરફ તેને પૂજ્યભાવ પેદા થયો. તેની વેણીને તે પૂજવા લાગ્યો.

**૭ ભાગ્યોદય.**

કન્યા પાતાળમાં ગઇ અને પોતાના પિતાને બાગમાં બનેલી હકીકત જણાવી.

નાગ કોપ ભરાયો. એ ઉદ્ધત યુવાનને પકડી લાવવા માટે તેણે દૂતો મોકલ્યા.

કન્યાએ આપેલી નિશાનીઓ ઉપરથી દૂતો બાગમાં આવી લાગ્યા. તેઓએ જોયું કે રાજા તો વેણીની પૂજા કરી રહ્યો છે !

વચ્છરાજના રૂપથી તેઓ અંજાયા. તેના લલાટમાં ચમકતા રાજતેજથી તેઓ દબાયા. વેણી તરફના તેના પૂજ્યભાવથી તેમના હૃદય પીગળ્યા. તેને પકડી જવાની તેમની ઇચ્છા ન થઇ.

નાગ પાસે આવીને તેમણે નજરે જોયેલો બનાવ કહી બતાવ્યો અને નાગકન્યાના તેની સાથે લગ્ન કરી આપવા માટે આગ્રહપૂર્વક વિનંતિ કરી.

નાગ સમજી ગયો. તેણે નાગકન્યાના વચ્છરાજ સાથે લગ્ન કર્યાં.

સોના અને સુગંધનો મેળ મળ્યો. વચ્છરાજ અને નાગકન્યાનું જીવન સુખી થયું. બંને શુદ્ધ પ્રેમથી એકબીજાને ચહાતા આનંદમાં દિવસો વિતાડવા લાગ્યા.

× × × ×

રાજમહેલની અગાશીના ઝરૂખામાં બેઠા બેઠા રાજારાણી આનંદકેલી કરી રહ્યા હતા, તેવામાં માર્ગ ઉપર હૈયાફાટ રૂદનનો આર્તનાદ સંભળાયો. નાગકન્યા ચમકી, “ સ્વામી ! આ દુ:ખમય રૂદનનું કંઇ કારણ?”

"પ્રિયે ! વચ્છરાજે તેના માથે હાથ ફેરવતાં કહ્યું, " એ તો આપણા પ્રજાજનોમાંથી કોઈનું મૃત્યુ થયું છે, તેથી તેના મુડદાને તેના સગાવ્હાલાઓ શોક સંતાપ કરતાં–રડતાં કુટતાં સ્મશાને લઇ જાય છે."

નાગકન્યાની મુંઝવણનો પાર ન રહ્યો. " શું અહીં મૃત્યુ ખરૂં કે ? અરરર, ત્યારે આપણે અહીં શા માટે રહેવું જોઇએ ? "

" ભોળી રે ભોળી ! જન્મ અને મરણ એ તો મનુષ્ય માત્રને માટે નિર્માણ થયેલું છે–પછી તે વહેલું થાય કે મોડું.

" પણ અમારા નાગલોકમાં તો એવું કંઇજ નહિં. ત્યાં તો બધાય અમર. મરણનો ભય બિલકુલ ન મળે. નાથ, ચાલોને આપણે ત્યાં જતા રહીયે ! "

"ઘેલી, પણ હું તો માનવલોકનો માનવી. મને નાગલોકમાં કોણ સંઘરે?"

" કેમ નહિ ? મારા પિતા કંઇ નહિ તો મારા હિતને ખાતર પણ આપનો ત્યાં સત્કાર કરશેજ, મારા સૌભાગ્યમણીને ત્યાં આવવાનો સંપૂર્ણ અધિકાર છે. "

વચ્છરાજે રાણીને બહુ સમજાવી, પણ એતો હઠ લઇનેજ બેઠી. વચ્છરાજ તેની ઇચ્છાને આધીન થયો.

રાજા અને રાણી તારણ માતાના ડુંગર ઉપર ગયા અને માતાના સ્થાનક પાસે આવેલ વિવર–ગુફામાં પ્રવેશ કરીને પાતાળમાં ઉતરી પડયા.

વચ્છરાજ અને તેની રાણીનું શું થયું તે કોઈ જાણી શક્યું નહિં. રાજા જતાં પ્રજાજનો નિરૂત્સાહી બન્યા અને ધીરે ધીરે ઈડરગઢ ઉજ્જડ બની ગયો.

કેટલાય વર્ષો સુધી એ ભૂમિ ઉજ્જડ રહી. ધીરે ધીરે ભીલ જાતીએ ત્યાં પોતાની સત્તા જમાવી, અને વલ્લભીપુર તૂટયું ત્યારે ત્યાંના રાજા શિલાદિત્યની એક રાણીએ ડુંગરની એક ગુફામાં બાળકને જન્મ આપ્યો તે બાળક ગોહાએ એ ભૂમિનો પુનઃઉદ્ધાર કર્યો.



# રાજકુમાર ગોહિલ.

**૧ જગદંબાને ચરણે.**

" માતા ! અંબા ભવાની ! તારી પાળે આવીને ખોળો પાથરૂં છું, તારા શુભાશીર્વાદ માગું છું. મારા સૌભાગ્યમણિનું દીર્ઘાયુષ્ય યાચું છું, તેની વંશવૃદ્ધિની દિનભાવે ભિક્ષા માગું છું. મા ! સારૂંયે જગત કહે છે કે તારા બારણે આવેલા યાચકોને તું નિરાશ નથી કરતી. મારી મનોકામના તૃપ્ત કરવાની તેં કૃપા કરી છે, એક શેર માટીની ખોટ તેં પૂરી છે. એ કૃપાના ફળ તરિકે મને પુત્રરત્ન પ્રાપ્ત થાય એટલી વિશેષ કૃપા તું કરજે, તારી આ દીન કિંકરીની એટલી નમ્ર પ્રાર્થના તું સ્વીકારજે. જય માતા ! જય અંબા ભવાની ! "

વલ્લભીપુરની અધિષ્ઠાત્રી આજે સારાયે જગતની અધિષ્ઠાત્રી-શક્તિ સ્વરૂપ માતા અંબા ભવાનીને શરણે આવી હતી. સંતાનની અભિલાષાએ એણે અંબિકાની ઉપાસના આદરી હતી, જગતજનનીએ એની એ સેવા સ્વીકારી હતી, માતાનો આશીર્વાદ ફળ્યો હતો, રાણી પુષ્પાવતીને ગર્ભ રહ્યો હતો, ભાવી રાજાની આશાએ વલ્લભીપુરમાં આનંદ છવાયો હતો. પોતાનો મનોરથ પરીપૂર્ણ કરનાર એ ચંડિકાને ચરણે અર્ધ્ય અર્પવા રાણી આતુર બની હતી. આજે તેની એ ઇચ્છા પરિપૂર્ણ થઇ હતી.

વિંધ્યાચળ પર્વતની તળેટીમાં આવેલી ચંદ્રાવતી નામની નગરીમાં પરમાર વંશના રાજાની આણ વર્તાતી હતી. ચંદ્રાવતીની રાજકન્યા પુષ્પાવતી વલ્લભીપુરની રાજરાણી થવા ભાગ્યશાળી બની હતી,

પુત્રવાંચ્છનાના કારણે પુષ્પાવતીએ અનેક દેવદેવીઓની ઉપાસના કરી હતી, અને પોતાના પિતાના રાજ્યમાં જગદંબા દેવી ભવાની હતાં તેની બાધા રાખી હતી. દેવી જગદંબા તેની અડગ શ્રદ્ધાથી પ્રસન્ન થયા અને પુષ્પાવતીને ગર્ભાધાનના ચિહ્નો જણાયા. પુત્રકામનાની સિદ્ધિના સર્વ લક્ષણો પ્રતીત થયેલા હોવાથી રાણી પુષ્પાવતી ષોડશોપચારથી માતા ભવાનીની પૂજા કરવા માટે પોતાના પિતાને ઘેર-ચંદ્રાવતી નગરીમાં આવી હતી.

દેવી જગદંબાના મંદિરે જઇને તેણે તેનું યથાવિધિ પૂજન કર્યું, પોતાના સૌભાગ્યમણિનું દીર્ધાયુષ્ય યાચ્યું અને પુત્રરત્નની ભિક્ષા માંગી.

પોતે રાખેલી બાધા છોડીને-પૂજન અર્ચનથી દેવીને સંતોષીને-બ્રાહ્મણોને દાન દક્ષિણાથી તૃપ્ત કરીને પુષ્પાવતી કૃતાર્થ થઇ. વલ્લભીપુર ઉપર યવનોએ આક્રમણ કર્યું હોવાથી ત્યાં જવામાં સલામતી નહોતી એટલે પોતાના માતપિતાના અતિ આગ્રહથી તેણે સંતાનપ્રાપ્તિના સમય સુધી ચંદ્રાવતી નગરીમાં રોકાવાનું સ્વીકાર્યું.

## ૨ પૂર્વકથા.

રાજસ્થાનના મૂખ્ય પ્રદેશ મેવાડનું રાજસિંહાસન સૂર્યવંશી રાજાઓએ શોભાવ્યું છે. મેવાડના સ્થાપક મહારાજા કનકસેન લોહકોટનું રાજ્ય છોડીને સૌરાષ્ટ્ર દેશમાં આવ્યા તે વખતે એ દેશ પવાર વંશના રાજાના અધિકારમાં હતો. એ રાજાને પરાજિત કરીને કનકસેન સૌરાષ્ટ્રના સિંહાસને બેઠો અને રાજ્યને દ્રઢ કરવામાં ચિત્ત પરોવ્યું. ઇ. સ. ૧૪૪માં તેણે **વીર**નગર નામક એક શહેર વસાવ્યું.

કનકસેન પછી ચોથી પેઢીએ **વિજયસેન** રાજા થયો. તેણે **વિજ**યપુરની સ્થાપના કરી જેનાં ખંડિયેરો ઉપર હાલનું ધોળકા સ્થાપિત થયું એમ કહેવાય છે. મહારાજા **વિજયસેને** **વલ્લભીપુર** અને વિદર્ભ ( હાલનું **શિહોર** ) નામની બે નગરીઓ પણ વસાવી હતી.

**વલ્લભીપુર** ઇતિહાસમાં સુપ્રસિદ્ધ છે. વલ્લભીપુર કયાં હતું તેના સ્થળ નિર્ણય માટે અનેક પ્રકારની ચર્ચાઓ થઇ છે અને સંશોધનના પરિણામે એમ સિદ્ધ થાય છે કે હાલમાં ભાવનગરથી વાયવ્ય દિશામાં પાંચ કોસના અંતરે ' વળા ' નામે ગામ છે ત્યાંજ પ્રાચીન **વલ્લભીપુર** હતું. અત્યારે પણ ત્યાંના ખંડિયેરોમાંથી અસાધારણ માપના શીવલીંગ અને પોઠિયા નીકળે છે અને વલ્લભીપુરના વર્ણનમાં જણાતા કેટલાક ઐતિહાસિક સ્થળો પણ હાલ ત્યાં વિદ્યમાન છે.*

---

* એલેકઝાંડર કીનલાક ફાર્બસ લખે છે કે-" હાલના **વળા** નામના કસબાથી વાયવ્ય દિશાએ એક મોટું પીલુડીનું જંગલ છે, તેમાં આ વલ્લભિનગરના ખંડેરનો મુખ્ય ભાગ છે. આ જંગલમાં ફરતા રસ્તાઓ છે, તેમાં જઇ ઘર બાંધવા સારૂ ગામના લોકો હાલમાં ઈંટો વિગેરે કાટ ખોદી લાવે છે. ખંડેરમાંથી તેમના પાયાની ભીંતો દેખાય છે તે ૪ા ફુટ પહોળી અને મજબુત પકવેલી ઇંટ તથા માટીથી ચણેલી જણાય છે. આવી ઇંટોની ભીંતો વળાના કસ્બાથી ત્રણચાર માઈલ સુધી જોવામાં આવે છે. આ ઇંટો કદમાં ઘણીખરી ૧૬ ઇંચ લાંબી, ૧૦ ઈંચ પહોળી અને ૩ ઇંચ જાડી છે. આ

કનકસેનથી આઠમી પેઢીએ શિલાદિત્ય રાજા થયો. શિલાદિત્યના જન્મ વિષે એક અદ્દભૂત કથા કહેવાય છે:—

ગુર્જર દેશના કૈયર (ગુજરાતના ખેડા ગામમાં) નગરમાં દેવાદિત્ય નામે બ્રાહ્મણ વેદવેદાંગમાં નિપુણ હતો. સુભગા નામની તેની કન્યા

---

પીલુડીના જંગલની પાસે એક ઘેલારો નામની નદી વહે છે તેથાં ચોમાસામાં ઘણું પાણી આવી જ્યારે તેનું વેહેન ફરી વળે છે ત્યારે વલ્લભીપુરનાં ખંડેરો પાણીના જોરથી ખુલ્લાં પડે છે. વળા ગામથી ઉત્તરે એક જળાશય છે તેને હાલમાં લોકો ઘોરારદમન કરી કહે છે. નૈઋત્ય દિશામાં એક બીજી સપાટ વિસ્તીર્ણ જગા છે, તેને રત્નતળાવ કરી કહે છે. તળાવની પાળ કોઈ કોઈ જગે આજપણ જણાય છે.

પીલુના જંગલમાં અને વળાની આસપાસમાં શીવ અને નંદીની ગ્રાનીટ પથ્થરની બનાવેલી મ્હોટા કદની મૂર્તિઓ આપણે જોઇએ છીએ. જે બાંધેલા ચોતરા ઉપર આ મુર્તીઓ જોવામાં આવે છે તેજ ઘણું કરી તેના દેવળોની અસલ સપાટી જણાય છે. આ શીવલીંગો સાવ આખા જોવામાં આવે છે, પણ નંદીની મૂર્તિઓ કાંઈ પણ ખંડિત થયા વગર રહી નથી. અહીં એક મ્હોટા કદની નંદીની ગ્રાનીટ પથ્થરની મૂર્તિ છે તેને માથું નથી. એ નંદી હાલમાં બુદ્ધેશ્વર મહાદેવ નજદીક પડી છે. આમાંની દરેક મૂર્તિઓને બ્રાહ્મણોએ જુદાં જુદાં નામ આપ્યાં છે, જેમકે વૈજનાથ, રત્નેશ્વર, ઈશ્વરીઆ મહાદેવ વિગેરે. નંદીની મૂર્તિઓ હાલની મૂર્તિઓ કરતાં ચતુષ્પાદી પ્રાણીની સરસ બેસવાની ઢબમાં કોત્રી કહાડેલી છે."

વળાની હાલની સ્થિતિની તપાસ કરતાં જણાય છે કે ત્યાંના શીવલિંગ ૨૭ ઇંચ વ્યાસના, ૧૫ ફુટ લાંબા ( ૮ ફુટ જમીનમાં અને ૭ ફુટ બહાર ) છે. ત્યાંનો મોટામાં મોટો પોઠિયો (નંદી) ૯ ફુટ લાંબો અને ૪ ફુટ ઉંચો છે. શિલાદિત્યની સાળીની દિકરી ઘોરાના નામ ઉપરથી ઘોરાદમન નામનું જળાશય બનાવેલું તે અદ્યાપિ ત્યાં છે અને ઘોરારદમન નામથી ઓળખાય છે. વળાથી ૬ માઇલ દૂર આવેલા લોહીયાણા ગામમાં ગુજરાતના બાદશાહ તરફથી બંધાવવામાં આવેલો ૮૮ ફુટ ઉંચો મિનારો છે. જમીનમાંથી લોઢાનો કાટોડો નીકળે છે તેમાંથી વૈદો મંડુર બનાવે છે.

વિવાહની રાત્રેજ વિધવા થઇ. એક દિવસ સુભગા ભાન ભુલી અને તેના ગુરૂએ આપેલો બીજમંત્ર તેણે ઉચ્ચાર્યો. તરતજ સૂર્ય ભગવાને પ્રકટ થઇ તેને આલિંગન દીધું અને તત્ક્ષણ અંતર્ધ્યાન થઇ ગયા. સુભગાને ગર્ભના લક્ષણો જણાયા, દેવાદિત્ય મુંઝાયો, યોગબળથી તેને સત્ય હકીકત સમજાઇ, સુભગાને પોતાને ઘેર ન રાખતાં તેણે વલ્લભીપુર મોકલી દીધી જ્યાં તેને એક પુત્ર અને એક પુત્રી પ્રાપ્ત થયાં.

પુત્ર મોટો થતાં સુભગાએ તેને વિદ્યાલયમાં મુકયો. વિદ્યાર્થીઓ તેનું ગુઢ જન્મવૃત્તાંત જાણીને તેને 'ગુપ્ત' નામથી બોલાવી અનેક પ્રકારના મર્મપ્રહારો કરવા લાગ્યા. 'ગુપ્ત' અકળાતો, મુંઝાતો, શંકાશિલ બનતો. તેના પિતાનું નામ કોઇ પૂછતું ત્યારે નીરૂત્તર બની જતો. પોતાને ઉત્પન્ન કરનાર પિતાને તે ઓળખતો નહોતો, તેનું નામ તે જાણતો નહોતો, તેને કદી નજરે દીઠો નહોતો, કોઇ 'પિતા'એ એને વાત્સલ્યભાવે બોલાવ્યો નહોતો, એને એમજ લાગતું કે એને પિતાજ નહોતો !

વિદ્યાલયના વિદ્યાર્થીઓ એના બાપનું નામ પૂછી એના હૈયામાં હોળી સળગાવતા, એને નબાપો કહી એના જીવને બાળી નાખતા. 'ગુપ્ત'થી આ ચેષ્ટા વધુવાર સહન ન થઇ. તેની માતાએ અનેકવાર તેના આ પ્રશ્નને ઉડાવ્યો હતો, પરંતુ હવે ગુપ્તની ધીરજનો અંત આવ્યો. અતિશય ક્રોધે ભરાઇને તેણે સુભગાને કહ્યું, " મારા પિતાનું નામ આજે તારે જણાવવુંજ પડશે, નહિ તો હમણાંજ તારો પ્રાણ લઇ લઇશ !"

સુભગા ગભરાઇ, તેણે સૂર્યદેવને સંભાર્યા. તત્કાળ સૂર્યભગવાન ત્યાં પ્રગટ થયા અને 'ગુપ્ત'ને સર્વ વૃત્તાંત જણાવ્યું. 'ગુપ્ત'ના હાથમાં એક પાષણાનો ટુકડો આપીને તેઓ બોલ્યા, " આ પાષાણનો ટુકડો હાથમાં લઇને તું જેને સ્પર્શ કરશે તે તત્ક્ષણ પતન પામશે."

'ગુપ્ત'ના મનનું સમાધાન થયું. સૂર્યના અનુગ્રહથી તેને દૈવીશક્તિ પ્રાપ્ત થઇ. એ પાષાણના ટુકડાના પ્રતાપે તેણે વલ્લભીપુરના રાજાને પરા-

જિત કર્યો અને તેના સિંહાસનનો પોતે અધિકારી બન્યો. રખડતો-નબાપો ગણાતો 'ગુહ' વલ્લભીપુરનો રાજા બન્યો. સૂર્યે આપેલા પત્થર-શિલાના પ્રતાપે તે સત્તાવાન બન્યો તેથી તે શિલાદિત્યના નામથી પ્રખ્યાત થયો.

કહેવાય છે કે સૂર્યદેવે એક બીજા પ્રકારનો અનુગ્રહ પણ તેના ઉપર કર્યો હતો. વલ્લભીપુરમાં એક સૂર્યકુંડ હતો. જ્યારે જ્યારે સંગ્રામનો પ્રસંગ ઉપસ્થિત થતો ત્યારે શિલાદિત્ય તે કુંડની સમીપ જતો અને સૂર્યનારાયણની સ્તુતિ કરતો. તેની પ્રાર્થના સાંભળીને સૂર્યનો રથ ખેંચનાર સમાશ્વ નામનો એક પ્રચંડ અશ્વ એ સૂર્યકુંડમાંથી નીકળતો. આ અશ્વને પોતાના રથ સાથે જોડીને શિલાદિત્ય સમરાંગણમાં સંચરતો અને શત્રુઓને પરાજિત કરતો. સમાશ્વની સહાયથી તે વિજયીજ થવાનો એવી સૌ કોઇની દ્રઢ માન્યતા બંધાઇ ગઇ હતી.

પરંતુ ' વિનાશકાળે વિપરિત બુદ્ધિ ' એ ન્યાયે તેના મંત્રીને એક વખત દુર્બુદ્ધિ ઉપજી. વલ્લભીપુર ઉપર ચડાઈ લાવનારા યવનો*ને એ દુષ્ટ મંત્રીએ 'સૂર્યકુંડ'નો છુપો ભેદ જણાવી દીધો અને કહ્યું કે, 'આ કુંડને તમે અપવિત્ર બનાવો તો સમાશ્વની સિદ્ધિ નષ્ટ થશે અને તેના હાથ હેઠા પડશે.' યવનોએ તરતજ એ કુંડમાં ગોરક્ત નાખીને તેને અપવિત્ર બનાવી દીધો.

યવનોએ વલ્લભીપુર ઉપર આક્રમણ કર્યું તે વખતે શિલાદિત્ય સુર્યકુંડ સમીપ જઇને સૂર્યદેવની પ્રાર્થના કરવા લાગ્યા, પરંતુ સમાશ્વના તેને દર્શન ન થયા. વારંવાર વિનવવા છતાં પણ જ્યારે સાતમુખવાળો અશ્વ નજરે ન પડયો ત્યારે તેને લાગ્યું કે પોતાની સર્વ સિદ્ધિ હણાઇ

* વલ્લભીપુરનો વિનાશ કરનાર યવનો કોણ હતા તે બાબત જુદા જુદા મતો છે. કર્નલ ટોડ પારદ અથવા હુન લોકોથી એનો નાશ થયેલો જણાવે છે. વાટ્સન એ જાતિને ઇન્ડુવકય અને એલ્ફીન્સ્ટન પારસી જણાવે છે.

ચૂકી છે. સમાશ્વની સહાય વિનાજ પોતાની સેના સાથે તે યવનો ઉપર તૂટી પડયો, પરંતુ દૈવ વિપરિત હોવાથી તેનો અને તેના સૈનિકોનો સંહાર અને વલ્લભીપુરનો વિનાશ થયો.*

---

* વલ્લભીનગરનો નાશ શિલાદિત્ય રાજાના વખતમાં થયો તે વિષે નિચે પ્રમાણે કથા ચાલે છે. "આ વખત મારવાડનો પાલીનો એક કાકુ નામે વ્યાપારી પોતાના ઉચાળા લઈ વલ્લભી નગરમાં આવી વસ્યો હતો. થોડા દહાડા તે દરવાજા બહાર કેટલાક ગોવાળિયાની સાથે કુબામાં રહ્યો, અને તેની ઘણી દરિદ્ર અવસ્થાથી લોકો તેને રંક નામે ઓળખવા લાગ્યા. કેટલાક સમય પછી કાકુ રંકને કૃષ્ણચિત્રક પદ અને બીજી કેટલીક ચમત્કારીક વસ્તુઓ મળ્યાથી તે દોલતમંદ થવા માંડયો, એટલે દરવાજા બહાર પોતાનો કુબો હતો તે બાળી નાખીને તેણે બીજે દરવાજે મોટો મહેલ બાંધ્યો. કરોડાધિપતિ બની ગયેલા આ કાકુ રંકની પુત્રી એક દિવસ હીરા માણેકથી જડેલી સોનાની કાંશકીથી પોતાનું માથું ઓળતી હતી તે રાજકુંવરીના જોવામાં આવી રાજકુંવરીએ એ કાંશકીની માગણી કરી, કાકુએ સાફ ના પાડી, કુંવરી હઠે ચડી અને પોતાના પિતા પાસે રાવ લઈ ગઈ. શિલાદિત્યે રાજસત્તાના બળે તે જોર જુલમથી છીનવી લીધી. રંક ગુસ્સે ભરાયો, વેર વાળવા માટે તે મ્લેચ્છ રાજાને એક કરોડ સોનામહોર આપવાનું વચન આપીને વલ્લભીપુરનો નાશ કરવા માટે પોતાની સાથે તેના લશ્કર સહિત તેડી લાવ્યો. કાકુએ સૂર્યકુંડને ગાયના લોહીથી અપવિત્ર બનાવવાની ચાવી એ મ્લેચ્છ રાજાને બતાવી અને તે પ્રમાણે કરવાથી અપવિત્ર થઈ ગયેલા સૂર્યકુંડમાંથી સાત મુખો ઘોડો નીકળ્યો નહિં તેથી શિલાદિત્ય મ્લેચ્છ રાજાના હાથે મરણ પામ્યો. શત્રુઓએ વલ્લભીપુરને તારાજ કર્યું."

વલ્લભીના નાશ વિષે એક બીજી કથા પણ ચાલે છે:—"ધુંડીમલ નામે એક સાધુ પોતાના શિષ્ય સાથે વલ્લભીપુરની પડોસમાં ચમારડી નજદીક ઈશાવળા નામના ડુંગરની તળાટીમાં આવી ઉતર્યો હતો તેણે પોતાના ચેલાને શહેરમાં ભિક્ષા માગવા મોકલ્યો પણ કોઇએ કંઈ આપ્યું નહિ. ચેલાએ જંગલમાંથી લાકડા કાપી તે વેચીને તેના પૈસાથી આટો ખરીદ કર્યો પણ આખા શહેરમાં કોઈએ તેના રોટલા ઘડી આપ્યા નહિ. છેવટ એક કુંભારણે

શિલાદિત્યની સઘળી રાણીઓ તેની પાછળ સતી થઇ—માત્ર એક રાણી પુષ્પાવતી આ ઘોર સંગ્રામને સમયે તેના પિયર ચંદ્રાવતી નગરીમાં હતી તે બચી જવા પામી, તેને લીધેજ શિલાદિત્યની વંશવેલ જીવંત રહેવા પામી.

અંબા ભવાનીના ચરણે પોતાના સૌભાગ્યમણિનું શુભ યાચતી યૌવના તેજ આ વલ્લભાધિપતિની રાણી પુષ્પાવતી!

### ૩. માર્ગપ્રતિક્ષા.

" આજે મારૂં ડાબું અંગ કેમ ફરકે છે? શાંતિના ધામરૂપ આ

---

રોટલા ઘડી આપ્યા તે લઈને તે ગુરૂ પાસે આવ્યો પણ તેણે ગુરૂને કંઈ વાત ન કરી. ઘણા દિવસ એમ ચાલતાં ચેલાના માથામાં ટાલ પડી તે ગુરૂના જોવામાં આવી અને તેણે તેનું કારણ પૂછયું. હકિકત જાણતાં ગુરૂને શોક થયો. એક દિવસ ગુરૂ પોતે ભિક્ષા માટે આખા શહેરમાં ફર્યો પરંતુ એ કુંભારણ સિવાય બીજા કોઇએ ભિક્ષા આપી નહિં તેથી ગુરૂને ઘણો ક્રોધ ચડયો. ચેલાને તેણે કહ્યું, 'કુંભારણને જઈને કહે કે તું આખા કુટુંબ સાથે બહાર નીકળી જા, આજે આ શહેર દટાઇ જશે.' કુંભારણ પોતાના ધણી અને છોકરાં સાથે ગામબહાર નીકળી. ચાલતાં ચાલતાં સમુદ્ર કિનારે હાલ ભાવનગર કસ્બો છે ત્યાં આવી લાગતાં ગુરૂની ખાસ મના હોવા છતાં એ કુંભારણે પાછું વાળીને જોયું એટલે તરતજ તે પાષાણ બની ગઈ. હાલમાં તે રૂવાપુરી માતા એ નામથી પુજાય છે. ધુંડીમલે શ્રાપ આપ્યો કે 'પટણ સો ડટણ' તેથી બધાંય પાટણ દટાઇ ગયાં અને વલ્લભીનગર પણ દટાઈ ગયું."

" જૈન લોકો વલ્લભીનગરનો નાશ ઇ. સ. ૪૨૦ માં શિલાદિત્ય રાજાના વખતમાં થયો કહે છે. એક બીજા જૈન ગ્રંથમાં સં. ૩૭૫ માં થયો કહે છે. કરનલ ટૉડ ઇ. સ. ૫૨૬ માં થયો કહે છે. કલ્પસુત્ર અનુસાર જણાય છે કે ઈ. સ ૪૬૫ સુધી વલ્લભીનગરનું રાજ્ય આબાદ હતું. ડૉકટર ભાઉને મળેલા એક તામ્રપટ ઉપરથી જણાય છે કે શાકે ૪૨૬ સુધી વલ્લભીનગરનું રાજ્ય આબાદ હતું. કોઇ ઇ. સ. ૭૭૦ માં વલ્લભીપુરનો નાશ થયો માને છે."

—સૌરાષ્ટ્ર દેશનો ઈતિહાસ.

રાજમહાલયમાં પણ આજે મને અશાંતિ કેમ જણાય છે? દેવીના દરબારમાં પણ આજે મને અમંગળ શંકાઓ કેમ થાય છે? મારા સ્વામી રણસંગ્રામમાં સંચર્યા ત્યારથી મારૂં ચિત્ત વ્યાકુળ રહે છે. મારા હૃદયહારના કુશળ સમાચાર જાણવા મારૂં મન નિશદિન તલસે છે, વલ્લભીપતિના વિજય સમાચાર સાંભળવા મારૂં અંતર અધીરૂં બન્યું છે. માતા! દયા કરજે! તારી અમીદૃષ્ટિ આ દિન દાસી તરફ ફેરવજે, મારા નાથનું સમરાંગણમાં સંરક્ષણ કરજે, વલ્લભીનગરના રાજવીને વિજયમાળ અર્પજે! દેવી! તારા પનારે પડેલી તારી આ પુત્રીના સૌભાગ્ય-સૂર્યને ઝાંખો થવા ન દેજે, તેના સૌભાગ્યમણિની તું સદાય ભાળ લેજે!"

વલ્લભીપુરની ચિંતાજનક સ્થિતિ અને પોતાના માતપિતાના આગ્રહને લીધે રાણી પુષ્પાવતી ચંદ્રાવતીમાં રોકાણી, પરંતુ રાતદિવસ તેને યુદ્ધમાં વિચરેલા પોતાના પતિનાજ વિચારો આવતા હતા.

એ પ્રેમાળ પતિએ રણસંગ્રામમાં વિચરવા પહેલાં પોતાની પ્રીયાંગના—રાણી પુષ્પાવતીને તેના પિયર મોકલી આપી હતી. એ પ્રેમી યુગલે એક બીજાથી છુટાં પડતી વખતે ભવિષ્યના અનેક સુખદ સ્વપ્નાઓ સેવ્યાં હતાં, એક પુત્રરત્ન અને ગાદી વારસની ભાવી આશાએ એ સ્નેહાળ દંપતિના હૃદયો આનંદથી ઉભરાઇ ગયાં હતાં, યુદ્ધની સમાપ્તિ પછી પુષ્પાવતી સમી પ્રેમાળ પત્ની અને કાંતિમાન રાજકુમારના સહવાસમાં પરમ સુખશાંતિ અનુભવવાની આશાએ વલ્લભીપતિના ઉત્સાહમાં નવચેતન રેડાયું હતું, અને ચંદ્રાવતીથી પોતે પાછી ફરે ત્યારે વિજયી બનેલા પોતાના વ્હાલમને વિજયમાળ આરોપી પોતે કૃતાર્થ થશે એવી સુખદ ભાવના સાથે પુષ્પાવતી પોતાના પતિની પ્રેમાળ પ્રતિમાને અંતરમાં ધારણ કરીને વલ્લભીપુરથી વિદાય થઇ હતી.

ચંદ્રાવતીના રાજમહેલમાં બેઠી બેઠી તે પોતાના પતિનું ચિંતન કર્યા કરતી અને પતિને ભેટ આપવા માટે કંઈ કંઇ કારીગીરીની વસ્તુઓ

પોતાને હાથે તૈયાર કરતી. ચંદ્રાવતીનો સંગેમરમરનો શ્વેત મહેલ વિંધ્યાચળ પર્વતના કિનારા આગળ એક વિશાળ વટવૃક્ષ ઉપર આવેલા પક્ષીના નાના માળાની માફક ડોકીઉં કરી રહ્યો હતો. એ શ્વેત અવાસમાં આવેલા એક ખંડમાં પુષ્પાવતી એકલી અટુલી બેઠી બેઠી પોતાના પ્રેમાળ પતિની વાટ જોતી મનમાં અનેક સંકલ્પ વિકલ્પો કર્યા કરતી હતી.

વિંધ્યાચળની તળેટી પાસેથી વલ્લભીપુર તરફ જવાનો એક માર્ગ હતો. એ માર્ગ ઉપર કોઇ કોઇ વખતે આથમતા સૂર્યના કિરણોમાં અગ્નિના તણખા સમાન ચમકતું એકાદ તીર વિદ્યુતવેગે પસાર થતું દૃષ્ટિએ પડતું હતું. કૃષ્ણવર્ણના અશ્વ ઉપર આરૂઢ બનેલો એકાદ સ્વાર મારતે ઘોડે તે મહેલના સિંહાલંકૃત દ્વાર પાસે આવીને ઉભો રહેતો, સન્માનને ખાતર પોતાનું મસ્તક અને હાથમાંનો ભાલો નીચો નમાવીને રાણીને એકાદ પત્ર આપતો અને પુનઃ મસ્તક નમાવીને ચાલ્યો જતો. હર્ષિત હૃદયે પુષ્પાવતી તે કાગળ હાથમાં ધરી રાખીને નયનપ્રિય આસમાની રંગના આકાશ અને લિલોતરીથી આચ્છાદિત ટેકરીઓ તરફ જોઇ રહેતી. તેનો તે દિવસ સુખ સ્વપ્નમાંજ જતો અને તે દિવસે તેની પાસે આવનાર સૌ કોઇ મનમાની ભેટ મેળવવા ભાગ્યશાળી બનતું. બીજે દિવસે એ ઘોડેસ્વાર પુષ્પાવતીનો પ્રત્યુત્તર લઇને સૂર્ય પ્રકાશમાં ઝળહળતા સુવર્ણની માફક ચળકતા ભાલા અને ઢાલની સાથે પોતાનો ઘોડો ડપટાવી જતો.

સંધ્યા સમયે જ્યારે ભવાનીના મંદિરમાં ઘંટાના રણકાર સાથે સંધ્યા આરતી થતી ત્યારે પુષ્પાવતી કસુંબલ ચીર પરિધાન કરીને પોતાના પ્રિયતમનો પત્ર પોતાના કાળા ભમર જેવા કેશકલાપમાં છુપાવીને દેવીના દર્શને જતી અને પોતાના પતિ સમરાંગણમાં વિજયી બનીને સુખરૂપ સત્વર પાછા ફરે તેવી પ્રાર્થના કરતી.

રાજમહાલયના વિશાળ ખંડના અગ્રભાગે સંગેમરમરનો સુંદર નકસીદાર ઝરૂખો હતો, એ ઝરૂખામાં બેઠી બેઠી વલ્લભીપુરની સમ્રાજ્ઞી રાણી પુષ્પાવતી પીછાં સમાન હલકા બારીક ગાજના કિંમતી વસ્ત્ર ઉપર સોનેરી રથમાં વિરાજીત ભગવાન સૂર્યનારાયણની આકૃતિનું ભરતકામ કરતી પોતાના પ્રાણપતિ વલ્લભીપતિ રાજા શિલાદિત્યની **માર્ગપ્રતિક્ષા કરી રહી હતી.*** તે ધન્ય પળ કયારે આવે કે જ્યારે રાજા શિલાદિત્ય રણુવિજયી બનીને ત્યાં આવે અને પોતાની આ સુંદર ભેટ–તે ભરતકામવાળો દુપટ્ટો ધારણ કરીને પર્વતમાળને આલિંગન દેતા વાદળા જેવો ભાસ આપતા એ શ્વેત ઝરૂખામાં પોતાની પાસે બેસીને રણસંગ્રામમાં તેણે બતાવેલી વીરતાની વાતો કરે! તેના મનમાં આવા અનેક સંકલ્પ વિકલ્પો આવવા લાગ્યા. એકાએક તેનું જમણું અંગ ફરકવા લાગ્યું. અપશુકનના ચિહ્નોથી તેને અનેક અમંગળ શંકાઓ થવા લાગી. તેણે દેવી ભવાનીનું સ્મરણ કર્યું અને મનમાંજ તેની પ્રાર્થના કરવા લાગી.

એ પ્રાર્થનાથી તેના ચિત્તને શાંતિ વળી. ફરીથી તેણે ભરતકામ શરૂ કરવા માંડયું. પોતાના રેશમી વાળ કરતાં પણ પાતળો અને અગ્નિની જ્વાળા કરતાં પણ દેદીપ્યમાન સોનેરી દોરો તેણે હાથમાં લીધો અને સોનાની સોયમાં તે પરોવવા લાગી. એજ ક્ષણે સોય તેની ચંપાકળી સમાન કોમળ આંગળીમાં ભોંકાઇ અને તે વ્યથા પામી. તેના ચંચળ નેત્રોમાં અશ્રુબિંદુઓ આવી તેની પાંપણ ઉપર નૃત્ય કરવા લાગ્યા. મૂલ્યવાન દુપટ્ટાના નાજુક વસ્ત્ર ઉપર લાલ હીરાની માફક જણાતું એક રક્તબિંદુ તેની નજરે પડયું.

સોય વાગવાથી તેની આંગળીમાં લોહીનો ટશિયો આવ્યો હતો તેનો ડાઘ દુપટ્ટા ઉપર પડયો હતો. જળની સહાયથી તેણે એ રક્તબિંદુ ધોઇ નાખવાનો યત્ન કર્યો, પરંતુ જેવી રીતે પુષ્પ પોતાની

---

* જુઓ ત્રિરંગી ચિત્ર.

સુગંધ ચોમેર પ્રસરાવે છે તેવી રીતે એ લોહીનું ટીપું પાણી પડવાથી પ્રસરી ગયું અને ગાજના દુપટ્ટાને લાલ રંગનો પાસ આપી દીધો.

લોહીના ડાઘવાળા એ વસ્ત્ર તરફ નજર જતાં તેના પેટમાં ફાળ પડી, હૃદયમાં નવા ભયે પ્રવેશ કર્યો, મનમાં અનેક અમંગળ શંકાઓ આવવા લાગી, ચિત્ત ચકડોળે ચડયું. ગમે તેમ થાય પરંતુ હવે વધુ વખત ચંદ્રાવતીમાં ન રોકાતાં વલ્લભીપુર જઇને સ્વામીના દર્શન કરવાં એવો તેણે દ્રઢ સંકલ્પ કર્યો.

### ૪. વિદાય.

"માતા! વ્હાલી માતા! હવે વધારે વખત મારાથી અહીં રહી શકાય તેમ નથી. મારૂં અંતર આકુળવ્યાકુળ થાય છે, હૃદય ધડકે છે, કાયા કંપે છે. મને વલ્લભીપુર જવા ઘો. મારા શિરછત્રને માથે કંઇ સંકટ વાદળ આવી પડયું હોય એવી અમંગળ શંકાઓ મને થયા કરે છે."

પુષ્પાવતી પોતાની માતા પાસે આવી અને તેની વિદાય માગી.

વિદાયની વાત સાંભળીને માતાનું વાત્સલ્ય ઉછળ્યું. આશ્વાસન આપતાં તેણે કહ્યું, "બેટા! પુષ્પાવતી! થોડો વખત રોકાઇ જા. બાળકનો જન્મ થવા દે. પછી તું સુખેથી જજે. વૃથા ચિંતા ન કર. પ્રભુ સૌ સારાં વાનાં કરશે."

પરંતુ માતાનો એ ઉપદેશ વ્યર્થ નિવડયો. પુષ્પાવતીએ દ્રઢ સંકલ્પ કર્યો હતો—ગમે તેમ થાય પરંતુ હવે ચંદ્રાવતીમાં ન રોકાતાં જેમ બને તેમ જલ્દી વલ્લભીપુર પહોંચી જવું. પોતાના સૌભાગ્યરક્ષક સિવાય સૃષ્ટિમાં બીજા કોઇની તેને દરકાર નહોતી. પતિવિયોગથી ઝુરી મરતું હૃદય માતુશ્રીના વચનો માન્ય રાખી શકયું નહિ. પોતાના સંકલ્પને તે વળગી રહી.

"માતુશ્રી! આપનું વાત્સલ્ય મને અહીં વધારે રોકવા પ્રેરે છે, મારો પત્નીધર્મ મને વલ્લભીપુર તરફ વિચરવા આજ્ઞા કરે છે. આપના

તરફના પ્રેમ કરતાં મને કર્તવ્યપાલન વિશેષ મહત્વનું જણાય છે. બીજો પ્રસંગ હોત તો હું આપની ઇચ્છાની અવગણના કદિ ન કરત, પરંતુ આ વખતે તો આપની ક્ષમા યાચું છું. મને રાજીખુશીથી રજા આપો, હું સુરક્ષિત વલ્લભીપુર પહોંચું એવી ગોઠવણ કરી આપો, મારૂં શુભ થાય એવી શુભાશિષ આપો."

ચંદ્રાવતીની રાણીએ જોયું કે પુષ્પાવતીનો નિશ્ચય ફરે તેમ નથી. તેણે પોતાના પતિને સર્વ હકીકત જણાવી, અને વિના વિલંબે બધો બંદોબસ્ત કરી આપવા વિનંતિ કરી.

એંસી રણશૂરા રજપૂતો ચંદ્રાવતીના રાજાની આજ્ઞાથી પુષ્પાવતિ સાથે જવા માટે તૈયાર થયા, અને માર્ગમાં જોઇતી સાધનસામગ્રી જોતજોતામાં એકત્ર થઈ ગઇ. પુષ્પાવતિની તહેનાતમાં તેની ઇચ્છાનુસાર દાસીઓ પણ આપવામાં આવી. ચંદ્રાવતીના નગરજનોએ જાણ્યું કે રાજપુત્રી આજે ચંદ્રાવતીથી વિદાય થાય છે.

પોતાની પુત્રીને વિદાય આપતી વખતે રાણીનું હૃદય ભરાઇ આવ્યું. ગળગળી બની જઇને તેણે પુષ્પાવતિને શુભાશિષ આપી.

માતપિતાને પ્રણામ કરીને ચિંતાતુર હૃદયે પુષ્પાવતી રાજમહેલમાંથી બહાર નીકળી.

ચંદ્રાવતી નગરીના મુખદ્વારમાંથી નીકળતી વખતે પુનઃ તેનું ડાબું અંગ ફરકવા લાગ્યું. પુષ્પાવતી ચમકી. તેના પેટમાં ફાળ પડી. ક્ષણભર થયું કે પાંછી નગરમાં ચાલી જઉં.

પરંતુ બીજીજ ક્ષણે તેને પોતાના સ્વામીનું સ્મરણ થયું અને તેનો નિશ્ચય દ્રઢ થયો. ચંદ્રાવતીનો ત્યાગ કરતી વખતે પુનઃ પુનઃ તે નગરી તરફ—એ નગરના ભવ્ય પ્રાસાદો તરફ—રાજમહેલના ઉંચા ઝરૂખા અને આકાશ સાથે વાતો કરતા મંદિરોના ઉંચા કળશો તરફ વારંવાર જોતી, ચંદ્રાવતીને ફરીફરીને પ્રણામ કરતી પુષ્પાવતી મનમાં અનેક સંકલ્પવિ-

કલ્પ કરતી ત્યાંથી ચાલી નીકળી. તેના અંતરમાંથી ધ્વનિ નીકળ્યો ' મારી પ્રિય જન્મભૂમિ–માતૃભૂમિ ચંદ્રાવતી ! તને મારા છેવટના પ્રણામ ! '

૫. ગુફાનિવાસ.

કેટલાક દિવસ થયાં વલ્લભીપુરથી કંઇ સંદેશો મળ્યો નહોતો એટલે શિલાદિત્યના શુભ સમાચાર લઇને આવનાર એકાદ ઘોડેસ્વાર માર્ગમાં મળી જાય તો જીવને નિરાંત થાય એ ઉદ્દેશથી પુષ્પાવતી એકાદ ઘોડેસ્વાર દૂર દૂરથી જતો દેખાય તો પણ પોતાના માણસો મારફત તેની તપાસ કરાવતી, અને જ્યારે એ ઘોડેસ્વાર તો કોઇ સામાન્ય વટેમાર્ગુ છે એવી ખબર મળતી ત્યારે તે અતિ નિરાશ થઇ જતી. રાજપુત્રીની આટલી બધી જીજ્ઞાસા જોઇને તેના સંરક્ષકો ચકિત થતા અને તેની પતિપરાયણુતાની મનમાંજ પ્રશંસા કરતા.

કુચ મુકામ કરતાં કરતાં એ કાફલાએ મલિયા નામની શૈલમાળા આગળ આવીને મુકામ કર્યો હતો. ખાનપાન અને આરામ મેળવીને તેઓ ત્યાંથી મુકામ ઉપાડવાની તૈયારી કરી રહ્યા હતા તેવામાં કાળા વસ્ત્રોમાં સજ્જ થયેલો અને કાળા અશ્વ ઉપર આરૂઢ બનેલો એક સ્વાર ત્યાં આવી ચડયો અને એ રસાલો કોનો છે તેની તપાસ કરવા લાગ્યો.

પુષ્પાવતીએં જોયું કે એ સ્વારના મુખ ઉપર શોકની છાયા ફરી વળી છે અને તેનો આખો દેહ શોકદર્શક વસ્ત્રોથી ઢંકાયો છે. એ ક્યાંથી આવે છે તે જાણુવા તે આતુર બની.

જેને માટે પોતે છેક ચંદ્રાવતી સુધી જવા નીકળ્યો હતો તે રાણી પુષ્પાવતીનો આમ માર્ગમાંજ ભેટો થઇ જતાં એ સ્વારને સંતોષ થયો, પરંતુ જે કાર્ય માટે પોતે આવ્યો હતો તેનો ઉચ્ચાર કરતાં તેની જીભ લથડીયાં ખાવા લાગી–જાણે કુદરતે તેનું મ્હોં સીવી લીધું હોય નહિં ?

કઠણુ કાળજું કરીને તેણે વલ્લભીપતિ સમ્રાટ શિલાદિત્યના મૃત્યુના શોક સમાચાર સંભળાવ્યા. સાથે સાથે એ વીરનર કેવી શૂરવીરતાથી

શત્રુઓ સામે સમરાંગણમાં ઝઝુમ્યો હતો, શત્રુઓને તેણે કેવા કાયર કાયર કરી નાંખ્યા હતા, મંત્રીએ ફુટીને શત્રુઓને બાતમી આપી તે ઉપરથી તેઓએ સુર્યકુંડને અપવિત્ર કર્યો, એ કુંડમાંથી સપ્તાશ્વ ન નીકળ્યો, અને તેને લીધે વિપરીત પરિણામ આવીને વલ્લભીપુરનો કેવી રીતે વિનાશ થયો એ સર્વ હકીકત તેણે કહી સંભળાવી.

આ શોક સમાચાર સાંભળતાંજ પુષ્પાવતી મૂર્છિત બની. પોતાના સૌભાગ્યમણિનું અનિષ્ઠ સાંભળીને કઇ સતી સાધ્વીના હૃદયને આઘાત ન થાય?

તેની તહેનાતમાં રહેલી દાસીઓ દોડી આવી અને તેની શુશ્રુષા કરવા લાગી.

અનેક પ્રકારના ઉપચારો કર્યાં પછી પુષ્પાવતીની મૂર્છા વળી. ધીરે ધીરે તે સાવધ બની.

ભાનમાં આવતાંજ તેને પોતાના સ્વામી સાંભળ્યા, તેના અનેક સદગુણોનું સ્મરણ થતું ગયું, તેની સાથે ગાળેલા સુખમય દિવસો, આનંદભરી રાત્રીઓ અને પ્રેમ પ્રસંગો એક પછી એક યાદ આવતા ગયા અને તેની આંખમાંથી શ્રાવણ ભાદરવો વહેવા લાગ્યો. દુઃખાવેશમાં તે બડબડવા લાગી, "અરેરે! દૈવ! આ તેં શું કર્યું? નિષ્ઠુર કાળ! મારા પ્રાણાધારને તારા મુખમાં સ્વાહા કરીને મારૂં જીવતર ધૂળ કરી નાંખવામાં તને શો લાભ થયો? અરેરે! હવે મારે જીવીને શું કરવું છે? નાથ! આવું છું! આપની આશાએ અત્યાર સુધી જીવન ટક્યું, અને અજાણપણામાં આપને અને મારે છેટું પડી ગયું. જ્યાં આપ ત્યાં હું. આપની સાથે સ્વર્ગે ન સંચરી શકી તો હવે આપની પાછળ પાછળ આવું છું. દાસીઓ! ચંદનકાષ્ટની ચિતા ખડકો! પૂજનની સામગ્રી તૈયાર કરો! મારા સૌભાગ્યના ચિહ્નો રૂપ સર્વ આભુષણો હાજર કરો! મારે મારા સૌભાગ્યમણિની સેવામાં હાજર થવું છે!"

"બહેન ! જરા શાંત થાઓ, સ્વસ્થ ચિત્તે વિચાર કરો. થવાનું તે થઇ ગયું છે. હવે તેનો શોક કરવો વૃથા છે. આપ ચંદ્રાવતી પાછા પધારો અને આપના માતપિતાની છાયામાં સુખેથી દિવસો નિર્ગમન કરો." દાસીઓએ પુષ્પાવતીને સમજાવવાનો પ્રયત્ન કર્યો.

"ચંદ્રાવતીની સુખસાહ્યબી મારે શા કામની ? જેવી વૃક્ષ વિનાની વેલી તેવીજ પતિ વિનાની પ્રેમદા. સ્વામી વિનાની સ્ત્રીનું જીવન વ્યર્થ છે. વલ્લભીપતિ વિના મારાથી હવે ક્ષણભર જીવી શકાય તેમ નથી. બાઇઓ ! બહેનો ! તમને પગે પડીને વિનવું છું. હવે વિલંબ ન કરો, કૃપા કરીને જલ્દી ચિતા તૈયાર કરો." પુષ્પાવતી ચિતાપ્રવેશ કરવા માટે અધીરી બની.

ચંદ્રાવતીથી આવેલા એંસી રજપૂતોએ જોયું કે શોકના આવેશમાં આવેલી પુષ્પાવતી પોતાનો નિશ્ચય ફેરવે તેમ નથી. એમ થાય તો પોતે ચંદ્રાવતી જઇને પોતાના રાજારાણીને શો જવાબ આપે ? ગમે તેમ થાય પરંતુ અત્યારે તો પુષ્પાવતીને સમજાવી લેવી જોઇએ—કોઇ પણ ઉપાયે તે દેહત્યાગ ન કરે તેવો ઘાટ ઉતારવો જોઇએ.

તેઓએ શાંત ચિત્તે વિચાર કર્યો અને એક ઉપાય શોધી કાઢયો. એ એંસી રજપૂતો પુષ્પાવતી પાસે આવ્યા, પોતાના તમામ હથિયારોનો તેના ચરણ પાસે ઢગ કર્યો અને હાથ જોડીને જમીન તરફ મુખ કરીને ઉભા રહ્યા.

પુષ્પાવતી આશ્ચર્યચકિત થઇ. આમ કરવાનું શું પ્રયોજન ?

"મારા બહાદૂર વીરો ! આ તમે શું કરો છો ? તમારા હથિયાર છોડી દેવાનું કંઇ કારણ ?" પુષ્પાવતિએ પ્રશ્ન કર્યો.

"જેમની રક્ષા કરવા અમે આવ્યા છીએ તેમના દેહનો નાશ થયા પછી અમારે અમારા રાણાશ્રીને શું મોઢું બતાવવું ? એના કરતાં તો મોત ભલું. આપ આપનો દેહ પાડશો તો આજથી અમે અમારા હથિયારો છોડી દેશું અને જીવનપર્યંત નિઃશસ્ત્ર રહેશું."

"ભાઈઓ! એવી ખોટી હઠ કરો તે કંઇ કામ લાગે ?"

"અને આપ દુરાગ્રહ કરો તે કંઇ ચાલે ?" રજપૂતોએ સામો પ્રશ્ન કર્યો.

"હું દુરાગ્રહ કરૂં છું ?"

"દુરાગ્રહ નહિં તો બીજું શું ?" એ રજપૂતોનો વૃદ્ધ સરદાર આકળો થઇને બોલી ઉઠયો, "બહેન! અવિવેક થાય તો ક્ષમા કરજો. સગર્ભા સ્ત્રી સતી ન થાય એવો સામાન્ય લોકરિવાજ છે. થોડાજ સમયમાં પ્રભુ કરશે તો આપને પુત્રરત્ન સાંપડશે અને એ આપના સ્વર્ગસ્થ સ્વામીનો વંશ સજીવન રાખશે. આપે હમણાંજ સાંભળ્યું તેમ વલ્લભીપુરનો વિનાશ થયો છે એટલે આપના સતી થયા સાથેજ વલ્લભીપતિનું નામ નિશાન નાબુદ થઈ જશે. આપ જીવતા હશો તો એમનો વંશવેલો અમર રહેશે, ફુલશે ફાલશે અને ભાવિ ઇતિહાસમાં પ્રભુ ઇચ્છા તો પોતાના મૂળ પુરૂષ આપના સ્વર્ગસ્થ પતિની કીર્તિને દીપાવે તેવા મહાન કાર્યો કરી નામના મેળવશે."

પુષ્પાવતી સમજી. એ વયોવૃદ્ધ સરદાર અનુભવસિદ્ધ વાત કરતો હતો. એના વચનોની અવગણના કેમ કરાય? તે ઉંડા વિચારમાં ઉતરી પડી.

અંતે તેણે એક માર્ગ શોધી કાઢયો. માન ભર્યા વચને તે બોલી, "વડીલશ્રી! આપની આજ્ઞા હું માન્ય રાખું, પરંતુ મારી એક શર્ત પણ આપે સ્વીકારવી પડશે."

"મારી આજ્ઞા નહિં પણ વિનંતિ, કુંવરીશ્રી!" એ વૃદ્ધ સરદાર ભાવભીની નજરે તેના તરફ પૂજ્યભાવથી જોઇને બોલ્યો, "હું તો આપનો તાબેદાર સેવક છું. આપની એક નહિં પરંતુ એકવીસ શર્તો હશે તો તે પણ મારે શિરોમાન્ય છે."

"જુઓ ત્યારે આપ સર્વની ઇચ્છાનુસાર હું હમણાં સતી થવાનું બંધ રાખું છું. પરંતુ હું ચંદ્રાવતિ તો નહિંજ આવું. અહિંજ આ મલિયા નામની શૈલમાળાની એકાદ ગુફામાં હું દુઃખી દિવસો નિર્ગમન કરીશ અને સંતાન પ્રાપ્તિ થશે ત્યારે એ સંતાનને કોઈના સંરક્ષણમાં સોંપીને પછી તરતજ સતી થઇશ. પછી આપ કોઇના તરફથી દુરાગ્રહ કરવામાં ન આવે એટલું હું નમ્ર ભાવે માગી લઉં છું," પુષ્પાવતિએ પોતાનો મનોભાવ વ્યક્ત કર્યો.

"ભલે, વલ્લભીપતિનો વંશજ જન્મે ત્યાર પછી તેની યોગ્ય વ્યવસ્થા કરીને આપ સુખેથી સતી થજો.' પ્રભુ આપનું સર્વ વાતે કલ્યાણ કરશે."

રાણી પુષ્પાવતિએ તેની સાથે આવેલા રજપૂતો અને દાસીઓ સાથે મલિયા નામક શૈલમાળાની ગુફામાં નિવાસ કર્યો.

## ૬. પુત્ર પ્રાપ્તિ.

પૂરે દિવસે પૂર્ણિમાના મંગલ દિને પુષ્પાવતિને પુત્રરત્નની પ્રાપ્તિ થઇ. આખી ગુફામાં તે દિવસે નુતન પ્રકાશ ફેલાયો, કોઇ ભાગ્યશાળી આત્માનું આગમન થયું હોય તેમ સૌ કોઈના મન હર્ષથી પ્રફુલ્લિત બન્યા.

પુષ્પાવતિને પણ એક વાતે સંતોષ થયો. વૃદ્ધ સરદારનું કહ્યું માનીને પોતે એ વખતે સતી ન થઇ એ ઠીકજ થયું એમ તેને લાગ્યું. એ પુત્રનો યથાવિધિ નામસંસ્કાર થયો અને તે ગુફામાં–ગુહામાં જનમ્યો તે કારણથી તેનું નામ પણ ગોહા રાખવામાં આવ્યું. તે ગોહા, ગોહ, ગોહો, ગુહા, ગુહાદિત્ય આદિ નામોથી ઓળખાવા લાગ્યો.

પુનમનો ચંદ્ર સોળે કળાએ ખીલે તેમ ગોહ દિવસે દિવસે અધિકાધિક ખીલવા લાગ્યો. એને જોતાંજ પુષ્પાવતિને શિલાદિત્યનું સ્મરણ થતું અને પિતાના રૂપગુણ પુત્રમાં પૂરેપૂરા ઉતર્યા છે એવા ઉદ્‌ગારો ઘણીવાર તેના મુખમાંથી નીકળી પડતા.

રખેને વધુ વખત વિતે તો એ પુત્ર પ્રત્યેનો મોહ વધતો જાય અને સંસારની માયાના બંધનમાં પોતે વધુને વધુ જકડાતી જાય એવો ભય પુષ્પાવતીના મનમાં પેદા થયો અને તેણે ગોહાની યોગ્ય તજવીજ કરવાની પેરવી કરવા માંડી.

ગમે તેમ તો પણ ગોહા રાજકુમાર હતો. વલ્લભીપુરના રાજવંશનો કુળદીપક હતો, શિલાદિત્યની વંશવેલીનો ઉદ્ધારક હતો. એના કુળને—એના ખાનદાનને છાજે તેવી તાલિમ તેને આપવાની આવશ્યકતા હતી, તેને ઉચ્ચ સંસ્કારો પાડે એવા કોઇ પાલનહારની જરૂર હતી, એને પાળી પોષીને મોટો કરે, માતાના વાત્સલ્યથી એનું જતન કરે, માતાની ખોટ પૂરે એવી ધાત્રીની જરૂર હતી. પુષ્પાવતી કાળજીપુર્વક તે બાબતની તપાસ કરવા મંડી.

તેની બાળવયની એક સખીનું તેને સ્મરણ થયું. ચંદ્રાવતીના રાજપુરોહીતની પુત્રી કમળાવતી આટલામાંજ—મલિયા શૈલમાળાની નજીક આવેલા વીરનગરમાં જ પરણી હતી, કમળાવતી સાથે તેણે બાલ્યાવસ્થામાં નિર્દોષ આનંદક્રિડા કરી હતી, એ બંનેનો જીવ મળી ગયો હતો. પરંતુ તેના લગ્ન થતાં એ પોતાને સાસરે—વીરનગર ગઇ અને પુષ્પાવતી પરણીને વલ્લભીપુર આવી. ત્યાર પછી એક બીજાને મળવાનો પ્રસંગ સાંપડયો નહોતો, છતાં કમળાવતી પુષ્પાવતીના સ્મરણમાંથી ભૂલાઇ ગઇ ન્હોતી. તેણે તરતજ તેની તપાસ કરાવી.

પુષ્પાવતીનું નામ સાંભળતાંજ કમળાવતી દોડતી ત્યાં આવી અને તેના દુઃખી જીવનનો વૃત્તાંત જાણી ચોધાર આંસુએ રડી પડી. તેના દુઃખમાં ભાગ પડાવવા માટે પોતાની બાળ સખીના દુઃભાયલા અંતરને શાંતિ આપવા માટે તેણે થોડો વખત તેની સાથેજ—એ ગુફામાંજ રહેવાનો નિશ્ચય કર્યો.

## ૭. બાળસખીના સંરક્ષણમાં.

પુષ્પાવતીને હવે એક એક દિવસ એક એક વર્ષ જેટલો લાંબો જણાતો હતો. સ્વામી વિનાનું જીવન અકારૂં થઈ પડયું હતું. માત્ર ગર્ભના રક્ષણ માટે—સંતાન પ્રાપ્તિના સમય સુધી જીવન ટકાવવાનો તેણે નિશ્ચય કર્યો હતો, અને એ સમય હવે વીતી ચૂક્યો હતો. તેણે સતી થવાનો પોતાનો સંકલ્પ કમળાવતીને જણાવ્યો.

"બહેન ! પણ આ કુમારનો તો કંઇ વિચાર કરો ! આ કોમળ ફુલ તમારી હુંફ વિના કરમાઇ જશે–એના ઉપર બાંધેલી ભાવી આશાઓ ધૂળમાં મળી જશે."

"એતો ધરણીધરે જે ધાર્યું હશે તે થશે, બહેન, પરંતુ તેની માતા તરીકે તેના સંરક્ષણની યોગ્ય વ્યવસ્થા કરવી એ મારો ધર્મ હું સારી રીતે સમજું છું, અને એટલા માટેજ મેં તને–મારી બાળવયની પરમ પ્રિય સખીને અત્રે બોલાવી છે."

"યોગ્ય વ્યવસ્થા થાય તો પછી આપની ઇચ્છાની આડે અમારાથી નજ આવી શકાય. એ વ્યવસ્થા કેવી રીતે કરશો ?" કમળાવતીએ જીજ્ઞાસાપૂર્વક પ્રશ્ન કર્યો.

"તારી સહાયથી. તું જો મારી એક નમ્ર માગણી સ્વીકારવાની કૃપા કર તો પછી હું તદ્દન નિશ્ચિંત બની શકું."

કમળાવતી વિચારમાં પડી. પુષ્પાવતીની એવી તે શી માગણી હશે ?

"એમાં કૃપા શાની ? મારા પિતા તમારા પિતાના રાજ્યપુરોહિત હતા અને રાજ્યનું લુણ ખાઇને તો અમે મોટા થયા છીએ એટલે રાજકુટુંબના હિતને માટે અમારો દેહ અર્પણ કરવો પડે તો તેમ પણ કરવાની અમારી ધાર્મિક ફરજ છે. આપ ખુશીથી ફરમાવો–જે આજ્ઞા કરવી હોય તે કરો. મારાથી બની શકે તેમ હશે તો જરા પણ સંકોચ વિના હું આપની આજ્ઞાને માથે ચડાવીશ."

"તારાથી બની શકે તેમ છે ત્યારે તો તને આટલો શ્રમ આપ્યો છે. બહેન! સખી! આ બાળકની તું માતા બનજે–પુત્ર પેરે તેનું લાલનપાલન કરજે, માતાના વાત્સલ્યથી તેને ઉછેરજે..."

કમળાવતી ચમકી. "શું કુમારશ્રીને મારા સંરક્ષણમાં સોંપી જવા માગો છો ?" આશ્ચર્યચકિત કમળાવતીના મુખમાંથી ઉદ્‌ગારો નીકળી પડયા. તે પુષ્પાવતી તરફ ટગર ટગર જોઇ રહી.

## ૮ સતી થઈ.

પુષ્પાવતીએ તેના મનનું સમાધાન કરવા યત્ન કર્યો, "કેમ મારી વાતમાં તને કંઇ આશ્ચર્ય થાય છે?"

"આશ્ચર્ય નહિં, પરંતુ એક વિચાર થાય છે. એ રાજપુત્ર, હું ગરીબ બ્રહ્મપુત્રી; એ જ્ઞાતે ક્ષત્રિય અને હું જાતે બ્રાહ્મણ..."

"એની કંઇ ચિંતા નહિં, બહેન, જન્મના સંસ્કારો એની મેળે એને ખરા ક્ષત્રિય તરીકે પ્રકાશમાં લાવશે. તારે ત્યાં તેને ન્યાય અને નીતિશાસ્ત્રનો અભ્યાસ કરાવજે, પવિત્રતાના પાઠો પઢાવજે, પરંતુ એક વાત બરાબર લક્ષમાં રાખજે..."

"શી?" કમળાવતીએ આતુરતાથી પ્રશ્ન કર્યો.

"એજ કે વિદ્યાદાન તારી મરજીમાં પડે તેટલું દેજે, પરંતુ તેના લગ્ન કોઇ રાજપૂત કન્યા સાથે કરજે."

"જરૂર. એ વાત હું નહિંજ ભૂલું. કહો બીજી કંઈ સૂચના આપવી છે?"

"તને–મારી સગી બહેન સમી સખીને વધુ ભલામણ કરવાની હોયજ નહિં. બ્હેન! આ ફુલનું કાળજીપૂર્વક જતન કરજે–તારો પોતાનો પુત્ર હોય તેમ ગણીને તેનું લાલનપાલન કરજે અને માતાની ખોટ તેને જરીયે ન જણાય એવી રીતે તેની સંભાળ રાખજે."

એ બાબતમાં ભલામણ કરવાની જરૂરજ ન હોય બહેન, હું
એક વખત માતા બની હતી, મારે ખોળે પણ એક વખત લાડકવ
લાલ ઝુલતો હતો, પુત્રની માતા તરીકેનો લ્હાવો લેવાનું સદ્ભાગ્ય
વખત મને પણ પ્રાપ્ત થયું હતું. પરંતુ દુર્દૈવે એ રત્ન મારા હાથમ
છીનવી લીધું છે. રાજકુમાર પ્રત્યે આપનો કેટલો ભાવ હશે, તેનો ત
કરતાં આપને કેટલું દુઃખ થતું હશે તેની કલ્પના મને પોતાને થ
અનુભવ ઉપરથી હું સારી રીતે કરી શકું છું. ભગવાન સૂર્યનારાયણ
સાક્ષીએ હું આપને વચન આપું છું કે હું રાજકુમારનું મારા પોત
પુત્રવત્ પાલન કરીશ અને તેનું હિત નિશદિન હૈયે ધરીશ."

"બસ, બહેન, હવે હું ચિંતામુક્ત થઇ. પ્રભુ તારૂં કલ્યાણ
મારો દેહ ચિતામાં બળીને ભસ્મીભુત થઇ જાય ત્યારે મારી ચહેમ
મુઠી ભરીને ભસ્મ લેજે અને કાશી જેવા પવિત્ર ધામ પાસેથી વ
પુનિત ગંગા નદીમાં તે ભસ્મ પધરાવજે જેથી મારા પુનર્જન્મ
વિધવાપણામાંથી હું મુક્ત રહું."

પુષ્પાવતીએ રાજકુમાર ગોહાને છેવટનું પ્રેમમર્યું ચુંબન લીધું

અશ્રુપૂર્ણ નેત્રે કમળાવતીએ એ બાળકુમારને તેની માત
પ્રેમાળ હાથમાંથી લઇ લીધો અને છાતી સરસો ચાંપ્યો.

રજપૂત વીરોને ઉદ્દેશીને રાણી બોલી, "વિશ્વાસુ રજપૂતો!
બાળકને તમારા રાજકુમાર તરીકે સંભાળજો–તેના પ્રત્યે વફાદાર રહે
અને તેના હિત માટે તમારાથી બનતો યત્ન કરજો."

પુષ્પાવતીની આજ્ઞાનુસાર એ વિશ્વાસુ એંસી રજપૂતોએ મલિ
શૈલમાળા ઉપર ચંદન કાષ્ટની ચિતા ખડકી અને શાંત ચિત્તે ત્યાં ઉભા ર

યથાવિધિ પૂજનઅર્ચન કરીને, ચિતાને પ્રદક્ષિણા કરીને, મન
પોતાના સ્વામીનું સ્મરણ કરીને પુષ્પાવતીએ ચિતામાં પ્રવેશ કં

અગ્નિની જ્વાળાઓ આકાશે અડવા લાગી અને જોતજોતામાં વલ્લભીપુરની રાણીનો દેહ ભસ્મીભૂત થઈ ગયો.

એક સામટા અવાજે રજપૂત શુરવીરોએ જયઘોષ કર્યો, "પુષ્પાવતીનો જય! શીયળવતી શુદ્ધ સતીનો જય!"

એક હાથમાં સતીની ભસ્મ અને બીજા હાથમાં એ સતીએ સોંપેલા બાળકને લઇને કમળાવતી પોતાને ઘેર આવી. એંસી રજપૂતો તેની સાથે આવ્યા અને પોતાના રક્ષણ તળે મુકાયલા કુમાર પાસે તેને માટે જીવન સમર્પણ કરનારા એ રજપૂતો વીરનગરમાં સ્થાયી બન્યા.

## ૯. પુત્રના લક્ષણ પારણામાં.

પોતાને સોંપાયલી થાપણનું કમળાવતી જીવની માફક જતન કરતી, સગા પુત્ર કરતાં પણ વિશેષ પ્રેમ એ રાજપુત્ર ઉપર રાખતી અને તેના તમામ લાડકોડ પુરા કરતી.

બાલ્યાવસ્થામાં તો ગોહા તેની આજ્ઞાને અનુસરતો, 'કેવો કહ્યાગરો છે!' કહી કમળાવતી મનમાં મલકાતી અને હેતના ઉમળકાથી તેને હૈયા સાથે ચાંપતી. પરંતુ તેનો આ હર્ષ કાયમ ટકવા પામ્યો નહિં. ગોહા જેમ જેમ મોટો થતો ગયો તેમ તેમ સ્વેચ્છાચારી બનતો ગયો. વયની વૃદ્ધિ સાથે તેની સાહસિકતા અને ચંચળતા વધતી ગઇ. બ્રાહ્મણો જેવી શાંતવૃત્તિ તે સહન કરી શકતો નહોતો. રોજ રોજ અવનવા સાહસો ખેડવા એજ તેનો પ્રિય વિષય થઇ પડયો હતો. બ્રહ્મકુમારોની સોબત છોડીને તે રાજપૂત કુમારો સાથે રખડયા કરતો. વિદ્યાભ્યાસમાં તેનું ચિત્ત ચોંટતું નહોતું. તેનું લક્ષ પરાક્રમના કાર્યો કરવા તરફ દોરાતું અને કોઇ કોઇવાર તે પક્ષીઓનો શિકાર કરતો અથવા પોતાના રક્ષક રજપૂતો સાથે ધીચ જંગલમાં પ્રવેશ કરીને હિંસક પશુઓને મારતો ત્યારે તેના જીવને પરમ સંતોષ થતો, અને આખો દિવસ હર્ષપ્રફુલ્લ રહેતો. લોકો કહેતા કે "'પુત્રના લક્ષણ પારણામાંજ જણાય' એ

કહેવત આ કુમારના વર્તનથી સત્ય ઠરે છે, ખરેખર સૂર્યનું તેજ કદી છૂપું રહી શકે ?"

આમ કરતાં કરતાં ગોહા અગીયાર વર્ષનો થવા આવ્યો. હવે તો તે તદ્દન નીરંકુશ બનવા લાગ્યો, દિવસે દિવસે તેની ઉચ્છૃંખલતાની પરાકાષ્ઠા થવા લાગી, કમળાવતીના કહ્યામાં તે કદિયે ન રહેતો, પોતાની મરજીમાં આવે ત્યાં ફરતો, અને ફાવે તેમ વર્તતો. રાજપૂત બીજને બ્રાહ્મણોચિત સંસ્કારો કેમ રૂચે ? એની સાથે આવેલા એંસી રજપૂતોએ તેને રાજપુત્રને શોભે તેવા સંસ્કારો પાડયા હતા. એની મુખમુદ્રા, એની કાંતિ, એનાં કાર્યો અને એના સામાના વર્તન ઉપરથી સૌ કોઇ માની લેતું કે આ કોઇ ભાગ્યશાળી રાજપૂત કુમાર છે !

## ૧૦ ભીલોનો નાયક !

ગોહાની સાહસીક વૃત્તિએ તેને વીરનગરમાં ઠરી ઠામ બેસવા ન દીધો. મેવાડની દક્ષિણે આવેલી પર્વતમાળાઓમાં વસેલા ઇડર નામના સ્થળ તરફ તે આકર્ષાયો.

એ વખતે ઇડર ઉપર ભીલ રાજા માંડલિકની સત્તા ચાલતી હતી. રાતદિવસ ટાઢતડકાની દરકાર વિના જંગલમાં રખડતા રઝળતા ભીલ યુવાનો સાથે ગોહને દોસ્તી જામી. તેમની સોબતમાં તે પોતાની ધનુર્વિદ્યા અજમાવતો, આબાદ નિશાન તાકવાની પોતાની સર્વોત્તમ કળાનું પ્રદર્શન કરતો, હિંસક પશુઓનો શિકાર કરતો અને એ ખડતલ પરંતુ ભોળા ભીલો ઉપર પોતાનો પ્રભાવ પાડતો. ભીલ યુવાનો તેને પોતાનામાં સર્વ શ્રેષ્ટ પુરૂષ તરીકે સ્વીકારવા લાગ્યા. તેનો પડતો બોલ ઝીલી લેવા તેઓ સદા તત્પર રહેતા અને તેની આજ્ઞા પ્રમાણે વર્તતા. નિશાનબાજી કે મલ્લકુસ્તીનો અખાડો જામે, શિકાર ખેલવાની હરીફાઇ થાય કે શૌર્ય પ્રદર્શનનો રણરંગ ખેલાય ત્યાં ભીલોની સાથે ગોહા હાજરજ હોય અને તેમાં ગોહા બીજા બધાય કરતાં શ્રેષ્ઠ પુરવાર થાય. ધીરે ધીરે

ભીલ બાળકો ઉપર તેનો એવો પ્રબળ પ્રભાવ પડતો ગયો કે તેઓ તેને પોતાનો અગ્રેસર ગણીને દરેક વાતમાં તેની સલાહ પૂછવા લાગ્યા.

એક દિવસ ભીલ કુમારોને રાજાની રમત રમવાનો વિચાર થઇ આવ્યો. રાજા કોને બનાવવો તેના વિચારમાં તેઓ પડયા હતા એજ ઘડીએ રાજકુમાર ગોહા ત્યાં આવી ચડયો, તેને જોતાંજ ભીલ કુમારો બોલી ઉઠયા, " આપણો રાજા આવ્યો ! આપણો નવો રાજા આવ્યો ! "

અને કોણ જાણે કંઇ દૈવી પ્રેરણાથી પ્રેરાયા હોય તેમ વ્યાઘાંબરથી પોતાના શરીરને ઢાંકનારા એ ભીલ કુમારો તેમની પોતાની ભાષાના રાજગીતો ગાતાં ગાતાં અને ઢોલ વગાડતાં વગાડતાં પોતાની રમતના રાજા સાથે ટેકરીઓમાં ફરવા લાગ્યા. આમ આનંદ કલ્લોલ કરતાં કરતાં અને દશે દિશાઓને ગજવતાં ગજવતાં તેઓ ભીલ રાજા માંડલિકના મહેલ પાસે આવી લાગ્યા.

માંડલિક*ની આણ એ ટેકરીઓ ઉપર અને ટેકરીઓ વચ્ચે આવેલાં ઘનઘોર જંગલો ઉપર વર્તાતી હતી. જે જંગલોમાં અસંખ્ય ઝરાઓ ધુધુ કરતા વહેતા હતા, જ્યાં વિચિત્ર પુષ્પો અને લિલોતરી કુદરતની અજબ કારીગીરી દર્શાવતી હતી અને જ્યાં વ્યાઘ્ર અને સિંહ જેવા હિંસક પશુઓ ત્રાડ મારી રહ્યા હતા, જ્યાં મૃગો ઠેર ઠેર ઠેકી રહ્યા હતા, અને જ્યાં વિષધર નાગો ફુંફાડા મારીને વિષ વર્ષાવી રહ્યા હતા—તે જંગલોનો રાજા માંડલિક કાળા સર્પની ચામડી જેવા શ્યામ વર્ણવાળો, વ્યાઘ્ર સમાન બળવાળો અને સિંહ સમાન દ્રઢ હૃદયવાળો હોવા છતાં સ્વભાવે બાળક-સમાન ભોળો અને સત્યગામી હતો. પોતાની વૃદ્ધાવસ્થા થવા આવી છતાં તેને સંતાનનું સુખ મળ્યું નહોતું. એક પણ સંતાનના અભાવે તેને સ્વાભાવિકજ બીજા બાળકો ઉપર મમતા થતી અને જ્યારથી ગોહા તેની નજરે પડયો ત્યારથી તેના તરફ તેને પક્ષપાત

* રાસમાળામાં આ ભીલ રાજાનું નામ મંડલિક જણાવ્યું છે.

રાજકુમાર ગોહા.



...... રાજતિલક કર.

પૃ. ૧૧૪

બન્યું. ગોહાને રાજતિલક થતાં પોતાના હૃદયનો ચિંતાભાર ઓછો થયો હોય એમ તેને લાગ્યું.

### ૧૨. કુટુંબ કલહ.

માંડલિકના હર્ષનો આજે પાર નહોતો. આજે તેની મુંઝવણ મટી ગઇ હતી. આજ સુધી તો પોતાના મૃત્યુ પછી ગાદીએ કોણ આવશે એ વાતની તેને રાતદિવસ ચિંતા થયા કરતી. આજે એ ચિંતાનો અંત આવ્યો હતો. વૃદ્ધાવસ્થાના અકારા અંધકારમય જીવનમાં આશાદિપક પ્રગટયો હતો. આજે તે પરમ શાંતિનો અનુભવ કરી રહ્યો હતો.

ભીલ રાજા માંડલિક રાજમહેલમાં બેઠો બેઠો રાજકુમાર ગોહાના વિચાર કરી રહ્યો હતો તેવામાં એકાએક ક્રોધથી લાલચોળ બનેલી આંખોમાંથી અંગારા વરસાવતો એક ભીલ ત્યાં આવી ચડયો અને ક્રોધથી કંપાયમાન થતા સ્વરે બોલ્યો, "ભાઇ ! ભાઇ ! તેં આ શું કર્યું ? આવું અઘટીત આચરણ કરતાં કંઇ વિચાર પણ ન થયો ?"

માંડલિક ચમકયો. આ કોણ પોતાનો નાનો ભાઇ? દસ દસ વર્ષ થયાં જેનો કંઇ પત્તો નહોતો તેજ પોતાનો નાનો ભાઈ? એકદમ તેના મુખમાંથી ઉદ્‌ગાર નીકળી પડયો, "કોણ મારો ભાઈ? ભાઇ ! વ્હાલા ભાઇ! તું આજ સુધી કયાં હતો? અરેરે દસ દસ વર્ષ થયાં તારી શોધ કરાવીને થાકયો તોય કયાંય તારો પત્તો લાગ્યો નહિ......"

માંડલિક પાસે આવનાર તેનો પોતાનો નાનો ભાઇ હતો. દસ વર્ષ પહેલાં કંઇ નજીવા કારણ માટે એ બંને ભાઇઓ વચ્ચે કંકાસ થયો હતો. બાળકબુદ્ધિનો એ નાનો ભાઇ ન કહેવાના વચનો કહીને રીસાઇને ત્યાંથી ચાલ્યો ગયો હતો. ફરીથી કદિ પણ તેના સમાચાર મળ્યા નહોતા અને માંડલિકે તેને શોધવાના અનેક પ્રયાસો કર્યા છતાં તેના નામનિશાનનો કંઇ પત્તો મળ્યો નહોતો. માંડલિકે માની લીધું કે પોતાનો એ

સહોદર કાંતો કોઇ હિંસક પશુના મુખનો ગ્રાસ બન્યો હશે, અથવા તો એકાદ ટેકરી ઉપરથી ગબડી પડતાં તેના દેહના ચૂરેચૂરા થઇ ગયા હશે. કોઇપણ રીતે તેનો અંત આવ્યો છે એમ માની લઇને તેણે એ સદાને માટે ગુમ થયેલા ભાઈ માટે વિલાપ કર્યો, આંસુડાં સાર્યાં, અને તેના આત્માને શાંતિ મળે એવી પરમકૃપાળુ પરમાત્માની પ્રાર્થના કરી.

દસ વર્ષના લાંબા ગાળામાં એ રીસાઇને ચાલ્યો ગયેલો અને સદાને માટે અદ્રશ્ય થયેલો નાનો ભાઈ ધીરે ધીરે વિસારે પડતો ગયો અને પોતાના કુટુંબમાં પોતાના સિવાય બીજી કોઇ જીવંત વ્યક્તિ નથી એ વિચારથી માંડલિક સદા ઉદાસ રહેવા લાગ્યો. આ ઉદાસિનતાના કારણેજ તેણે કુમાર ગોહને જરા પણ અંદેશો રાખ્યા વિના રાજકુમાર તરીકે—પોતાના વારસ તરીકે સ્વીકારી લીધો અને તેના મનની એક મોટી ચિંતા દૂર થતાં તેનું હૈયું હળવું થયું.'

પરંતુ જે ઘડીએ પ્રભુનો પાડ માનીને તે અનહદ આનંદનો અનુભવ કરી રહ્યો હતો તેજ ઘડીએ તેનો વિસારે પડેલો ભાઇ આવી ચડયો અને એ આનંદની ભરતી શોકસાગરની ઓટમાં ફેરવાઇ ગઇ. તેનો આનંદ ઓસરી ગયો અને અંતરમાં ગ્લાની ફેલાઇ ગઇ. ગ્લાની ભાઇ મળ્યો એ માટે નહિં, પરંતુ એ ભાઇ જરા મોડો મળ્યો તે માટે !

## ૧૩. ફરી રીસાયો.

તેના નાના ભાઇના હોઠ ક્રોધથી ફફડી રહ્યા હતા. પોતાના હૃદયની વરાળ ઠલવતો હોય તેમ ક્રોધાવેશમાંજ તે બોલ્યો, " ભાઇ ! તેં આ કેવું અવિચારી પગલું ભર્યું ? તને પુત્ર ન હોવાથી તારા પછી ગાદીનો ખરો હકદાર હું છું, તેને પડતો મુકીને તેં એક અજાણ્યા—રખડતા જુવાનને અને તે પણ ભીલ જાતના નહિં પણ રજપૂતને ભીલની ગાદીનો અધિકારી બનાવી દીધો એ કેવી વાત ? આટલા બધા અધિરા થવાનું અને આવું અજુગતું પગલું ભરવાનું કંઇ કારણ ?

"વિધિનું નિર્માણ! ભાઈ, હવે તને શી રીતે સમજાવું? તું જરા શાંત પડ તો તને મારા અંતરની વાત જણાવું."

"હવે જોયું જોયું તમારૂં અંતર. તમે મનના આવા મેલા હશો એવું તો મેં આજેજ જાણ્યું. સગા ભાઈને પડતો મૂકીને એક રખડતા રજપૂતને પોતાનો વારસ બનાવવા તત્પર થનાર મોટાભાઈનું અંતર તે કેવુંક ચોકૂખું હશે?" નાના ભાઈનો ક્રોધ ક્ષણે ક્ષણે વધતોજ જતો હતો. જાણે જમદગ્નિનો અવતાર!

"ભાઈ! એવા શબ્દબાણથી મારૂં હૃદય ન વીંધ. જોઈએ તો લે આ હળાહળ ઝેરથી પાયેલું તીર અને જરા પણ સંકોચ વિના તેનાથી મારી છાતી વીંધી નાખ, એટલે હું આ મુંઝવણથી છૂટું. મારા દિલની વાત હું તને કેવી રીતે જણાવું? અને તારી ખાત્રી શી રીતે કરી આપું? હનુમાને છાતી ચીરીને રામ નામ બતાવ્યા હતા તેવી રીતે મારી છાતી ચીરીને મારા અંતરની વાત તને બતાવી શકું તેમ હોત તો હું એમ પણ કરત, પરંતુ હું તો પામર પ્રાણી છું. આપણી કુળદેવીના સોગન ખાઈને કહું છું કે..."

પરંતુ **માંડલિક** પોતાનું વાક્ય પુરૂં કરી શકે તે પહેલાંજ સર્પ ફુંફાડા મારે તેમ તેના નાના ભાઈએ ત્રાડ મારી, "બસ બસ! મેં જોઈ લીધું મોટાભાઈનું હેત! હવે અહીં રહેવાનો મારો ધર્મ નથી."

અને **માંડલિક** તરફ નજર કર્યા વગર—તેનો ખુલાસો સાંભળવાની દરકાર કર્યા વગર એ નાનો ભાઈ ઝપાટાબંધ ત્યાંથી ચાલ્યો ગયો.

**માંડલિક** આભો બની ગયો. ક્ષણમાત્રમાં આ શું બની ગયું? તેનો નાનો ભાઈ રીસાયો, ગુમ થયો, પાછો આવ્યો અને ક્ષણમાત્રમાં પાછો ચાલ્યો ગયો. આ તે સત્ય કે સ્વપ્ન માત્ર એવો તેને સંભ્રમ થવા લાગ્યો. તેણે પોતે એની સાથે વાત કરી હતી, એ ભાઈ પણ ક્રોધાવેશમાં કંઈક બોલ્યો હતો. ત્યારે એ સ્વપ્ન તો નહોતુંજ. ખરેખર તેનો

નાનો ભાઇ આવ્યો હતો, પરંતુ જરા મોડો–ખરો વખત વીત્યા પછી ! અરેરે કેવો વિષમ સંજોગ !

માંડલિક મુઠી વાળીને દોડયો, રાજમહેલની બારીએ આવી બૂમ પાડી, " ભાઈ ! ભાઇ ! વ્હાલા ભાઇ ! નાના ભાઇ ! પાછો આવ ! પાછો આવ ! "

પરંતુ એ ભાઇ નજ આવ્યો, તેની નજરે નજ પડયો, એ તો રાજમહેલ છોડી ગયો હતો.

માંડલિકે દોટ દીધી, રાજમહેલના ચોગાનમાં જોયું, બહાર રસ્તા ઉપર દૂર દૂર દષ્ટિ ફેંકી, પરંતુ પોતાનો ભાઇ નજરે નજ પડયો.

તેના અંતરમાંથી એક દીર્ઘ નિશ્વાસ નીકળી પડયો. ભગ્નહૃદયે તે રાજમહેલમાં પાછો આવ્યો.

## ૧૪. વિધિનું નિર્માણ.

લમણે હાથ દઇને તે ઉંડા વિચારમાં ઉતરી પડયો. " શું કરવું ? જેને એક વખત અસંખ્ય ભીલકુમારો સમક્ષ ગાદીના વારસ તરીકે કબુલ કર્યો તેને ના પાડવી ? ના, ના, એ બનેજ કેવી રીતે ? કામઠાંમાંથી છુટેલું તીર પાછું વળતું નથી તો પછી મ્હોંમાંથી નીકળેલું વચન પાછું કેમ ગળાય ? અને તેમ કરવું પણ કોના માટે ? નાના ભાઇને માટે ?–જે ભાઇ ઉદ્ધતાઇથી મારી અવગણના કરીને નાસી ગયો, જે ભાઇએ ક્રોધની ધુનમાં મારી વાત સાંભળવાની પણ દરકાર ન કરી અને જે ભાઇનો પત્તો મળવો પણ હવે મુશ્કેલ છે તેને માટે ? ના, ના, એમ તો નહિંજ બને. કુમાર ગોહ્વા શૂરવીર છે, બુદ્ધિશાળી છે, વિવેકી અને આજ્ઞાંકિત છે, સિંહાસનને શોભાવે તેવો છે, ભીલકુમારોએ તેને રાજતિલક કર્યું છે, મેં તેને ભવિષ્યના રાજા તરીકે સ્વીકાર્યો છે, ભાગ્યદેવી એના ઉપર પ્રસન્ન થઇ છે એટલે એજ રાજા બનશે, રાજયોગ એનાજ લલાટે લખાયો છે તો ભલે એજ ઇડરનો રાજા બને. વિધિનું નિર્માણ ભલે સત્ય ઠરે......

"પરંતુ નાનો ભાઈ? એ અત્યારે ક્યાં હશે? શું કરતો હશે? ખરેખર ક્રોધથી પ્રેરાઈ એ ન કર્યાનું કરી બેસશે."

એકાએક તેને એક વિચાર સૂઝ્યો અને તે કંપી ઉઠ્યો, "ઇર્ષાગ્નિથી પ્રેરાયેલો નાનો ભાઈ પોતાના માર્ગમાં નડતરરૂપ બનેલા ગોહાનો કાંટો દૂર કરવા કંઇ ભયંકર કૃત્ય આદરે તો? ઓહ! તો તો......"

તે એકદમ ઉઠ્યો. કુમાર ગોહાને શોધતો શોધતો તે મહેલના એક ખંડમાં આવી લાગ્યો.

ગોહાને લઇને તે રાજસિંહાસન—લાકડાના સિંહાસન ઉપર બેઠો, અને પોતાના સર્વ વૃદ્ધ ભીલ સરદારોને ત્યાં બોલાવ્યા.

સૌને સંબોધીને માંડલિક બોલ્યો, "મારા વફાદાર ભીલ બંધુઓ! ગોહાને મેં મારો ગાદીવારસ ઠરાવ્યો છે, હું તો ખર્યું પાન ગણાઉં એટલે હવે એ તમારો ખરો રાજા છે. તમે સર્વ સરદારો મારા દેખતા સોગન લ્યો કે તમે ગોહાને રાજા તરીકે માન્ય રાખશો, તેના સુખદુઃખના સાથી બનશો, ભય કે અશાંતિના વખતમાં સદાય તેને સહાય આપશો, અને તેના શત્રુને તમારો પણ શત્રુજ ગણશો."

સર્વ ભીલ સરદારોએ ગોહાના માથા ઉપર હાથ મુકીને સોગન ખાધા અને તેના ચરણે પોતાના તીરકામઠા મુકીને તેનું આધિપત્ય સ્વીકાર્યું.

સરદારોએ ગોહાના માનમાં આજે આનંદોત્સવ ઉજવ્યો. ભીલોએ રંગરાગ ઉડાવી આજે અનેરો લ્હાવો લીધો. ગોહને પણ લાગ્યું કે આજે પોતાના જીવનની ધન્ય પળ છે!

રાત પડી અને માંડલિક ગોહા પાસે આવ્યો.

"ગોહા! જરા તારી કટારી આપ જોઉં?"

ગોહા ચમક્યો. 'ભીલ રાજા અત્યારે—રાતને વખતે કટારી કાં માંગે?' તેણે નમ્રતાપૂર્વક પ્રશ્ન કર્યો, "અત્યારે એની શી જરૂર પડી?"

"જરૂર છે. એ કટારીથી તારા શત્રુનો અંત આણવો છે."

ગોહા સમજ્યો નહિં, પરંતુ પોતાના મુરબ્બી સમા આ ભીલ-રાજાને વધારે પ્રશ્નો પૂછવાનું તેને યોગ્ય ન લાગ્યું. તેની આજ્ઞા શીર-સાવંધ ગણીને તેણે પોતાના નામથી અંકિત થયેલી કટારી પોતાની કમરેથી કાઢી અને તે ભીલરાજાના હાથમાં મુકી.

એ કટારી લઇને ભીલરાજા ત્યાંથી ગયો. ગોહાએ જોયું કે **માંડલિક** એ કટારી સાથે આવેશમાંજ રાજમહેલની બહાર ધસ્યો જાય છે !

## ૧૫ ઝુંપડીમાં.

ઘોર અંધારી રાત્રીએ ભીલરાજા પોતાના નાના ભાઇની શોધ કરતો કરતો ટેકરીઓમાં ઘુમવા લાગ્યો. ફરી ફરીને તે થાકી ગયો. ભાઇનો પત્તો ન મળતાં નિરાશ બનીને તે બીજા માર્ગે રાજમહેલ તરફ પાછો વળવા લાગ્યો.

આવતાં આવતાં માર્ગમાં એક નાનીશી ઝુંપડીમાં તેની નજર ગઇ. ત્યાં એક ભીલ યુવાન ઉંધે મોઢે-જમીન તરફ મ્હોં રાખીને સુતો હતો. રખેને એ પોતાનો ભાઇ હોય !

ભીલ રાજા ઝુંપડીમાં આવ્યો. વાંકા વળીને તેણે એ યુવાનનું અંગેઅંગ તપાસ્યું. એજ, એજ પોતાનો ભાઇ હોવો જોઇએ. વધુ ખાત્રી માટે તે ધુંટણીએ બેસી ગયો અને છેક જમીન સુધી લળીને તેણે એ યુવાનનું મુખારવિંદ જોયું.

વીજળીનો આંચકો લાગ્યો હોય તેમ તે ચમક્યો, તેના હાથમાંથી ગોહાની કટારી સરી પડી, તેના શરીરે પરસેવાના રેલા વળી ગયા, તેનું અંતર કકળી ઉઠયું.

મનમાંજ તે બબડયો, " પ્રભુ ! પ્રભુ ! મારા ભાઇની આ સ્થિતિ ? રાજમહેલમાં ઉછરેલો, સુખશૈયામાં પોઢેલો મારો ભાઇ આમ ખુલ્લી માટીની ભોં ઉપર સુઇ રહે ? વૈભવમાં ઉછરેલો યુવાન રાજકુમાર આવી તુટીફૂટી ઝુંપડીની કઠોર નિર્ધનતા સેવે ? હા દૈવ ! "

તેને બાળપણના દિવસો યાદ આવ્યા. બંને ભાઇઓ કેવા હેતથી એકબીજા સાથે હળીમળીને રહેતા હતા? પોતાની માતા બંને ભાઇઓને કેવા સમાનભાવથી ચહાતી હતી? એ વખતે જરાય ભેદભાવ નહોતો. ત્યારે હવે આમ કાં? જે ભાઇને પોતાની ગોદમાં લેવો જોઇએ તેને પોતે તરછોડયો, હીણયો, દુઃખી કર્યો અને છેવટે...ઓહ...છેવટે તેનો સંહાર કરવાનો પણ સંકલ્પ કર્યો! તેની માતા સજીવન થઇને પોતાને ઠપકો આપી રહી હોય એવો તેને ભાસ થયો. તેનું હૃદય પુનઃ કંપી ઉઠયું. તેનો ક્રોધ ઉતરી ગયો. ભાઇ ઉપરનો અભાવ ઓસરી ગયો. પોતાના પગ પાસે પડી ગયેલી ગોહાની કટારી તેણે ઝુંપડીના ખુણામાં ફેંકી દીધી.

એ યુવાન ભાઇના કાન આગળ પોતાનું મ્હોં લઇ જઇને તે બોલ્યો, "ભાઇ! આમ ઉંધે મોંઢે કાં સુતો? મારાથી રીસાયો છે તે માટે? ઉઠ, ઉઠ, હવે એ બધું ભૂલી જા!"

પ્રેમના ઉમળકાથી પોતાના નાના ભાઇના માથાના ગુંચળાવાળા કાળા ભમ્મર વાળ ઉપર હાથ ફેરવતાં તે બોલ્યો, "ભાઇ, હવે શાંત થા. મેં ના પાડી તેથી તને ક્રોધ ચડયો હશે. પરંતુ હું શું કરૂં? દસ દસ વર્ષના વિજોગે તારૂં સ્મરણ આછું કરી નાંખ્યું. તું મારી પાસેજ હોત તો ગોહા તરફ—એ ખાનદાન રજપૂત કુમાર તરફ આકર્ષાવાનું કંઇજ કારણ ન રહેત. હવે તો મેં ભીલોની સમક્ષ તેને પુત્ર તરીકે સ્વીકારી લીધો છે એટલે મારૂં વચન મિથ્યા ન થઇ શકે. પરંતુ તું ચિંતા ન કર. હિમાલયનો અર્ધો ભાગ મારો છે અને તું તે પ્રદેશનો રાજા થઇ શકશે. ઉઠ, ઉઠ, બંધુ, આ તારા વૃદ્ધ ભાઇને ક્ષમા આપ. તું નહિંજ ઉઠે? નહિંજ બોલે? તો પછી લે આ કટારી, અને જે કટારીથી આ તારો ભાઇ તારો પ્રાણ હરવા તત્પર થયો હતો તેનાથી તેનોજ પ્રાણ તું હણી નાખ."

તેણે ઝુંપડીના ખુણામાં ફેંકી દીધેલી કટારી ઉપાડી અને શાંતિથી ઉંધા મુખે સુઇ રહેલા પોતાના ભાઇના હાથમાં મુકી.

પરંતુ આ શું? એ હાથ જડ બની ગયો હોય તેમ કટારી હાથમાં ન પકડાતાં નીચે સરી ગઇ!

## ૧૬ મુંઝવણ.

માંડલિક ચમકયો. તેણે એ હાથ તપાસ્યો. આંગળા અક્કડ બની ગયા હતા; તેના વાંસે હાથ ફેરવ્યો, વાંસો ઠંડોગાર હતો; અધીરાઇથી–ઉતાવળથી તેનો હાથ એ ઉંધા મોંઢે સુતેલા' સહોદરના આખા શરીર ઉપર ફરી વળ્યો. તેનું અંગે અંગ જડ–શીતળ બની ગયું હતું. નાક ઉપર આંગળીઓ મુકતાં શ્વાસોચ્છવાસનું નામનિશાન નહોતું. તેણે જાણ્યું કે પોતાના સહોદર બંધુના દેહપિંજરમાંથી પ્રાણ રૂપી પંખેરૂં ઉડી ગયું છે–એ સદાને માટે આ અસાર સંસારનો ત્યાગ કરી ગયો છે!

માંડલિકની આંખમાંથી શ્રાવણ ભાદરવો વ્હેવા લાગ્યો. પોતાના ભાઇના મૃતદેહ ઉપર માથું ઢાળી દઇને તે નાના બાળકની માફક ધ્રુસ્કે ધ્રુસ્કે રડયો, અને સદગતને આંસુની અંજલી આપી.

જે ભાઇને તે ક્ષણ પહેલાં મારી નાંખવા તત્પર થયો હતો તેજ ભાઈની આવી સ્થિતિ થયેલી જોઇને તેનો અંતરાત્મા કકળી ઉઠયો. પ્રશ્ચાત્તાપનો કીડો તેના હૃદયને કોરી નાખવા લાગ્યો. "અરેરે! મારે લીધેજ નાનાભાઈની આ દશા થઈ! મેં કેવી મૂર્ખતા કરી? ભાઇને ભૂલી જઇને રાજસિંહાસન એક અજાણ્યા રજપૂત રાજકુમારને સોંપી દીધું? આ શોકજનક બનાવનું કારણ કુમાર ગોહાજ છે. એ ન હોત તો મારા ભાઇને આશાભંગ થવાનું કારણ ન રહેત અને આવું વિપ્રિત પરિણામ કદી પણ ન આવત."

મનમાં ને મનમાં તે મુંઝાવા લાગ્યો. અતિશય મુંઝવણને લીધે તેણે પોતાની શ્યામ રંગની છાતી કુટી. નિરાશાના આવેશમાં તે એકા-

એક ઉભો થયો, ઝુંપડીના ખુણામાં પડેલી કટારી ઉપાડી અને પોતાના ભાઇના મૃતદેહ ઉપર આંસુભરી નજર ફેંકીને એકદમ તે ઝુંપડીમાંથી બહાર ચાલ્યો ગયો.

## ૧૭ નિરાશા.

હતાશ બનેલો એ ભીલ રાજા ચિરાઈ જતાં હૃદય સાથે મંદમંદ પગલે મલિયા ટેકરીમાં પોતાનો માર્ગ કાપતો હતો તેવામાં કેટલીક ભીલ બાળાઓ સામે આવતી જણાઇ. મોડી રાત્રે આ ભીલ બાળાઓ આનંદ કલ્લોલ કરતી કયાંથી આવે છે તે જાણવાની જીજ્ઞાસા થતાં તે એક વૃક્ષની ઓથે લપાઈ ગયો.

" બહેન ! જોયું ? આજે આપણો નવો રાજા રાસ રમ્યો ત્યારે કેવો સુંદર લાગતો હતો ? " એક બાળાએ વખાણ કર્યાં.

" ખરેખર એ રજપૂત રાજકુમાર ચાલાક રાજા નિવડશે. " બીજી ભીલબાળાએ પોતાનો અભિપ્રાય આપ્યો.

ત્રીજીએ ટાપસી પુરી, " અરે એનું કપાળજ કહી આપે છે કે તેના નસીબમાં રાજયોગ લખાયો છે. એ રાજા થશે ત્યારે આપણને ખુબ સુખસગવડો મળશે. "

માંડલિકે આ બધું લક્ષપૂર્વક સાંભળ્યું. પોતે ગોહાને ગાદીવારસ ઠરાવ્યો તેના આનંદમાં આજે રાતે ભીલ સરદારો રાજમહેલમાં આનંદ-ઉત્સવ કરવાના હતા. ભીલ યુવાનો અને ભીલબાળાઓને પણ એ રંગ-રાગમાં ભાગ લેવાની છુટ હતી. આ બાળાઓ પણ એ ઉત્સવનો આનંદ માણીને પોતપોતાના ઘર તરફ પાછી ફરતી હતી, અને જતાં જતાં રાજકુમાર ગોહા વિષે વાતો કરતી હતી.

માંડલિક વિચારમાં પડયો, " અરે ! કુમાર ગોહાએ તો અત્યારથીજ ભીલોના મન ઉપર પોતાની શ્રેષ્ઠતાની છાપ પાડવા માંડી ! મારા પોતાના માણસો—મારા જાતભાઇ ભીલો પણ અત્યારથી તેનો પક્ષ કરવા લાગ્યા.

ફાટીને ઉતરી ગયેલા કપડાની માફક તેમને અત્યારથીજ મારી નીરૂપયોગીતા જણાય છે. શું ત્યારે જગતમાં મને ચાહનારૂં કોઇ નથી ?"

નિરાશાએ તેને ઘેરી લીધો. પોતાના જીવનમાં ચોમેર તેને અંધકાર જણાયો. સહજજ એક દીર્ઘ નિશ્વાસ તેના અંતરમાંથી નીકળી પડયો.

## ૧૮ પ્રાણ વિસર્જન.

ઝાડની ઓથેથી તે બહાર નીકળવા જતો હતો તેવામાં ઘોડાના ડાબડા તેણે સાંભળ્યા. તે એમને એમ લપાઇજ રહ્યો.

બે રજપુત ઘોડેસ્વારો ત્યાંથી વાત કરતા નીકળ્યા.

"વિજય ! ભીલ પ્રજાનો આનંદોત્સવ જોવાની આજે ભારે મજા પડી. પરંતુ મને એક વાતનું આશ્ચર્ય થયા કરે છે કે રાજકુમાર ગોહા રાજ્યાસન ઉપર ન બેસતાં સિંહાસનની નીચે કેમ બેસી રહ્યા હશે ?"

તેના મિત્રે ઉત્તર વાળ્યો, "ભલા માણસ એટલું પણ નથી સમજતો ? તને ખબર નથી કે જ્યાં સુધી વૃદ્ધ ભીલ રાજા માંડલિક જીવે છે ત્યાં સુધી કુમાર ગોહાએ સિંહાસન ઉપર ન બેસતાં તેના ચરણ પાસે–સિંહાસનની નીચેજ બેસવાનો સંકલ્પ કર્યો છે ?"

આમ વાતો કરતાં એ ઘોડેસ્વારો ત્યાંથી પસાર થઇ ગયા. તેમની વાતચિત સાંભળીને માંડલિકની વ્યગ્રતા ટળી ગઈ. તેનું હૃદય આનંદથી ઉભરાઇ જવા લાગ્યું. તેના અંતરાત્માને સંતોષ અને શાન્તિ પ્રાપ્ત થયાં. મનમાંજ તે પ્રભુનો પાડ માનવા લાગ્યો, "પ્રભુ! ધન્ય છે તારી અકળ માયાને ! મારા ઉપર તારી કેવી કૃપા ! મારા ઉપર આટલી મમતા રાખનારો ગાદીવારસ તેં ઠીક મેળવી આપ્યો ! ગોહા ! તારા પ્રેમાળ હૃદય માટે તને પણ ધન્ય છે. પ્રભુ તારૂં કલ્યાણ કરે."

તેની ખાત્રી થઈ કે 'ગોહાની પસંદગીમાં પ્રભુનો પણ હાથ છે. દૈવ ગોહાને અનુકૂળ છે. ભાગ્યદેવીએ તેના ઉપર સૌભાગ્ય કળશ ઢોળ્યોછે તો ભલે વિધિનું નિર્માણ સત્ય થાય—ભલે ગોહ ભીલોનો ભાવી રાજા થાય.'

શોકભારથી મુક્ત થઇ રાજમહેલ તરફ જવા તેણે પગ ઉપાડ્યો એટલામાં પોતાની પાછળ દુઃખથી વ્યથિત થતા કોઇ પશુનો અવાજ તેણે સાંભળ્યો. આશ્ચર્યચકિત થઇ તેણે પાછળ જોયું તો સદાને માટે પોતાનો ત્યાગ કરી ગયેલા પોતાના નાનાભાઇનો કાળો શિકારી કુતરો ઢીલે મોઢે ત્યાં ઉભો ઉભો દયાભરી નજરે તેના તરફ જોઇ રહ્યો હતો—જાણે તે પોતાના ધણીના અવસાન માટે વિલાપ કરતો હોય અથવા એ વૃદ્ધ ભીલ રાજાને તેના વર્તન માટે ઠપકો આપતો હોય!

હૃદયનો ઘા પુનઃ તાજો થઇ ભીલરાજાને વ્યથીત કરવા લાગ્યો. તેનું અંતર વલોવાઇ જવા લાગ્યું. આંખો અશ્રુથી ભરાઇ ગઇ.

બુદ્ધિશૂન્ય મનુષ્યની માફક તે ભ્રમિત ચિત્તે આગળ વધવા લાગ્યો. તે કયાં જતો હતો, કયા માર્ગે જતો હતો તેનું તેને ભાન નહોતું. આંખે અંધારા આવતા હોય, જીવ ચકરચકર ફરતો હોય, માથું ફાટી જતું હોય તેમ તેને લાગ્યું અને ગાંડા માણસની માફક તે આગળ અને આગળ વધવા લાગ્યો.

ખાડા ટેકરાની દરકાર કર્યા વિના ભાનવિહોણો એ ભીલ રાજા ટેકરી ઉપર ચાલ્યો જતો હતો તેવામાં એકાએક તેના પગને ઠેસ લાગી. તે માથાભર નીચે પડ્યો અને પડતાં પડતાં હાથમાં તેણે પકડી રાખેલી કટારી તેની છાતીમાં પેસી ગઇ. ભીલરાજાનો દેહ જોરથી નીચે પછડાતાં એ કટારી તેની છાતીમાં થઇને તેના દેહને વીંધીને આરપાર નીકળી ગઇ. ક્ષણમાત્રમાં શોક દુઃખ અને નિરાશાથી રીબાતા ભીલરાજા માંડલિકના પ્રાણ નીકળી ગયા.

કૃષ્ણવર્ણની એ કાળરાત્રિમાં ટેકરીઓના એ રાજાના શોકજનક અવસાન માટે વિલાપ કરતા હોય તેમ શિયાળો કરૂણાજનક કારમી ચીસો પાડવા લાગ્યા અને તેના પડઘાથી આસપાસની ટેકરીઓ ગાજી ઉઠી.

## ૧૯ માર્મિક પ્રહાર.

સૂર્યોદયના સમયે ભગવાન સૂર્યનારાયણના સોનેરી કિરણોમાં ચમકતા ભાલા સાથે એક રજપૂત ઘોડેસ્વાર રાજમહેલ તરફ આવતો હતો તેવામાં તેણે લોહીથી તરબોળ થયેલા એક ભીલનો મૃતદેહ જોયો. દૈવી પ્રેરણાથી તેણે અશ્વને થોભાવ્યો અને નીચે ઉતરીને એ મૃતદેહનું નિરિક્ષણ કરવા લાગ્યો.

તેનું મ્હોં જોતાંજ તે ચમક્યો, " કોણ ભીલ રાજા માંડલિક ? શિવ ! શિવ ! આવું દુષ્કૃત્ય કરનાર નરાધમ કોણ હશે ? "

તેની નજર ભીલ રાજાના શરીરમાં સોંસરી નીકળેલી કટારી તરફ ગઇ. તરતજ તેણે એ કટારી મૃતદેહની છાતીમાંથી ખેંચી કાઢી. એ કટારી જોતાં તે પુનઃ ચમક્યો. કટારી ઉપર રાજકુમાર ગોહાનું નામ અંકિત થયેલું હતું !

" કુમાર ગોહાનીજ આ કટારી. શું તેણે આવું નીચ કૃત્ય આદર્યું ? પોતાના મુરબ્બીને જાતેજ હણ્યો ? જે ભલા ભોળા વૃદ્ધ ભીલરાજાએ તેને પોતાનો ગાદીવારસ ઠરાવ્યો તેનુંજ તેણે આવી રીતે કાસળ કાઢયું ? સ્વાર્થ ! સ્વાર્થ ! તું શા શા બુરા કામો કરાવે છે ? કુમાર ગોહાની આવી અધમ વૃત્તિ ? ન માની શકાય એવી વાત છે, પરંતુ એની પોતાની કટારી એ વાતને સત્ય માનવાની ફરજ પાડે છે. આ કટારી તેના નિંદ્ય કાર્યના પુરાવા રૂપ છે. "

ક્ષણભર લોહીથી રંગાયલી એ કટારી તરફ તે જોઇ રહ્યો. એ ગોઝારી કટારીને દૂર ફેંકી દેવાનું મન થયું. એકાએક કંઇ વિચાર સૂઝી આવ્યો હોય તેમ એ કટારી ફેંકવા લાંબો કરેલો હાથ તેણે સંકોચી લીધો અને કટારીને એક વસ્ત્રમાં વીંટી લઇ તે પુનઃ અશ્વારૂઢ બન્યો અને રાજમહેલને રસ્તે પડયો.

મોડી રાત સુધી ભીલોના આનંદોત્સવમાં ભાગ લઇને શ્રમીત

થયેલા રાજકુમાર ગોહાએ નિદ્રાદેવીનું શરણુ શોધ્યું. નિદ્રામાં પણુ તેને એ આનંદોત્સવના ભણુકારા વાગતા હતા.

સવારે તે જાગ્યો કે તરત ભીલ રાજાને પાય લાગવા ગયો. ભીલ રાજાનો શયનખંડ સુનો હતો. તપાસ કરતાં જણ્ણાયું કે ગઈ રાતે શયનખંડમાં તે આવ્યોજ નહોતો.

રાજમહેલને ઓરડે ઓરડે તે ફરી વળ્યો પરંતુ ક્યાંય એ વૃદ્ધ ભીલ રાજા નજરે ન પડયો. ગોહ ચિંતામાં પડયો, 'પોતાના હિતચિંતક અત્યાર સુધી કેમ પાછા નહિં ફર્યા હોય ?'

ગઈ રાતનો પ્રસંગ તેને યાદ આવ્યો. માંડલિકે જતી વખતે તેની કટારી માંગી લીધી હતી, અને એ કટારીથી તેના શત્રુનો નાશ કરવા જણ્ણાવ્યું હતું. ત્યારે શું એ શત્રુની પાછળ પડયા હશે ? શત્રુનો પત્તો ન લાગવાથી રોકાણુ થયું હશે ? અથવા શત્રુ સાથે ભેટો થતાં કંઇ વિપત્તિમાં આવી પડયા હોય તો ?...તો ? "

એની ડાબી આંખ ફરકી અને એનું મ્હોં લેવાઈ ગયું. એમ થાય તો તો ગઈ કાલનો આનંદ આજે શોકમાં ફેરવાઇ જાય. અરે એટલુંજ નહિં, પરંતુ પોતાનું જીવન સદાને માટે કલંકિત બને !

આ વિચાર આવતાં તેની કાયા કંપી ઉઠી. " રખેને એનો જીવ ભયમાં હોય, પ્રભુ એ જ્યાં હોય ત્યાં એની રક્ષા કરજે. એના દેહને કંઈ હાની થશે તો મારા કપાળે કાળી ટીલી આવશે અને જગત મને સ્વાર્થપરાયણુ ગણી સઘળો દોષ મારા માથે ઓઢાડશે. "

આવી અમંગળ શંકાઓ કરતો ગોહા રાજમહેલના ચોગાનમાં માંડલિકની શોધ કરવા માટે ભીલોને આજ્ઞા કરી રહ્યો હતો તેવામાં એક સ્વાર મારતે ઘોડે ત્યાં આવ્યો, અને ગોહા તરફ વક્ર દૃષ્ટિ કરીને ઉભો રહ્યો.

" વાહ રાજકુમાર ! તમારૂં વર્તન તો બહુ સારૂં વખાણુવા જેવું

છે ! જે ઝાડની શીતળ છાયામાં બેસવાનું સદ્ભાગ્ય પ્રાપ્ત થયું તેજ ઝાડનો મુળમાંથીજ ઉચ્છેદ કરતાં તમને ઠીક આવડે છે ! "

આ માર્મિક વચનોનો ભાવાર્થ રાજકુમાર સમજી ન શક્યો. પોતાના રક્ષક સમો આ રજપૂત સ્વાર આજે આમ કટાક્ષમાં કેમ બોલે છે ?

## ૨૦. મિથ્યા દોષારોપણ.

ભીલરાજાને શોધવાની જીજ્ઞાસાએ તેને અકળાવી મુક્યો, " ભાઇ ! વ્યંગમાં વાત કરવાનો અત્યારે વખત નથી. કહે, રાજા માંડલિકના કંઇ સમાચાર ? "

" હા " પેલા સ્વારે કટાક્ષમાં ઉત્તર આપ્યો.

" કહે. કહે, ત્યારે તે અત્યારે ક્યાં છે ? "

" પ્રભુના દરબારમાં ! "

" હેં ? " વીજળીનો આંચકો લાગ્યો હોય તેમ રાજકુમાર ચમક્યો. આવા અશુભ સમાચારની તેણે આશા રાખી નહોતી.

" જી હા, હું કહું છું તે વાત ખરીજ છે. ભીલરાજાનું ખુન કરવામાં આવ્યું છે. "

" ખુન કર્યું ? કોણે ? " ગોહા અધીરો બન્યો. ગોહાની આસપાસ ઉભા રહેલા ભીલ લોકોની આંખમાં આંસુ ઉભરાયાં. દુ:ખના અનેક નિશ્વાસોથી વાતાવરણમાં ઉદાસીનતા વ્યાપી રહી.

" આ રાજ્યમહાલયમાંજ વસનારી એક વ્યક્તિએ ! " એ સ્વારે ઠંડે પેટે ઉત્તર આપ્યો.

" કોણ કોઇ ભીલ સેવકે ? "

" જી ના. એક રજપૂતે. "

ભીલોના હૈયાં હેઠાં બેઠાં. પોતાના પાલનહારને મારનારનું લોહી ચુસવાની તેમને વૃત્તિ થઇ આવી.

" રજપૂતે ? કોણ છે એવો નીમકહરામ ? કહો, કહો, તેનું નામ જણાવો. એ નરપિશાચને હું હમણાંજ યમધામ પહોંચાડી દઈશ." ગોહની અધિરાઈ વધતીજ ગઈ.

" નહીં બને, કુમારશ્રી, એ માણસને તમે કંઈ પણ શિક્ષા કરાવી નહિં શકો ? "

" એ વાદવિવાદ કરવો રહેવા દો. મારો સગો ભાઈ હશે તો પણ હું તેને શિક્ષા કર્યા વિના નહિંજ છોડું. "

" અને ખૂદ તમે પોતેજ હો તો ? "

" તો હું પણ એજ શિક્ષાને લાયક બનું. " ગોહાએ પોતાનો દ્રઢ નિશ્ચય જણાવ્યો.

સઘળા ભીલ લોકો પોતાના વૃદ્ધ રાજાના ખુનીનું નામ સાંભળવા ઉત્સુક બન્યા.

" તો હું ખાત્રીપૂર્વક જણાવું છું કે તમે પોતેજ ભીલરાજાના ખુની છો. " પેલા સ્વારે ' તમે પોતે ' એ શબ્દો ચીપાચીપીને ઉચ્ચાર્યા અને વિજયભરી નજરે ઘડીમાં ગોહા તરફ તો ઘડીમાં ભીલો તરફ જોવા લાગ્યો.

ગોહા સ્તબ્ધ બની ગયો. આ માણુસ બોલે છે કે બકે છે ? તેને લાગ્યું કે એ રજપૂત સ્વાર દિવાનો બની ગયો છે !

## ૨૧. કટારીની સાક્ષીએ.

" મૂર્ખ ! જરા વિચાર કરીને બોલ. શા ઉપરથી કહે છે કે મેં ભીલ રાજાનું ખુન કર્યું છે ?

" આ કટાર ઉપરથી ! " એ સ્વારે પોતાની ભેટમાં છુપાવેલી કટાર કાઢી અને ગોહા તરફ તે લંબાવીને તેના ઉપર કોતરેલા અક્ષરો તરફ આંગળી ચીંધીને તે બોલ્યો, " જુઓ તમારા દુષ્કૃત્યનો આ જીવતો જાગતો પુરાવો. એના ઉપર તમારૂં નામ કોતરેલું છે અને એ કટાર

તમારીજ છે એવી મારી ખાત્રી છે. ટેકરી ઉપર તેમનો મૃતદેહ પડયો હતો અને તેની લોહીલુહાણ થયેલી છાતીમાં આ જીવલેણ કટારી રમતી હતી. તમારા કલંકિત કાર્યના પુરાવારૂપ આ કટારી હું સાચવીને અહીં સુધી લઈ આવ્યો છું તે એટલા માટે કે તમે તમારા આ દુષ્કૃત્યનો ઇન્કાર ન કરી શકો."

ગોહા સમજ્યો. 'આ કટારીજ બધી ગેરસમજનું મૂળ છે !'

"બસ ? એ એકજ પુરાવો છે ને ? મારા બહાદુર રજપૂત રક્ષક ! તમે ખોટી રીતે ભરમાઇ ગયા છો. એ કટારી તો ગઇ કાલે રાતેજ ભીલરાજાએ મારી પાસે માગી હતી અને જતાં જતાં તેણે કહ્યું હતું કે 'ગોહા ! આ કટારીથી તારા શત્રુનો સંહાર કરીશ.' તમારી વાત ઉપરથી એમ લાગે છે કે કદાચ મારા શત્રુનો સંહાર કરવા જતાં તે પોતે એ શત્રુના હાથે મૃત્યુ પામ્યા હોય.'

"બરાબર, એમજ, એમજ હોવું જોઇએ." ગોહાને ખરા અંતઃકરણથી ચાહનારા ભીલો બોલી ઉઠયા અને ગોહાના જીવને કરાર વળી.

પરંતુ પેલો સ્વાર એમ સમજી જાય તેવો નહોતો. ગોહાના ખુલાસાથી તેના મનનું સમાધાન ન થયું. તેણે ધાર્યું કે ગોહા પોતાનો બચાવ કરવા માટે આવી બનાવટી વાત ઉભી કરે છે !

"વાહ ! તમને પણ બનાવટ કરતાં ઠીક આવડે છે. પોતાના ઉપર આવેલું આળ ઉતારવા માટે આવી બંધબેસ્તી વાત ઉપજાવી કાઢવાનું કામ તમારા જેવા કપટકુશળ કુમારજ કરી શકે." એ રજપૂત સ્વારે પોતાનો કક્કો ખરો કરવા માંડયો.

રજપૂત સ્વારના આ વચનોથી ભીલોના મન પણ શંકાશીલ થવા લાગ્યા. ગોહાએ જોયું કે ભીલોના મનમાં એક વખત શંકારૂપી ભૂત ભરાશે તો તે કાઢવું કાયમને માટે મુશ્કેલ થઇ પડશે.

ક્રોધથી લાલચોળ બનેલી આંખો એ રજપૂત સ્વાર ઉપર તાકીને ગોહાએ પોતાની કમરે લટકતા મ્યાનમાંથી પાણીદાર તરવાર કાઢી અને તેને યુદ્ધ માટે પડકાર કરતો હોય તેમ તે ગર્જી ઉઠયો, "સાવધાન! કોઇના ઉપર કલંક ચડાવ્યા પહેલાં પુરતો વિચાર કરો, નહિં તો પરિણામ બહુ વિપરિત આવશે."

"એ તો હું પણ જાણું છું. જેવી રીતે ભીલરાજાનું કાસળ કાઢયું તેવી રીતે તમારા માર્ગમાં કંટકરૂપ જણાતી દરેક વ્યક્તિનો તમે સંહાર કરશો એ અત્યારના તમારા વર્તનથી સિદ્ધ થાય છે. સાચું બોલ્યું સગી માને પણ ન ગમે એ કહેવતં મુજબ તમને પણ ખરી વાત શાની ગમે? બાકી આ તમારી કટારીજ સાક્ષી પૂરે છે કે તમેજ ભીલરાજાના સંહારક છો."

ગોહાનું ચાલત તો એ ને એ વખતે પોતાની તરવારથી એ રજપૂત સ્વારનો શીરચ્છેદ પોતે કરી નાંખત, પરંતુ તેને પોતાની નિર્દોષતા સિદ્ધ કરવી હતી. તેણે મનમાંજ નિશ્ચય કરી લીધો.

## ૨૨. દ્વંદયુદ્ધ.

ત્યાં હાજર રહેલા સર્વ ભીલોને ઉદ્દેશીને ગોહા બોલ્યો, "મારા પ્રિય ભીલો! હું ભગવાન સૂર્યનારાયણની સાક્ષીએ પ્રતિજ્ઞાપૂર્વક જણાવું છું કે ભીલરાજાના મૃત્યુ વિષે હું કંઇ પણ જાણુતો નથી. મારી કટારી એ માગી ગયા હતા એ વાત સાવ સાચી છે. પછી શો બનાવ બન્યો હશે તે પરમાત્મા જાણે. પરંતુ આ રજપૂત કહે છે એ વાતનું નીરાકરણ કરવાની ખાસ આવશ્યકતા છે. જીવનભર મારા ઉપર ખોટું કલંક રહે તેના કરતાં અત્યારથીજ હું એ વાતનું સત્યાસત્ય સિદ્ધ કરવા માગું છું. એણે મારા ઉપર ચડાવેલા આળનો જવાબ મારી તરવારથી લેવા માગું છું. આજે—અત્યારેજ અમે બંને દ્વંદયુદ્ધ કરીશું. ન્યાયદેવતા બંનેની તરવારની ધાર ઉપર બીરાજશે અને સત્યાસત્યની સાક્ષી પુરશે, દ્વંદયુ-

દ્ધમાં જેનો વિજય થાય તેના વચનો સાચાં ઠરશે, યુદ્ધના પરિણામમાં સાચા ખોટાનું પારખું થશે. "

"બરાબર છે! બરાબર છે! સાચની પરીક્ષા માટે એ ગોઠવણ બરાબર છે!" બધા ભીલો એક સાથે બોલી ઉઠયા.

"હું પણ કહું છું કે એ વાત બરાબર છે—ધર્મયુદ્ધમાં જરૂર મારો વિજય થશે અને મારા વચનો સાચાં ઠરશે." એ રજપૂત સ્વાર એકદમ બોલી ઉઠયો, અને હર્ષાવેશમાં પોતાની તરવાર કાઢીને હવામાં વીંઝી.

ગોહા પોતાના એક વખતના હિતેચ્છુ પરંતુ અત્યારે શત્રુ સમા થઈ પડેલ રજપૂતને પોતાની તાતી તલ્વારનો સ્વાદ ચખાડવા અધીરો બન્યો.

## ૨૩ સત્યનો વિજય!

રાજમહેલના ચોગાનમાં અસંખ્ય ભીલો તીડની માફક ઉભરાઇ જવા લાગ્યા. સૌ કોઇ આ બંને રજપૂત વીરોનું ધર્મયુદ્ધ નીહાળવા ઉત્સુક બન્યા હતા.

ઉઘાડી તરવાર સાથે રાજકુમાર ગોહા અને એ રજપુત સ્વાર એ ભીડને ભેદતા ચોગાનમાં આવી લાગ્યા.

સૂર્યોદયને નમન કરીને ગોહે એ રજપુતને યુદ્ધની હાકલ દીધી. બંને વીરો ચંડિકાની જીભના લબકારાની માફક ચમકતી તરવારોની રમત રમવા લાગ્યા.

બંને શૂર ઉપર ચડયા હતા. બંનેને પોતાના સત્યની કસોટી કરાવવાની હતી. બંનેને વિજયની હોંસ હતી. પટા ખેલતાં હોય તેમ તરવારને આડીને અવળી ઘુમાવતાં એકબીજાને લાગમાં લેવાનો યત્ન કરતાં, એકબીજાનો સંહાર કરવાની ધુનમાં તેઓ તરવારો વીંઝી રહ્યા હતા તેવામાં એકાએક 'ઓહ પ્રભુ!'ના ચિત્કાર સાથે એ રજપૂત સ્વાર ધરતી ઉપર ઢળી પડયો. ગોહાની તરવારથી તેનું મસ્તક ધડથી જુદું થઇ ગયું હતું.

ભીલોના હર્ષધ્વનિથી વાતાવરણ ગાજી ઉઠયું. તેમની ખાત્રી થઇ કે દેવતાઓએ ગોહાની સત્યતાની સાક્ષી પુરી છે, ગોહા આ બાબતમાં તદ્દન નિર્દોષ છે.

સૌ કોઇ કહેવા લાગ્યા કે હંમેશાં સત્યનોજ વિજય થાય છે.

## ૨૪ ઇડરના સિંહાસને.

ગોહાની આજ્ઞાથી ભીલો પોતાના વૃદ્ધ રાજાના મૃતદેહને આદર-માન સાથે ગામમાં લઈ આવ્યા. ગોહાએ પોતે તેને અગ્નિસંસ્કાર કર્યો.

ભીલ લોકોએ ગોહાની રાજ્યારોહણની તૈયારી કરી. ભારે ધામધુમ સાથે ગાજતે વાજતે તેમણે રાજકુમાર ગોહાની સ્વારી આખા ગામમાં ફેરવી અને રાજમહેલમાં રાજ્યાસન ઉપર બેસાડીને તેને રાજતીલક કર્યું. ભીલના લોહીના તીલકથી તે રાજ્યાસનનો ભાવી અધિકારી તો બન્યોજ હતો. આજે તે યથાવિધિ રાજયનો માલિક બન્યો. વનપુત્રો—ભીલોએ પોતાનું જીવન સર્વસ્વ તેના ચરણે ધર્યું—તેને પોતાના સર્વોપરી સત્તાધિશ તરીકે સ્વીકારી લીધો.

વલ્લભીપુરના સમ્રાટ શિલાદિત્યનો વનવગડાની ગુફામાં જન્મેલો રાજપુત્ર ગોહા ભાગ્યબળે આમ ભીલોનો ભાગ્યવિધાતા અને ઈડરનો સ્વામી બન્યો. રખડતા રાજકુમારને વિધાતાએ સત્તાધિશ રાજા બનાવી દીધો. ઇડરના પ્રદેશમાં—ગામોમાં અને વન ઉપવનોમાં—ગુફાઓમાં અને ટેકરીઓમાં ગોહાની વીરહાક વાગવા માંડી.

× × × × ×

ઈડર ઉપર ભીલોની આણ વર્તાતી હતી તેને બદલે હવે રજપૂતોની આણ વર્તાવા લાગી. ગોહાના વંશજો ગોહીલોટ—ગ્રેહીલોટ—ગેહલોટની સંજ્ઞાથી ઓળખાવા લાગ્યા.

# શામળિયો સોડ

કિંવા

# અનીતિનો અનિષ્ટ અંત !

## ૧ સૌંદર્ય દર્શન.

કોઇ અનિષ્ટ ચોઘડીએ એની નજર એ સૌંદર્યમૂર્તિ ઉપર પડી. એ નજરમાં મલિન વૃત્તિએ પ્રવેશ કર્યો અને એ પ્રજાનો પાલક મટીને પ્રજાનો ભક્ષક—નીતિનો સંહારક બન્યો.

ઇડરના પાદરમાં આજે નાનું સરખું ગામ વસ્યું હોય તેવી અનુપમ શોભા થઇ રહી હતી. શ્રાવણ મહિનાનો સોમવાર એટલે શીવભક્તોનો પરમ પવિત્ર દિવસ. આજે મહાન ઉત્સવ હોય તેમ ઇડરની

સીમમાં પોતાનું સામ્રાજ્ય બતાવતા ભવ્ય શિવાલય આગળ મેળો ભરાયો હતો. હિંદની અનુપમ કારિગીરીની વસ્તુઓનું જાણે પ્રદર્શન ભરાયું હોય, બાળકોનું મનરંજન કરવા માટે જાતજાતનાં રમકડાંઓનું સંગ્રહસ્થાન એકઠું થયું હોય, ભાતભાતના મેવામીઠાઇથી જીભના રસિયાઓનું મનરંજન કરવાનો પ્રયત્ન કરવામાં આવ્યો હોય: એવો આ મેળામાં પગ મુકતાંજ ખ્યાલ થતો હતો. હસતાં રમતાં, ખેલતાં કુદતાં, ફજેત ફાળકામાં ફરતાં કે ચકરડી ભમરડીમાં ભમતાં નિર્દોષ બાળકો, મર્દાનગી ભર્યા ખેલો ખેલીને પોતાનું શૌર્ય પ્રદર્શિત કરતા યુવાનો, પચરંગી વસ્ત્રો અને અવનવા આભુષણો ધારણ કરીને શિવાલયમાં સંચરતી ગજગામિની લાવણ્યમયી લલનાઓ: એ આ મેળાનાં અજબ આકર્ષણો હતાં.

લોકના થોક આજે એ મેળો જોવા ઉલટી પડયાં હતાં—વૃદ્ધ સ્ત્રી પુરૂષો ભોળા શંભુને રીઝવવા, યુવાનો સૃષ્ટિસૌંદર્યના નિરિક્ષણથી ચક્ષુઓને તૃપ્ત કરવા અને બાળકો નિર્દોષ આનંદનો લ્હાવો લૂંટવા. એ શિવાલય તરફ આજે તો આનંદ અને ઉત્સાહનાં પૂર ઉલટયાં હતાં!

શિવાલયમાં એક વ્યક્તિએ પગ મૂકયો અને ત્યાં દોડધામ શરૂ થઇ. મંદિરમાં રહેલા ભાવિકજનોને શિવાલયના પાછળના દ્વારથી બહાર કાઢવામાં આવ્યા. "ચાલો! માર્ગ કરો! રાજાજી પધાર્યા છે!" એવા ઉદ્‌ગારો જેના તેના મુખમાંથી નીકળવા લાગ્યા.

પળ પહેલાં જ્યાં માણસોની જબરી ભીડ જામી હતી ત્યાં અત્યારે ચકલું પણ ફરૂકી ન શકે એવો બંદોબસ્ત થઇ ગયો. રાજા આવ્યો. ચોકમાં ચોમેર નજર કરી અને શિવાલયનાં પગથિયાં ચડવા લાગ્યો. અંદર જુએ તો કોઇ રૂપસુંદરી એકાગ્ર ચિત્તે ભોળા શંભુનાં કીર્તિગાન ગાઇ રહી છે!

કોઇ કિન્નરી કોમળ કંઠે ગાઈ રહી હોય તેમ શિવાલયના ગર્ભમંડપમાંથી સંગીતના સુમધુર સ્વરો સંભળાવા લાગ્યા.

'જય દેવ......જય દેવ ! !
જય શંભુ ભોળા, પ્રભુ જય શંકર ભોળા......'

શિવાલયના ઉંબરામાં પગ મુકતાં રાજાએ એ કોકિલકંઠી જયગાન સાંભળ્યું. મોરલીના નાદથી સર્પ ડોલે તેમ રાજાનું મસ્તક એ સંગીતની ધૂનથી ડોલવા લાગ્યું.

પૂજારી વિચારમાં પડ્યો.

પરંતુ એ ગાન એકાએક બંધ પડ્યું. આરતી અધવચથીજ અટકી પડી. ગાનારીની દૃષ્ટિ શિવાલયમાં આવનાર એ વ્યક્તિ ઉપર પડી અને એ મનમાં સંકોચ પામી. •

શંકર ભગવાનને પ્રણામ કરીને તે ગર્ભમંડપમાંથી બહાર આવી.

"**આ આપણા કારભારીનાં પુત્રી !*** બહેન, રાજાજીને પગે લાગો !" પૂજારીએ પરિચય આપવા સાથે ઉપદેશ પણ આપી દીધો.

બાળાએ મસ્તક નીચું નમાવી નમન કર્યું. મેઘધનુષ્ય સમાન એ અંગ મરોડને જોઈ રાજા તો આભો બન્યો.

"તમે કારભારીની કન્યા ? તમારૂં નામ ?"

"મારૂં નામ મૃગાક્ષી×" કન્યાએ મસ્તક ઉંચું કર્યું અને રાજા તરફ જોઇને જવાબ આપ્યો. ફરી તેનું મસ્તક નીચું ઢળ્યું.

મૃગાક્ષીની એ આંખોએ તો અજબ જાદુ કર્યું. એ નજરરૂપી બાણથી રાજાનું હૃદય વિંધાયું. એ મીઠી નજરની-રૂપાની ઘંટડીના રણકાર સમા એ સુમધુર સ્વરની તેને તલબ થઇ. એ સુધાપાન માટેની તેની જીજ્ઞાસા વધી. એ મધુરભાષિણી મધુરી સાથે સંભાષણ કરવાનું તેને મન થયું.

---

• જુઓ ચિત્ર.

× કારભારી અને તેની પુત્રીનાં આ વાર્તામાં આપેલાં નામો કલ્પિત છે. એક પુસ્તકમાં કારભારીનું નામ ગોવિંદરાય અને તેની પુત્રીનું નામ રૂપાળી જણાવ્યું છે. યશોધરાનું પાત્ર અને નામ કલ્પિત છે.

શામળિયો સોડ



'આ આપણા કારભારીનાં પુત્રી!' [પૃ. ૧૩૬

પરંતુ એની મનની મનમાંજ રહી ગઇ. એ સૌંદર્યમૂર્તિ તો ત્યાંથી ચાલી ગઇ હતી!

મૃગાક્ષીનાં હરીણી સમાન ચંચળ ચક્ષુઓએ રાજાની નજરમાં પવિત્રતાને બદલે પાપ, માયાને બદલે મોહાંધતા, વિવેકને બદલે વિષયલોલુપતા જોઇ લીધાં અને એના અંતરમાં ક્ષોભ થયો. રાજાની મલિન વૃત્તિ એ કળી ગઇ અને એની અધમતાને આગળ વધતી અટકાવવાને તે ભોળા શંભુને પ્રણામ કરીને પાણીના રેલાની માફક ત્યાંથી સરી ગઇ.

રાજાએ દીર્ઘ નિશ્વાસ નાખ્યો. ગર્ભમંડપ આગળ આવીને તેણે મહાદેવનાં દર્શન કર્યાં, પરંતુ રચના કે શિવાલયની શોભામાં તેનું લક્ષ નહોતું. દર્શન કરતી વખતે પણ એ ચેતનવંતી ચકોરીમાં તેનું ચિત્ત ચોટયું હતું.

## ૨. શામળિયો સોડ.

પુષ્પાવતીને પેટે જન્મેલો, શીલાદિત્યનો પુત્ર રાજકુમાર ગોહા વનવન ભટકતાં ભાગ્ય બળે ભીલોનો માનીતો થઇ પડીને ઈડરગઢનો રાજા થયો. લાંબા કાળે ભીલો પરદેશી રાજાના રાજ્યથી કંટાળી ગયા અને ગોહાથી આઠમી પ્હેડીએ થનાર રાજા નાગાદિત્યને ઠાર કર્યો. તેનો ત્રણ વર્ષનો કુંવર બાપા બચી ગયો, જે મેવાડ વંશનો સ્થાપનાર બન્યો.

મારવાડના મંડોવર શહેરથી પરિહાર જાતના રજપૂતોએ આવીને ઉજ્જડ થઇ ગયેલા ઈડરને દરવાજે તોરણ બાંધીને તેને ફરી વસાવ્યું. કેટલીક પેઢી સુધી તેમનું રાજ્ય ચાલ્યા પછી પરિહાર અમરસિંહ પોતાના કુંવર અને પાંચ હજાર ઘોડેસ્વાર લઇને ચિતોડ ગયો, અને પૃથ્વીરાજને મુસલમાનો સાથે લડાઇ થઈ તેમાં પોતે ( અમરસિંહ ) કપાઇ મુઓ. આ ખબર ઈડર પહોંચતાં તેની રાણીઓ સતી થઇ અને કેટલીક ઇડરની ઉત્તરમાં ઉંચી ટેકરી છે ત્યાંથી પડી મુઇ. આ ટેકરી આજે ' રાણીઓના ઝોલાની ગોઝારી ડુંગરી ' તરીકે ઓળખાય છે.

અમરસિંહે ચિતોડ જતી વખતે પોતાના પરમ વિશ્વાસુ ચાકર હાથી સોડને ઇડર સોંપ્યું હતું. હાથી સોડ જાતનો કોળી હોવા છતાં શક્તિવાન હોવાથી તેણે ઈડર ઉપર પોતાની સત્તા જમાવી. તેના મૃત્યુ પછી તેનો પુત્ર શામળિયો સોડ ઇડરની ગાદીએ આવ્યો.

શિવાલયમાં આવનાર રાજા તે આ શામળિયો સોંડ.* અનાયાસે પ્રાપ્ત થયેલી રાજસંપત્તિથી તે ગર્વાંધ બન્યો હતો. પ્રજાનું ગમે તે થાય પરંતુ પોતાની સગવડો સચવાય તે માટે તે ખાસ કાળજી રાખતો અને પ્રજાને અનેક રીતે કનડતો. માત્ર દ્રવ્યલાલસા સંતોષીને બેસી રહ્યો હોત તો તો પ્રજા બિચારી મૂંગે મોઢે બધું સહન કરી લેત, અને તે જેમ નિચોવત તેમ પ્રજા નિચોવાયા કરત; પરંતુ એટલેથીજ ન અટકતાં તેની વૃત્તિ વિષયલાલસા તરફ ઢળી અને પ્રજાની વહુ દીકરી ઉપર એની વિષયલોલુપ નજર ફરવા લાગી. ઇડરની પ્રજામાં કચવાટ પેદા થયો. રાજા પોતે નીતિનો રક્ષક મટીને ભક્ષક બને પછી કયાં જઇને રહેવું અને કોને કહેવું ? પ્રજા આમ મનમાં બબડતી અને અંતરના છુપા શ્રાપ વરસાવતી ચિંતાતુર જીવનમાં દિવસો નિર્ગમન કરતી.

### ૩ કારભારીની કન્યા.

શિવાલયમાં જોયેલી સૌંદર્યદેવીનાં શામળિયા સોડને સ્વપ્નમાં આવતાં. એ કારભારીની કન્યા હતી એ તો પૂજારી પાસેથી જાણ્યું હતું. તેણે વધુ તપાસ કરી અને જાણી લીધું કે એ કન્યા અવિવાહિત છે. પછી શું બાકી રહે ? એણે નિશ્ચય કર્યો કે ' એ રૂપસુંદરીને રણવાસમાં લાવું અને મારી માનીતી રાણી બનાવું. '

કારભારી સાથે કપટબાજી રમવાનું ફાવે તેમ નહોતું. એ કારભારી પક્કા મુત્સદ્દી ગણાતા નાગરોનો મુખી હતો, રાજ્યનીતિનિપુણ હતો, રાજ્યનું કારભારું કરવાની કળામાં કુશળ હતો. તેની સામે કપટજાળ

* કોઇ સોડ ને બદલે સોઈ લખે છે.

ખીછાવવા જતાં તો પોતેજ તેમાં ફસાઈ જાય એવી સ્થિતિ હતી. તેને લાલસામાં લપટાવીને પોતાનું કામ કાઢી લેવાનો તેણે નિશ્ચય કર્યો.

સોડના રાજ્યમાં નાગર બ્રાહ્મણો ઘણા વસતા હતા, અનુપમ સૌંદર્યને માટે વખણાતી નાગર સ્ત્રીઓ તેણે અનેક જોઈ હતી, પરંતુ મૃગાક્ષી ! એ તો નર્યો રૂપરૂપનો અંબાર ! લલિત લાવણ્યનો ભંડાર ! 'એના જેવી રૂપસુંદરી રણવાસમાં હોય તો આખો રણવાસ ઝળકી ઉઠે અને અત્યારે શુષ્ક જણાતો એ આવાસ સ્વર્ગસદન બની જાય !' આવા આવા વિધવિધ પ્રકારના તરંગો સોડના મનમાં ઉઠતા અને એના ચિત્તને વ્યગ્ર બનાવી મુકતા. તેની ધીરજનો અંત આવ્યો.

કારભારીને તેણે બોલાવ્યા, આડીઅવળી વાતો કરી અને તેના કારભારા માટે પોતાનો પૂર્ણ સંતોષ જાહેર કર્યો.

"અનંતરાય ! હું જાણું છું કે તમે રાજ્યની પ્રતિષ્ઠા જાળવી રાખવા માટે તનતોડ મહેનત કરો છો. આજ સુધી તમારા કાર્યની યોગ્ય કદર કરવાનો પ્રસંગ મને નથી મળ્યો, પરંતુ વિજયાદશમીના મંગળ દિવસના દરબારમાં તમારી જાહેર કદર કરવાનો મેં વિચાર કરી રાખ્યો છે." સોડે મધલાળ પાથરવાનો પ્રારંભ કર્યો.

"એ આપની કૃપા ! હું તો મારૂં કર્તવ્ય બજાવું છું. આપને પ્રસન્ન રાખવા એ મારો ધર્મ છે." કારભારીએ–અનંતરાયે વિવેક કર્યો.

"મને પ્રસન્ન રાખવા તમે સદાય તત્પર રહો છો એ હું સારી રીતે જોઇ શકયો છું. તેથીજ આજે એક મહત્વના કાર્ય માટે તમને બોલાવ્યા છે..કહો, મારૂં એક કામ કરશો ?" સોડે ભરમમાં વાત લંબાવી.

"ખુશીથી. એમાં વળી પૂછવાનું હોય ?"

"પૂછવાપણું છે એટલેજ પૂછું છું. જે કામ કરવાનું છે તેમાં મુત્સદ્દીપણાની જરૂર નથી."

"ત્યારે ?"

"જરૂર છે થોડા સ્વાર્થત્યાગની."

"આ માથું માગો તો તે પણ આપવા હું તત્પર છું." અનંતે પોતાનો હાથ ગળા ઉપર મુકયો. જાણે સ્વામીને માટે પોતે શીષ સમર્પણ કરવા તત્પર ન હોય !

"રાયજી ! તમારી વફાદારીમાં મને વિશ્વાસ છે. શામળિયો સોડ જીવે છે ત્યાં સુધી માથાની જરૂર તો નહિં પડે. મને તો તમારી એક વસ્તુ જોઇએ છે." સોડ મુદ્દાની વાત ઉપર આવ્યો. અનંતરાયને બધા રાયજીના ટુંકા છતાં માનીતા નામથી બોલાવતા હતા.

"તો એમાં સંકોચ શા માટે રાખો છો ? ખુશીથી માગો."

"રાયજી ! એક વાત કહું ? હું રાજા ! હું માગું અને તું ના પાડે તો પછી મારૂં શું ભૂષણ રહે ? મને વચન આપ તોજ હું માગું." સોડે અનંતને વચનથી બાંધી લેવાની બાજી રચી.

અનંત સમજી ન શકયો કે સોડ આજે આવી ધૂને કેમ ચડયો છે ! વચન આપીને બંધાઇ જાય એટલો બધો ભોળો તે નહોતો. તેણે વાત ઉડાવવાનો યત્ન કર્યો.

"અન્નદાતા ! મારૂં ધન દોલત અને જીવન સર્વસ્વ બધું આપનું જ છેને ! આપ શા માટે મનમાં શંકા રાખો છો ? ખુશીથી કહો, શું જોઇએ છે ?"

"તારી કન્યા" સોડે સ્પષ્ટ વાત કરી.

"મારી કન્યા ? મૃગાક્ષી ?" અનંત ચમકયો. તેને સમજ ન પડી કે રાજા આ શું બોલે છે ?

"મૃગાક્ષી ! એ મૃગનયની મૃગાક્ષી !" આ શબ્દો ઉચ્ચારતા પણ રાજાની નજરે મૃગાક્ષીના મૃગ સમાં લોચનો તરવર્યા. જાણે મૃગાક્ષી પોતાની સામેજ ઉભી હોય એવી તેને ભ્રાંતિ થઇ.

અનંત સમજયો, 'જરૂર વાતમાં કંઇ ભેદ છે.'

"મહારાજ ! એતો આપની પુત્રી."

" નહિં, રાયજી, એતો મારી પત્ની થવા સરજાયલી છે. એને મેં શિવાલયમાં જોઇ છે ત્યારથી મારૂં ચિત્ત ચકડોળે ચડયું છે. એના અનુપમ અંગમરોડે મારા ઉપર ભુરકી નાખી છે. એના સૌંદર્યે મને દિવાનો બનાવ્યો છે."

રાયજીએ પોતાના કાન ઉપર હાથ મુકયા. રાજાના શબ્દો તેને વિષ સમા થઇ પડયા. તેણે જોયું કે ખરેખર રાજાની મતિ આજે બગડી છે!

### ૪ અયોગ્ય માગણી.

એકાએક તેની પ્રિય પુત્રી તેના સ્મરણમાં ખડી થઇ. શિવાલયમાંથી પાછા ફર્યા પછીની તેની ભયભિત અવસ્થાનું કારણ તે સમજી ગયો. પોતાના કુટુંબના ભાવિ વિનાશના તેને ભણકારા વાગવા માંડયા. તેણે વાત ઉડાવવાનો યત્ન કર્યો.

" કૃપાનિધાન! જરા વિચાર કરો. આપ રાજબીજ, અમે નાગર. એવો સંબંધ કદી સંભવે?"

" સંભવે કે નહિં તેનો વિચાર વ્યર્થ છે, રાયજી, ઝાઝી માથાકુટ કરવામાં સાર નથી. તમે ખુશીથી નહિં આપો તો બળજોરીથી પણ હું એને મારી રાણી બનાવ્યા વિના રહેનાર નથી. તમારૂં સર્વસ્વ અર્પણ કરવાની હમણાંજ વાત કરતા હતા તે ખોટી બડાશજ કે?"

" એ બડાશ નહિં, મેં તો ખરા અંતઃકરણની લાગણીપૂર્વક કહ્યું હતું, પરંતુ આપ આવી અયોગ્ય માગણી કરશો એવો મને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો." અનંતે સ્પષ્ટ વાત જણાવી દીધી.

" યોગ્ય કે અયોગ્યની ચર્ચામાં ઉતરવાની મારી ઇચ્છા નથી. મારે તો માત્ર એકજ ઉત્તર જોઈએ છીએ-હા કે ના. હા કહેવાથી તમારી પુત્રીનો અને સાથે તમારો પણ ઉદ્ધાર થશે. ના કહેવાથી જે છે

તે ગુમાવીને રખડતા ભીખારી બનવાનો વખત આવશે." સોડ છેલ્લે પાટલે બેઠો.

અનંતરાયે જાણ્યું કે સોડ મમતે ચડયો છે. રાજહઠનો તેને કડવો અનુભવ હતો. હાલ તરત તો અહીંથી છટકી જવાનો તેણે નિશ્ચય કર્યો.

"મહારાજ! આપની કૃપાદ્રષ્ટિ માટે હું તો સદા આપનો ઓશિંગણુ છું. પરંતુ આ બાબત જરા વિચારવા જેવી છે. આવતી કાલે હું આપને ચોક્કસ ઉત્તર આપીશ."

"ભલે તેમ કરો. પણુ કાલેજ નક્કી થઇ જવું જોઇએ. આવતી કાલે મૃગાક્ષી મારી થવી જોઇએ," સોડે આજ્ઞા કરી.

રાયજી તેને નમન કરીને મનમાં અનેક સંકલ્પ કરતો ત્યાંથી ચાલ્યો ગયો.

## ૫. નિર્ણય.

"ત્યારે આપે શો નિર્ણય કર્યો?" અનુપમ સૌંદર્યથી ઓપતી એક પ્રૌઢાએ પ્રશ્ન કર્યો.

"હજી કંઇજ નથી કર્યો. મારી મતિ તો મુંઝાઇ ગઇ છે. શું કરવું તે સુઝતું નથી." પીઢ જણાતા પુરૂષે ઉત્તર આપ્યો.

"કારભારી થઇને આટલી મુંઝવણમાં પડો તો પછી સાધારણુ માણુસની શી સ્થિતિ? ઈડરનું કારભારૂં પણુ આવી રીતેજ કરો છો કે?" પ્રૌઢાએ મર્મ પ્રહાર કર્યો.

"યશોધરા! આજ તું પણુ આમ ફરી બેસશે? રાજાએ તો મને કાયર બનાવી મુકયો, હવે તું વચન બાણોથી હ્રદય વિંધશે?"

"ત્યારે શું કરૂં નાથ? મારી ગરીબ ગાય જેવી દીકરીને એ દુરાચારીને સોંપવાની આપ વાત કરો એ મારાથી કેમ સાંભળી રહેવાય?" યશોધરાએ—કારભારીની પત્નીએ હ્રદયની વરાળ કાઢી.

"પણ ત્યારે બીજું શું થાય?" અનંત મુંઝાયો. એ મુંઝવણ મટાડવા માટે તે બહાર અગાશીમાં ચાલ્યો ગયો.

"બા! બા! શું તું તારી આ રંક કન્યાને એ કસાઇના હાથમાં સોંપી દેશે?" મૃગાક્ષી દોડતી આવી અને યશોધરાના ખભા ઉપર માથું નાખીને રડી પડી. એની આંખમાંથી સરી પડેલા અશ્રુબિંદુઓ યશોધરાના વક્ષઃસ્થળ ઉપર પડયા અને માતાનું વાત્સલ્ય ઉછળ્યું. એ વ્હાલસોયી વનિતા હેતના ઉમળકાથી પુત્રીના મસ્તકે પોતાનો હાથ ફેરવતી તેને આશ્વાસન આપવા લાગી.

મૃગાંક્ષીએ પોતાના માતાપિતા વચ્ચે થયેલી વાતચિત સાંભળી હતી, શિવાલયમાં તેણે જોયેલા રાજાની મલિન દૃષ્ટિ વારંવાર તેની નજરે ચડતી હતી અને ભાવિ ભયની આગાહી મળતી હોય તેમ તેનું ચિત્ત ચિંતાતુર રહેતું હતું. અત્યારે રાયજીના વચનો સાંભળતાં એ ચિંતામાં વૃદ્ધિ થઇ. તેમાં પણ અનંતની મુંઝવણે તો હદ કરી. તે રડું રડું થઇ ગઇ, અને પોતાની માતાના ખોળે તેણે આશ્વાસન શોધ્યું.

"બા! જોઇએ તો તું અફીણ ઘોળીને મને પાઇ દેજે, પરંતુ એ રૂપહીન, ગુણહીન, નીતિહીન રાજાની સાથે તો મારૂં પાનું નજ પાડતી. અરેરે કયાં આપણે ઉંચ નાગર કોમ અને કયાં એ કોળીની જાત? રાજા થયો તેથી શું? જેની સાથે મનનો મેળ ન મળે તેની સાથે જીવન કેમ ગાળી શકાય? એના કરતાં તો ગરીબ છતાં ગુણવાન નાતીલો સારો." મૃગાક્ષીની વાણીમાં દીનતા અને અંતરના ઉંડા દુઃખની છાયા હતી.

"તું જરાય ચિંતા ન કર, બેટા! હું બેઠી છું ત્યાં સુધી તને દુઃખી નહિંજ કરૂં." યશોધરાએ મૃગાક્ષીને માથે હાથ ફેરવતાં પુનઃ દિલાસો આપ્યો.

"જોજે હો! બા ! મને જોરાવરીથી એ રાજાની સાથે પરણાવીશ તો હું જીભ કરડીને મરી જઈશ."

એજ ક્ષણે અનંત અંદર આવ્યો. આવતાં આવતાં તેણે મૃગાક્ષીએ ઉચ્ચારેલું છેલ્લું વાક્ય સાંભળ્યું અને તેનું સ્નેહાળ અંતર ચીરાયું.

મૃગાક્ષીએ પોતાના પિતાને આવતો જોયો અને એ એકદમ સફાળી બેઠી થઈ ગઈ. પિતા તરફ દયાર્દ્ર નજર ફેંકીને તે ત્યાંથી ચાલી ગઈ—જાણે એના સજળ નયનો એમ સૂચવતાં હોય કે 'પિતા ! આ ગરીબ ગાયનું ભાવિ આપના હાથમાં છે !'

કારભારીની હવેલીની સામેના મકાનમાંથી કોઈ સ્ત્રીના મધુર છતાં કરૂણાજનક સ્વરે ગવાતી પંક્તિઓ કારભારીના કાને પડી:—

"દીકરી ને બીજી ગાય, જ્યાં દોરાય ત્યાં જાયે,
એનાથી કશું ના બોલાયે......દીકરી૦"

કારભારી—અનંત આ સાંભળી રહ્યો. મૃગાક્ષીના ઉદ્ગારો, અને દયાર્દ્ર નેત્રો, એ પંક્તિઓ: આ બધાએ તેના અંતરમાં દયાની રેલ રેલાવી દીધી. તેણે નિશ્ચય કર્યો કે 'ગમે તે થાય પરંતુ મૃગાક્ષીનો ભવ તો નજ બગાડવો.'

"જોયું ? મૃગાક્ષીને આ વાત સાંભળીને પણ કેટલું દુઃખ થયું છે ? એણે તો જીવ કાઢી નાખવાનો નિશ્ચય કર્યો છે." યશોધરાએ અનંતને સમજાવવાનો યત્ન કર્યો.

"જોયું, યશોધરા, મેં સઘળું જોયું. તારા વચનો મને યથાર્થ જણાય છે. પરંતુ રાજાને શું કહેવું તેનાજ મને વિચારો થયા કરે છે."

"બીજું શું કહેવાનું હતું જે ! ચોખ્ખી ના પાડી દો." યશોધરાએ તડ ને ફડ કરવાની સલાહ આપી.

'યશોધરા ! તને હજી રાજહઠનો અનુભવ નથી. એમ કરવાથી તો એ આપણા ઉપર દુઃખનાં ઝાડ ઉગાડવામાં બાકી નહિ રાખે."

" તો અહીંથી ચાલ્યા જઇએ.

" ભોળી રે ભોળી ! સોડને તું એવો કાચો ધારે છે ? ઇડરની બહાર એક પગલું પણ આપણાથી મુકી ન શકાય એવો એણે ક્યારનોય બંદોબસ્ત કરી દીધો હશે ! "

" તો તો પછી ઝેર ખાઇને મરવા સિવાય બીજો શો માર્ગ ? "

" એક માર્ગ છે. પરંતુ તેમાં તારી મદદની પણ જરૂર છે. "

" હું તો સદાય આપની આજ્ઞાને આધીન છું " યશોધરાએ તત્પરતા બતાવી.

અનંત યશોધરાના પડખે બેઠો અને પતિપત્ની એક બીજાના કાનમાં વાતો કરવા લાગ્યાં–રખેને કોઇ સાંભળી જાય !

વાતને અંતે યશોધરા પ્રસન્ન ચિત્તે બોલી ઉઠી " બરાબર ! એજ, એજ માર્ગ ઉત્તમ છે ! "

## ૬. અરજ સ્વીકારી.

શામળિયા સોડની અધીરાઇનો પાર નહોતો. ક્યારે કારભારી આવે અને ક્યારે મૃગાક્ષી પોતાની બને એજ વાતનું રટણ તે કર્યા કરતો હતો. તેણે પુનઃ અનંતને પોતાના ખાનગી આવાસમાં બોલાવ્યો.

" કેમ કારભારીજી, હવે ક્યાં સુધી વિચાર કર્યા કરશો ? "

" વિચાર બીજો શો થાય ? અમારાથી આપની ઇચ્છાની વિરુદ્ધ જવાય એમ તો થોડુંજ છે ? "

સોડના મુખ ઉપર હર્ષની છાયા ફરી વળી. " ત્યારે મારી માગણી કબુલ ? "

" કબુલ ખરી, પણ એક શર્તે. "

સોડ ચમક્યો. વળી એ શર્ત શાની ? " ગમે તે કરો પણ મૃગાક્ષી

તો મારી રાણીજ થશે. એ સિવાય બીજી એક નહિં, પણ જોઇએ તેટલી શર્તો મારે કબુલ છે."

"એ બાબતમાં તો આપ તદ્દન નિશ્ચિંત રહેશો. માત્ર મારે આપને એકજ અરજ કરવાની છે. મારે આ એકની એક પુત્રી છે. તેના લગ્નનો શુભ અવસર પ્રભુ આપે તે' વખતે મારા સગાંવ્હાલાંઓ અહીં હાજર હોય તો મારી શોભા વધે, અને આપની અમારા ઉપરની રહેમ નજર તેઓ નજરે જુએ તો અમારી પ્રતિષ્ઠામાં પણ વૃદ્ધિ થાય. મારી પુત્રીનાં બડી ધામધુમથી લગ્ન કરૂં, બધા સગા-વ્હાલાંઓને નોતરૂં અને આપ મારે ત્યાં હાથેવાળે પરણવા પધારો તો તો મારૂં જીવન પણ સફળ થાય. મારા એવાં અહોભાગ્ય ક્યાંથી ? એ તો ધન્ય ઘડી ધન્ય ભાગ્ય !"

તમારી ઇચ્છા એવી છે તો ખુશીથી તેમ કરો. હું હાથેવાળે પરણવા આવીશ, પછી કંઇ ?"

"આપનો મોટો ઉપકાર. ત્યારે હું આવતી કાલેજ મારા વતનમાં મારાં સગાઓને આમંત્રણ આપીને તેડી લાવવા માટે જઉં છું. વૈશાખ વદ આઠમનું શુભ મુહૂર્ત છે એટલે એ દિવસ લગ્ન માટે નક્કી કર્યો છે."

"ભલે, તમારે જવું હોય તો જાઓ, પરંતુ સત્વર પાછા આવજો. તમારા કુટુંબને તો અહીંજ રાખજો." સોડે સૂચના આપી–રખેને મૃગાક્ષીને સાથે લઇ જાય એવી શંકા થતાં તેણે વાતને વધુ સ્પષ્ટ કરી.

"નારે, મહારાજ, બૈરાં છોકરાંને સાથે લઇ જઉં તો પછી લગ્ન માટેની બધી તૈયારી કોણ કરે ? ઘરે રાજદરબારની જાન આવવાની એટલે વડી પાપડ સેવ ખેરો ઇત્યાદિ વસ્તુઓ અત્યારથીજ કરવા માંડે તોજ પહોંચી વળાય."

અનંત ગયો. પોતાનું ધાર્યું થયેલું જોઇ સોડ સંતોષ પામ્યો. વૈશાખ વદ આઠમની વાટ જોતો તે દિવસો ગણવા લાગ્યો.

૭ વચન !

" મહારાજાનો જય ! એક અજાણ્યો આદમી અત્રે આવ્યો છે અને હુઝુરને મળવા માગે છે." પ્રતિહારીએ પ્રણામ કરીને ખબર આપ્યા અને આજ્ઞા માગી.

" કોણ છે એ." આજ્ઞાસૂચક સ્વરે પ્રશ્ન પૂછાયો.

" કોણ છે તે માત્ર આપનેજ રૂબરૂમાં જણાવવાનું કહે છે. કોઈ હથિયારબંધ યોદ્ધા છે, પરંતુ એ રજપૂત તો નથી લાગતો." પ્રતિહારીએ ખુલાસો કર્યો.

"એ ગમે તે હોય, પરંતુ તેનાં હથિયાર છોડાવીને તેને અંદર મોકલ."

રાજાએ આજ્ઞા કરી અને ખીંટીએ લટકતી તરવાર લઇને પોતાની કમરે લટકાવી દીધી, જમૈયો ભેટમાં ખોસ્યો અને પુનઃ ગાદી તકીયે પડીને એ માણસની રાહ જોઇ રહ્યો.

પ્રતિહારીએ એ અજાણ્યા આદમીને રાજાની આજ્ઞા સંભળાવી. રાજાની ઇચ્છાને માન આપીને એ માણસે તમામ હથિયાર ઉતારી નાખ્યાં અને અંદર આવ્યો.

રાજાને જોતાંજ એ આવનારે માનપૂર્વક નમન કર્યું.

" આવો, બેસો, ક્યાંથી આવો છો ?" રાજાએ એનો પ્રતાપી ચ્હેરો જોઇને એનું સન્માન કર્યું અને પ્રશ્ન પૂછયો.

"ઇડરથી આવ્યો છું, આપના હિતનો શુભ સંદેશો સાથે લાવ્યો છું."

" મારૂં હિત ? કોણ કરશે ?" રાજાએ જીજ્ઞાસા બતાવી.

" હું પોતે." આવનારે દ્રઢતાપૂર્વક ઉત્તર આપ્યો.

રાજા તેના તરફ આશ્ચર્યભરી નજરે જોઈ રહ્યો.

" તમે ? તમે મારૂં શું હિત કરી શકશો ? "

"**સોનંગજી** રાઠોડ! હાલ તમે માત્ર કડી પ્રગણાના **સામેતરા** ગામના ધણી છો. તમારી હિમ્મત હોય તો એક ગામધણીમાંથી હું તમને આખા ઇડરવાડાના મહારાજા બનાવી દઉં—નવલાખ રૂપિયાની ઉપજવાળા ઇડરની ગાદી અપાવી દઉં."

**સોનંગજી**—રાજા આ માણસની બોલવાની છટાથી મુગ્ધ બન્યો, તેણે ઉચ્ચારેલા વચનોથી આશ્ચર્યચકિત થયો, પોતાના સ્વાર્થની વાત સાંભળીને વધારે વાતચિત કરવા લોભાયો.

"બીજી બધી વાત પછી, પ્રથમ તમો એ જણાવો કે તમે શા માટે મારા હિતનું કાર્ય કરવા પ્રેરાયા છો?"

"એટલા માટે કે તમે શુદ્ધ રજપૂત છો, રાઠોડ કુળદિપક છો, કનોજના **રાઠોડ** જયચંદના વંશજ છો. ઇડરનો **શામળિયો સોડ** ભલે રાજા રહ્યો પરંતુ ગમે તેમ તોપણ તે કોળીની જાતનો. ઇડરની ગાદી ઉપર તો આપના જેવા રજપૂતજ શોભે."

કનોજના રાઠોડ **જયચંદના** મરણ પછી તેનો પૌત્ર **સિયોજી** રાઠોડ **કનોજ** છોડીને મારવાડના રણમાં વસ્યો. તેને ત્રણ કુંવર હતા. તેમાં સૌથી મોટો **આસ્તાનજી** તેની પછવાડે ગાદીએ બેઠો, અને બીજા બે કુંવર **સોનંગજી** અને **અજી** ભાગ્ય અજમાવવા માટે અણહિલવાડના દરબારમાં આવ્યા. ત્યાંનો સોલંકી રાજા **ભીમદેવ બીજો** તેમનો મામો થતો હતો, તેણે તેમને કડી પરગણાનું **સામેતરા** ગામ આપ્યું. **અજી** ચાવડા રાજાની કુંવરી સાથે પરણ્યો અને છેવટે **દ્વારકા** તથા **ઓખામંડળનો** ધણી બન્યો. આમ થવાથી **સોનંગજી સામેતરા** ગામનો એકલો ધણી થવા પામ્યો.

ઇડરની ગાદીની વાત સાંભળતાં **સોનંગજીના** મનમાં કંઇ કંઇ વિચારો આવવા લાગ્યા. 'ખરેખર પોતે ઇડરનરેશ થાય તો? તો તો

બેડો પાર થઇ જાય. પરંતુ આ માણુસની વાતમાં વિશ્વાસ કેવો? એના યત્કિંચિત સ્વાર્થ વિના તે મારા હિતની વાત કરે એ બનીજ કેમ શકે?'

"તમારા વચનો વિચારવા જેવા છે, પરંતુ પ્રથમ તમારો પરિચય આપો, પછી યોગ્ય વિચાર કરી શકાય."

"રાજન! હું ઈડરનો કારભારી છું, મારૂં નામ અનંતરાય. લોકો મને 'રાયજી'ના ટુંકા નામથી ઓળખે છે."

"તમે રાયજી! આવો, આવો, અહીં આવો, આ ગાદી ઉપર બેસો. ઇડરના કારભારી આજે મારે આંગણે આવ્યા એ મારાં અહોભાગ્ય."

સોનંગજીએ ઉઠીને-રાયજીનો હાથ પકડીને તેને ગાદી ઉપર પોતાના પડખે બેસાડયો અને તેનો યોગ્ય સત્કાર કર્યો.

એ સમયમાં હથિયારનો ઇજારો માત્ર રજપૂતોએ કે સૈનિકોએજ નહોતો રાખ્યો. પ્રત્યેક આદમી-પછી તે ગમે તે કોમનો હોય-સ્વરક્ષણ માટે હથિયાર બાંધતો, અને તેનો ઉપયોગ પણ કરી જાણતો. રાયજીએ પણ ઈડર છોડતી વખતે કમરે તરવાર લટકાવી હતી, ભેટમાં જમૈયો ખોસ્યો હતો અને ખભે તીરકામઠું ધારણ કર્યું હતું. સોનંગજીએ સલામતીને ખાતર તેને મળતાં પહેલાં તેના હથિયાર હેઠાં મુકાવ્યાં હતાં.

સોનંગજી અને રાયજીએ લાંબા સમય સુધી વાતચીત કરી. અંતે રાયજીએ રજા માગી.

"જો જો, હં, રાઠોડ, જરાપણ ફેરફાર ન પડવો જોઇએ. હું તમારા વિશ્વાસે રહું છું."

"બેફીકર રહો, રાઠોડ બચ્ચો બોલ્યું કદી નહિ ફેરવે; પરંતુ તમે તમારૂં વચન બરાબર પાળજો."

"એ તો વખત આવ્યે આપની ખાત્રી થશે. અત્યારથી શું કહું?"

રાયજી અને સોનંગજી પરસ્પર વચનની આપ લે કરીને જૂદા પડયા. બંનેના મુખ ઉપર સંતોષ અને પ્રસન્નતાના ચિહ્નો સ્પષ્ટ જણાતા હતા !

## ૮ લગ્નની ધામધુમ !

ઇડરમાં આજે અજબ ધામધુમ થઇ રહી છે. ઘેર ઘેર આસોપાલવના તોરણો બંધાય છે, આંગણે આંગણે રંગીન સાથીયા અને ચોક પૂરાય છે, શેરીયે શેરીયે ધજા પતાકા બંધાય છે. આજે કારભારીની કન્યા સાથે ઇડર નરેશનાં લગ્ન થનાર છે !

આજે વૈશાખ વદ આઠમ છે–રાજાના લગ્નનો દિવસ છે. રાજાના લગ્ન એટલે રાજસેવકોને મન જબરી ધમાલનો દિવસ–પ્રજાને મન પણ મંગળ ઉત્સવ. રાજસેવકો ઇનામની આશાએ અને પ્રજાજનો ધામધુમ જોવાની ધુનમાં આનંદમગ્ન જણાય છે.

પરંતુ ઇડરનો આખોયે પ્રજાવર્ગ આ આનંદમય પ્રસંગને અંતઃકરણપૂર્વક વધાવી લેવા તત્પર હોય એવાં ચિહ્નો જણાતા નથી.

ઇડરના નાગર બ્રાહ્મણો આજના દિવસને અભાગી અવસર માને છે. તેમના હૈયામાં હર્ષને બદલે શોક અને સંતાપની જ્વાળા સળગ્યા કરે છે.

મૃગાક્ષીના લગ્ન **શામળિયા સોડ**ની સાથે નક્કી થયાની વાત બહાર પડી ત્યારથી નાગર બ્રાહ્મણો કકળી ઉઠયા, ' અરેરે, હવે તો ધર્મ રસાતાળ જવા બેઠો. પવિત્ર નાગર બ્રાહ્મણની કન્યા એક કોળીની જાતના રાજા સાથે ? આતો ગજબ કહેવાય. "

કેટલાક ટેકીલા નાગરોએ કારભારીને ત્યાં થતી લગ્નની તૈયારીમાં ભાગ લેવાની પોતાના કુટુંબીજનોને સાફ મનાઇ કરી. કારભારીની શેહમાં દબાયલા અથવા ' એ કોઇ દિવસ કામના છે ' એમ માનનારા કચવાતા મનથી પણ એ ઉત્સવમાં ભાગ લેવા લાગ્યા. ' ભગવાન કરે

ને લગ્નમાં કંઇ વિઘ્ન નડે અને આ અયોગ્ય લગ્ન અટકી પડે ' એમ તેઓ અંતઃકરણપૂર્વક ઇચ્છવા લાગ્યા.

આજે પ્રાતઃકાળથી કારભારીની હવેલી પાસે થોડી થોડી વારે પડદાથી ઢંકાયલા, પૈડામાં જડેલા ઝાંઝથી રણઝણાટ કરતા રથો આવતા હતા. પ્રત્યેક રથ છેક હવેલીની ડેલી પાસે ઉભો રહેતો અને તેમાંથી પચરંગી સાડીઓ ધારણ કરેલી બે ત્રણ સ્ત્રીઓ ઉતરતી. અનંત અને યશોદા પોતે તેમનું સન્માન કરવા ડેલી આગળ ખડે પગે ઉભા રહેતાં. એક પછી એક એમ સો રથ આવ્યા અને ગયા અને એ દરેકમાંથી બે ત્રણ સ્ત્રીઓ ઉતરીને હવેલીમાં ગઇ.

છેલ્લા રથમાંથી માત્ર એકજ વ્યક્તિ ઉતરી, કારભારીએ તેને પૂછ્યું, " કેમ હવે કોઇ આવનાર છે ? "

" ના, બધી તૈયાર થઇ ચૂકી ? " ઉત્તર સાથેજ પ્રશ્ન પૂછાયો.

" બીજું તો બધું તૈયાર છે. માત્ર આપના આવવાનીજ ખોટી હતી. " અનંતે ઉત્તર આપ્યો અને તેને હવેલીમાં લઇ ગયો.

આખા ગામમાં વાત ફેલાણી કે કારભારીને ત્યાં તેના સગાવ્હાલામાંથી બસો ત્રણસો જેટલી રૂપ રૂપના અવતાર સમી નાગરાણીઓ આવી છે !

સોડને કાને આ વાત આવ્યા વિના કેમ રહે ? એ મોહાંધ રાજા તો હર્ષઘેલો બન્યો. મૃગાક્ષીનો હાથ મેળવવા સાથે એ અસંખ્ય રૂપસુંદરીઓના સૌંદર્યનાં દર્શનનો અને એ કોમળાંગીઓના કોકીલકંઠી ગાન સાંભળવાનો અનુપમ લ્હાવો આજે મળશે એ વિચારે તે દિવાનો બન્યો. તેને લાગ્યું કે આજે પોતાના જીવનનો ધન્ય દિવસ છે !

લગ્નનું શુભ ચોઘડીયું વધારે અને વધારે નજીક આવતું જતું હતું, સોડના હૃદયમાં વધુ ને વધુ આનંદ અને અધીરાઇના ધબકારા

થતા જતા હતા, જાનૈયાઓ લગ્નના જમણની મોજ માણવા માટે વધુ ને વધુ ઈંતેજાર બનતા જતા હતા.

સાંજ પડી અને કારભારી તરફથી તેડું આવ્યું કે ' સર્વ સગાં-વહાલાં અને જાનૈયા સાથે જમવા પધારો, જમવાનું જલ્દી પતાવી લઇએ એટલે લગ્ન પણ વેળાસર ઉકલી જાય.'

શામળિયો સોડ રાજવંશી વસ્ત્રાભૂષણો ધારણ કરીને–ઘોડે ચડી-ને–વરરાજા બનીને ગાજતે વાજતે પોતાના સગાવ્હાલા સાથે પરણવા આવ્યો. કારભારીએ હર્ષપૂર્વક તેમનો સત્કાર કર્યો.

## ૯ લગ્નમાં વિઘ્ન !

હવેલીના એક વિશાળ ખંડમાં જાનૈયાને ઉતારો આપવામાં આવ્યો. જમવાની તૈયારી થઇ. જાતજાતના સ્વાદિષ્ટ પકવાનોથી ભરેલા ચાંદીના થાળો જોઇને જાનૈયાના મ્હોંમાં પાણી આવવા લાગ્યાં.

રાજાને રૂચતા ખાનપાનની સગવડ કરવાનું પણ કારભારી ચૂક્યો નહોતો. કોળી લોકો પાસે તેણે બકરાં અને દારૂ પણ મંગાવી રાખ્યો હતો અને તેનો છૂટથી ઉપયોગ કરવાની પોતાના માણસોને સૂચના આપી રાખી હતી.

ભાત ભાતના પકવાન્ન, માંસાહાર અને મદિરા: આ બધીયે વસ્તુ-ઓ જાનૈયાને આગ્રહ કરી કરીને આપવામાં આવી, અને આનંદની ધુનમાં આવેલા એ અતિથિઓએ પોતાની જીભ અને ઉદર બંનેને ખૂબ સંતોષ્યાં.

ધીરેધીરે મદિરાનો કેફ ચડતો ગયો અને સર્વના મસ્તક કેફની ધુનમાં ડોલવા લાગ્યા. સૌ કોઇ વિચારમાં પડયા કે ' આજ આમ કેમ થાય છે ? દારૂ તો તેઓ રોજ પીતા હતા પરંતુ આજે આમ અનહદ કેફ ચડવાનું કારણ ? મિષ્ટાન્નમાં કંઇ કેફી પદાર્થ તો નહિં ભેળવ્યો હોય?"

એજ ક્ષણે કારભારીએ બૂમ પાડી, " અરે ઉભા ઉભા જોઈ શું રહ્યા છો ? બીજી જાતના મેવા મીઠાઇથી ભરેલા થાળો લાવો. આટલેથીજ અટકી જવાય ? "

પોતાના સ્વામીની આજ્ઞાંનો અમલ કરવા તમામ સેવકો દોડી ગયા.

ઘેનમાં ચકચૂર બનેલા રાજા અને તેના સાગ્રિતોએ જોયું કે મીઠાઇના થાળને બદલે હાથમાં ચમકતી તરવારો લઇને સંખ્યાબંધ માણસો એ ખંડમાં ધસ્યા આવે છે !

ક્ષણમાત્રમાં તેમનો કૈફ ઉતરી ગયો, આનંદ ઉડી ગયો અને પ્રાણ બચાવંવા માટે ત્યાંથી પલાયન થઇ જવાની પેરવી કરવા તેઓ ઉત્સુક બન્યા.

ત્યાંથી ન્હાસી છુટવાં માટે તેઓ ખંડના મુખ્યદ્વાર તરફ ધસ્યા પરંતુ એતો બંધ હતું ! પાછળ નજર કરે તો ત્યાં કારભારી ન મળે, ખંડના બધાય બારણા બંધ અને હથિયારબંધ માણસો લોહીની તરસી તરવાર સાથે પ્રાણ હરવાને તૈયાર !

માથે મોતના ડંકા વાગી રહ્યા હતા. મૃગાક્ષીને બદલે મોત પોતાને ભેટવાને તત્પર હતું, ઘડી બે ઘડીમાં માથું ધડથી જૂદું થઇ જાય તેવો વિષમ પ્રસંગ હતો. શામળિયા સોડે આ જોયું, ડૂબતો નર તણખલાને બાઝે તેમ તે પોતાના સગા વ્હાલાઓની વચ્ચે ભરાઇ ગયો અને બારણાને તોડી નાખવાની તેઓને આજ્ઞા કરી.

ધડ, ધડ, ધડ બારણાને લત્તા પ્રહારો થવા લાગ્યા. પાછળથી સોડના માણસો તલવારના ઘા ઝીલતા, પોતાની તરવારથી એ ઘાને ચૂકવતા, એક બીજાની પાછળ ભરાઇ જવાનો યત્ન કરતા, મુક્તિ માટે ચીસો પાડવા લાગ્યા. શામળિયા સોડે નિરાશાપૂર્વક પાછળ જોયું.

તેના માણસો ટપોટપ નીચે પડતા હતા. એ ખંડની ભોંય ઉપર ધડથી છૂટા થયેલાં માથાં નાળિયેરની માફક રડી પડતા હતા, જ્યાં ત્યાં

લોહીના ખાબોચિયા ભરાયા હતા. પોતાની તરવારને મ્યાનમાંથી ખેંચી કાઢીને તે ધસ્યો, પરંતુ હથિયારબંધ યોદ્ધાઓને હાથે તે ઠેકઠેકાણે ઘાયલ બન્યો.

એજ ક્ષણે કડુડુડુ કરતું એ ખંડનું બારણું નીચે તૂટી પડયું અને સંખ્યાબંધ કોળીઓ અંદર ધસી આવ્યા.

મુક્તિનો માર્ગ ખુલ્લો થયો હોય એટલી જીજ્ઞાસાથી લોહી લુહાણ થયેલો **શામળિયો સોડ** એ તરફ ધસ્યો. કોળીઓએ પોતાના અન્નદાતાને જોયો અને તેને ઉપાડી લઇને તેઓ ત્યાંથી નાસી ગયા.

લગ્નમાં વિઘ્ન પડયું.

## ૧૦ મૃગાક્ષીને બદલે મૃત્યુ !

**સોડ** અને તેના માણસો નાઠા, ઇડરના કિલ્લામાં ભરાઇ રહેવા માટે પૂરવેગે નાઠા, પરંતુ શત્રુઓ પાછળજ ધસ્યા આવતા હતા. કિલ્લામાં જવાનો ચડાવ ચડતાં ચડતાં **સોડ**ના અનેક માણસોનો શત્રુના હાથે સંહાર થયો. લોહીલુહાણ થયેલો **સોડ** લથડતા શરીરે ઇડરગઢ તરફ ધસ્યો.

પરંતુ તેનો જીવનદીપક બુઝાઇ જવાની અણી ઉપર હતો. અનેક ઘાથી છેદાયલું **સોડ**નું શરીર ઇડરગઢના દરવાજાથી થોડે દૂર આવતાં ધબ દઇને ધરતી ઉપર ઢળી પડયું. આખા ઇડરવાડાને કંપાવનાર **શામળિયો સોડ** ચેતનહીન ઢગલો થઇ પડીને તરફડિયાં મારવા લાગ્યો.

" મહારાજા **સોનંગજી રાઠોડ**નો જય ! " શત્રુઓના હર્ષધ્વનિથી વાતાવરણ ગાજી ઉઠયું.

**સોડે** આંખ ઉઘાડી જોયું તો શત્રુઓનો સ્વામી વિજયભરી નજરે પોતાની સામે જોઈ રહ્યો છે!

" **શામળિયા સોડ**! આ તમારી કરણીનું ફળ મળે છે. પ્રજાની સ્ત્રીઓ તરફ મા બ્હેન કે પુત્રી સમાન પવિત્ર ભાવના રાખવી એ પ્રત્યેક

રાજાને ધર્મ છે. તમે રાજધર્મ ભૂલીને રૈયતની વહુ બેટી તરફ બુરી નજર કરવા માંડી ત્યારથી તમારા પુણ્યને ક્ષય થવા માંડયો. તેમાં પણ કારભારીની કન્યાને રાણી બનાવવાના તમારા દુરાગ્રહથી તમારા પાપને ઘડો ભરાઇ ચૂકયો. કારભારી મારી પાસે સહાય માટે આવ્યો, મારા વીર યોદ્ધાઓને રથમાં બેસાડીને હું આજે અહીં લઇ આવ્યો અને કારભારીની કન્યાને તમારી પાપવાસનાને ભોગ થતાં બચાવી." એ વીરનરે વચનબાણો છોડવા માંડયા.

"ત્યારે રથમાં આવેલી નાગરાણીઓ..." સોડ એ વાકય પુરૂં ન કરી શકયો.

"એ નાગરાણીઓ નહિં પરંતુ સ્ત્રીઓના છૂપા વેષમાં રહેલા મારા શસ્ત્રસજ્જ સૈનિકો હતા."

"અને આપ?"

"હું સોનંગજી રાઠોડ–કનોજના પ્રતાપી જયચંદ રાઠોડને વંશજ–સામેતરા ગામને ધણી–દૈવ કૃપાથી હવે બનેલો ઇડરને રાજા."

"કોણ, રાઠોડ કુળદિપક!" સોડે પોતાનું બાકીનું રહ્યું સહ્યું તમામ બળ એકઠું કર્યું અને બેઠો થયો.

"રાઠોડભૂષણ! મારી મૃત્યુ વખતની એક ઇચ્છા પરિપૂર્ણ કરશો?"

"જરૂર! હું શત્રુ હોવા છતાં ક્ષત્રિય પુત્ર છું. મરતાને મારવાને મારો ધર્મ નથી. તમારી અંતિમ ઇચ્છા હું જરૂર પૂર્ણ કરીશ–જો તે નીતિ અને ધર્મથી વિમુખ નહિ હોય તો."

"સોનંગજી! આટલા અનુભવ પછી આખર અવસ્થાએ પણ હવે અનીતિ સેવું તો મારા જેવો અઘોર પાપી બીજો કોઇ નહિ. હવે આપ ઈડરના સ્વામી બન્યા છો. મારા હાથેજ હું આપને રાજતિલક કરૂં એવી મારી અંતિમ ઇચ્છા છે."

"તો ખુશીથી તે પૂર્ણ કરો."

સોડે પોતાના હાથમાંથી વહી જતા લોહીમાં પોતાનો અંગુઠો બોળ્યો અને સોનંગજી રાઠોડના કપાળે રાજતિલક કર્યું.



રાઠોડના કપાળે રાજતિલક કર્યું.

તે વધારે વાર બેસી શક્યો નહિં. ધરણી ઉપર ઢળી પડતા તેના દેહ તરફ વિજયી રાઠોડ દયાપૂર્ણ નજરે જોઇ રહ્યો.

'રાઠોડ! એક છેલ્લું વચન...જ્યારે જ્યારે ઇડરની ગાદીએ રાઠોડ રાવ તરીકે બેસે ત્યારે તેણે સોડના જમણા હાથના લોહી વડે તેનાજ હાથે રાજતિલક કરાવવું, અને તેની પાસે કહેવરાવવું કે "તપો શામળિયા સોડનું રાજ્ય!" આપ વચન આપો તો મારા આત્માને સંતોષ થાય." સોડે છેવટની માગણી કરી.

"ભલે તેમ થશે. હું ખાત્રી આપું છું કે મારા વંશવારસો તારી

છેવટની ઇચ્છા પરીપૂર્ણ કરશે અને તને આપેલું મારૂં વચન પાળશે." સોનંગજીએ વચન આપ્યું.

શામળિયા સોડનો આત્મા તેના દેહ પીંજરમાંથી ઉડી ગયો.

## ૧૨ ઉપસંહાર.

"બા! બા! તારો કેટલો ઉપકાર માનું? તેં આજે કસાઇવાડેથી ગાય છોડાવી. તારી આ રંક પુત્રીનો પ્રાણ બચાવ્યો." મૃગાક્ષી દોડતી આવી અને યશોધરાની કોટે વળગી પડી.

"પાડ માન આ તારા પિતાનો. આજનો શુભ પ્રસંગ એને આભારી છે." પતિને આવતા જોઇ યશોધરા તેનો સત્કાર કરવા ઉભી થઇ ગઇ.

મૃગાક્ષીએ પાછળ જોયું તો હાથમાં દરબારી પોશાક લઇને આવેલા પોતાના પિતાને જોયા. હર્ષભરી તે તેના તરફ દોડી ગઇ. "બાપુ! આ શું?"

"ઇડરના નવા રાજા સોનંગજી રાઠોડે આપેલો પોશાક. તેમણે મારી કારભારીની પદવી આ પોશાક આપીને કાયમ કરી છે." અનંતરાય વાત્સલ્યભરી નજરે ચિંતાભારથી મુક્ત બનેલી મૃગાક્ષી તરફ જોઇ રહ્યો.

એટલામાં એની જ્ઞાતિના અગ્રેસરો ત્યાં આવી લાગ્યા. અનંત ઉપર અભિનંદનનો વરસાદ વરસવા લાગ્યો.

"અનંતભાઇ! તમે તો હદ કરી! છેવટ સુધી ભરમ સાચવી રાખ્યો અને અંતે નાગર કોમનું નાક રાખ્યું! આમ ટાઢે પાણીએ ખસ કાઢીને તમે તમારૂં મુત્સદ્દીપણું સાબીત કર્યું છે, એટલુંજ નહિં, પરંતુ ઇડરની પ્રજાને એ ક્રુર અને કામી પુરૂષના પંજામાંથી છોડાવી મહાન પુણ્ય પ્રાપ્ત કર્યું છે" આવા આવા અવનવા ઉદ્દગારો એના જ્ઞાતિબંધુઓના મુખમાંથી નીકળવા લાગ્યા.

"એ સર્વ આપ જ્ઞાતિબંધુઓના શુભ આશિર્વાદોનો પ્રતાપ !" અનંતે વિવેક કર્યો.

× × × ×

ઈડર ઉપર સોનંગજી રાઠોડની દુહાઈ ફરી વળી.

સંતાપમુક્ત થયેલી પ્રજાએ, આનંદ ઉત્સવ કરીને 'સોનગજીની જય' બોલાવી.

મૃગાક્ષીના એક રૂપવાન અને ગુણવાન નાગર યુવક સાથે ધામધુમથી લગ્ન કરવામાં આવ્યાં અને મૃગાક્ષીનો સંસાર સુખી થયો.

શામળિયાની ગર્ભવતી સ્ત્રી ન્હાસીને મહાદેવ ખોખરનાથના પવિત્ર ડુંગરની તળાટીમાં આવેલી એક ગુફામાં સંતાઇ રહી. ત્યાંના પૂજારીએ એ રાણીનું રક્ષણ કર્યું. તેને પુત્ર અવતર્યો જેના વંશના મેવાડની સીમ ઉપર સરવાણમાં પાટણવાડામાં છે તે ખોખર કહેવાય છે.

ઇડરગઢના ચઢાવ ઉપર જ્યાં શામળિયો સોડ અને તેના માણસો કપાઈ મુવા હતા અને લોહીના છાંટા પડયા હતા તે જગ્યાએ પોતાના સ્વામીને માટે પ્રાણ આપનાર વીર પુરૂષો તરફનો પૂજ્યભાવ બતાવવા માટે કાળી ચૌદશને દિવસે તથા હનુમાનની પૂજા કરવાના શનિવાર આદિ દિવસે લોકો તેલ સિંદુર ચડાવવા જાય છે, અને શામળિયા સોડને યાદ કરીને અનીતિના અનિષ્ટ અંતનું દ્રષ્ટાંત આપી લોકોને નીતિને પંથે વિચરવાનો સદુપદેશ આપે છે !

# હેમંતસિંહ બીહોલો

કિંવા

## વચનને કાજે !

૧ અપમાન.

"ઠાકોર, પધારો ! થાળી પીરસાઇ ગઇ છે !" એક વડારણે આવીને ખબર આપી.

"રાવળ ક્યાં ? એ જમવાના નથી ?" પ્રશ્ન પુછનાર ઠાકોર આતુરતાથી જવાબની રાહ જોઇ રહ્યો.

"રાવળજી તો હાથ મ્હોં ધોઇને ક્યારનાય તૈયાર થઈ ગયા છે, આપનીજ રાહ જોવાય છે!" વડારણે ઉત્તર આપ્યો અને ઠાકોર ક્યારે ઉઠે તેની ઉત્સુકતાથી રાહ જોઇ ઉભી રહી.

"એમ? ચાલો ત્યારે."

ડેલીએ બેઠેલો ઠાકોર ઉઠયો, કપડાં ઠીકઠાક કર્યાં; અને વડારણુની પાછળ પાછળ ગયો.



'રાવળ ક્યાં?'

દરબારગઢની અંદરના ઓરડાઓની ઓસરીમાં બે પાટલા ઢાળ્યા હતા, પરંતુ બાજઠ માત્ર એકજ હતી, અને એ બાજઠની સામસામા પાટલા ગોઠવ્યા હતા. પાટલાની પડખે અકેક રંગીન ઢીંચણિયું અને અજવાળીને મોઢું દેખાય એવો ઉજળો બનાવેલો પાણીનો લોટો પડેલો હતો. ઓસરીના બારણા પાસે એ ગામનો ધણી રામસિંહ રાવળ મ્હેમાનની વાટ જોઇને ઉભો હતો.

મ્હેમાન આવ્યો, વડારણે હાથ મ્હોં ધોવરાવ્યા અને રાવળ અને મ્હેમાન બન્ને પાટલે બેઠા.

## હેમતસિંહ બીહોલો.

ડુંગરપુરના રાવળ રામસિંહને ત્યાં તેનો સાળો હેમતસિંહ બીહોલો મળવા માટે આવ્યો હતો. લાંબો વખત થયાં સાળો બનેવી મળ્યા નહોતા. બનેવી તરફથી સારો આદરસત્કાર થવાની બીહોલાને ખાત્રી હતી.

બંને જણા જમવા બેઠા. કાંસાના મોટા થાળમાં કંસાર પીરસાયો, મધુર સોરમથી ખુશ થઇ જવાય એવા—ઘરનીજ ભેંસોના તાજા તવાના ઘીથી ભરેલી ઝારીમાંથી ઘીની જાડી ધાર એ કંસારમાં પડવા લાગી અને 'બસ, બસ, બહુ થયું' એમ કહીને જ્યાં સુધી બીહોલાએ ઝારી આડો પોતાનો હાથ ન ધર્યો ત્યાં સુધી એ ધારા અસ્ખલિત ચાલુ રહી. જળાશયની વચ્ચે નાનો ટાપુ આવી રહ્યો હોય તેમ થાળમાં ચોમેર ફરી વળેલા ઘીની વચ્ચે કંસારનો ઢગ શોભતો હતો!



'ઠાકોર, પધારો! થાળી પીરસાઈ ગઈ છે!'

કંસાર ચોળાયો, અને ભાત-ભાતનાં ભોજનો પીરસાયા. સળી ઉભી રહે તેવા બાખડી ભેંસના જાડા કસદાર મધુર દુધની તાંસળીઓ પણ મુકાઈ ગઈ અને રામસિંહે ભોજન ચાલુ કરવાની સૂચના આપી.

સાળો બનેવી બન્ને એકજ થાળમાં જમવા લાગ્યા.

જમતાં જમતાં એકાએક બીહોલાની આંખમાંથી આંસુનું ટીપું ખરી પડયું.

રામસિંહે આ જોયું. જોતાંજ તેનું મ્હોં કટાણું થઇ ગયું. તેના મુખમાંથી ઉદ્‌ગાર નીકળી પડયો, " અરર ! આ શું ? "

" એતો જરા મારી આંખો નબળી છે તેને લીધે આંખમાંથી પાણી વહે છે. " બીહોલાએ ખુલાસો કર્યો, અને પોતાના ફાળિયાના એક છેડાથી આંખો લુછી નાંખી.

" આ વાતનો મને બહુ કંટાળો છે. આના જેવું અણગમતું બીજું કંઇ નથી. પહેલેથીજ હું આ જાણતો હોત તો તમને મારા ભેગા જમવા બેસારતજ નહિ. "

બનેવી તરફથી આવા તીરસ્કારની આશા સાળાએ નહોતી રાખી. રામસિંહના વચનો તેને બાણસમા લાગ્યા.

કંસાર તેને ઝેર જેવો થઈ પડયો, હાથમાં લીધેલો કોળીઓ એમને એમ રહી ગયો, તેનું દિલ ખાવા ઉપરથી ઉડી ગયું. હાથમાંના અન્નદેવને–કંસારના કોળીયાને તેણે મસ્તક નમાવી વંદન કર્યું, એ કોળીયો બાજઠ ઉપર મુકી દીધો, અને હાથ મ્હોં ધોઇને બીહોલો ડેલીએ આવતો રહ્યો.

રામસિંહ બોલતાં તો બોલી ગયો, પણ પાછળથી તેને લાગ્યું કે બીહોલાનું આમ અપમાન કર્યું તે ઠીક ન કર્યું. પરંતુ ટેકીલો રજપૂત ! એ વળી તેને નમતું આપે ? અને તેમાં પણ બીહોલો તો તેનો સાળો થતો હતો ! એ તેના પગમાં પડવા જાય ?

રામસિંહને રાણીએ બહુ સમજાવ્યો, " કોક દિ'ને કાળે મારો ભાઇ તમને મળવા આવ્યો ત્યારે તમે આમ કરો તે ઠીક નહિં " એમ કહીને તેનું મન મનાવવા આગ્રહ કર્યો, પરંતુ રામસિંહ એકનો બે થયો નહિં. " એમાં તે મેં એને શું કરી નાંખ્યું છે કે આમ ટરડાય મર-

ડાય છે ? મગજમાં બહુ ફાંટો હોય તો એણે ધાર્યું હોય તે કરી લે " શામસિંહે રોકડું પરખાવ્યું.

બીહોલાના સાંભળવામાં આ વાત આવી. તેણે મનમાંજ નિશ્ચય કર્યો કે ' આ અપમાનનો બદલો બરાબર લઈશ. હું શું કરી શકું છું તે એને બતાવી આપીશ. '

## ૨ વેરની ધુન.

' હેમંતસિંહ ! ડુંગરપુર જઈ આવ્યા પછી તું આટલો બધો ઉદાસ કેમ જણાય છે ? તને સોંપેલા કામકાજમાં તારૂં ચિત્ત ચોંટતું હોય તેમ લાગતું નથી. "

" શું કરૂં મહારાજ ! એક વ્યક્તિએ કરેલા મારા અપમાનનાજ વિચારો મારા મગજમાં રાતદિવસ ઘુમ્યા કરે છે, અને મારા મનને અસ્વસ્થ–વ્યગ્ર બનાવે છે. "

" તારૂં અપમાન ? ઇડરના રાવના માનીતા સરદારનું અપમાન કરનાર કોણ છે એવો માથાનો ફરેલો ? "

" મારો બનેવી–ડુંગરપુરનો ઠાકોર. "

હેમતસિંહ બીહોલો ઈડરના રાવનો માનીતો સરદાર હતો. ઈડરનો રાવ વીર વીરમદેવ એ વખતે વીરનર તરીકે પંકાયેલો હતો. ખુદ દિલ્લીના પાદશાહ પાસે પણ તેણે પોતાના પરાક્રમનું પારખું કરાવ્યું હતું. ઇડરના રાવ સામે કે તેના માનીના ઠાકોર સામે માથું ઉંચકવાની કોઇની હિંમત ચાલતી નહોતી. શામસિંહ જેવા ઠાકોર બીહોલાનું અપમાન કરે એ વાત વીરમદેવના માનવામાં આવી નહિં. તેણે કારણ પૂછ્યું.

બીહોલાએ સઘળી હકીકત જણાવી.

" હોય ! ગમે તેમ તો એ તારો બનેવી ! તારા વડીલને ઠેકાણે. " વીરમદેવે તેના મનનું શાંત્વન કરવા માંડયું.

"એટલે એ આવી રીતે અપમાન કરે? એણે તો મારા દોષો ઉલટા ઢાંકવા જોઇએ."

"એ ખરૂં, હેમતસિંહ! પણ પાંચે આંગળીઓ સરખી હોય છે? એવી વાતોને યાદ કર્યા કરવામાં શો સાર."

"શું કરૂં મહારાજ! એ ભૂલી જવાનો ઘણોય યત્ન કરૂં છું, પણ મનમાં ભરાયલું એ ભૂત કેમે કર્યું નીકળતુંજ નથી. જ્યાંસુધી એ અપમાનનું વેર નહિ વાળું ત્યાંસુધી મારા જીવને જરાય ચેન નહિં પડે." બીહોલાએ મનની વાત જણાવી દીધી.

"વેર કેવી રીતે વાળીશ?" ઇડરનરેશે જીજ્ઞાસા બતાવી.

"ડુંગરપુરને ખેદાનમેદાન કરીને."

"તારાથી એ બનશે?"

"આપના જેવા વીરનર જેના સ્વામી હોય તેના સેવકને કયું કાર્ય અસાધ્ય ગણાય? ઘણા દિવસ થયાં આપને કહેવાનું મન થતું હતું, પરંતુ મનમાં મુંઝાયા કરતો હતો. આજે વાત નીકળી છે તો આપને બધું સ્પષ્ટ જણાવી દઉં. જ્યાંસુધી હું ડુંગરપુર નહિ મારૂં ત્યાંસુધી હું મરીશ તોપણ મારો જીવ ગતે જવાનો નથી. ડુંગરપુર મારવાનું મારા એકલાનું ગજું નથી, માટે આપ મારી મદદે આવો અને ડુંગરપુરનો નાશ કરો એવી આપને મારી નમ્ર વિનંતિ છે."

બીહોલાની આ અણધારી માગણીથી રાવ વિચારમાં પડ્યો. 'આવા નજીવા કારણ માટે ડુંગરપુર ઉપર ચઢાઇ? એતો કાગનો વાઘ કર્યા જેવું થાય!'

"હેમતસિંહ!" તેણે બીહોલાને સમજાવવાનો યત્ન કર્યો, "આવી છોકરવાદ બુદ્ધિનો ત્યાગ કર. હોય, માણસ માત્રમાં કંઇને કંઇ દોષ હોય છે. એ વાતનો તેને અણગમો હોય અને તેથી તેણે એમ કહ્યું હોય તો તેમાં શું થઇ ગયું? આવા નજીવા કજીયા માટે હું ડુંગ-

રપુર ઉપર ચડાઇ કરૂં એમાં મારી પણ શોભા નહિ."

"હશે, મહારાજ! જેવા મારા ભાગ્ય. મને તો એના વચનો બાણ સમા સાલે છે. આપ જેવા મારા મુરબ્બી મને સાથ નહિં આપે તો પછી મારે મારા એકલાનું બળ અજમાવવું રહ્યું. આપ મારી મદદે નહિં આવો તો પછી મારી પાસે જેટલા પૈસા અને માણસ છે તેટલા વડે હું જઇને ડુંગરપુર સાથે લડીશ અને ત્યાંજ મરીશ." બીહોલાએ છેવટનો નિર્ણય જણાવી દીધો.

રાવે જાણ્યું કે બીહોલો વેરની ધુનમાં કંઇને કંઇ કરી બેસશે. ગમે તેમ તોપણ તે પોતાનો સરદાર! સેવક સ્વામીની મદદની આશા ન રાખે તો બીજા કોની આશા રાખે?

"ઠીક છે, તમારો એવોજ નિશ્ચય છે તો તમારી મનની ઉમેદ પાર પાડો. હમણાં જરા ખમી જાઓ. નવા વર્ષના પડવા સુધી ધીરજ રાખો. ત્યારપછી હું તમારી સાથે આવીશ."

બીહોલાના જીવને નિરાંત થઇ.

### ૩ ભારે થઇ!

ક્યારે નવા વર્ષનો પડવો આવે અને ક્યારે ડુંગરપુર ઉપર ચડાઇ લઇ જઇએ એજ વિચાર બીહોલાને રાતદિવસ આવ્યા કરતો હતો. ઉંઘમાં પણ તેને ડુંગરપુરના, રામસિંહના, એકજ થાળમાં સાથે જમવા બેસવાના, ત્યાં થયેલા અપમાનના, સ્વપ્નાઓ આવતા અને તેની અધીરાઈ વધતી જતી.

અંતે નવા વર્ષનો શુભ દિવસ આવી લાગ્યો. બીહોલાએ વીરમદેવને તેણે આપેલા વચનનું સ્મરણ કરાવ્યું. વીરમદેવે પોતાના સૈન્યને તૈયાર થવાની સૂચના આપી. પૂરતા સરંજામ સાથે તેણે ૧૦૦ સ્વારોને તૈયાર કર્યા, જેમાં તેના યુદ્ધકળાવિશારદ સરદારો પણ હતા.

પડવાના દિવસે આ સરદારો, સ્વારો અને હેમતસિંહ બીહોલા

સાથે ઇડરનો રાવ ઇડરની બહાર નીકળ્યો અને ડુંગરપુર જવા માટે કુચ કરી.

કુચ કરતા કરતા તેઓ વીંછવાડે આવી લાગ્યા. તેમનો લડાઇનો સરસામાન–માણસ અને ઘોડાનાં બખ્તર અને હથિયાર, તોપો અને જંજાળો એ સર્વ ઉંટ ઉપર લાધ્યું હતું. વીંછવાડાના પ્રજાજનો આ સર્વ લડાયક તૈયારી જોઇને ભયભીત બની ગયા. તેમણે પોતાના ઠાકોરને આ વાત જણાવી.

વીંછવાડાનો ઠાકોર ડુંગરપુરના તાબામાં હતો, રાવળ રામસિંહની તેના ઉપર સત્તા હતી. ઠાકોર પણ આ સઘળા સરંજામની વાત સાંભળીને હેબતાઇ ગયો. તેણે તપાસ કરવા માટે પોતાના એક માણસને મોકલ્યો.

રાવનું સૈન્ય પડાવ નાંખીને પડયું હતું ત્યાં એ માણસ આવ્યો. તપાસ કરતાં તેને કહેવામાં આવ્યું કે 'રાવ પોતાના સસરાને ત્યાં મેવાડ અને માળવાની હદ ઉપર ચંબલ નદીને કિનારે રામપુર છે ત્યાં જાય છે.'

આ ખબર સાંભળીને વીંછવાડાના ઠાકોરના મનનું સમાધાન થયું નહિં. રાવ રામપુર જાય–પોતાના સસરાને મળવા જાય ત્યાં આ બધા લડાયક સરંજામની શી જરૂર? તેને શંકા થઇ કે જરૂર આમાં કંઇ ભેદ છે. ખરી વાત જાણવા તે ઉત્સુક બન્યો.

ઇડરવાડાના ઠાકોરોએ વિચાર્યું કે 'ડુંગરપુરના રાવળને જાણ કર્યા વિના અચાનક તેના ઉપર હુમલો થાય એતો ઠીક ન કહેવાય. બીહોલાનું તો જાણે ઠીક, પરંતુ આપણી પણ તેમાં નામોશી થાય. વીરમદેવને સમજાવવા જોઇએ કે આમ અજાણ્યો ધા કરવો એ તેમના જેવા વીરનરને ન શોભે.'

બધા ઠાકોરો એકમત થઇને વીરમદેવ પાસે ગયા. વીરમદેવ મુકામ ઉપાડીને આગળ વધવાની તૈયારી કરી રહ્યો હતો.

"મહારાજ! આપને અમારી એક નમ્ર વિનંતિ છે."

"ઓહહો! બધાય ઠાકોરો સંપીને આવ્યા છો તે શું કંઇ મહાભારત કામ કરવાનો વિચાર રાખ્યો છે કે શું?" વીરમદેવે સ્મિત હાસ્ય કરતાં પુછ્યું.

"જી ના! મહાભારત કામ તો આપના જેવા વીરનરની હુંફ વિના થોડુંજ પાર પડી શકે એમ છે? પરંતુ આપને અમારે એક અરજ કરવાની છે."

"અરજ? અને તે પણ અહીંઆં? કહો, ખુશીથી કહો. જરા પણ સંકોચ રાખ્યા વિના કહો. ફક્ત અહીંથી પાછા ફરવાની વાત ન કરશો." વીરમદેવે શર્ત કરી.

"નારે, મહારાજ! એવી વાત તે હોય? હકીકત એમ છે કે આપણે ડુંગરપુર ઉપર છાંપો મારીએ તે પહેલાં ત્યાંના ઠાકોરને ખબર આપીએ તો ઠીક, કારણકે તેની સાથે શત્રુતા હોય તો તે હેમતસિંહને છે—તમારે નહિ. તમારી સાથે કોઇ જાતનો ખટરાગ ન હોવાથી એ બીચારો ગફલતમાં રહે અને પાછળથી એ ગફલતનો લાભ લેવા માટે આપની નિંદા કરે એમાં આપની શોભા નહિ."

"બરાબર છે. પણ આપણે ક્યાં વાત છૂપાવીએ છીએ? આટલું લાવ લશ્કર લઇને નીકળ્યા છીએ તે એને ખબર પડયા વિના રહે-વાની છે?"

"ખબર નયે પડે. હમણાંજ વીંછવાડાના ઠાકોરનો એક માણુસ તપાસ કરવા આવ્યો હતો તેને આપનાજ એક માણસે એવો જવાબ આપ્યો કે રાવ પોતાના સાસરે રામપુર જાય છે!" ઠાકોરમાંનો એક બોલી ઉઠયો.

"એમ? અરરર! એતો ખોટું કહેવાય. ત્યારે તો એ ઠાકોરને કહેવરાવો કે તે ડુંગરપુરના રાવળ રામસિંહને ખબર આપે કે હેમ-તસિંહ બીહોલાના અપમાનનું વેર વાળવા માટે ઇડરનો રાવ ડુંગરપુર

ઉપર ચડી આવે છે. એને કરવી હોય એટલી તૈયારી કરી રાખે." વીરમે સૂચના આપી.

વીંછવાડાના ઠાકોરને આ ખબર આપવામાં આવ્યા, તે વિચારમાં પડયો, "ભારે થઇ! ડુંગરપુરનું હવે આવી બન્યું!"

## ૪ વચનને કાજે.

વીંછવાડાનો ઠાકોર મારતે ઘોડે ડુંગરપુર આવ્યો અને રામસિંહને મળીને સઘળી હકીકત જણાવી.

રામસિંહ સમજી ગયો કે હિંમતસિંહને સંભળાવેલા કડવાં વેણનું આ પરિણામ છે. વચનને કાજે તે આજે ડુંગરપુર મારવા તૈયાર થયો છે!

પરંતુ હવે વિચાર કરવાનો વખત નહોતો, સાળાને પગે પડવાની કે નમતું આપવાની ઇચ્છા નહોતી, મારવું કે મરવું એ એકજ માર્ગ હવે રહ્યો હતો, અને એજ માર્ગ સ્વીકારવાનો તેણે નિશ્ચય કર્યો.

પોતાના તાબાના ઠાકોરોને તેણે બોલાવ્યા, તેમની બધીયે યુદ્ધ સામગ્રી લઇ આવવાની આજ્ઞા કરી, અને પોતે પણ તૈયારી કરવા લાગ્યો.

બની શકે તેટલી તૈયારી કરીને તેણે રાવને કહેરાવ્યું કે 'તમને ફાવે ત્યારે લડવાને આવજો, અમે તૈયાર છીએ.'

રાવ મેલાણુ કરીને પડયો હતો ત્યાં આઠેક દિવસ રોકાયો ત્યાર પછી આ ખબર પહોંચ્યા એટલે તેણે મુકામ ઉપાડયો અને કુચ કરતાં કરતાં ડુંગરપુર આગળ આવી પહોંચ્યો.

ડુંગરપુર આગળ આવતાંજ તેણે તોપોનો મારો શરૂ કર્યો. ધડીંગ, ધડીંગ, કરતાં ગોળા છુટવા લાગ્યા અને ડુંગરપુરના કિલ્લાને ભેદવા લાગ્યા. રામસિંહે પણ તોપો ચલાવી અને રાવના સૈનિકોનો સંહાર કરવાનો પ્રયાસ આદર્યો. પરંતુ રાવનું સૈન્ય મોટું હતું, પોતાનું ખરૂં જોર તો

કિલ્લા ઉપર હતું, અને એ કિલ્લામાં ગાબડા પડતાં જતાં હતાં. તેને ચિંતા થવા લાગી.

દશ દિવસ સુધી બન્ને પક્ષે તોપનો મારો ચલાવ્યો. વીરમદેવે ડુંગરપુરના કિલ્લાનો અને મહેલનો ઘણોખરો ભાગ તોડી પાડયો. રામસિંહે જોયું કે શત્રુઓને ડુંગરપુરમાં પ્રવેશ કરવાનો માર્ગ મોકળો થયો છે! તેની ચિંતા વધવા લાગી.

કિલ્લો ખંડિત થતાં રાવે તોપોનો મારો બંધ કરાવ્યો, સૈનિકોને અને અશ્વોને કવચ પહેરાવ્યા અને હથિયારોથી યુદ્ધ કરવાની આજ્ઞા આપી.

બંન્ને પક્ષ વચ્ચે ઝપાઝપી થઇ, તીક્ષ્ણ તરવારોના ઘાથી સૈનિકોના શરીરો ચારણી સમા બનવા લાગ્યા, રકતની નીકો વહેવા લાગી, શસ્ત્રોના ખણખણાટથી અને ' એ માર્યા, એ કાપ્યા ' ની બૂમોથી વાતાવરણ ગાજી ઉઠયું.

બન્ને પક્ષના સો સો માણસો મરાયા છતાં યુદ્ધ ચાલુજ રહ્યું. રાવ પાસેના વિપુલ સાધનો જોઇને રાવળ નિરાશ થયો. તેને ખાત્રી થઇ કે તે કોઇપણ રીતે રાવના અગણિત સૈનિકો સામે ટક્કર ઝીલી શકશે નહિ. નિરાશ થઇને વધુ માણસોનો સંહાર કરાવવાનું માંડી વાળીને તે પોતાના કુટુંબ પરિવાર સહિત શત્રુઓ જાણવા ન પામે તેવી રીતે નાસી ગયો.

## ૫ ઉપસંહાર.

વીરમદેવની વિજયી સેનાએ વિજય નાદ સાથે ડુંગરપુરમાં પ્રવેશ કર્યો. આજે હેમતસિંહ બિહોલાનો હર્ષ માતો નહોતો, વચનને કાજે તેણે લીધેલો શ્રમ સફળ નિવડેલો જોઇ તેની છાતી ગજ ગજ ઉછળવા લાગી.

સૈનિકોએ શહેરમાં ફરીને લુંટફાટ ચલાવી. સાડા ત્રણ દિવસ સુધી **વીર વીરમ** ડુંગરપુરમાં રહ્યો અને જેટલો મળ્યો તેટલો ખજાનો લઇને ઈડર તરફ પાછો ફર્યો.

ઇડરનું સૈન્ય શહેરનો ત્યાગ કરી ગયું એવા પાકા પાયે ખબર મેળવ્યા પછીજ રામસિંહ રાવળ પાછો પોતાના શહેરમાં—ડુંગરપુરમાં આવ્યો. ખંડિત થઇ ગયેલા મહેલ અને કિલ્લા ઉપર જ્યારે જ્યારે તેની નજર પડતી ત્યારે તેને પોતાનો સાળો અને એ સાળાના અપમાનનો પ્રસંગ યાદ આવતો અને તેના અંતરમાંથી નિશ્વાસ નીકળી પડતો.

એ મહેલ અને એ કિલ્લો આજે પણ એવીજ ભાંગી તુટી અવસ્થામાં છે !



# ચાંપો ભીલ.

## ૧ એક ઘાએ બે કટકા.

" કોની માએ સવાશેર સુંઠ ખાધી છે કે ચાંપા ભીલની સામે માથું ઉંચું કરી શકે ?"

દાયરામાં આ પ્રશ્ન પુછાયો અને બધાય સ્તબ્ધ થઇ ગયા. બોલનારની જીભ ખેંચી કાઢીયે એવી તાલાવેલી કેટલાયના અંતરમાં જાગી. કેટલાયના હાથ પોતાની કેડે બાંધેલી તરવારની મુઠ ઉપર ગયા. પરંતુ કોઇ કંઇ કરી શકયું નહિ.

એ દાયરામાં કેટલાય એવા શૂરા હતા જેની મૂછ ઉપર લીંબુ ઠરતા, કેટલાય એવા ટેકીલા હતા જે આવું મેંણું સાંખવા કરતાં મોતને વધુ પસંદ કરતા, પરંતુ સૌ કોઇ મુંગે મોઢે આ વચનો સાંભળી રહ્યા.

કારણ? કારણ કે એ શબ્દો ઉચ્ચારનાર ચારણ હતો. રજપૂતને મન ચારણ એટલે દેવ. એને મન એ પવિત્ર પુરૂષ—એનો પૂજનીક! એના ઉપર હાથ કેમ ઉગામાય?

" દાના ગઢવી! આવાં કડવાં વેણ ન ઉચ્ચારીએ ભા! ચાંપાની માએ ચાંપા ભીલને પેદા કર્યો છે તો કોઇ રજપૂતાણીની કુખે પણ એના માથામાં મારે એવો રજપૂત બચ્ચો પાકયો હશે."

દધાળિયાના ઠાકોરે મૂછે તાવ દેતાં ગઢવીને પડકાર્યો.

" હા, ભા, વેણ કાઢીયે તે વિચારીને કાઢીએ. દુનિયામાં શેરને માથે સવાશેર હોય છે." એક રજપૂતે ઠાકોરનો પક્ષ લીધો.

" અરે એકલા ગુમાનસિંહજી એ ચાંપા ભીલને પુરા પડે એવા છે." ત્રીજાએ ટાપસી પુરી અને દધાળિયાના ઠાકોરને છાપરે ચડાવ્યો.

" સાચી વાત, દાના ગઢવી, સાચી વાત. ગુમાનસિંહજી બાપુ કંઇ ચાંપા ભીલથી ગાંજ્યા જાય તેવા નથી." દાયરામાંથી ચાર પાંચ માણસો એક સાથે બોલી ઉઠયા.

દાના ગઢવીએ જોયું કે બધાય ઠાકોરને મોટા ભા કરવાનો યત્ન કરે છે.

" હશે, બાપુ, આપ બધાયની વાત સાચી હશે, પરંતુ જ્યાં સુધી આપણા અન્નદાતા વીર વીરમદેવના પ્રજાજનોને એ ભીલ રંજાડે, ધોળે દહાડે તેમના ઘર ફાડે, અને જાણે કોઇ ધણીધોરીજ ન હોય તેમ રાંકડી રૈયત બિચારી કરગરીને તેની દયા યાચે ત્યાં સુધી તો એ ભીલ, તેના સાગ્રીતો, અને આપણી પ્રજાનું એકેએક માણસ એમજ માને કે હવે રજપૂતાઇ રંડાઇ ગઇ છે." દાના ગઢવીએ ધીરે ધીરે પાનો ચડાવવા માંડયો.

ગઢવીના એકએક શબ્દે ઠાકોર ઉછળવા લાગ્યો, ચાંપો ભીલ નજરે પડે તો હમણાંજ એકજ ઘાએ તેના બે કટકા કરી નાંખું એવી

વૃત્તિ થઈ, તેના હાથ ચળવળવા લાગ્યા. તરવારની મૂઠ સાથે તેની આંગળીઓ રમવા લાગી.

"ગઢવીજી ! હવે બહુ મોણુ ઘાલવું રહેવા દો. એમ તો વીર વીરમદેવ મન ઉપર લ્યે તો એ ભીલડાના તે શા ભાર ?" ગુમાનસિંહ છંછેડાયો. તેણે મનની વરાળ કાઢી.

"વાહ, બાપુ, વાહ ! તમે પણ ઠીક બીજા ઉપર ઢોળી પાડવાની વાત કરો છો. મગતરાને મારવા સિંહ જાય એના જેવી આ વાત થઈ. એના જેવા રખડતા ભીલને મારવા માટે ઇડરનરેશ **વીર**મદેવ જેવા મહારથી નીકળે તેમાં એનું યે શું ભૂષણ ? તો પછી તમારા જેવા સામંતો શા ખપના ?" ગઢવીએ દાવ જોઈને સોગઠી મારી.

"તો અમારી ક્યાં ના છે ?" ઠાકોરને પોરસ ચડ્યો, **"આજથી આઠ દિવસની અંદર એ ભીલનો કાન પકડીને અહીં ન લઈ આવું તો મારું નામ ગુમાનસિંહ નહિં !"***

"શાબાશ ! શાબાશ ! ક્ષત્રિજાયાને તો આવાંજ વચનો શોભે." દાના ગઢવીએ આખા દાયરા તરફ જોઈને આ શબ્દો ઉચ્ચાર્યા. જાણે તે બધાને સાક્ષી રહેવાનું સૂચવતો હોય નહિં ?

## ૨ ટાઢા પાણીએ ખસ ગઈ !

ચાંપા ભીલના નામથી આજે આખો ઇડરવાડો ત્રાસી ગયો હતો. ઇડરના ગામડે અને ગોઠડે એના નામની રાડ પડતી અને લોકો એનું નામ સાંભળીને થથરી ઉઠતા.

ભીલ જાતીનો એ જોધ્ધો પોતાના બાહુબળ ઉપર કુદતો હતો. ઇડરનરેશ તરફથી પોતાના હક ઉપર તરાપ મારવામાં આવી છે અને પોતાને અન્યાય થયો છે એવી એની દ્રઢ માન્યતા બંધાઈ ગઈ હતી.

* જુઓ ચિત્ર.

ઇડરના પ્રથમ રજપૂત રાજા ગોહા પહેલાં એ પ્રદેશ ભીલોની સત્તા-માંજ હતો અને રજપૂતોએ જોર જુલમથી છીનવી લીધેલી સત્તા પુનઃ ભીલોના હાથમાં આવવીજ જોઇએ એમ એ પોતાના જાતભાઇ-ઓને કહેતો અને તેમને **વીર**મદેવની સામે થવા ઉશ્કેરતો.

ભોળા ભીલો **ચાં**પાને પોતાનો ઉદ્ધારક માનતાં અને તે જેમ કહે તેમ વર્તવા તત્પર થતા. એ ભીલોની કુમકને લીધે **ચાં**પો ફાટયો ફરતો, ઇડરવાડાના ગામેગામ લુંટફાટ કરતો, લોકોને રંજાડતો, અને જે હાથમાં આવે તે લુંટી જઇને પોતાના સાથીતોને સંતોષતો.

કહેવાય છે કે એક મરણીયો સો જણને ભારે પડે. **ચાં**પો ખરે-ખર મરણીયોજ બન્યો હતો. એણે જીવનની દરકાર છોડી હતી. વન વન ભટકીને, મહેનત મજુરી કરીને, કંગાલ જીવન ગાળવું તેના કરતાં લુંટફાટનો ધંધો કરીને માલમસાલા ઉડાવવા, પોતાના કુટુંબીજનોને દરદાગીનાથી લાદી દેવા, પોતાના જાતભાઇઓમાં સૌથી વધુ શ્રીમંત અને સત્તાવાન પુરૂષ તરીકે પુજાવું એ તેને વધુ પ્રિય થઈ પડયું હતું. એક વખત એ હરામનો પૈસો ચાખ્યો અને એને સ્વાદ લાગ્યો. દિલ્હીના પાદશાહને પણ હંફાવનાર **વીર**મદેવ જેવા વીરનરની સામે બાખડી ન બાંધવા ઘણાય ભીલો તેને સમજાવતા, પરંતુ એના ગળે એ વાત ઉતરતી નહોતી. જેમ જેમ તેને સમજાવવામાં આવતો તેમ તેમ તે વધારે ને વધારે રીઢો થતો જતો અને એની બેદરકારી વધતી જતી. જતે દહાડે તે ઝનુની બન્યો. 'હું કોઇની તમા રાખતો નથી, **વીર**મદેવથી થાય તે કરી લે, જોઉં તો ખરો કે મારી સામે આંગળી પણ કોણ ચીંધી શકે છે?' આમ તે છડેચોક કહેતો અને સાંભળનાર સૌ કોઇ તેનાથી દબાઇ જતા.

**વીર**મદેવના દરબારગઢમાં ભરાયલા દાયરામાં બનેલી વાતચિત **ચાં**પા ભીલના કાને આવી અને તે ચમકયો. આજ સુધી એને પક-ડવાના નાનાસુના પ્રયત્નો થતા, પરંતુ તેની તેને દરકાર નહોતી. આજે

એક વ્યક્તિએ તેને પકડવાનું બીડું ઝડપ્યું હતું. એ વ્યક્તિ દધાળિયાનો ઠાકોર! રજપૂત બચ્ચો પોતાની પ્રતિજ્ઞા પ્રાણાંતે પણ પાળે એ ચાંપાના લક્ષ બહાર નહોતું. તે ચેત્યો–પાણી પહેલાં પાળ બાંધવા તત્પર બન્યો.

ઠાકોર ગુમાનસિંહ પોતાને પકડવાની તૈયારી કરે તે પહેલાંજ તેને મુંઝવી મારવાની તેણે વેતરણ કરી.

આજ સુધી તે ઇડરવાડાના છુટા છવાયાં ગામો લુંટતો. હવેથી તેણે બીજાં બધાં સ્થળો છોડીને ફક્ત દધાળીયામાં અને તેના ઠાકોરના કબજાના થોડાં નાનાં ગામડાં હતાં ત્યાંજ લુંટફાટ કરવા માંડી, અને કાળો કેર વર્તાવ્યો.

દધાળીયાની પ્રજા ઠાકોર પાસે ફરીયાદે ગઈ. ચાંપા ભીલના ત્રાસનું વર્ણન સાંભળી ઠાકોર કમકમી ઉઠયો. તેની ખાત્રી થઈ કે તેને પકડવા પહેલાં તો પોતાની પ્રજાનો તે સર્વનાશ કરી નાખશે.

એણે મનમાં નિશ્ચય કરી લીધો. બીજાનું ગમે તે થાય, પરંતુ પોતાના ગામો શા માટે ઉજ્જડ થવા દેવા જોઇએ? ચાંપો ભીલ ભલેને આખા ઇડરવાડામાં રંજાડ કરે, માત્ર પોતાનાં દધાળીયા અને બીજાં ગામડાંઓ સુરક્ષિત રહે એટલે ગંગા નાહ્યા.

પોતાના એક વિશ્વાસુ માણસ સાથે ઠાકોરે ચાંપા ભીલને કહેવરાવી દીધું કે 'તારે મારા ગામડા ઉપર હાથ ન ઉપાડવો. હું તને પકડવાનો ડોળ માત્ર કરીશ. પરંતુ જયાં સુધી મારા ગામડાઓને તારા તરફથી હેરાનગતી નહિ થાય ત્યાં સુધી મારા તરફથી તને ઉની આંચ પણ નહિ આવે.'

ચાંપા ભીલે આ સંદેશો સાંભળ્યો. પોતાને પકડવા નીકળનાર વ્યક્તિની આમ ટાઢા પાણીએ ખસ નીકળી ગયેલી જોઇ તે મનમાં મલકાયો અને બમણાં જોરથી ઇડરવાડાના બીજા ગામોને લુંટવા લાગ્યો.

## ૩ 'થાય તેવા થઈએ.'

**વીર**મદેવના દરબારગઢમાં ભરાયલા દાયરામાં દધાળીયાના ઠાકોરે લીધેલી પ્રતિજ્ઞાની વાત **વીર**મદેવના જાણવામાં આવી હતી. એને ઘણી વાર થતું કે પોતે જાતે એ ભીલ ઉપર ચડાઇ કરે અને એનો અંત આણે. પરંતુ એના તાબામાં અનેક સામંતો હોવા છતાં એના જેવા ભીલડાની સાથે ખુદ ઇડરનરેશ જાય એ વાત કોઇને રૂચતી નહોતી. એમાં સામંતોની નામોશી ગણાય તેમ હતું અને દાના ગઢવીનો આગ્રહ હતો કે એ કામ **વીર**મદેવના તાબાના અનેક ઠાકોરોમાંથી કોઇ ઉપાડી લે. તેથીજ તેણે એક દિવસ દાયરો ભરાયો હતો ત્યારે એ વાત છછેડી અને લાગ જોઇને સોગઠી મારી. દધાળિયાના ઠાકોરે ગર્વથી ફુલાઇને એ બીડું ઝડપ્યું. એના મગજમાં પઝ્ઝ હતો કે પોતે પહેલેજ સપાટે દૂશ્મનને દાબી દેશે. એ ઘણીવાર કહેતો કે એ ભીલડાનો તે શો ભાર છે?

પરંતુ વાત વચકી પડી. **ચાંપા**એ એના ગામો ઉપરજ તરાપ મારી અને ઠાકોર મુંઝાયો. પોતે દુશ્મનને ઘા કરે તે પહેલાંજ પોતાના પગ ઉપર કુહાડી પડવા જેવું થયું અને તે ગભરાયો. એ દિવસે દાય-રામાં દેખાડેલો દમામ નીભાવનાની પોતાનામાં તાકાત નથી એવી તેની ખાત્રી થઇ ચૂકી. તેનું અભિમાન ઓસરી ગયું.

આઠ દિવસમાં **ચાંપા**ને પકડવાની પ્રતિજ્ઞાનું દાના ગઢવીએ ભર દાયરામાં સ્મરણ કરાવ્યું અને ગુમાનસિંહનું ગુમાન ઉતરી ગયું, તેની જીભ સીવાઇ ગઇ, મ્હોં શ્યામ થઈ ગયું અને 'તબિયત નરમ ચાલે છે,' 'સંજોગો અનુકૂળ નથી,' 'થોડાજ વખતમાં એ કામ પાર પાડીશ' એવા ઉડાઉ જવાબ આપીને તેણે પીડા પતાવી.

દાનો ગઢવી નારાજ થયો, એ જાણતોજ હતો કે ગુમાનસિંહ કંઇ મોથ મારે તેવો નથી, છતાં એને તો **ચાંપા** ભીલને દાબી દેનાર

એકાદ સામંતને ઉભો કરવો હતો, એટલે ગુમાનસિંહના ગુમાનને એણે કસોટીએ ચડાવ્યું. એ કસોટીમાં ઘ્રાળીયાનો ઠાકોર કુંદનને બદલે કથીર નિવડ્યો અને દાના ગઢવીએ બીજા તરફ નિશાન તાક્યું.

"ભા, એ તો એમજ.. હું તો પહેલેથીજ કહેતો હતો કે ચાંપાભીલ સામે આંગળી ચીંધે એવો ભડવીર આ દાયરામાં કોઇ દેખાતો નથી. આ ગુમાનસિંહ ઠાકોર તો પાણીમાં બેસી ગયા. હવે જોઇએ વળી કોણ એ કામ પાર પાડવા બહાર પડે છે."

ગુમાનસિંહ ઠાકોરના રૂંવે રૂંવે ક્રોધ વ્યાપ્યો. બીજો કોઇ હોત તો ભર દાયરામાં તે તેને એકાદ લપ્પડ લગાવી દેત, પરંતુ દાના ગઢવી જેવા રાજ્યનાં માનીતા ચારણને કંઈ કરી શકાય કે કહી શકાય તેમ નહોતું. નીચું મ્હોં ઘાલીને તે જમીન ખોતરવા લાગ્યો.

દાયરામાં બેઠેલા બધાય રજપૂતો વિચાર કરવા લાગ્યા. 'આ તો ભર દાયરામાં દાનો ગઢવી બધાના નાક કાપે છે! ચાંપા ભીલના ત્રાસને લીધે કંઇ કહી શકાય તેમ ન હોવાથી બધા મનમાં સમસમીને બેસી રહ્યા.

પરંતુ એક રજપૂત ક્યારનોય આકળો ઉતાવળો થઇ રહ્યો હતો. 'ક્યારે બોલું, ક્યારે ગઢવીનું મ્હોં બંધ કરૂં' એમ તેને થતું હતું. ગઢવીના શબ્દબાણે તેનું કાળજું કોરાઈ જતું હતું.

"ગઢવીજી! હવે હદ થાય છે. એકના વાંકે બધાયને ડામ દેવા એ તમારા જેવા ચારણદેવને ન શોભે! કર્તાહર્તા તો સૂરજદેવ છે, પરંતુ ભગવાનનો હુકમ તો રાવ વીરમદેવની રજા લઇને એ ચાંપાભીલને હું જરૂર મારીશ. હું બડાઇ મારતો નથી તેમજ બાંધી મુદત પણ આપતો નથી, પણ સાચા દિલથી કહું છું કે ઇડરવાડાને રંજાડનાર એ ભીલની વ્હેલા મોડી પણ હું જરૂર ખબર લઇશ." મોહનપુરના ઠાકોર મોહનસંગે ભર દાયરામાં આ શબ્દો ઉચ્ચાર્યા અને દાના ગઢવીના મેણાનો ઉત્તર વાળ્યો.

" તો તો રંગ રહે બાપલા ! તમારા જેવા રજપૂતને તો એમજ શોભે. આખર સિંહ તે સિંહ. પણ જોજો ! ચેતીને ચાલજો ! ચાંપો ભીલ જબરો ખેલાડી છે ! " દાનાગઢવીએ વાતને વધારે દ્રઢ કરવા માંડી.

" એ ખેલાડી હશે તો હું પણ ક્યાં કમ છું. મેં રણરંગ ખેલ્યા છે તેમજ શેતરંજના પાસા પણ ફેંક્યા છે. 'વાય તેવા થઈએ' એ વાત હું બરાબર સમજું છું. વખત પ્રમાણે વર્તતાં મને આવડે છે, એટલે એ બાબતમાં આપ નિશ્ચિંત રહેજો અને મારા કામમાં મને વિજય મળે એવા શુભાશિષ આપ્યા કરજો." મોહનપુરના ઠાકોરે ગઢવીના મનનું સમાધાન કર્યું.

" તમારા જેવા નિરભિમાની વીરનરનો પ્રભુ જરૂર વિજય કરશે. અમારા તો હંમેશાં આશીર્વાદજ છે, બાપલા ! " ગઢવીએ શુભાશિષ આપી. આખો ડાયરો મોહનસિંહ તરફ ઈર્ષા અને કુતૂહલ પૂર્વક તાકી રહ્યો.

## ૪ મંત્ર મુગ્ધ.

મોહનસિંહે ચાંપા ભીલ ઉપર નજર રાખવા માંડી; એ ક્યાં જાય છે, શું કરે છે, તેની બાતમી મેળવવા માંડી; એનો કેવી રીતે ઘાટ ઘડવો એની યોજનાઓ રચવા માંડી, અને એ જીવતો ન પકડાય તો છેવટ એને મારી નાંખવાની પણ પરવાનગી એણે રાવ વીરમદેવ પાસેથી મેળવી લીધી.

રાત દિવસ એને ચાંપા ભીલનાજ વિચારો આવતા હતા.

એક દિવસ તે પોતાના ગામ—મોહનપુર જવા નીકળ્યો. સાથે ત્રણ ચાર ઘોડેસ્વાર સેવકો હતા. માર્ગમાં સાબળીના તળાવ ઉપર તે વિસામો ખાવા બેઠો.

તળાવની પાળે એક વિશાળ વડલો આવેલો હતો. એ વડલાની શીતળ છાયામાં અનેક વટેમાર્ગુઓ વિશ્રાંતિ લેતા. મોહનસિંહે પણ આ સ્થળ પસંદ કર્યું.

તમામ હથિયારો છોડીને ભોંય ઉપર પાથરણું પાથરીને મોહનસિંહ આરામ લેવા બેઠો. તેના સેવકોએ તમામ અશ્વોને વડની શાખાઓ સાથે છુટા છુટા બાંધી દીધા અને જરૂરી જણસો લેવા માટે ગામમાં ગયા. મોહનસિંહ એકલો પડયો પડયો ચાંપા ભીલના વિચારો કરવા લાગ્યો.

ધીરે ધીરે તાપ ચડતો ગયો અને વડલાની ઘટામાંથી ડોકિયાં કરીને સૂરજદેવ મોહનસિંહનું અંતર નિરખવા મથતા હોય તેમ તેના મુખ અને શરીર ઉપર પ્રકાશ પાડવા લાગ્યા. તડકાને લીધે પાથરણું ખસેડીને મોહનસિંહ છાંયવાળી જગ્યામાં બેઠો.

પરંતુ ચડતા જતા તાપને લીધે થોડા સમયમાં ત્યાં પણ તડકો પડવા લાગ્યો. વળી ત્યાંથી તેણે પાથરણું જરા આગળ ખસેડયું.

એમ કરતાં કરતાં તે પોતાની મૂળ જગ્યાએથી બહુ દૂર નીકળી ગયો. તેના બધા હથિયારો અને ઘોડાનો સાજ—બધુંય મૂળ સ્થળેજ પડયું હતું.

એકાએક એક પ્રચંડ પુરૂષ એ તળાવની પાળ ચડતો તેની નજરે પડયો. કાળા ભીલ જેવી શ્યામ રંગી ચામડી જોતાંજ તે ચમકયો. એણે અનેક ભીલો જોયા હતા, અનેકને દબાવ્યા હતા, અનેકને પોતાની સત્તાનો સ્વાદ ચખાડયો હતો, પરંતુ આજે—જ્યારે તે ક્ષણે ક્ષણે ચાંપાનોજ વિચાર કર્યા કરતો હતો ત્યારે—એ ભીલ જાતીને જોતાંજ તે ચમકી ઉઠયો!

એ વ્યક્તિ ધીરે ધીરે આગળ આવી. કોઇ હિંસક પ્રાણી પોતાના શિકાર ઉપર નજર તાકી રાખીનેજ તેના તરફ આગળ વધે તેમ એ માણસ મોહનસિંહ તરફજ આગળ વધ્યો. મંત્રમુગ્ધ બનેલા માનવી પેઠે મોહનસિંહ એના તરફ ફાટેલી આંખે જોઇજ રહ્યો.

## ૫ કોણ ચાંપો ભીલ ?

એ માણસ છેક તેની નજીકમાં આવ્યો ત્યારેજ તેને ભાન આવ્યું કે આતો **ચાંપો** ભીલ ! વર્ષો પહેલાં એણે એક વખત **ચાંપા** ભીલને જોયો હતો. ત્યારથી એનું આછું રેખાચિત્ર તેના ઉરમાં વસી ગયું હતું. એ છેક નજીક આવતાં એને લાગ્યું કે આ વ્યક્તિ બીજી કોઇ નહિં પણ **ચાંપો** ભીલ છે !

અને જેને મારવાને તે તત્પર બન્યો હતો તેને આમ ચાલી ચલાવીને પોતાની પાસેજ આવેલો જોઇને તેના હર્ષનો પાર ન રહ્યો. તેને લાગ્યું કે પ્રભુએ તેને આવી સુંદર તક આપવાની કૃપા કરી છે !

પોતાની કમર તરફ તેનો હાથ ગયો, પરંતુ ભેટ તો છોડેલી હતી. તરવાર લેવા માટે તેણે હાથ લંબાવ્યો, પરંતુ તરવાર તો દૂર પડી હતી. પ્રથમ તેણે પાથરણું પાથર્યું હતું ત્યાં તેના બધા હથિયારો પડેલા હતા એટલે તેને અને તેના હથિયારોને બહુ છેટું પડી ગયું હતું. **મોહનસિંહ** ગમે તેવો વીરનર હોય તો પણ હથિયાર વિના શું કરે ?

પરંતુ પોતાની નિરાધારી **ચાંપો** ભીલ ન કળી જાય એટલા માટે જાણે કંઇ નજ બન્યું હોય તેમ તેણે પોતાનો હાથ સંકોરી લીધો અને મુંઝાતા મનને મારીને તે સ્વસ્થ હોવાનો દેખાવ કરીને બેસી રહ્યો.

**ચાંપો આવ્યો, મોહનસિંહને ખભે હાથ મુકયો.*** મંત્ર મુગ્ધ બનેલા એ **મોહનસિંહને** જાગૃત કરવા મથતો હોય તેમ તેને હડબડાવ્યો અને બોલ્યો, " કાં ? કંઇ ઓળખાણ પડે છે ? "

**મોહનસિંહનું** હૃદય ધડકતું હતું, જીભના લોચા વળતા હતા. મહા મહેનતે તેણે કહ્યું, " હા, કોણ **ચાંપા** ભીલ ? "

એક વખત તીરંદાજીની શર્ત હતી અને **મોહનસિંહ** એ પ્રસંગે હાજર હતો. **ચાંપા** ભીલની ધનુર્વિદ્યાની કુશળતા જોઇ તે છક્ક બન્યો

---

* જુઓ ચિત્ર.



.... મોહનસિંહને ખભે હાથ મૂક્યો.　　[પૃ. ૧૮૦

હતો, એ ધારે તો ગમે ત્યારે ગમે તે સંજોગોમાં એવું આબાદ નિશાન તાકે કે એ નિશાન વિંધાયા વિના રહેજ નહિં. ત્યારથી ચાંપા ભીલની શક્તિનો તેને પરિચય થયો હતો અને એ ભીલ બીજાની માફક ભય કે સત્તાથી ગાંજ્યો જાય એવો નથી એવી તેની ખાત્રી થઇ ચૂકી હતી.

૬ શબ્દજાળ.

"એજ! એજ! તમે મને પકડવા નીકળ્યા છો નહિ વારૂ?" એણે કરડાકીમાં આ શબ્દો ઉચ્ચાર્યા અને વિકાળ વાઘની માફક પોતાના લાલઘુમ ડોળા મોહનસિંહ તરફ તાકયા.

મોહનસિંહે જોયું કે તેના માથે મોત ભમે છે. આ ભીલ જરા પણ ઉશ્કેરાયો તો અહીંને અહીં તેના રામ રમાડી દે. તે વખત વર્તી ગયો.

"કોને તમને? અરે રામ રામ ભજો! તમને પકડવાની તે વાત હોય? અને તે પણ હું તમને પકડું? અરે હું તો ઉલટો ઘણા વખત થયા તમને મળવા આતુર છું. તમારા દુશ્મનોથી તમને ચેતવવા માગું છું."

ભીલ જાતી ગમે તેવી ઝનુની તો પણ ભોળી હોય છે. એણે મોહનસિંહની વાત સાચી માની અને તેના ખભા ઉપરથી પોતાનો હાથ ઉપાડી લીધો.

"ત્યારે મેં સાંભળ્યું હતું કે તમે મને પકડવાનું બીડું ઝડપ્યું છે એ વાત ખોટી? ચાંપાએ પોતાની શંકા નિર્મૂળ કરવા માટે પ્રશ્ન કર્યો,

"નૃહિં તો? અરે ભલા માણસ! તમને કોઇએ ખોટા ભરમાવ્યા છે. હું તો ઉલટો તમને પકડવાની વાતને ઉડાવી દઉં છું અને ચાંપા ભીલને છંછેડવામાં સાર નથી એમ કહીને ઈડરના રાવના બધા માણસોને શાંત પાડયા કરૂં છું. તમે મોહનપુર ઉપર હાથ ઉપાડતા નથી એને લીધે આપણા વચ્ચે તો દોસ્તીનો દાવો છે. આપણા દુશ્મનોથી એ દેખ્યું ન ખમાય તેથી આપણા વચ્ચે અંતર પડાવવાને

માટે તેમણે તમારા કાન ભંભેર્યા હશે એમ હું માનું છું. હશે બુરૂં કરનારનું પ્રભુ બુરૂંજ કરશે. આપણે શું? આપણો મીઠો સંબંધ પરમાત્મા કાયમ રાખે એટલે ગંગ નાહ્યા. ચાલો, ચાલો, જરા અમલપાણી તો કરીએ!"

પેટમાં જરા પણ પાપ ન હોય તેવા નિર્દોષ ભાવે ઉચ્ચારાયલા આવા મીઠા વેણથી ચાંપા ભીલના ક્રોધનો ઉભરો બેસી ગયો. મોહનસિંહે આ જોયું અને હેતના ઉમળકાથી એ ભીલનો હાથ ખેંચીને પોતાનો સરંજામ પડયો હતો ત્યાં તેને લઇ ગયો.

## ૭ હશો ?

પાથરણું પાથરીને બન્ને નિરાંતે વાતે વળગ્યા. મીઠા શબ્દોની મોહજાળ પાથરીને મોહનસિંહે ચાંપા ભીલ પાસેથી કેટલીક જાણવા જેવી વાતો જાણી લીધી.

વાતચિત કરતાં કરતાંજ તેણે પોતાના ખલતામાંથી અફીણ કાઢીને કસુંબો તૈયાર કર્યો, અને 'રંગ છે ચાંપાભાઇને' ના ઉચ્ચાર સાથે અંજલી આપીને તેને હઠહઠથી કસુંબો પાયો.

કસુંબાના રંગમાં રંગાયલા ચાંપા ભીલની આંખો ઘેરાવા લાગી. તે ઉઠયો, મોહનસિંહની રજા માગી.

"બસ જશો? એક વખત મોહનપુર જરૂર આવજો હો!" કહી મોહનસિંહ તેને વળાવવા માટે ઉઠયો.

મોહનસિંહનું ધાર્યું થયું નહિં. ચાંપાની નજર તેના ઉપર ઠરી હતી અને તેના દેખતાં હથિયાર ઉપાડી શકાય તેમ નહોતું. "શું કરૂં?" તે મનમાંજ વિચાર કરવા લાગ્યો, "આવી તક ફરી ફરીને હાથમાં નહિં આવે. આ વખત જો તેને જવા દઇશ તો ફરીથી તે હાથમાં નહિં આવે. અણીનો ચુકયો સો વરસ જીવે એ ન્યાયે ચાંપો ભીલ પછી પકડાવો મુશ્કેલ થઈ પડશે."

તેણે મનમાંજ નિશ્ચય કરી લીધો. ચાંપા ભીલે જવા માટે પીઠ ફેરવી કે તરતજ મોહનસિંહે પાછળથી તેને કેડે લટકતી તરવાર ખેંચી કાઢી, અને ચાંપો ચેતે, પાછું વાળીને જુએ તે પહેલાં તો બીજા હાથથી તેની ભેટમાંથી કટાર પણ ખેંચી કાઢી.

ચાંપો ચમકયો, આંખો ફેરવી, 'દગો ?' એ એકજ શબ્દ અનાયાસે તેના મુખમાંથી નીકળી પડયો, પરંતુ તે પુરો સાવધ બને–કંઇ પણ કરી શકે તે પહેલાં તો મોહનસિંહે કટાર તેના પડખામાં હુલાવી દીધી અને તરતજ તરવારના ઉપરાઉપર ઘા કરીને તેના પ્રાણ હરી લીધા.

આખા ઇડરવાડામાં ત્રાસ ફેલાવનાર ચાંપા ભીલનો દેહ ક્ષણ માત્રમાં નિશ્ચેતન થઇને ધરતી ઉપર ઢળી પડયો.

## ૮ ઉપસંહાર.

ગામમાંથી જણસો લાવવા માટે ગયેલા મોહનસિંહના સેવકો ત્યાં આવી લાગ્યા. ચાંપા ભીલનો નાશ થયેલો જોતાં તેઓ અત્યંત હર્ષ પામ્યા.

મોહનસિંહે ચાંપા ભીલનું માથું કાપી લીધું અને તે પોતાના એક સેવક સાથે ઇડરના રાવ વીરમદેવ તરફ મોકલી આપ્યું.

ચાંપા ભીલનો નાશ થયેલો જોઇ આખા ઇડરવાડામાં આનંદ ફેલાયો. તેનું માથું જોઇને વીરમદેવના મનને સંતોષ થયો. તેણે મોહનસિંહને ધન્યવાદ આપ્યો, ભરદરબારમાં તેની પ્રશંસા કરી અને તેના કાર્યની કદર કરતો હોય તેમ ચાંપા ભીલને સંતાઇ રહેવાની જગ્યા તેને બક્ષીશ આપી દીધી.

મોહનસિંહે પોતાને બક્ષીશ મળેલી જગ્યાએ ગામ વસાવ્યું જે ચાંપાના નામ ઉપરથી ચાંપાનળિયા નામથી ઓળખાવા લાગ્યું. અદ્યાપિ એ ગામ મોહનપુરના તાબામાં છે અને પોતાના નામ ઉપરથી ચાંપા ભીલના નામનું સ્મરણ કરાવે છે.



# વીર વીરમ.

### ૧ નવજુવાન !

" વાઘ છૂટયો ! વાઘ છૂટયો ! " કાન ફાડી નાંખે એવી ચીસોથી વાતાવરણ ગાજી ઉઠયું. સાંભળનારનાં હૈયાં ધબકવા લાગ્યાં.

ભરી રાજસભામાં આ કોલાહલથી ખળભળાટ મચ્યો. કાયર પુરૂષોની કાયા કંપી ઉઠી.

મહાન મોગલ સમ્રાટ અકબર પોતાના માનીતા મહેમાનો સાથે મહત્વના પ્રશ્નોની રસભરી ચર્ચા કરી રહ્યો હતો, તેવામાં એકાએક આ આર્તનાદ તેને કાને પડયો. વાર્તાવિનોદ અટકી ગયો. રંગમાં ભંગ પડયો.

સાર્વભૌમ સમ્રાટે સમયસૂચકતા વાપરી. શૌર્યપરીક્ષાનો આ ઉત્તમ અવસર હતો. તેણે પોતાના સેવકોને એ વાઘને પકડી લાવવાની આજ્ઞા કરી.

યોદ્ધાઓ વિચારમાં પડયા. વાઘને કેમ પકડી શકાય ?

" જહાંપનાહ ! એ વીફરેલો વાઘ હાથમાં આવવો મુશ્કેલ છે, ફરમાવો તો તેને દૂરથી ઠાર કરી નાંખીએ. "

" દૂર રહીને તેને મારી નાંખવો એ તો સાવ સહેલી વાત છે, તેને પકડી લાવવામાં જ ખરી મર્દાનગી છે. શું આ રાજસભામાં એ વાઘને પકડી લાવે એવો હિમ્મતવાન મર્દ કોઈ નથી ? "

અકબરના યોદ્ધાઓ એક બીજાના મ્હોં સામે જોઇ રહ્યા.

યોદ્ધાઓની આવી શિથિલ વૃત્તિ જોઇ એક યુવાનનું લોહી ઉછળી આવ્યું. તે સફાળો બેઠો થયો. તેનો હાથ કમરે લટકતી તરવારની મૂઠ તરફ વળ્યો.

" દિલ્લીશ્વરની જય ! અવિનય થતો હોય તો ક્ષમા કરશો, પરંતુ રાજપૂતો હજી શૌર્યશૂન્ય નથી થઇ ગયા. વાઘને મારી શકાય કે નહિં એ કદાચ નક્કી ન પણ કહી શકાય, પરંતુ ખરો રાજપૂત હોય તે વાઘને ઝાલી તો શકે જ, પછી ભલે એમાંથી એક જીવતો ન રહે, કાં તો વાઘ રજપૂતને મારે કે રજપૂત વાઘને મારે. એમાંથી શું થશે તે તો પરમ દયાળુ પરમાત્મા જાણે, પરંતુ એ વાઘ જીવતો છટકવા નહિં જ પામે એટલું તો આપ નક્કી માનજો. "

ન રહ્યો તે યુવાન વિચાર કરવા, કે ન રહ્યો અકબરની આજ્ઞા સાંભળવા. પોતાના વચનોના પરિપાલન માટે તે વિદ્યુતવેગે ત્યાંથી ચાલ્યો ગયો.

આખી રાજસભા દિગ્મુઢ બની. અકબર આશ્ચર્યચકિત બન્યો. એના અંતરમાંથી પ્રશંસાનો ઉદ્‌ગાર નીકળી પડયો, 'ધન્ય છે આ રાજપૂત નવજુવાનને ! "

## ૨ વાઘ માર્યો !

આંખના પલકારામાં તો એ યુવાન રાજસભામાંથી અદૃશ્ય થઇ ગયો હતો. 'એ ક્યાં ગયો, હવે શું થશે, એ શું કરશે!' એવા અનેક પ્રશ્નો સભામાં પુછાવા લાગ્યા, પરંતુ એકેનો ઉત્તર કોઈ આપી શકે તેમ નહોતું.

અકબર ઉઠયો, રાજસિંહાસન ઉપરથી ઉભો થયો અને આતુર નયને એ નવજુવાન ગયો તે દિશામાં જોઇ રહ્યો. કોઇ અનેરા જાદુથી આકર્ષાતો હોય તેમ તે રાજસભામાંથી બહાર નીકળ્યો.

સઘળા સભાજનોએ તેનું અનુકરણ કર્યું. અકબર મહેલના ઝરૂખામાં આવ્યો અને થંભ્યો. મહેલ આગળના ચોગાનમાં એ યુવાન વાઘને પડકારી રહ્યો હતો. અકબર કુતૂહલભરી નજરે તેના તરફ જોઇ રહ્યો.

આખી રાજસભા અકબર પાછળ ઘસડાઇ આવી હોય તેમ ઝરૂખા આગળ અનેક આતુર આંખો ચોગાનમાંના એ આકર્ષક દૃશ્ય તરફ ખેંચાઇ રહી. અકબરના સેવકો અને સામંતો, માનવંતા મહેમાનો અને સભાજનો સૌ કોઇ ઝરૂખાની બંને બાજુએ વિશાળ રવેશમાં ઉભા ઉભા આ નવજુવાન તરફ–ત્રાડ મારતા વાઘ તરફ–ભય, ચિંતા અને જીજ્ઞાસાની મિશ્ર લાગણી સાથે જોવા લાગ્યા.

"આમ આવ કુત્તા! ખબરદાર જો નાઠો તો!" યુવાને વાઘને પડકાર્યો, અને વાઘે પોતાનું મુખ ફેરવ્યું.

આજ ઘણે દિવસે નાસી છુટવાનો લાગ મળ્યો હતો, પોતાને અટકાવવાની કોઇની હિંમત ચાલતી નહોતી, પોતાને જોઇને સૌ કોઇ આડાઅવળા થઇ જતા–જ્યાં ત્યાં ભરાઇ છુપાઇ જતા, આવા સાનુકૂળ સમયમાં આ વળી પોતાને પડકારનાર કોણ નીકળ્યો તે જોવા વાઘે

પોતાની ગતી અટકાવી અને મુખ પાછળ ફેરવ્યું, પાછળ જોતાંજ તેનાં ગાત્ર ગળી ગયાં.

એ પ્રચંડકાય મૂર્તિ ! એ વીર યુવાન ! મુખ ઉપર તરવરતી એ દ્રઢતા ! અને આંખોમાંથી ખરી પડતી શૌર્યતેજની એ તરવારો ! ખુલ્લા મેદાનમાં નિર્ભયતાથી ઉભી રહેલી એ ક્ષાત્રતેજની મૂર્તિ તેને પોતાના કાળ સમી લાગી. ક્ષણભર એ હિંસક પ્રાણીને શું કરવું તે સુઝયું નહિ.

યુવાને એ અણમોલી ક્ષણોનો સદુપયોગ કર્યો. પોતાની ભેટે બાંધેલું મૂલ્યવાન કસબી સેલું તેણે પોતાના ડાબા હાથ ઉપર ખૂબ લપેટીને વીંટાળી લીધું અને જમણા હાથમાં ઢાલ પકડીને તે તત્પર બન્યો.

એટલામાં તો વાઘે એકદમ છલાંગ મારી અને યુવાન ઉપર કુદી આવ્યો. એક જ બટકે તેને ખાઇ જવા માગતો હોય તેમ તેણે પોતાનું મ્હોં ખુલ્લું રાખીને એવો ઠેકડો માર્યો કે લાગ ફાવે તો બરાબર યુવાનનું ગળું જ તે કરડી ખાય. પરંતુ યુવાનના દેહને વાઘનો એક પણ અવયવ સ્પર્શી શકે તે પહેલાં જ યૂવાને પોતાના હાથમાંની ઢાલ તેના કપાળમાં એટલા બધા જોરથી મારી કે વાઘ તમ્મર ખાઇને ધરતી ઉપર ઢળી પડયો.

" શાબાશ ! શાબાશ ! " ઉપરથી મહેલના રવેશમાંથી પ્રશંસાના ઉગદ્ગારો નીકળી પડયા અને બીજી જ ક્ષણે વાઘે આંખો ઉઘાડીને પોતાના શત્રુ' તરફ ઘુરકીને રોષ ખાલી કર્યો.

આંખોમાંથી અંગારા વર્ષાવતો, ગર્ભિણીના ગાભ શ્રવી જાય તેવી ભયાનક ત્રાડથી વાતાવરણને ગજવતો, એક જ સપાટે પોતાના પ્રતિસ્પર્ધીને પુરો કરવાનો મનમાં ઘાટ ઘડતો એ વાઘ યુવાન ચેતી ન જાય એવી સાવધાનીથી ઉઠયો અને તેના ઉપર તરાપ મારી.

પરંતુ યુવાન સાવધ હતો. તેનું લક્ષ ઝરૂખામાં બેઠેલા પ્રશંસકો તરફ નહિ, પરંતુ પોતાની સામે પડેલા---મનના મેલા---વાઘ તરફ હતું. **વાઘનો પંજો ઢાલ ઉપર ઝીલી લઇને વાઘ ચેતે તે પહેલાં તો તેણે પોતાનો ડાબો હાથ વાઘના મ્હોંમાં નાખી દીધો.***

' ઓઃ ઓઃ' ના મુંઝવણુસૂચક ઉચ્ચાર સાથે વાઘ તરફડીયાં ખાવા લાગ્યો.

" કેવો હિમ્મતવાન ! કેટલો નિડર! ખરો રજપૂત બચ્ચો તે આનું નામ !" આવા અનેક ઉદ્‌ગારો નીકળવા લાગ્યાં અને પુનઃ " શાબાશ ! શાબાશ ! " ના ધ્વનિથી વાતાવરણ ગાજી ઉઠયું.

આ ધ્વનિથી વાઘ પુનઃ ઉશ્કેરાયો અને મુક્તિ મેળવવાનાં ફાંફાં મારવા લાગ્યો, પરંતુ યુવાને તેના મુખમાં પોતાનો હાથ એવી રીતે ભરાવ્યો હતો કે તે સ્હેલાઇથી છટકવા ન પામે.

" એને પુરો કરો, મારી નાંખો. એ વીફરેલો વાઘ હવે બીજાને વશ નહિ રહે. એને જીવતો રાખવામાં માલ નથી. મારો, તેને ઠાર કરો ! " મહેલના રવેશમાંથી અનેક અવાજો સંભળાવા લાગ્યા, અને યુવાને સ્હેજ પાછળ વળીને જોયું તો ખુદ સમ્રાટની પણ એવી જ ઇચ્છા જણાઈ.

તરત તેણે જમણા હાથમાંથી ઢાલ ફેંકી દીધી અને જોતજોતામાં કમરે લટકતી તરવાર મ્યાનમાંથી બહાર કાઢી. તરવાર ચમકી, ક્ષણ માત્ર તેની અણી વાઘના અંગને સ્પર્શી, અને એ અણીથી વાઘનું અંગ છેદાવા લાગ્યું. એ જ ક્ષણે યુવાને પોતાનો ડાબો હાથ વાઘના મુખમાંથી ખેંચી લીધો.

---

* જુઓ ચિત્ર.



પોતાનો ડાબો હાથ વાઘના મ્હોંમાં નાંખી દીધો [પૃ. ૧૮૮

Lakshmi Art, Bombay, 8.

તરવારની અણીથી વાઘ ચીરાયો અને અનેક હૃદયોને કંપાવી મુકનાર એ હિંસક પ્રાણી–એ ક્રુર વાઘ–વેદનાભરી એક ચીસ પાડીને મૃત્યુ પામ્યો.

## ૩. વીર વીરમ.

વાઘ મૃત્યુ પામ્યો અને બધાનો જીવ હેઠો બેઠો. એ વીરનરને પ્રશંસાના ઉદ્ગારોથી વધાવી લેવા સૌ અધીરા બન્યા.

તે આવ્યો–એક વિજેતાની માફક; સમ્રાટ અકબરને નમ્યો–એક ગૌરવશાળી વીરનરની માફક; તેણે સર્વ તરફ માનપૂર્વક જોયું–ઉદારચિત્ત ખાનદાન રજપૂતની માફક.

"ધન્ય છે, વીર રાજપૂત ! મારા ભલભલા યોધ્ધાઓને આજે તેં તારા અનહદ શૌર્યથી ઝાંખા પાડયા છે. મને કહીશ કે તું કયા કુળને અજવાળે છે ? કયા વીરનરને તારા જેવા સપુત હોવાનું સદ્‌ભાગ્ય પ્રાપ્ત થયું છે ?

"ઈડરના રાવ નારણદાસજીને, નામવર, એ સઘળો પ્રતાપ મારા શૂરવીર પિતાના પુણ્યનો અને તેમણે પાડેલા ઉચ્ચ સંસ્કારનો."

તરત જ તે યુવાન એક પાતળી કાઠીના છતાં ઉંચી કાયાવાળા પુરૂષને ચરણે પડયો, તેને નમન કર્યું અને તેના આશીર્વાદ મેળવ્યા.

અકબર હસ્યો, "નારણદાસજી ! તમારૂં આવું હલકું કાઠું અને દુબળું શરીર જોઈને હું ભુલાવામાં પડયો હતો એમ મારે અત્યારે સ્વીકારવું પડે છે! માત્ર શરીર ઉપરથી જ શૌર્યની કલ્પના બાંધવી એ ભૂલ છે એવી મને તમારા પુત્રના પરાક્રમથી ખાત્રી થાય છે. પરાક્રમી પુત્રના પિતા થવું એ પણ સદ્‌ભાગ્યની વાત છે."

"નામવર ! મારા વીરમના શા વખાણ કરૂં ? વીરમદેવ પોતાના સાહસ, શૌર્ય, અને ઉદારતાથી ઇડરમાં ખૂબ માનીતો થઇ પડયો છે."

"અને પ્રભુ એને લાંબુ આયુષ્ય આપે તો એ માત્ર ઇડરમાં જ નહિ, પરંતુ દેશદેશમાં નામ કાઢશે એવાં તેનાં લક્ષણ જણાય છે" બુંદીનરેશે પોતાનો અભિપ્રાય આપ્યો.

"મારી તો ખાત્રી છે કે તે પોતાના પરાક્રમથી પોતાનું નામ અમર કરી જશે" જોધપુરના રાણાએ ટાપસી પુરી.

"શાબાશ ? વીરમદેવ ! હું તમારા પરાક્રમથી પ્રસન્ન થયો છું અને તેની નિશાની તરીકે આ મુલ્યવાન પોશાક તથા રત્નજડિત તરવાર આપું છું. હવે તો જયારે જયારે રાવ નારણદાસજી ઇડર આવે ત્યારે ત્યારે તમારે અહીં દિલ્લી આવવું પડેશે" અકબરે . વીરમદેવની કદર કરીને તેને મૂલ્યવાન ભેટ આપી.

"નામવર ! આપની એ વાત મને કબુલ છે, પરંતુ આપે પણ મારી એક વાત કબુલ રાખવી પડશે."

અકબર પોતાની પાસે પણ વાત કબુલ કરાવનાર આ યુવાન તરફ કુતૂહલપૂર્વક જોઇ રહ્યો. વીરમના મુખ ઉપર નિડરતા સ્પષ્ટ જણાતી હતી.

"કહો, વળી તમારી શી વાત છે ?" અકબર જીજ્ઞાસા અટકાવી ન શકયો.

"એ જ કે હું અહીં આવીશ તો ખરો, પરંતુ જે ઘડીએ મારી મરજી ઇડર પાછા જવાની થાય તેજ ઘડીએ જવાની મને તરત જ રજા મળવી જોઇએ.' વીરમ સ્વસ્થ હતો. પોતાના વચનો સ્વીકારાશે કે કેમ તેની રજભાર પણ શંકા કે ચિંતાનાં ચિહ્નો તેના મુખ ઉપર જણાતા નહોતાં.

અકબરે આ શર્ત સહર્ષ માન્ય રાખી.

દિલ્લીમાં આજે જ્યાં જુઓ ત્યાં વીર વીરમની જ વાતો થતી હતી. સૌ કોઇ તેના પરાક્રમની વાત સાંભળી મુગ્ધ બનતા. રજપુતો

આજે સહર્ષ-સગર્વ ઉન્નત મસ્તકે દિલ્લીમાં ફરતા હતા. તેમના એક જ્ઞાતિબંધુએ-એક રજપૂત બચ્ચાએ પાદશાહના દેખતાં તોફાની વાઘને મારી નાંખ્યો હતો-રજપૂત વીરતાનો વિજયડંકો દિલ્લીના દરબારમાં વગાડયો હતો.

જેના તેના મુખમાંથી "ધન્ય એ રજપૂત યુવાનને! ધન્ય વીર વીરમને!" એવાજ ઉદ્દગારો સંભળાતા હતા.

* * *

દિલ્લીમાં બતાવેલા પરાક્રમ પછી વીર વીરમે હેમતસિંહ બીહોલાને ખાતર ડુંગરપુર ઉપર ચઢાઇ કરી અને ડુંગરપુરના કિલ્લાને તોડી પાડયો, ઈડરવાડામાં ત્રાસ વર્તાવનાર ચાંપા ભીલનો પણ નાશ કરાવ્યો, અને અહમદનગર ઉપર હલ્લો કરીને ત્યાંનું બજાર લુંટયું, બાન પકડયા, અને અહમદનગર શહેરના દરવાજાનું નામ 'ઈડરિયો દરવાજો' પાડવાનું ત્યાંના વ્યાપારિયો પાસે કબુલ કરાવ્યું.

અહમદનગરની ચડાઇમાં પેથાપુરનો ઠાકોર રાવની સાથે હતો તેથી પાદશાહી ફોજે પેથાપુર ઉપર ચડાઇ કરી. રાવ પેથાપુરના ઠાકોરની મદદે જઈ પહોંચ્યો અને ફોજને પાછી કહાડી મુકી. તે ઉપરથી પેથાપુરના ઠાકોરે પોતાની પુત્રી વીરમદેવને પરણાવી. પેથાપુરની કુંવરી-વાઘેલી બહુ સુંદર હોવાથી રાવની તેની સાથે અનહદ પ્રીતિ બંધાઇ.

પેથાપુરની માફકજ રામપુરના ઠાકોર પાસેથી ખંડણી લેવા દિલ્લીની ફોજ રામપુર ઉપર ચડી આવી તેથી વીર વીરમે પોતાના અસંખ્ય વીર સૈનિકોના ભોગે બાદશાહી ફોજને પાછી હઠાવી. આ સહાયને લીધે રામપુરના ઠાકોરે પણ પોતાની પુત્રી-ચંદ્રાવતીના વીરમદેવ સાથે લગ્ન કર્યાં.

આમ વીર વીરમની વીરતા ચોમેર પંકાવા લાગી અને માત્ર ઈડરવાડામાંજ નહિં પરંતુ રાજસ્થાનમાં પણ તે વીરનર તરીકે ખૂબ પ્રખ્યાતિ પામ્યો.

## ૪. રજપૂત કુળદીપક.

"તને જોઉં છું અને મારી આંખો ઠરે છે, વીરમ ! તારી વીરતાએ તો ભલભલાને મ્હાત કર્યા છે."

"એ આપના શુભાશિર્વાદનો પ્રતાપ મામા ! આપની અડગ ટેક, નીડર શૌર્ય અને ક્ષાત્રત્વનું અભિમાન તો જગજાહેર છે. રાણા પ્રતાપનું નામ માત્ર શૌર્યરસની રેલ રેલાવવા સમર્થ નીવડે છે. આપે તો રંડાતી રજપૂતાઇને ઉગારી લીધી છે, ક્ષત્રિવટનું સંરક્ષણ કર્યું છે, હણાતા હિંદુત્વને સજીવન રાખ્યું છે. આજે રાણો પ્રતાપ ન હોય તો હિંદુવટ હણાઇ જાય અને રજપૂતાઇ રસાતાળ જાય." વીરમે હૃદયની લાગણીઓ વ્યક્ત કરી.

રાજપૂત સત્તાના કીર્તિચંદ્રને મોગલ સત્તારૂપી રાહુએ ઘેરવા માંડયો હતો. ખોટી ખુશામત, અંગત સ્વાર્થ, અધમ આકાંક્ષા અને મોટપના મોહને વશ બનીને અનેક રજપૂત રાજાઓએ પોતાની સ્વતંત્રતા અને સત્તાને દિલ્લીપતિને ચરણે ધર્યાં હતાં. પોતાના સ્વાભિમાનને ભૂલી જઇને તેઓ મોગલ સમ્રાટને શરણે ગયા હતા, અને પોતાની કુલમર્યાદાને તિલાંજલી આપીને એ દિલ્હીશ્વરના ચરણમાં આત્મસમર્પણ કર્યું હતું.

પરંતુ એક એવો વીરનર મેવાડભૂમિમાં પાકયો કે જેણે એ મિથ્યા મોહની ઇંદ્રજાળને ભેદીને પોતાનો નેક અને ટેક મરણપર્યંત જીવસાટે જાળવી રાખ્યો, જેણે રજપૂતાઇને નિષ્કલંક રાખી, જેણે પોતાની માતૃભૂમિના ઉદ્ધાર માટે પોતાનું જીવનસર્વસ્વ સમર્પણ કર્યું. એ અટેકી વીરનર તે સિસોદીયા કુલદીપક વીરકેસરી મહારાણો પ્રતાપસિંહ !

મેવાડનો મહિપતિ રજપૂતકુળદીપક રાણો પ્રતાપ ક્ષાત્રત્વનો સંરક્ષક બનીને ચોમેર ઘુમી રહ્યો હતો. 'દિલ્હીશ્વરો વા જગદિશ્વરો વા'ની ઉપાધિ ધારણ કરનાર મોગલ સમ્રાટ અકબરની સત્તા સામે આ એક જ નરપુંગવ પોતાનું મસ્તક ઉંચું રાખીને રજપૂત ગૌરવ જાળવી રહ્યો હતો. રાજસ્થાનના ઉદ્ધાર માટે તે ભગીરથ પ્રયત્નો આદરી રહ્યો હતો.

સંવત ૧૬૨૪ ના ચૈત્ર સુદી અગીયારસ અને રવિવારને દિવસે સ્વાધીનતા અને સનાતન ધર્મના અભેદ કિલ્લારૂપ માનવામાં આવતા ચિતોડની દારૂણુ દુર્દશા થઇ. આ ચિતોડનો ત્રીજી વારનો ધ્વંસ. 'અલ્લાઉદ્દીન અને બહાદુરશાહના ક્રોધાગ્નિમાંથી પણ જે સુંદર રાજમહાલયો, મંદિરો, અને સ્તંભો બચ્યા હતા, તે સર્વને અકબરે ધૂળભેગા કરી દીધા. જે નગારાંઓના ભીષણ ગંભીર નાદથી ગિહલોત કુળના રાજાઓનો પુરપ્રવેશ સુચિત થતો હતો, જે મહા મૂલ્યવાન અને સુશોભિત દીપવૃક્ષ ભગવતી વિશ્વમાતા ચતુર્ભુજ દેવીના મંદિરમાં વિમળ પ્રકાશ વિસ્તારિત કરતાં હતાં અને જે દર્શનીય દ્વારો ચિત્તોડના સિંહદ્વારને શોભા આપતાં હતાં તે સર્વને અકબર પોતાના ભાવી અકબરાબાદ નગરને શોભાવવાને માટે ઉપાડી ગયો.'[1]

તે વખતનો રાણો ઉદયસિંહ ચિત્તોડનો ત્યાગ કરીને ગોહિલ લોકની પાસે ચાલ્યો ગયો. ઉદયસાગર નામનું વિશાળ સરોવર બંધાવનાર અને મેવાડના પાટનગર સમા વિશાળ શહેર ઉદયપુરની મૂળ સ્થાપના કરનાર મહાપુરૂષ તે આ ઉદયસિંહ !

ચિત્તોડના ધ્વંસથી હૃદયભગ્ન બનેલા ઉદયસિંહે ગોગુંડા નામના સ્થાનમાં ૪૨ વર્ષની ઉમ્મરે આ લોકનો ત્યાગ કર્યો. ચાલતા આવેલા રીવાજ પ્રમાણે સૌથી મોટા પુત્રને ગાદી મળે, તેને બદલે તે પોતાના પ્રિય નાના પુત્ર જગમલને રાજ્યનો સ્વામી ઠરાવી ગયા હતા. તે મુજબ જગમલનો રાજ્યાભિષેક થયો. પરંતુ એ અધિકાર ક્ષણિક નીવડયો. સોનગઢા સરદારની પુત્રીને ઉદયસિંહ પરણ્યા હતા, તેના પેટે પ્રતાપી પ્રતાપનો જન્મ થયો હતો. પ્રતાપના મામા ઝાલોરરાવે સામંતશિરોમણિ રાવત કૃષ્ણજીની સહાયથી જગમલને ગાદીએથી ઉઠાડી મૂકી પ્રતાપને મેવાડના રાજ્યાસન ઉપર સ્થાપિત કર્યો.

---

૧ રાજસ્થાનનો ઇતિહાસ.

ગાદી ઉપર આવતાં જ પ્રતાપે ચિત્તોડના ઉદ્ધાર માટે મનમાં દૃઢ સંકલ્પ કર્યો. મારવાડ, અંબર, બિકાનેર, બુંદી વિગેરેના રાજાઓ, અરે ખુદ પ્રતાપનો બંધુ સાગરજી (શક્તાસિંહ) પણ પાદશાહના પ્રતાપમાં દબાઇ ગયા હતા, અને તેના પક્ષમાં ભળીને ઉલટા તેની સાથે સંગ્રામ કરવાને તત્પર બન્યા હતા. પ્રતાપને એકલા હાથે ઝઝુમવાનું હતું.

છતાં પોતાની માતાનું દૂધ કલંકિત કરે એવો કાયર પુરૂષ તે નહોતો. તે એકલો પચ્ચીસ વર્ષ સુધી અકબરની સેના સાથે લડયો, નિદ્રા અને ભોજનનો અનેક વખત તેણે ત્યાગ કર્યો, વનવન રઝળ્યો, પહાડે પહાડે ભટક્યો, પરંતુ અસહ્ય સંકટો સહન કરીને પણ તેણે પોતાનો સ્વધર્મ અને સ્વાતંત્ર્યતાનો ઝુંડો તો ફરકતો જ રાખ્યો.

પ્રતાપની એક બ્હેનને ઇડરના રાવ નારાણદાસ સાથે પરણાવી હતી. તેના પેટે વીરમદેવનો જન્મ થયો. અત્યારે ઇડરની ગાદીને વીર વીરમ શોભાવતો હતો. એક વખત મોગલ સેના પુનઃ ચિત્તોડ ઉપર ચઢી આવી હતી, તેને નસાડતાં રાણા પ્રતાપના શરીર ઉપર અનેક ઘા વાગ્યા હતા. પોતાના મામાના અતુલ્ય પરાક્રમની, અને તેને અસંખ્ય ઘા વાગ્યાની વાત સાંભળીને વીરમ તેને મળવા આવ્યો હતો. રાણાના ઘા રૂઝાયા ત્યાં સુધી તે ઘણા દિવસો સુધી ઉદયપુર રહ્યો અને મામા સાથે ભારતની અશાંત સ્થિતિ વિષે અનેક પ્રકારની ચર્ચા કરી.

પ્રતાપના ઘા રૂઝાયા એટલે વીરમે ઇડર જવાની વાત કાઢી. મામાએ થોડો સમય રોકાવાનો આગ્રહ કર્યો અને ભાણેજનું મન પ્રસન્ન કરવા માટે રોજ સાંજે પીછોલા નામના તળાવમાં ફરવા જવાનો અને તેનો યોગ્ય આતિથ્યસત્કાર કરવાનો પ્રબંધ કર્યો.

મામાભાણેજ હોડીમાં બેઠા બેઠા મેવાડની હાલની દુઃખદ સ્થિતિ વિષે વાતે ચડયા હતા. મામાએ ભાણેજની વીરતાની પ્રશંસા કરવા માંડી, પરંતુ વીરમ તો પ્રતાપના અડગ ટેક અને સ્વદેશ અને સ્વધર્મ

પ્રત્યેની અથાગ માયામમતા જોઇને દિગ્મૂઢ બની ગયો હતો. તેણે પ્રતાપ પ્રત્યેનો પોતાનો પૂજ્યભાવ પ્રદર્શિત કર્યો.

" મામા ! આપની આગળ હું તે શી વિસાતમાં ? પરંતુ જ્યારે રાજસ્થાનના બીજા કોઇ પણ રાજા પોતાની સ્વતંત્રતાની દરકાર કરતા નથી, ત્યારે આપ એકલા શા માટે આમ કષ્ટો સહન કરી રહ્યા છો?"

" માતૃભૂમિના ઉદ્ધારને માટે ! વીરમ ! ચિત્તોડનો પુનરૂદ્ધાર ન થાય ત્યાં સુધી મારૂં જીવ્યું પણ વૃથા છે, ત્યાં સુધી તો હું જીવતો મુએલો જ છું. "

" પરંતુ તેમાં આપનો શો દોષ ? મામા, જ્યારે તમામ રજપૂત રાજાઓ પોતાનો ધર્મ ભૂલીને, પોતાની માનમર્યાદા, આત્મગૌરવ, શિયળ અને સંપત્તિ એ બધુંય એ મોગલ પાદશાહને ચરણે ધરી, માતૃભૂમિના કટ્ટા શત્રુ થઇ બેસે ત્યારે આપ શું કરી શકો ? "

" એ જ દુઃખની વાત છે, વીરમ ! સ્વાર્થ, સત્તા અને અધિકારના મિથ્યા મોહમાં તણાઇને એ કુલાંગારો એના પડખામાં પેસતા જાય છે, એટલું જ નહિં, પરંતુ મારૂં ગૌરવ તેમનાથી જોયું જતું નથી, તેથી ઉલટા મારા પ્રયાસોને તોડીફોડી નાંખવાના નિંદ્ય પ્રયત્નો તેઓ આદરે છે. આ બધાં ભારતની ભાવી દુર્દશાનાં માઠાં ચિહ્નો છે. "

## ૫ દાનવીર.

મામાભાણેજ આમ ભારતની ભાવી દુર્દશા ઉપર વાતો કરતા સરોવરમાં જળવિહાર કરી રહ્યા હતા. હોડી જગમંદિર પાસે આવી લાગી હતી. તેવામાં વીરમની દૃષ્ટિ આકાશમાંથી સડસડાટ સરોવરનાં જળમાં ડુબકી મારનાર એક પક્ષી તરફ ગઇ, અને એનું લક્ષ એ તરફ ખેંચાયું.

સોંચાણા નામનું એક પક્ષી પૂર વેગથી ઉડતું ઉડતું એકાએક

નીચે ઉતરી આવ્યું, શિકારી પોતાનું નિશાન તાકે તેમ હોડીથી થોડે દૂર તેણે જળમાં ડુબકી મારી, પોતાના શિકારને–એક માછલીને ટપ દેતી પોતાની ચાંચમાં પકડી લીધી અને એ શિકારને પોતાના પંજામાં જ–ચાંચમાં જ રાખીને ઝડપબંધ પુનઃ આકાશમાં ઉડી ગયું. વીરમ એની હિમ્મત જોઈ દિંગ થયો.

"વાહ ! વાહ ! આ નાના પક્ષીની હિમ્મત કેવી છે ? મામા ! જોઈ આ પક્ષીની હિમ્મત ? કાર્યસાધના માટે આવી 'તડ ને ફડ' કરી નાંખવાની રીત પસંદ કરવા જેવી છે." વીરમે પ્રતાપને એ પક્ષીની હકીકત જણાવી.

"એ પક્ષીએ ક્યાં ડુબકી મારી ?" પ્રતાપે જીજ્ઞાસા સંતોષવા માટે પ્રશ્ન કર્યો.

"પણે પેલી જગ્યાએ. એ......અહિંયાં !" વીરમે પોતાના હાથમાંથી **રત્નજડિત કડું કાઢીને તેને જ્યાં પક્ષીએ ડુબકી મારી હતી ત્યાં તળાવમાં ફેંક્યું.***

"અરે ! અરે ! કડું ગયું ! કડું ગયું !" પ્રતાપના મુખમાંથી ઉદ્‌ગારો નીકળી પડ્યા. રત્નજડિત કડું તળાવમાં ફેંકવામાં આવે એ કદિ પાછું મળે ? તેને લાગ્યું કે ભાણેજનું મૂલ્યવાન કડું તેની ગફલતને લીધે સદાને માટે તેના હાથમાંથી ગયું !

પણ આ શું ? વીરમના મુખ ઉપર ચિંતા કે ગભરાટની રજ-ભાર પણ છાયા નહોતી ! ઉલટું પોતે કડું ફેંક્યું તે તરફ તે પ્રસન્ન-ચિત્તે જોઈ રહ્યો હતો.

"વીરમ ! આ શું કર્યું ? આવું રત્નજડિત કડું આમ તળાવમાં ફેંકવાનું કંઇ કારણ ?" પ્રતાપે કુતૂહલપૂર્વક પૂછ્યું.

---

* જુઓ ચિત્ર.

વીરમે પોતાના બીજા હાથમાંથી એવું જ મૂલ્યવાન કડું કાઢયું અને પુનઃ એ જ સ્થળે તે ફેંકયું.

"મામા! આ બ્હાદુર નાના પક્ષીને રાજી કરવાને ઇનામ આપવું જોઇએ, કેમ નહિં વારૂ? એની હિમ્મતની યોગ્ય કદર થવી જોઇએ ના?" વીરમે પ્રસંન્નવદને ખુલાસો કર્યો અને જાણે કંઇ બન્યું જ ન હોય તેમ પુનઃ પોતાના મામા સાથે વાતે વળગ્યો.

રાણો પ્રતાપ પોતાના ભાણેજના આવા ઉદાર સ્વભાવથી અતિ પ્રસન્ન થયો.

"વીરમ! તું જેવો રણવીર છે તેવો દાનવીર પણ છે એવું મેં અનેક વાર સાંભળ્યું હતું. આજે એ બાબતની મને પ્રત્યક્ષ ખાત્રી થઇ. ધન્ય છે તારા ઉદાર સ્વભાવને. તારા શૌર્યે, તારી દાનવીરતાએ તો મારૂં નામ માત્ર ઈડરવાડામાં જ નહિં, પરંતુ રાજસ્થાનમાં પણ જાણીતું કરી દીધું છે. ખરેખર તેં તો મારી બ્હેનની કુખ દીપાવી છે, અમારા કુળને પણ ઉજ્જવળ બનાવ્યું છે." રાણા પ્રતાપે અંતરના ઉમળકાથી તેને અભિનંદન આપ્યું.

"એ મારાં પૂજ્ય માતુશ્રીના સંસ્કારોનો પ્રતાપ, મામા! એવી ઉદાર, ધીર, વીર માતાની કુખે જન્મ પામવાનું સદ્‌ભાગ્ય પણ મહદ્ પુણ્ય કર્યાં હોય તો જ પ્રાપ્ત થાય."

"છેક એમ તો નહિંજ. કહેવાય છે કે સિંહના બચ્ચા સિંહ જ હોય એ કંઇ ખોટું નથી. તારા પિતાશ્રી રાવ નારાયણદાસ પણ કંઇ જેવા તેવા વીરનર નહોતા." પ્રતાપે પોતાના બનેવીની પ્રશંસા કરી.

વીરમના સ્મરણપ્રદેશમાં પોતાના સદ્‌ગત પિતાની ભવ્ય પ્રતાપી પ્રતિમા ખડી થઇ. તેણે તેને હાર્દિક નમન કર્યું. પોતાની જન્મભૂમિ, પોતાનું રાજ્ય, પોતાની પ્રજા સૌ કોઇ તેને યાદ આવ્યાં અને તે ઈડર પાછા જવા માટે ઉત્સુક બન્યો. તેણે પ્રતાપની રજા માગી.

" વીરમ ! તું જેમ વધારે અહીં રહે તેમ મને વધુ આનંદ થાય, એ સ્વાભાવિક છે. પરંતુ આપણે તો પ્રથમ આપણો રાજધર્મ સંભાળવો રહ્યો. બીજાં બધાં સુખો, બધા આનંદોને એક કોર મૂકી દઇને સ્વધર્મનું સંરક્ષણ અને પ્રજાનું પરિપાલન કરવું, એ જ આપણું મુખ્ય કર્તવ્ય, એટલે હું તને અહીં રહેવા માટે આગ્રહ કેવી રીતે કરું ? ખુશીથી જજે, વીરમદેવ, પણ મારું એટલું વચન તો હંમેશાં યાદ રાખજે કે પ્રાણાંતે પણ સ્વાતંત્ર્ય અને સ્વધર્મનો ત્યાગ ન કરતો, કર્તવ્યપાલનમાં કદિ પણ પાછી પાની ન ભરતો."

" એ બાબતમાં તો આપ નિશ્ચિંત રહેશો મામા ! આપનો ભાણેજ સીસોદિયાણીનું દૂધ કદી નહિ લજવે !"

શાબાશ ! વીરમ ! તારા જેવા શૂરવીરને એ જ શોભે !"

વીરમને હવે ઇડરના જ વિચારો આવવા લાગ્યા. બીજી એકે વાતમાં એનું ચિત્ત ચોટતું નહોતું. પોતાના મામાની–રાણા પ્રતાપની રજા લઇને તે ઇડર આવવા નીકળી પડયો.

૬ ઉણપ.

" ચંદ્રાવતી ! આમ દિવસે દિવસે સુકાતી કેમ જાય છે ? આવી સાહ્યબી, આવી સત્તા, આટલો રાજવૈભવ અને આટલી રિદ્ધિ સિદ્ધિ હોવા છતાં તારા મુખ ઉપર દિવસે દિવસે ઉદાસીનતાની છાયા વધુ ને વધુ કાં છવાતી જાય ?

" મારા પ્રભુ ! માત્ર સાહ્યબી અને સત્તામાં જ બધું સુખ સમાયું છે એમ સ્ત્રીઓ નથી માની શકતી."

" ઠીક, ઠીક, હું સમજ્યો. એ બધાય કરતાં પતિપ્રેમની તે વધુ ભૂખી હોય છે, એમ જ તું કહેવા માગે છે ને ?"

" એ વાત તો સાવ સાચી છે, મારા સ્વામી ! પરંતુ એ વાતનો

પણ મને ઓરતો નથી. બીજી બધી રાણીઓ કરતાં મારા ઉપર આપની વિશેષ કૃપાદૃષ્ટિ છે, એ હું સારી રીતે સમજું છું."

"ત્યારે આ ઉદાસીનતા શા માટે?"

"એનું કારણ જુદું જ છે, મારા નાથ?"

"શું મારાંથી પણ એ કારણ છૂપાવવા જેવું છે?"

"આપનાથી તે કાંઇ છુપાવાય? પરંતુ આપ કદાચ એ વાતને હસી કાઢશો."

"ચન્દ્રાવતી! એમ કરીને તું વાત ઉડાવવા માંગે છે?"

"નહિં, પ્રભુ, નહિ, હું સત્ય જ કહું છું. કાં તો મારી વાત સાંભળીને આપ તેને હસી કાઢશો અને કાં તો તે સાંભળીને આપનું અંતર દુભાશે."

"હરકત નહિં. આજે તો એ કારણ મારે જાણવું છે. હું ઘણો વખત થયાં તારા આ ચન્દ્રસમા ઉજ્જવળ મુખને શોકછાયાથી ઘેરાયલું જોઉં છું. આજે તો મારે એનું કારણ જાણવું છે."

"પ્રભુ! આપ વીરનર છો, સત્તા અને સંપત્તિ આપના ચરણે ઢળ્યાં છે. ઈડરના આખા રાજ્ય ઉપર આપનો વિજયધ્વજ ફરકે છે. ભલભલા ભૂપતિઓ પણ આપના કીર્તિસૂર્યની ઝાંખી થતાં ઇર્ષાગ્નિથી બળે છે. આ બધુંય છે, પણ એક વાતની આપને ત્યાં ખોટ છે." ચંદ્રાવતી ખુલાસો કરવા ગઈ પરંતુ માત્ર ઇસારો કરીને અટકી પડી.

"ખોટ? શાની?"

"માત્ર એક શેર માટીની–સંતતિની, પ્રજાની."

વીરમ ચમક્યો. આજ સુધી એને એ વાતનો કદિ ખ્યાલ પણ નહોતો આવ્યો. પોતાની સત્તા વધારવાના વિચારોમાં જ તેનો વખત વ્યતીત થયો હતો. વીરતાનું પ્રદર્શન, પ્રજાપાલન, શત્રુઓના ગર્વનું ખંડન, વિરોધીઓના મદનું મર્દન, સ્વધર્મનું સંરક્ષણ અને સ્વાતંત્ર્યનું સ્થાપનઃ

એ જ તેના જીવનમંત્રો હતા. આ જીવનમંત્રોની ઉપાસના અને સાધનામાં તેને આવા પ્રશ્નોનો વિચાર સુદ્ધાં આવ્યો નહોતો. આજે પહેલી જ વાર તેના કાને આ વાત સાંભળી અને તેના હૃદયે એ વાત સ્વીકારી. તેને પણ લાગ્યું કે ખરેખર પોતાને ત્યાં શેર માટીની ઉણપ હતી !

૭. રેવાતીરે.

ચન્દ્રાવતીએ જોયું કે પોતાના સ્વામી આ વાત સાંભળીને ઉંડા વિચારમાં ઉતરી પડયા છે !

" મેં નહોતું કહ્યું કે આપને એ વાત સાંભળીને વૃથા સંતાપ થશે ?"

વીરમ ચમક્યો. રખેને રાણી એને પોતાના મનની નિર્બળતા ગણી લે ! તેણે વાત ઉડાવવાનો યત્ન કર્યો.

" ઘેલી રે ઘેલી ! એમાં સંતાપ શાનો ? એ તો કુદરતના ખેલ છે, પ્રભુની માયા છે, એમાં હર્ષ શો અને સંતાપ શો ? સંતતિ હોય કે ન હોય તેથી લાભહાનિ શી થઇ જવાની હતી ? "

" એમ ન કહો નાથ ! સંતાનપ્રાપ્તિ એ તો અલૌકિક ઇશ્વરી બક્ષિસ છે. સ્ત્રીને મન માતા થવું અને પુરૂષને મન પિતા બનવું, એ તો આ અવની ઉપર સ્વર્ગીય લ્હાવો છે. તેમાં પણ પુત્રરત્નની પ્રાપ્તિ એ તો મહદ્ ભાગ્યની નિશાની ગણાય છે. એવો કુળદીપક કુંવર ઇડરની પ્રજાને પ્રસન્ન કરે, આપના નામને ઉજ્જવલ કરે અને સાતે પેઢિયોને તારે ! "

" અને કુલાંગાર પાકે તો બાપદાદાની કરી કમાઇ ધૂળધાણી કરી નાંખે, એટલું જ નહિ, પરંતુ બાપદાદાના નામને બટ્ટો લગાડે. "

" પ્રભુ ! આપની સાથે વાદવિવાદ કરવો એ મારો ધર્મ નથી. પરંતુ જો આપની મારા ઉપર કૃપાદષ્ટિ હોય તો મારી એક વિનંતી સ્વીકારો. પૂણ્યે પાપ ઠેલાય એમાં જરાય શંકા નથી. તેથી શાસ્ત્રીજીને

બોલાવીને પુત્રપ્રાપ્તિ માટે કંઈ ધાર્મિક વિધિ છે તે પૂછી જુઓ. પ્રભુની આપણા ઉપર જરૂર અમીદૃષ્ટિ થશે."

"મેં દ્વારકાની યાત્રા કરી તે પુણ્યકાર્ય નહિં?" વીરમે બીજો પ્રશ્ન ઉઠાવ્યો.

"પુણ્યકાર્ય કેમ નહિં? પરંતુ જૂદી જૂદી ફળપ્રાપ્તિ માટે જૂદી જૂદી વિધિઓ હોય છે. કૃપા કરી મારી આટલી અરજ નહિ સ્વીકારો?"

ચન્દ્રાવતીના અતિ આગ્રહથી વીરમે શાસ્ત્રીજીને બોલાવી મંગાવ્યા.

વયોવૃદ્ધ શાસ્ત્રીજી આવ્યા, વીરમ અને ચન્દ્રાવતીએ તેમને પ્રણામ કર્યા, અને યોગ્ય આસન આપ્યું.

"શાસ્ત્રીજી! એક પ્રશ્નનો ઉકેલ કરવા માટે આપને શ્રમ આપ્યો છે. ઈડરની પ્રજા પોતાના ભાવિ રાજવી માટે તલસે છે, રાણી પોતાની ગોદમાં બાળક ખેલતો જોવાને આતુર છે. આને માટે કંઇ ઉપાય છે?" વીરમે તેને બોલાવવાનું પ્રયોજન જણાવી દીધું.

"છે."

"શો?"

"દેવોની પ્રસન્નતા!"

"શાસ્ત્રીજી! દેવોને પ્રસન્ન કરવામાં તો મેં કંઇ બાકી નથી રાખ્યું. અનેક દેવદેવીઓની બાધા આખડીઓ રાખી, છતાં એનું કંઇ ફળ ન મળ્યું." ચંદ્રાવતીએ નિરાશા જણાવી.

ત્યારે યાત્રાએ જાઓ." શાસ્ત્રીજીએ સૂચના કરી.

"હું હમણાં જ દ્વારકાંની યાત્રા કરી આવ્યો." વીરમે ખુલાસો કર્યો.

"એ તો હું જાણું છું. અન્નદાતા! પરંતુ ત્યાં જે વિધિ કરવો જોઇએ તે આપે નથી કર્યો."

"કયો વિધિ?"

"પતિપત્નીએ એક વસ્ત્રે સ્નાન કરવાનો. મારું કહ્યું માનો તો આપ કુટુંબ સહિત રેવાતીરે જાઓ અને ત્યાં ઓંકારેશ્વર આગળ આપ તથા રાણી એકવસ્ત્ર પહેરીને ન્હાઓ. પ્રભુકૃપા હશે તો જરૂર પુત્રપ્રાપ્તિ થશે."

શાસ્ત્રીજી વિદ્વાન, શાસ્ત્રજ્ઞ અને અનુભવી હતા, એટલે વીરમને તેમનાં વચનોમાં પૂર્ણ શ્રદ્ધા હતી. ચન્દ્રાવતીના મનના સમાધાન અર્થે તેણે કુટુંબ સહિત રેવાતીરે જવાનો નિશ્ચય કર્યો.

રાજકુટુંબ ઓંકારેશ્વરની યાત્રાએ રેવાતીરે જાય છે એવા ખબર જોતજોતામાં ઈડરમાં ફેલાયા.

## ૮. ગરીબ ગાયોની વ્હારે!

"બહુ ભૂંડું થાય છે! મહારાજ, અહીં તો ધર્મને બદલે ધાડ જેવો મામલો છે!"

"કેમ? એમ માનવાનું તમને શું કારણ મળ્યું? જ્યાં પવિત્ર બ્રાહ્મણો, અને સાધુસન્યાસી તથા સંતજનોનો વાસ છે, જ્યાં નર્મદાજી જેવી પવિત્ર સરિતા વહે છે, જ્યાં અસંખ્ય મનુષ્યો પોતાનાં પાપો ધોઇ નાંખીને પુણ્યપ્રાપ્તિ કરે છે ત્યાં એવો શો અધર્મ તમે દીઠો?"

"કૃપાળુ! આપ કહો છો તે બધુંય ખરું, પરંતુ એવી પવિત્ર ભૂમિ ઉપર જ્યારે હૃદય કંપી ઉઠે એવું આચરણ થવાનો પ્રસંગ આવે અને તે પણ ઈડરનરેશ જેવા ધર્મિષ્ટ રાજવી અહીં હાજર હોય ત્યારે..." બોલનાર ગળગળો થઇ ગયો.

વીરમદેવ પોતાના કુટુંબ સહિત રેવાતીરે આવી પહોંચ્યો હતો. પવિત્ર નર્મદાજીમાં સ્નાન કરીને, ઓંકારેશ્વરનું આરાધન કરીને, પવિત્ર તીર્થસ્થાનોનાં દર્શન કરીને અને પોતાના મોભ્ભાને છાજતાં દાનધર્મ કરીને તે પવિત્ર જીવન ગાળતો હતો. શાસ્ત્રીજીની સૂચનાનુસાર તેણે તથા રાણી ચન્દ્રાવતીએ એક વસ્ત્ર પહેરીને નહાવાનો વિધિ પણ ભાવનાપૂર્વક ઉકેલ્યો હતો, અને હવે બેચાર દિવસમાં ઈડર પાછા ફરવાનો

તેમણે નિશ્ચય કર્યો હતો. એવામાં પોતાના સેવકોને મોંઢે ઉપરની ફરિયાદ તેના કાને આવી, અને તે વિચારમાં પડયો.

" જે હોય તે સ્પષ્ટ કહો. મારાથી એ અધર્મ અટકાવી શકાય તેવું હશે તો હું જરૂર તે અટકાવીશ. " વીરમે આજ્ઞા કરી.

" અન્નદાતા ! અવિવેક માટે ક્ષમા; પરંતુ અમારૂં અંતર કકળી ઉઠે છે તેથી કહેવું પડે છે. નર્મદાતીરની રમણીયતા નીહાળવા માટે અમે ફરતા હતા તેવામાં કેટલાક નિર્દય જેવા જણાતા માણસો દશબાર ગાયોને હાંકી જતા અમારી નજરે પડયા. અમે તેમને પૂછ્યું તો તેઓએ જણાવ્યું કે 'અમે કસાઇ છીએ અને શાહજાદાને માટે ગાયો લઇ જઇએ છીએ'. મહારાજ ! આપ અહીં હો અને આવું ધર્મહિન કાર્ય થાય તો તો ગજબ કહેવાય ! "

" ત્યારે તમે તેઓને કેમ વાર્યા નહિં. ? " વીરમે તેઓને તાવી જોયા.

"અન્નદાતા ! એક તો આપની આજ્ઞા વિના કંઇ તોફાન ન કરવું એ કારણ, અને બીજું કારણ એ કે એ ગાયો શાહજાદાના માણસો માટે હતી."

"તેથી શું થયું ? શાહજાદાના માણસો માટે હોય કે ખૂદ શાહજાદા માટે હોય, તો પણ આવા પવિત્ર સ્થળોમાં ગૌવધ જેવું અઘટિત અને ધર્મહીન કાર્ય થવું નજ ઘટે. ચાલો હું પોતે તેમની પાસે જઇને એ પવિત્ર ગૌમાતાને છોડાવી લાવું છું."

સ્વધર્મપરાયણ ઇડરનરેશ ગરીબ ગાયોની વ્હારે ધાયા.

## ૯ સ્વધર્મનું સંરક્ષણ.

વીરમ પોતાના માણસો સાથે એ કસાઇઓ પાસે આવ્યો અને ગાયોની માગણી કરી.

"અમે કંઇ ગૌદાન કરવા નથી નીકળ્યા. અહીં તો પૈસા કમાવા માટે આવ્યા છીએ."

"તો હું પૈસા આપું."

"અરે ભલા માણસ, અમે સો સો ગાઉને છેટેથી આ ગાયો લાવ્યા છીએ."

"ફીકર નહિં. એકથી હજાર રૂપિયા સુધી તમે માગો તો પણ હું તે આપવા તૈયાર છું. બોલો દરેક ગાયનું શું લેશો ?"

"એ તમારૂં કામ નહિ. તમે ત્યારે તમારે રસ્તે જોઓને !"

"આ ગાયો લીધા વિના તો નહિંજ."

"એટલે શું અમારી મરજી વિરૂદ્ધ લઇ જશો ?" કસાઇઓ ખીજાયા.

"નહિં, તેનું પૂરતું મૂલ્ય આપીને. દરેક ગાવના એકસોથી એક હજાર રૂપીયા સુધીની કિંમત આપવા હું તત્પર છું. કહો, કેટલા રૂપીયા આપું ?" વીરમનાં વચનોમાં અધીરાઇ સ્પષ્ટ જણાતી હતી.

"તમે લાખ રૂપીયા આપો તો પણ અમે આ ગાયો આપવાના નથી" કસાઇઓ હઠે ચડયા.

"તો હું એ ગાયોને લીધા વિના અહીંથી એક ડગલું પણ હઠવાનો નથી." વીરમે દ્દઢ નિશ્ચય જણાવ્યો.

"તમે નાહક હુજ્જત કરો છો. તમે જાણો છો કે આ ગાયો શાહજાદા માટે છે ?"

"ગમે તેને માટે હોય, તેની મને દરકાર નથી. તમે કસાઇઓ છો. ગાયોને વધ કરવા માટે લઈ જાઓ છો. હું હિંદુ છું, રાજપૂત બચ્ચો છું. ગાયોનું સંરક્ષણ કરવું, એ મારો પરમ ધર્મ છે. તેથી જ ફરીથી કહું છું કે સમજી જાઓ અને ગાયોને છોડી દ્યો !"

"નહિં તો ?"

"નહિં તો મારા બાહુબળથી—મારાં શસ્ત્રોની સહાયથી હું આ ગાયોને જોરજુલમથી લઇ જઇશ."

"તમારી તાકાત નથી કે શાહજાદાને માટે લઇ જવામાં આવતા માલને આંગળી પણ અડાડી શકો!" શાહજાદાની કુમકે નીડર બનેલા કસાઇઓએ છેલ્લું બાણ ફેંક્યું.

"એમ છે?" **વીર**મે પોતાની કમરે લટકાવેલી તલ્વાર મ્યાનમાંથી બહાર કાઢી અને આજ્ઞાસૂચક સ્વરે કહ્યું: "સેવકો! દોરી લ્યો આ ગરીબ ગાયોને. કસાઇઓ! તમને તમારો જીવ વ્હાલો હોય તો મૂંગા મૂંગા ઉભા રહો. જરા પણ ફાંફાં માર્યા તો જીવથી ગયા સમજજો."

એકાએક કંઇ યાદ આવ્યું હોય તેમ પુનઃ તે બોલ્યો: "યાદ રાખજો કે. હું આ ગાયો તમારા હાથમાંથી ઝુંટવી લેતો નથી, તમારી ઇચ્છા થાય ત્યારે તેનું મૂલ્ય મારી પાસેથી લઇ જજો. ગરીબ ગાયોની રક્ષા માટે જ મારે આ પગલું ભરવું પડે છે. અને તમારા શાહજાદાને કહેજો કે આ ગાયોને લઇ જનાર કોઇ લુટારો નથી, પણ રેવાતીરે યાત્રાર્થે આવેલો ઇડરનો રાવ **વીર**મ છે. ગરીબ ગાયોને છોડાવીને તેણે માત્ર પોતાના સ્વધર્મનું સંરક્ષણ કર્યું છે."

સેવકો ગાયોને દોરી ગયા. **વીર**મ એ પવિત્ર ગૌમાતાઓ તરફ પુજ્યભાવભરી નજર રાખીને આત્મસંતોષ પામતો એ ગાયોની પાછળ પાછળ ત્યાંથી ગયો. કસાઇઓ દિગ્મૂઢ બની એમના તરફ જોઇ રહ્યા!

## ૧૦ કેવળ ગૌરક્ષાને ખાતર!

કરી કમાઇ ધૂળધાણી થતાં માણસને જે નિરાશા થાય, તે નિરાશા પોતાની ગાયોને–ખાસ પરિશ્રમ વેઠીને સો સો ગાઉ દૂરથી લાવેલી ગાયોને–ખાસ શાહજાદાને રીઝવવા માટે આણેલી, મોટું ઇનામ મળવાની લાલસાથી લાવવામાં આવેલી ગાયોને ગુમાવતાં આ કસાઇઓને થઇ. પરંતુ તેનો કંઇ ઉપાય નહોતો. વીર **વીર**મના પ્રતાપ આગળ તેઓનું કંઇ વળે તેમ નહોતું.

હતાશ બનેલા એ કસાઇઓ શાહજાદા પાસે આવ્યા અને ફરિયાદ કરી.

અમદાવાદ તરફ પોતાની સ્વારી લઈ જતો શાહજાદો રેવાતીરે વીરમના ઉતારાથી બે ત્રણ માઇલ દૂર પડાવ નાંખીને પડ્યો હતો. પોતાનું ખાજ આમ વચમાંથી ઉપડી ગયું એ જાણીને તેના ક્રોધનો પાર ન રહ્યો. ગાયોનું હરણ કરનાર અહીં હાજર હોય તો હમણાં જ તેના રાઇ રાઇ જેવડા ટુકડા કરી નાંખું એવું તેને થયું.

"નામવર! એ તો ખોપરીનો ફાટેલો માણસ છે. એણે તો સાફ સાફ કહી દીધું છે કે શાહઝાદાને કહેજો કે ઇડરના રાજા વીર વીરમે આ ગાયોને છોડાવી છે!" કસાઇઓએ ખુલાસો કર્યો.

"એમ, ઠીક છે, જોઉં છું કે એ ગાયો કેમ પાછો નથી સોંપતો! શેરખાં!" તેણે પોતાના વિશ્વાસુ સેવકને હાંક મારી.

શેરખાં હાજર થયો અને કુનિશ બજાવી ફરમાનની રાહ જોઈ રહ્યો.

"તું અત્યારે જ આ ઘડીએ જ જા......"

"કયાં?"

"જહન્નમાં. મૂર્ખ! જરા વાત તો સાંભળ! એ બીજાજના ફાટેલા રાવને કહેજે કે મૂંગા મૂંગા અમારી વસ્તુ અમને પાછી સોંપી દો, નહિં તો પછી ધ્યાન રાખજો, શાહજાદા સાથે કામ લેવાનું છે! સર્વોપરી સત્તા સામે માથું ઉચકવામાં કંઇ સાર નહિ કાઢો."

શેરખાંને તો બિચારાને મનમાં જ મુંઝાઇ મરવા જેવું થયું. શી વાત છે તે જાણ્યા વિના હુકમ કેવી રીતે બજાવવો અને અત્યારે વીફરેલા વાઘ જેવા શાહજાદાને પૂછવાની હિમ્મત પણ શી રીતે કરવી?

એક અક્ષર પણ ઉચ્ચાર્યા વિના તે પુનઃ શાહજાદાને કુનિશ બજાવીને બહાર ચાલ્યો ગયો. કસાઇઓને બોલાવીને તેણે સઘળી હકીકત જાણી લીધી અને વીર વીરમના મુકામ તરફ તે તરત જ ઉપડી ગયો.

* * * *

"ધન્ય છે, નાથ, તમારી ધર્મપરાયણતાને! આપે આ કાર્યથી ગૌબ્રાહ્મણ પ્રતિપાલના બિરદને ખરેખર શોભાવ્યું છે."

"ચન્દ્રાવતી! એમાં ધન્યવાદ આપવા જેવું શું છે? પવિત્ર ગૌ-માતાનું રક્ષણ કરવું એ તો આપણો પરમ ધર્મ છે. એ ધર્મ ચૂકીએ એટલે આપણા બંને ભવ બગડયા જ સમજવા. આ ભવમાં જગતનો ફીટકાર સહન કરવાનો, અને દેવના દરબારમાં ધર્મવિમુખ અધમ પાપીની ગણનામાં ગણાવાનું." વીરમદેવે કર્તવ્યપરાયણતાનું રહસ્ય સમજાવ્યું.

"આપને એક વિનતિ કરૂં? કૃપા કરી એ ગરીબ ગાયોને આપ પાછી ન આપી દેતા, અત્યારે અભય વચન આપીને પુનઃ તેમને મૃત્યુના મુખમાં ન ધકેલી દેતા."

વીરમ વિસ્મય પામ્યો. રાણી આજે આ શું બોલે છે? ચકિત નેત્રે તે ચન્દ્રાવતીના મુખ તરફ જોઇ રહ્યો.

"માઠું ન લગાડશો, નાથ! પણ આ તો સિંહની બોડમાંથી શિકાર ખેંચી લાવવા જેવું થયું છે. શાહજાદા માટે લઇ જવામાં આવતી ગાયો આપ વાળી લાવ્યા, એથી શાહજાદો કંઇ જંપીને બેસવાનો છે?"

વીરમ હસ્યોઃ બસ! એજને? એ તો હું પણ જાણું છું. પરંતુ હું શરણાગત ધર્મ સારી રીતે સમજું છું. પ્રાણાંતે પણ મેં જેને શરણુ આપ્યું તેને શત્રુના હાથમાં નજ સોંપું."

"શાહજાદો પોતે પોતાની સત્તા વાપરશે તો?"

"તો હું પણ કયાં ચૂડી પહેરીને બેઠો છું. આ દેહમાં ચેતન હશે ત્યાંસુધી તો હું એ ગાયોને એના હાથમાં નહિંજ જવા દઉં. અને એમ કરતાં આ દેહ પડે તો પણ શું થયું? આવા ધર્મકાર્ય માટે આવા પવિત્ર તીર્થસ્થાનમાં કાયા પડે, એ તો વળી મહદ્ ભાગ્યની વાત. હા, પણ આપણે એક કામ કરવું પડશે" વીરમે નવીજ વાત કાઢી.

"શું?"

" તારે બધા સ્ત્રીવર્ગ સાથે આજે અત્યારે જ અહીંથી ઈડર તરફ પ્રયાણ કરવું પડશે."

ચન્દ્રાવતી સમજી ગઈ. શાહજાદાને કાને વાત જાય એટલે એ જરૂર વેર વાળવા ચડી આવે, એ વખતે સ્ત્રીઓની હાજરી પોતાના પતિને–એ શૂરા ક્ષત્રિયને અંતરાયરૂપ થઇ પડે. પતિનો ટેક સચવાય એ સતીને મન સૌથી વધુ મહત્વનું કાર્ય.

પતિથી વિખુટી પડતી એ ક્ષત્રિયાણીએ વિલાપનાં આંસુ સારવાને બદલે વીર નારીને શોભે તેવાં વચનોથી પોતાના પતિને પાનો ચડાવ્યો: "આપની આજ્ઞા અમને શીરસાવંધ છે. નાથ! પરંતુ આપ આપની ટેક જાળવજો, વીર નરને શોભે તેવુંજ પરાક્રમ કરી બતાવજો, ગૌરક્ષા કરતાં દેહ પડે તો પણ તેની દરકાર ન કરતાં શરણાંગતનું સંરક્ષણ કરજો. સ્વધર્મ માટે દેહાર્પણ કરવાથી તો ઉલટી સ્વર્ગપ્રાપ્તિ થાય છે. ન કરે નારાયણ અને તેવો વિષમ પ્રસંગ આવે તો અમારો પ્રાણ પણ ઘડી વાર ટકવાનો નથી, અમે પણ આપની સાથેજ પ્રયાણ કરીશું, અને આપના પ્રતાપે અમર નામના મેળવીશું. સ્વધર્મ માટે આ શરીર ખપમાં આવે એવાં સદ્‌ભાગ્ય ક્યાંથી?"

"સાબાશ! ચન્દ્રાવતી! વીરાંગનાને શોભે એવાં જ વચનો તારા મુખમાંથી નીકળ્યાં છે. હવે વિલંબ કરવામાં માલ નથી. તમે બધાં સત્વર અહીંથી ઉપડી જાઓ."

વીરમદેવનો કુટુંબકબીલો ખાસ કરીને સ્ત્રીવર્ગ ઈડર તરફ ઉપડી ગયો.

*    *    *    *    *

શેરખાં વીરમ પાસે આવ્યો અને પોતાના સ્વામીનો સંદેશો સંભળાવ્યો.

વીરમ તેનો એકેએક શબ્દ સ્વસ્થ ચિત્તે સાંભળી રહ્યો હતો.

"બસ? બોલી રહ્યા? હવે બીજું કંઇ કહેવાનું છે?" વીરમના

ઉપરાઉપર પૂછાયલા પ્રશ્નોથી શેરખાં મુંઝાયો, તેની અજબ સ્વસ્થતા જોઇ આશ્ચર્યચકિત બન્યો.

" કહેવાનું નથી, પૂછવાનું છે." શેરખાંએ ટુંકામાં પતાવ્યું.

શું?

" આપનો જવાબ!"

" મારો જવાબ એક જ છે. હું હિન્દુ છું, રાજપૂત છું, ગૌબ્રાહ્મણપ્રતિપાળ ગણાઉં છું, ગાયોની રક્ષા એ મારો પરમ ધર્મ છે, એ ધર્મને અનુસરીને મેં એ નિર્દોષ ગાયોને કસાઇના હાથમાંથી છોડાવી છે અને જ્યાં સુધી મારા દેહમાં જીવ છે ત્યાંસુધી હું તેમનું રક્ષણ કરવા ધર્મથી બંધાયલો છું."

" પરંતુ એ ગાયો તો શાહજાદા માટે લાવવામાં આવી છે. શાહજાદા તરફથી એનું ભારે મૂલ્ય આપવામાં આવનાર છે."

" તો હું પણ મૂલ્ય આપવા માટે તૈયાર છું. શાહજાદાને કહેજો કે વીરમ હિન્દુ છે, ગૌબ્રાહ્મણપ્રતિપાળ છે. તેના દેહમાં જીવ હોય ત્યાં સુધી એ ગાયોને પાછી ન જ સોંપે. તેને બદલે આપ એ ગાયોનું જે મૂલ્ય ઠરાવો તે આપવાને હું તૈયાર છું. શાહજાદા પોતે એ ગાયોની કિંમતનો જે આંકડો મૂકે તેટલા રૂપીઆ પૂરેપૂરા આપવા હું વચનથી બંધાઉં છું."*

" એમને નાણાંની દરકાર નથી. એમને તો જોઇએ છીએ એ ગાયો."

" એ તો મારાથી કદી પણ નહિં આપી શકાય."

"તેનું પરિણામ બૂરૂં આવશે." શેરખાંએ દમથી વાત લેવા માંડી.

" શેરખાં? દૂતને શિક્ષા ન થઇ શકે એવું અમારા શાસ્ત્રનું વચન છે, એટલે તમને હું જવા દઉં છું. વધારે વાત કરવાની તમને કાંઇ જરૂર નથી. મારો નિર્ધાર મેં તમને જણાવી દીધો છે. રાજપૂતો પરિ-

---

* રાસમાળા.

જુમના ભયથી કે ભાવિ વિચારથી કદી ડગતા નથી. જાઓ, કાં તો ગાયોની મરજી પડે તેટલી કિંમત મારી પાસેથી માંગી લ્યો અને નહિં તો પછી તમે જે ધાર્યું હોય તે ખુશીથી કરો."

શેરખાંની સ્થિતિ ઢોલકી જેવી થઇ. બંને બાજુથી થપ્પડ જ લાગે. એક તરફ શાહજાદો ધુરકે, બીજી તરફ વીરમદેવ સિંહ સમી ગર્જના કરે! પોતાના હતભાગ્યને દોષ દેતો આ કડવા સમાચાર શાહજાદાને આપવા માટે તે ભગ્નહૃદયે ત્યાંથી ઉપડી ગયો.

## ૧૧ તોપનો મારો.

"કેમ, શેરખાં! શા સમાચાર?"

"બહુ જ ખરાબ, ગરીબપરવર! એ રાજા તો હઠે ચડયો છે. કહે છે કે એ ગાયોની જોઇએ તેટલી કિંમત લઇ જાઓ, પરંતુ ગાયો તો કદિ પણ પાછી નહિં જ મળે."

"એમ? તેં મારૂં નામ દીધું હતું?"

"હા, હા, બંદેનવાજ! પણ એ તો એક જ કક્કો ખરો કર્યા કરે છે. કોઇ રીતે સમજતો જ નથી."

"એને મારો પણ ડર નથી?"

"ખુદ પાદશાહનો પણ નહિ."

"છટ! ગુલામ! બોલતાં સંભાળ, નહિં તો જીભ જ ખેંચી કાઢીશ. આવા શબ્દો તેં તારા સગા કાને સાંભળ્યા છતાં તું ડરપોકની માફક એમને એમ ચાલ્યો આવ્યો? તારા કાન જ કાપી લેવા જોઇએ."

શેરખાં બિચારો આ અપમાનકારક શબ્દો મૂંગે મોઢે સાંભળી રહ્યો. એને લાગ્યું કે પોતાનું ભાગ્યચક્ર આજે ઉલટી દિશામાં ફર્યા કરે છે!

શાહજાદો વિચારમાં પડયો. જેમ જેમ તે વિચાર કરતો ગયો તેમ તેમ તેનો ક્રોધ વધતો જ ગયો. એ ક્રોધની જ્વાળામાં અનેક નિર્દોષ માનવ પ્રાણીઓ બળીને ભસ્મ થઈ જશે એમ શેરખાંને લાગ્યું.

"શેરખાં!"

"જી! હજુર!"

"અત્યારે જ આપણા તમામ માણસોને તૈયાર કરો, સાથે તોપો પણ લઇ લ્યો, અને એ તુંદમીઆજી રાજાના દરેકે દરેક માણસને તોપને મોંઢે ઉડાવી દ્યો. એને પણ ખબર પડે કે સાર્વભૌમ સત્તા સામે માથું ઉંચકવાથી આવું ફળ મળે છે!"

શાહજાદાની આજ્ઞા! એનો અમલ થતાં શી વાર?

× × × × ×

વીરમના પડાવ પાસે તોપોના ધડાકા સંભળાવા લાગ્યા. વીરમે જાણ્યું કે શત્રુઓ આવી પહોંચ્યા.

વીરમ પાસે તોપોનું સાધન નહોતું. યાત્રાર્થે આવેલા એ રાજા પાસે નહોતું પૂરતું સૈન્ય કે નહોતાં પૂરતાં સાધનો. માત્ર એક વસ્તુ હતી—વીરનરને શોભે તેવી વીરતા, દઢતા અને અવિચળ ટેક!—સાથે સાથે ક્ષત્રિયોને સદાય વફાદાર રહેનારી રક્તપિપાસુ તીખી તરવારો અને મરણ પર્યંત પોતાને પડખે ઉભા રહે તેવા મરણીઆ શૂરા રજપૂતો. ભલભલાને આંટી દે એવી વીરતા પોતાની પાસે હાજર હતી, પરંતુ દૂરથીજ સંહાર કરી નાંખનારી કાળસમી તોપો! એવી તોપો પોતાની પાસે નહોતી!

વીરમ વિચારમાં ન પડયો, જરાય ન ગભરાયો. શત્રુઓના માણસો સાથે મરણપર્યંત રણરંગ ખેલવાની પોતાના સેવકોને આજ્ઞા કરીને તે શત્રુના સૈન્ય તરફ ધસ્યો.

સૈન્ય પાસે આવી પહોંચતાં તેણે પોતાનાં માણસોને બે વિભાગમાં વહેંચી નાંખ્યા. એક વિભાગ શાહજાદાના સૈન્ય સાથે સંગ્રામ ખેલવા લાગ્યો, ત્યારે બીજા વિભાગને પોતાની સાથે લઇને વીરમે તોપો ઉપર છાપો માર્યો. તોપચીઓને ઠાર કરીને તેણે તોપોના છિદ્રમાં ખીલા ઠોકી

બેસાડયા. તોપના કાન આવી રીતે કાણા કરી નાંખીને તેણે તોપોને નકામી બનાવી મૂકી. તોપના મારાની મોટી ચિંતા તો આમ દૂર થઇ.

## ૧૨ ધર્મે જય !

તોપોના કાનમાં ખીલા ઠોકી બેસાડેલા જોઇને શાહજાદાના સૈનિકો નિરાશ બન્યા. તેમનું ખરૂં જોર માત્ર તોપો ઉપર જ હતું. એ જોરને આમ પ્રારંભમાં જ તૂટેલું જોતાં અને પોતાના અસંખ્ય માણસોનો રજપૂતોને હાથે સંહાર થયેલો જોતાં તેમનો ઉત્સાહ ભાંગી પડયો.

પરંતુ હિંદુઓને હાથે હાર ખાઇને પાછા જવાથી તો શાહજાદો કોપે ભરાય ! શાહજાદાના કોપાગ્નિમાં બળી મરવા કરતાં અહીંજ દુશ્મનો સાથે દાવ ખેલીને નસીબ અજમાવી જોવું એ તેમને વધારે સારૂં લાગ્યું.

પોતાના મોંઢામાં આવેલો કોળીઓ ઝુંટવી લેનાર આ રજપૂત રાજા ઉપર તેઓ ખીજે ભરાયા, અને એના માણસોને કત્લ કરી નાંખવાનો તેમણે નિશ્ચય કર્યો.

પરંતુ તોપોને નકામી કરી નાંખવાથી નિશ્ચિંત બનેલા અને હવે પોતાની શૂરવીરતા બતાવવા માટેનો માર્ગ મોકળો થવાથી જબરા ઉત્સાહમાં આવી ગયેલા રજપૂતો શાહજાદાના માણુસો ઉપર તૂટી પડયા અને ઘાસ કાપતા હોય તેમ પોતાની તીક્ષ્ણ તરવારોથી તેમનો સંહાર કરી નાંખ્યો.

શાહજાદાના માણુસોએ ખૂબ ટક્કર ઝીલી, કેટલાક રજપૂતોને રણમાં રોળ્યા, પરંતુ અંતે ટકી ન શકવાથી અને પોતાના અસંખ્ય માણુસોનો સંહાર થઇ જવાથી તેઓ ત્યાંથી પલાયન કરી ગયા.

વિજય પામેલો વીર વીરમ આ યુદ્ધભૂમિથી એકાદ ગાઉને છેટે પોતાનું મેલાણ હતું ત્યાં પોતાના માણુસો સાથે ચાલ્યો ગયો.

× × × ×

"અન્નદાતા ! અંતે આપણો વિજય થયો." એક સેવકે વીરમ પાસે હર્ષ પ્રદર્શિત કર્યો.

"એ વિજય આપણો નહિં, પણ ધર્મનો ! ગાયોની રક્ષા કરવા જતાં આપણને એ યુદ્ધ કરવું પડયું હતું. અંતે 'ધર્મે જય' કહેવાય છે તે કંઇ ખોટું નથી. પ્રભુ હમેશાં ધર્મ કરનારની વ્હારે ધાય છે." વીરમે ધર્મનું રહસ્ય સમજાવ્યું.

તેના સેવકો પોતાના સ્વામીની આવી નિરાભિમાની વૃત્તિ જોઇ મનમાં જ તેને અનેક ધન્યવાદો આપવા લાગ્યા.

આજના યુદ્ધની ચર્ચા કરતા તેઓ બેઠા હતા તેવામાં એક સૈનિક હાંફળો ફાંફળો દોડતો ત્યાં આવી લાગ્યો અને ગળગળે સાદે બોલ્યો, "મહારાજ ! જૂલમ થયો ! અરે કાળો કેર થઇ ગયો !"

"શું થયું ?" સઘળા એક સાથે બોલી ઉઠયા અને ઉત્તર સાંભળવા અધીરા બન્યા.

"મહારાજ ! આપે જે ગાયોને છોડાવી હતી તેનો અહીં પત્તો નથી !"

"હેં !" રાજસેવકોનો જીવ ઉડી ગયો.

વીરમદેવ શાંત બેઠો બેઠો સ્વસ્થતાથી બધું સાંભળી રહ્યો હતો. તેને આમ લાગણીહીન જોઇને સેવકોના આશ્ચર્યનો પાર ન રહ્યો.

"ભાઇ ! તું ચિંતા ન કર. ગાયો અહીં નથી તે હું જાણું છું." વીરમે શાંત ચિત્તે જવાબ આપ્યો.

"અહીં નથી તો ક્યાં છે ?" સેવકોનો જીવ કપાઇ જતો હતો.

"ધરતી માતાને ખોળે, પ્રભુને આશરે, સૂર્યદેવના શરણે. ભાઇઓ ! આ યુદ્ધ થયાં પહેલાંજ મેં સાવચેતી વાપરીને એ ગાયોને અહીંથી દૂર મોકલાવીને છૂટી મુકાવી દીધી છે."

"શા માટે ?"

"તેમનો પ્રાણ બચાવવા માટે. ધારો કે આપણે આ યુદ્ધમાં ખપી ગયા હોત, તો એમનું શું થાત?"

"પરંતુ જંગલમાં એમનું પાલનપોષણ કોણ કરશે?"

"કુદરતે જેને દાંત આપ્યા છે તેને ચાવણું પણ આપશે. એ અવાક્ પશુઓ માટે ધરતી માતા પોતાનો ધનભંડાર હંમેશાં ખુલ્લો જ મૂકી દે છે. એ હજાર હાથવાળો તેમની વ્હારે ધાશે, પછી તેમને શી કમીના રહેવાની છે?" વીરમદેવે ખુલાસો કર્યો.

"ધન્ય! પ્રભો! ખરા ગૌબ્રાહ્મણપ્રતિપાળ તે આનું નામ!" રાજસેવકોના મુખમાંથી ઉદ્ગારો નીકળી પડયા.

### ૧૦ વીર વીરમ.

યુદ્ધનો ઉભરો શમી જતાં વીરમને યુદ્ધમાં ખપી ગયેલા પોતાના શૂરા સેવકો સાંભર્યા. તેમના મૃત દેહને શાંતિ મળે તે માટે તેણે રેવાતીરે તેમનો અગ્નિસંસ્કાર કરવાનો પ્રબંધ કર્યો.

એકાએક તેને પોતાનો માનીતો ખવાસ સાંભર્યો. તપાસ કરતાં જણાયું કે તેણે પણ ગૌરક્ષા માટે ઉપસ્થિત થયેલા સંગ્રામમાં પોતાના પ્રાણ સમર્પણ કર્યા હતા. વીરમને પોતાના એ માનીતા ખવાસના મૃત્યુથી બહુ લાગી આવ્યું. તેના મુડદાંને શોધાવીને મેલાણથી કેટલેક દૂર લઈ જઇને રેવાતીરે તેને અગ્નિદાહ કર્યો.

અચાનક તેને એક વિચાર સુઝયો. આ કજીયાનું મૂળ પેલા કસાઇ લોકો હતા. શાહજાદાની સ્વારી સાથે સંખ્યાબંધ કસાઇઓ છે એવું તેના સાંભળવામાં આવ્યું હતું. 'એ કસાઇઓને મારી નાંખ્યા હોય તો અસંખ્ય ગાયોનો જીવ ઉગરે'* એવા વિચારો તેના મનમાં આવવા લાગ્યા.

જેમ જેમ તે વિચાર કરતો ગયો તેમ તેમ તેનો નિશ્ચય દૃઢ

---

* રાસમાળા.

થતો ગયો. રાતે ઘોર અંધકાર છવાતાં તે પોતાના માણસો સાથે શાહજાદાનો મુકામ હતો ત્યાં આવી પહોંચ્યો અને ઘણા કસાઇઓને ઠાર કર્યા. શાહજાદાના સૈનિકો પરાજયથી નિરાશ થયેલા હતા, થાકથી લોથપોથ થઈ ગયા હતા અને અધુરામાં પુરૂં પૃથ્વી ઉપર ઘોર અંધકાર છવાયો હતો એટલે વીરમદેવની પાછળ પડવાની કોઇએ દરકાર કરી નહિં.

વીરમે જાણ્યું કે હવે આ સ્થળે પડાવ રાખવામાં સાર નથી. તરત જ પોતાના રસાલા સાથે તેણે પોતાનો મુકાન ત્યાંથી ઉપાડયો અને સીસોદિયાના તાબાના વડવાણી ગામમાં કોઈ પોતાનું નામઠામ જાણવા ન પામે એવી રીતે ગુપ્તવાસ કર્યો.

વડવાણી ગામ શાહજાદાના મેલાણથી બહુ દૂર નહોતું, એટલે ત્યાં રહ્યો રહ્યો પણ તે દિવસે કે રાતે શાહજાદાના મેલાણ આગળ જઇ તેનાં માણસોને મારતો અને લાગ ફાવે ત્યારે તેઓને લૂટી લેતો. તેના નામની જબરી ધાક પડવા લાગી.

શાહજાદો અને તેના માણસો કાયર કાયર થઈ ગયા અને અંતે અમદાવાદ તરફ પ્રયાણ કરવાની શાહજાદાએ પોતાના રસાલાને આજ્ઞા આપી દીધી.

રેવાતીરેથી તેઓનો મુકામ ઉપડયો જોઇ વીરમને પરમ સંતોષ પ્રાપ્ત થયો.

હવે તેણે ઇડર તરફ જવાની તૈયારી કરવા માંડી.

અહીંથી નીકળતાં પહેલાં તેને પોતાના મનનો એક સંકલ્પ પૂરો કરવાનો હતો. ઇડર જતાં પહેલાં તેણે પોતાના પ્રિય ખવાસનું રેવાતીરે સપિંડ શ્રાદ્ધઆદિ અન્ય ધાર્મિક ક્રિયાઓ કરાવી અને તેનું સ્મરણ કાયમ રાખવા માટે જે સ્થળે તેને અગ્નિદાહ દીધો હતો, તે સ્થળ ઉપર પવિત્ર તુળસીક્યારો ચણાવરાવ્યો.

કહેવાય છે કે આ તુલસીક્યારો આજે પણ નજરે પડે છે અને વીર વીરમની વીરતા, કર્તવ્યપરાયણતા અને સેવક પ્રત્યેના નિખાલસ પ્રેમની સાક્ષી પુરે છે.

કર્તવ્યપાલનના પરમ સંતોષ સાથે વીર **વીરમ** પોતાની રાજ્યધાની ઈડરમાં પાછો આવ્યો. પ્રજાએ એ સ્વધર્મપ્રેમી રાજવીને અંતરના ઉમળકાથી વધાવ્યો, ભાટચારણોએ એના યશગાન ગાઈને એનાં અતુલ્ય પરાક્રમો ઉપર કીર્તિકળશ ચડાવ્યો. સૌ કોઈના મુખમાંથી એક જ હર્ષોદ્‌ગાર નીકળી પડતો હતોઃ—**ધન્ય વીર વીરમને !**



# અટંકી વીર.

## ૧ પાદશાહી ફોજ.

" ગજબ થયો, મહારાજ ! "

" શું છે ? આમ હાંફળો ફાંફળો કાં થાય ? જરા સ્વસ્થ બનીને વાત તો કર કે શી હકીકત છે ? "

" ઓ મારા અન્નદાતા ! ઇડર ઉપર આજે મોટું વીપદવાદળ ચઢી આવે છે ! "

" પણ તે તારા ઉપર તો તૂટી નથી પડયું ના ! તેમાં તું આટલો બધો કેમ ગભરાય છે ? "

" અરે, મહારાજ, મને મારા કરતાં આપની વધુ ફિકર લાગી છે. આપે પાદશાહ સાથે વેર બાંધીને બહુ ભુંડું કર્યું. "

"પણ તેમાં તને શું ? તને તો પાદશાહ તોપને મોઢે બાંધીને મારવાના નથી ને ?"

"મને શું–આખા ઇડરને તોપને ગોળે ઉડાડી દેશે !"

"ઘેલારામ ! તારી ફોઇબાએ પુરતો વિચાર કરીનેજ તારૂં નામ પાડયું લાગે છે. તું ખરેખર ઘેલોજ છે. તું તારૂં કામ કર્યા કર, બહુ વિચાર કરવાથી વિચારવાયુ થશે અને નાહક તારી ઘેલછામાં વધારો થશે."

ઘેલારામ જાતે બ્રાહ્મણ હતો, ભોળો અને ભલો એ ભૂદેવ એ સમયે વીરશીરોમણી ગણાતા ઇડરનરેશની સેવામાં હતો. પોતાના સ્વામીનું હિતચિંતન એજ એનું ધ્યેય. દુનિયાની એને પરવા નહોતી, તેની પરવા કરે એવું પણ જગતમાં કોઇ નહોતું. અખંડ બ્રહ્મચારી સમો આ બ્રાહ્મણ સ્વામિભક્તિનો સુંદર નમુનો રજુ કરતો ઇડરનરેશની સેવા કરી રહ્યો હતો.

ઇડરનરેશ–વીર વીરમદેવ એની એકનિષ્ઠા જોઇને એના ઉપર સદાય પ્રસન્ન રહેતો. અક્કલમાં અધુરા છતાં કર્તવ્યપરાયણતામાં પુરા આ બ્રાહ્મણ ઉપર તે હમેશાં માયાભરી નજર રાખતો. આજે આ લાડુભટ્ટને કોઇએ ખોટો ડર બતાવીને ચમકાવ્યો હશે એવી તેની માન્યતા હતી.

"મહારાજ ! ભોળા શંભુને સાક્ષી રાખીને કહું છું કે હું ખોટું બોલતો નથી. ખરેખર ઇડર ઉપર આફત આવી છે. હું તો આપને ચેતવું છું, પછી એમ ન કહેતા કે ઘેલારામે મને વાત ન કરી !"

ઇડરનરેશ–રાવ વીરમદેવને હસવું આવ્યું. 'કેવો ભોળો ! પોતાનું કેટલું મહત્વ માની બેઠો છે !'

"ઘેલારામ ! ચાલ તું કહે છે તે વાત સોળેસોળ આના સાચી. પછી કંઇ ?"

"પછી શું ? રક્ષણની તૈયારી કરો. હમણાં–આજકાલ ઈડર ઉપર તોપોના મોરચા મંડાશે અને આખું ઇડર પડીને પાધર..."

" શું ? " વીરમની આંખ ફાટી.

" સત્ય કહું છું, અન્નદાતા, હું જે કહું છું તે અક્ષરે અક્ષર સત્ય કહું છું–કાને સાંભળેલી નહિં, પરંતુ નજરે જોયેલી વાત કહું છું. પાદશાહનું લશ્કર તીડની માફક ઉભરાતું આ તરફ ધસ્યું આવે છે અને સાથે સંખ્યાબંધ તોપો પણ છે. રામેશ્વર તળાવની પેલી મેર હથિયારબંધ મુસલમાન ઘોડેસ્વારોની નાનીશી ફોજ તો આવી પહોંચી છે, અને તોપખાના સાથે મોટું લશ્કર પાછળ આવે છે એવા મેં પાકે પાયે ખબર મેળવ્યા છે."

વીરમદેવ વિચારમાં પડ્યો. ' શાહજાદા સાથે થયેલા વિગ્રહના સમાચાર પાદશાહને પહોંચ્યા હશે અને જરૂર તેણે પોતાની સાર્વભૌમ સત્તા સિદ્ધ કરવા માટે આ ધાંધલ ઉભી કરી હશે.'

" ઠીક છે, હું તપાસ કરાવું છું, પણ તું જયાં ત્યાં બકવાટ કરીને બધાને ગભરાવી ન મારતો ! "

"હશે ! આ તો 'સાચું બોલ્યું સગી માને પણ ન ગમે' એના જેવી વાત છે ! અમે બોલીયે તે બધું આ રાજા સાહેબને બકવાટ જેવું લાગે છે ! " ઘેલારામ મનમાં બબડયો, છતાં ત્યાંથી જતા વીરમદેવ તરફ ભાવભરી નજરે જોઈ રહ્યો.

## ૨ તોપનો મારો.

ઘેલારામની વાત સાચી હતી. શાહજાદો અમદાવાદ તરફ સ્વારી લઈ જતો હતો ત્યારે શાહજાદા માટે લઇ જવામાં આવતી ગાયોને નીડર અટંકી વીર વીરમે પોતાના બાહુબળથી છોડાવી લીધી હતી. ક્રોધથી ધુંધવાયલા શાહજાદાએ વીરમદેવ સાથે ઝરેલી ચકમકની વાત મીઠું મરચું ભભરાવીને પાદશાહને કહી. પાદશાહનો પીત્તો ઉછળ્યો.

ભલભલા રજપૂત રાજાઓ જ્યારે તેને વશ થયા હતા ત્યારે આ ઇડર જેવા નાના રજવાડાનું તે શું ગજું ? બીજાજના ફાટેલા એ રાજાને પોતાનું શરણુ સ્વીકારવાની ફરજ પાડવી જોઇએ એમ તેને લાગ્યું અને તેણે શાહજાદાને જબરૂં સૈન્ય તથા તોપખાનું આપીને ઈડર ઉપર ચડાઇ કરવા મોકલ્યો.

આજે ઇડરના સીમાડામાં એ ફોજના અસંખ્ય પગલાં પડયાં, આજે ઇડરથી થોડે દૂર પાદશાહી લશ્કરના પગરણ થયાં, આજે ઇડર ઉપર વિપત્તિના વાદળો ઘેરાયાં. બાદશાહી ફોજ આજે ઇડરને તારાજ કરવા આવી પહોંચી હતી !

ઇડરના પાદરમાં આવેલા રામેશ્વર તળાવ આગળ એ ફોજે મુકામ કર્યો. પાણીનું આવું સરસ સાધન બીજે કયાં મળી શકે ?—અને તે પણ જરાય મહેનત કે ખર્ચ વિના ?

મુકામના બંદોબસ્તમાંથી પરવારતાંજ શાહજાદાએ તોપચીઓને હુકમ કર્યો, “તોપોનો મારો ચલાવો, નિશાન તાકીને ગોળા એવા આબાદ ફેંકો કે ઇડરની ભીંતેભીંત જમીનદોસ્ત થઇ જાય અને મારા મોંમાં આવેલો કોળીઓ ખેંચી લેનાર એ ઘુમંડી રાજા હેરાન પરેશાન થઇ જાય.”

શાહજાદાની આજ્ઞાનો અમલ થઇ ચુકયો. ઇડરની સામે તોપોના મોરચા મંડાયા. ધડુક ધડુક ધડુક દારૂગોળા છૂટવા લાગ્યા, ગર્ભિણીના ગાભ છૂટી પડે એવા ભયંકર પ્રચંડ ધ્વનિથી વાતાવરણ ભેદાવા લાગ્યું, તોપના ધડાકાની સાથે ઇડરનિવાસીઓના દિલ પણ ધડકવા લાગ્યા.

ઇડર શહેરમાં હાહાકાર વર્તાયો. ‘તોપોના મારા સામે કેમ ટકી શકાશે ? હવે આપણી શી દશા થશે ?’ એ વિચારો આવતાં ઇડરવા-સીઓના હૃદય ધડકવા લાગ્યા.

પરંતુ આમ ડરી જનારાની સંખ્યા કરતાં ‘એમાં શું છે ?’ એમ

બેધડક કહેનારાની સંખ્યા વિશેષ હતી, ઇડરની પ્રજામાં પણ વીર પુરૂષોનો તોટો નહોતો. ઇડરનરેશની સામે થનાર ગમે તેવી સમર્થ વ્યક્તિ હોય તો પણ તેની સામે થવા માટે પોતાનો પ્રાણ આપવાને પણ તત્પર થનારા સંખ્યાબંધ શૂરવીરો ઇડરમાં પડયા હતા. જોતજોતામાં શસ્રો સજીને અનેક વીરનરો લડવા તત્પર થઇ ગયા.

## ૩ ફરમાન !

"યા અલ્લાહ ! આ શું ? આપણે તો આપણી તોપોના મદાર ઉપર ગફલતીમાં રહી ગયા અને આ રજપૂતોએ તો આપણા માણુસોને ઘાસની માફક કાપી નાખ્યા!" શાહજાદાએ પોતાના સપેહસાલાર—સેનાપતિ પાસે બળાપો કર્યો.

"નામવર ! મેં તો ધાર્યું હતું કે આપણા તોપખાનાં આગળ આ રજપુત લાચાર બની જશે અને આપણા પગે પડતો આવશે, પરંતુ અહિં તો જુદોજ મામલો થઇ પડયો. એક તરફ આપણી તોપોમાંથી ગોળા છૂટવા માંડયા અને બીજી તરફથી આ રજપૂતો પોતાની તીખી તરવારો સાથે આપણા માણસો ઉપર ઉલટી પડયા. આપણો દારૂગોળો બધો બરબાદ ગયો."

"બરબાદ ગયો ?" શાહજાદો ખીજાયો.

"હા નામવર ! શહેરની દિવાલો એવી મજબૂત છે કે ગોળા તેની સાથે અફળાઇને પાછા પડે છે."

"બીલકુલ ગલત ! એ તોપચીઓને કહી દો કે કાલથી બરાબર દરકાર રાખે, નહિં તો હું પોતે તેમને તોપને મોઢે બાંધીને ઉડાડી મુકીશ !"

"જેવું ફરમાન."

"અને આપણા લસ્કરમાં ફરમાન કાઢો કે એ રજપૂતો તો મેદાને જંગના બડા શોખીન હોય છે, તેઓ રણઘેલા રજપૂત તરીકે

ઓળખાય છે, લડવા નીકળ્યા એટલે પાછી પાની કદી નહિં કરવાના. એમની સામે તો મોતનો ડર છોડીને લડનારાજ ફાવી શકે. જેઓ ડરપોક હોય તે ભલે લશ્કરમાંથી ચાલ્યા જાય."

"જી હુઝુર!"

"અને તમને પણ તાકીદ આપું છું કે તમે જરા વધારે સખ્તાઇ રાખતા જાઓ, કોઇ પણ રીતે આપણી ફતેહ થવીજ જોઇએ."

સપેહસાલાર કુર્નીશ બજાવીને ત્યાંથી ચાલ્યો ગયો. તેના મગજમાં શાહજાદાના ફરમાનોનાજ વિચાર આવતા હતા. કોઇ વખતે નહિ અને આજે શાહજાદામાં આટલી બધી ચીવટ અને આટલી કાળજી ક્યાંથી આવી ગઇ?

રાતમાં તેને નિંદ્રા ન આવી. એ ને એજ વિચારો તેના મનમાં ઘોળાવા લાગ્યા. લાંબા વિચારને અંતે તેણે કારણ શોધી કાઢયું—આ રાજાએ ખુદ શાહજાદાનું પોતાનું અપમાન કર્યું હતું. તેથીજ શાહજાદો પોતાનું વેર વાળવા માટે તલપાપડ થઇ રહ્યો હતો!

## ૪ ઇહરનો ત્યાગ.

બીજે દિવસે શાહજાદાની તોપના સતત મારાને લીધે શહેરની દિવાલમાં ઠેકઠેકાણે ગાબડા પડયા. પણ હજી એ દિવાલ તો ઘાયલ થયેલા છતાં પૂર ઉત્સાહમાં ઉભેલા કોઇ અડગ યોદ્ધાની માફક ખંડિત થયેલી છતાં એમને એમ ઉભી હતી!

વીરમને આ વાતની ખબર પડયા વિના ન રહી. તેણે ગામના નગરશેઠને, મહાજનને અને જ્ઞાતિના પટેલીયાઓને એકઠા કર્યા.

આવા સંજોગોમાં શું કરવું એવી ચર્ચા ચાલી. શાંતિને ચાહનારા મહાજને શાહજાદાનું મન મનાવવાની સલાહ આપી.

"શેઠીયાઓ! વીરમ દ્રઢ સ્વરે બોલ્યો, "આપની સલાહ આપના હિસાબે સાચી હશે, પરંતુ એવો વાણિયાશાહી હિસાબ અમને રજપૂતને ન આવડે. અમે તો વચનને કાજે, ધર્મને માટે, કર્ત્તવ્યને સાટે મરી ફીટવાનું જાણીયે."

"વિના કારણ લોહી શા માટે રેડવું જોઇએ?" નગરશેઠે બીજો પ્રશ્ન ઉઠાવ્યો.

"વિના કારણ નથી, નગરશેઠ! આ કજીઓ ગૌરક્ષાના કારણથી ઉપસ્થિત થયો છે."

"એ શી રીતે?"

વીરમે સઘળી હકીકત જણાવી–શાહજાદાની સ્વારી અમદાવાદ જતી હતી ત્યારે ગાયોને પોતે છોડાવી હતી તે હકીકત જણાવી.

"ત્યારે તો બરાબર છે! આપ જે કરો છો તે યથાર્થ છે. પણ મહારાજ! રાંકડી પ્રજાની શી વલે થશે એનો આપે વિચાર કર્યો છે?"

"મારા દેહમાં પ્રાણ હશે ત્યાં સુધી હું તમારૂં રક્ષણ કરીશ. એ બાબતમાં તમે નિર્ભય રહેજો."

"એની તો અમને સંપૂર્ણ ખાત્રી છે. પરંતુ મહારાજ! એક અમારી અરજ પણ લક્ષમાં લેવા જેવી છે."

"શી?"

"પાદશાહી ફોજ જબરી છે, સાથે તોપખાનું પણ જબરૂં છે, એટલે આપણે ગમે તેટલી ટક્કર ઝીલીયે તોપણ નુકસાન તો અંતે આપણનેજ થવાનું. વળી તેમની પાસે પુષ્કળ દારૂગોળો હોવાથી શહેરનો કોટ તેઓ જોતજોતામાં તોડી નાખશે અને એ પાદશાહી ફોજ આખા શહેરને લુંટી લેશે. એમ થાય તો અમારી જીંદગી તો ધુળધાણી થઇ જાય."

" ત્યારે તમારો શો વિચાર છે ? "

" આપ આજ્ઞા આપો તો અમે બીજે રસ્તે ઈડર શહેરની બહાર નીકળી જઈએ. એથી અમારા જાનમાલની સલામતી થશે. "

" અને આખી જીંદગી સુધી ભેગું કરેલું ધન પણ જળવાઇ રહેશે. " ભજકલદારંના એક ભક્તરાજથી બોલ્યા વિના ન રહેવાયું. એને મન તો પૈસો એજ પરમેશ્વર અને ધન એજ ધર્મ હતો !

" એમજ હોય તો હું હમણાંજ આખું શહેર ખાલી કરવાની ડાંડી પીટાવું. " પ્રજાનો હિતચિંતક આ નૃપતિ પ્રજાની ઇચ્છા પૂર્ણ કરવા તત્પર બન્યો.

" નહિ, કૃપાનિધાન, એમ કરવાથી તો નાહક ફજેતો થશે, અને શત્રુઓના જાણવામાં એ વાત આવી જશે તો પછી અમારે શહેરમાંથી નીકળવું પણ મુશ્કેલ થઇ પડશે. એના કરતાં અમે સૌ પોતપોતાની જ્ઞાતિમાં ખબર કહેવરાવી દેશું. માત્ર અમે ઇડર શહેરની બહાર નીકળ્યા પછી અમને એકાએક કંઈ હેરાનગતી વેઠવી ન પડે માટે થોડા હથિયાર બંધ માણસો આપવાની આપ કૃપા કરો તો બસ છે."

" થોડા શા માટે ? તમારે જોઇએ તેટલા માણસો લઇ જજો, પેલા છુપે માર્ગે નીકળી જવાની ગોઠવણ કરજો અને જ્યારે તમને એ માણસોની જરૂર ન જણાય ત્યારે તેમને પાછા મોકલી દેજો. " વીરમે સૂચના આપી.

જોત જોતામાં આખા શહેરમાં હોહા થઇ રહી. સૌ કોઇ પોતાની મૂલ્યવાન વસ્તુઓ બાંધી લેવા લાગ્યા. પરંતુ સાથે તે કેટલું લઇ જવાય ? જર જવાહીર, દાગીના કે રોકડ નાણું જે હાથ લાગ્યું તે લઇને, ઘરની ઘરવખરી એમને એમ રહેવા દઇને પોતાના દુર્ભાગ્યને દોષ દેતા ઈડર શહેરના પ્રજાજનો ઇડરનો ત્યાગ કરી ગયા.

## ૫ ગઢ વેર્યો.

ત્રીજે દિવસ થયો અને શહેરની દિવાલો ડગુમગુ થઇ રહી. આજે સપેહસાલારને નિરાંતે ઉંઘ આવી. ઉંઘમાં પણ તેને શહેરનો કોટ તુટી પડતો હોય—એ દિવાલોના પથ્થરે પથરા છૂટા ખરી પડતા હોય એવાં સ્વપ્નાં આવવા લાગ્યા. ચોથે દિવસે બેવડા ઉત્સાહથી તેણે તોપનો મારો ચલાવ્યો.

વચમાં વચમાં પોતાના સંખ્યાબંધ સિપાઇઓ રજપૂત શૂરવીરોને હાથે કપાઈ ગયાના માઠા સમાચાર તેને મળતા હતા. આ ખબર સાંભળી શાહજાદાનું મગજ ધમધમી ઉઠતું, તે પોતાનો ક્રોધ સપેહ-સાલાર ઉપર કાઢતો, સપેહસાલાર બિચારો પોતાના સિપાઇઓની નબ-ળાઇને દોષ દઇને નિરાશાની હાય નાખતો.

આજે તો ખુદ શાહજાદો પોતાના મોરચા આગળ આવ્યો અને તેણે ખુબ મારો ચલાવવાની તોપચીઓને આજ્ઞા આપી. આખા દિવ-સના સતત પરિશ્રમ પછી જર્જરિત બની રહેલી કોટની દિવાલ કડુડુડુ ભૂસ કરતી તુટી પડી. શાહજાદો હર્ષથી ઉછળ્યો, સપેહસાલાર પોતાની બાહોશીના બણગાં ફૂંકવા લાગ્યો, પાદશાહી ફોજ વિજયની ધૂનથી મસ્ત બની. "અલ્લાહો અકબર"ના વિજયધ્વનિ સાથે પાદશાહી ફોજે ઇડર શહેરમાં પ્રવેશ કર્યો.

પરંતુ આ શું? આખું શહેર આવું ઉજ્જડ કાં? ગામમાં એક ચકલું સરખુંય ફરકતું નહોતું!

પાદશાહી સિપાઇઓ શેરીએ શેરીએ ફરી વળ્યા. તમામ ઘરો અને દુકાનોએ મોટાં ખંભાતી તાળાં માર્યાં હતાં!

'માણસો નહિં તો માલમિલ્કત તો છે ને?' એવો વિચાર કરીને પાડશાહી ફોજે શહેરમાં લુંટ ચલાવી. લુંટ કરતાં તેમને કોઇ રોકે તેવું

નહોતું. રહીસહી જે વસ્તુ હાથ લાગી તે લઈ લેવાનું આ સિપાઇઓ ચૂક્યા નહિં.

લુંટમાંથી પરવારીને ફોજે પાછા ફરવાની ઈચ્છા બતાવી, પરંતુ શાહજાદાનું લક્ષ બીજીજ વાતમાં હતું. વીરમદેવ ક્યાં ? એને નમાવ્યા વિના અહીંથી કેમ જવાય ?

તપાસ કરતાં જણાયું કે વીરમદેવ તો ઇડરગઢમાં છે ! શાહજાદાએ ઇડરગઢ ઉપર તોપો ચલાવવાની આજ્ઞા કરી.

પરંતુ ઇડરગઢની વજ્ર સમી કાયા એ તોપોથી વીંધાય એવી નહોતી. દસ દિવસ સુધી તોપો ચલાવીને અંતે શાહજાદો કંટાળ્યો. તેણે બીજી યુક્તિ શોધી કાઢી.

" સરદાર !" તેણે સપેહસાલારને આજ્ઞા કરી, "એ ગઢ એમ તુટવાનો નથી અને એ રજપૂત એમને એમ આપણે શરણે થવાનો નથી. એના કરતાં એને રીબાવી રીબાવીને મારવો એજ બહેતર છે. ઇડરગઢને ફરતો આપણો ચોકી પહેરો મુકી ઘો. ખબરદાર ! અનાજનો એક દાણો પણ અંદર જવા ન પામે ! એ તુંદમીજાજી રજપૂત જ્યારે ભૂખે મરશે ત્યારેજ ઠેકાણે આવશે. "

શાહજાદાની આજ્ઞાનો અમલ થઇ ગયો. પાદશાહી ફોજે ગઢને ચોમેરથી ઘેરી લીધો.

## ૬. રાવ ક્યાં ?

ઇડરગઢને ઘેરો ઘાલીને પાદશાહી ફોજ નિશ્ચિંત બની. સિપાઇઓ નિરાંતે બેસીને સહેલ સપાટા કરવા લાગ્યા. ઇડરગઢની ચોકી કરવી, બહારથી કોઇપણ વસ્તુ ગઢમાં પ્રવેશ કરવા ન પામે એવી ખબરદારી રાખવી એટલીજ કામગીરી તેમને સંભાળવાની હતી, એટલે આ ચડાઇ તો તેમને મીઠી સાકર જેવી થઈ પડી.

શાહજાદો ધારતો હતો કે આવી રીતે મહીનો માસ ચાલશે તો રાવ ગઢમાં અનાજ વિના અકળાઇને પોતાને શરણે આવશે પરંતુ એક મહીનો ગયો, બીજો ગયો, ત્રીજો ગયો એમ દિવસ પછી દિવસ અને મહિના પછી મહિના વિતવા આવ્યા અને એકાદ મહિનાને બદલે તો પાંચ છ મહિના વિતી ગયા. આમને આમ કયાં સુધી ચાલશે તેની શાહજાદાને ફિકર થવા માંડી. તેની ધીરજ ખૂટવા લાગી.

વીરમદેવ આવી સ્થિતિમાં શું કરવું તેના વિચારમાં પડયો હતો. ખુલ્લા યુદ્ધમાં વિશાળ મોગલ સૈન્ય સામે ટકી શકાય તેમ નહોતું. વળી એ પાદશાહી ફોજ પાસે દારૂગોળાનું સબળ સાધન હતું. ગઢમાં ભરાઇ રહેતાં તેના વીર હૃદયને આઘાત થવા લાગ્યો.

"ભાઇ, મારૂં કહ્યું માનો. આપ કુટુંબ પરિવાર સાથે પોળે જાઓ. ત્યાં બધા નિર્ભયતાથી રહી શકશે."

" અને તમે ? "

" મારી ફિકર ન કરો, ભાઇ, મને અહીં ઉની આંચ પણ આવવાની નથી. અને કદાપિ કંઇ થાય તોયે શું ? કર્તવ્યસાધનામાં મૃત્યુ પ્રાપ્ત થાય તો પણ તેથી સ્વર્ગપ્રાપ્તીજ થશે. હું પણ વીર વીરમદેવનો ભાઇ જ છું ને ? આપની માફક મારી કીર્તિ પણ અમર થશે."

"કલ્યાણમલ્લ, એ આગ્રહ છોડી દે. તને અહીં મુકીને હું ચાલી જઉં એ કેમ બને ?" વીરમે તેને પણ પોતાની સાથેજ રાખવાનો આગ્રહ કર્યો.

"ભાઈ, મારે અહીં રહેવાનું એક કારણ છે."

" શું ? "

કલ્યાણમલ્લે તેના કાનમાં કંઇ કહ્યું.

વીરમ સમજ્યો. કલ્યાણમલ્લની કલ્પના બરાબર હતી. તે કલ્યાણમલ્લની ઇચ્છાને આધીન થયો.

એ વખતમાં સંકટ સમયે સહીસલામત ભાગી છુટવા માટે છુપા ભોંયરાના માર્ગો બનાવવામાં આવતા. દુશ્મન માર માર કરતો આવ્યો હોય, તેને હાથતાળી આપવી હોય, ત્યારે આવા છુપા માર્ગોનો ઉપયોગ આશિર્વાદરૂપ થઇ પડતો. ઇડરગઢમાંથી પોળે જવા માટે પણ આવો એક છુપો માર્ગ હતો અને ઇડરના રાવો ભીડ પડે ત્યારે તેનો ઉપયોગ કરતા. વીરમદેવ આ માર્ગે થઇને પોતાના કુટુંબ પરિવાર સાથે પોળે જઇ પહોંચ્યો.

કલ્યાણમલ્લ થોડા માણસો સાથે ઇડરગઢમાં રહ્યો.

છ છ મહિના સુધી સખ્ત ચોકી પહેરો રાખીને

'તું જહાન્નમમાં જા ! બોલ વીરમ ક્યાં છે ?' [જુઓ પૃ. ૨૩૦]

ઇડરગઢને ઘેરીને પડેલા શાહજાદાની અધીરાઇ વધતી ગઇ. વીરમદેવ ગઢની બહાર આવે તો તેને જોતાં વેંત તેના રાઇ રાઇ જેવડા ટુકડા કરી નાખું એવું તેને થયું.

હવે શું કરવું તેના અનેક મનસુબા શાહજાદો ઘડતો હતો તેવામાં એક દિવસ તેનો સપેહસાલાર ચતુર્ભુજ બનાવેલા એક માણસને તેની પાસે લઇ આવ્યો.

" ગરીબપરવર ! આ આપણો કેદી છે. ઇડરગઢમાંથી બહાર નીકળતાં આપણા માણસોએ એને જોયો અને કેદ કરી લીધો." સપેહસાલાર જશ ખાટવા ગયો.

શાહજાદો કંઇ પણ પ્રશ્ન કરે ત્યાર પહેલાં તો એ બંદીવાનજ બોલી ઉઠયો, " આપ તો રાજાના પણ રાજા છો. હું તો ગામ ગામ રખડતો માગણ-ગઢવી છું, ઉદારતાની મૂર્તિ–વીરતાની પ્રતિમા–પરદુ:ખભંજન વીર વીરમદેવ..."

શાહજાદો વીરમના વખાણ સાંખી શકયો નહિ, " એ બધું ટાલ્લું જવા દે, તારે જે કહેવું હોય તે ટુંકામાં કહી નાખ.''



' ગરીબપરવર ! આ આપણો કેદી છે.'

" રાવ વીરમદેવજી પાસે દાન માગવાની આશાએ આવ્યો હતો, પરંતુ એતો ઇડરગઢમાં નથી " દયા માટે કરગરતો હોય એવી દીનવાણીથી ગઢવી બોલ્યો.

"શું ? વીરમદેવ ઇડરગઢમાં નથી ?" શાહજાદાનો સાદ ફાટી ગયો.

"ના બાપજી, હોય તો હું આમ ખાલી હાથે પાછો આવું?"

"ત્યારે ત્યાં કોણ છે?"

"થોડાક ભાડુતી સિપાઇઓ."

"ત્યારે વીરમ ક્યાં છે?"

"એ તો કોઇ જાણતું નથી. મારા જેવા ગરીબને કોઇ વીરમદેવ બતાવે તો હું તો નિહાલજ થઇ જઉં."

**"તું જહાન્નમમાં જા! બોલ! વીરમ ક્યાં છે!"***

"હું પણ એમને જ શોધું છું" ગઢવી પોતાનો કક્કો ખરો કરવા લાગ્યો.

"સપેહસાલાર, આ હેવાનને હાંકી કાઢો. બબૂચક જેવો એકને એક વાત કર્યા કરે છે. જહાન્નમમાં જાય એ અને એનો વીરમ!"

શાહજાદાની આજ્ઞાનો અમલ થયો.

મુક્ત થતાંજ ગઢવીની મુખમુદ્રા હર્ષપ્રફુલ્લ બની, "હાશ! સારૂં થયું કે જીવતો છુટ્યો. જા, બચ્ચા, હવે વીરમદેવને શોધ્યા કરજે!"

આ કલ્યાણમલ્લની યુક્તિ હતી. વીરમદેવ ગઢમાં નથી એવા ખબર પડે તોજ તે ઘેરો ઉઠાવી લે એવી સ્થિતિ હોવાથી તેણે જાણી જોઇને આ ગઢવીને બરાબર ભણાવીને મોકલ્યો હતો. ગઢવીએ પોતાનો ભાવ બરાબર ભજવ્યો. શાહજાદાએ ઘેરો ઉઠાવી લીધો, માત્ર ગણ્યાગાંઠ્યા માણસો ત્યાં રાખ્યા, અને આખા ઇડરવાડામાંથી વીરમદેવ જ્યાં હોય ત્યાંથી એને શોધી કાઢવા માટે બાકીની ફોજ સાથે નીકળી પડ્યો.

## ૭ ભૂખમરો.

"પ્રભુ! હવે તો નથી રહેવાતું. ભૂખને લીધે પેટમાં કુરકુરીયાં બોલે છે, પેટમાં ઉંડા ખાડા પડ્યા છે. ઓહ! અરે. અરે..."

"ઘેલારામ, તને કહ્યું તો ખરૂં કે તારા જેવા લાડુભટ્ટનું અહીં

---

* જુઓ પૃ. ૨૨૮ ઉપરનું ચિત્ર.

કામ નહિ. અહીં તો ભૂખતરસ વેઠીને શત્રુઓની સામે ટક્કર ઝીલવાની છે. જા, કોઠારમાં થોડું ઘણું અનાજ બાકી હશે તેમાંથી તારી ક્ષુધાને તૃપ્ત કર." વીરમદેવે માર્ગ બતાવ્યો.

"નહિં, અન્નદાતા! આપ અન્ન ન લ્યો ત્યાં સુધી મારે પણ દાણો પાણી હરામ છે."

વફાદાર ઘેલારામ વીરમદેવની સાથે પોળે આવ્યો હતો. એ સંકટ સમયનો સાચો સાથી બની રહ્યો હતો. પોતાના સ્વામીના નબળા વખતમાં તેમને જરા પણ ઓછું ન આવે તે માટે તે તનતોડ પ્રયાસો કરી રહ્યો હતો.

શાહજાદાએ ઈડરથી ઉપડીને ભીલોડા તરફ ચાલવા માંડયું અને રસ્તામાં વડાલી, ગઢોડુ, અહમદનગર, મોડાસા, મેઘરજ, અને બીજાં શહેરોમાં થાણાં મુકીને આખો ઇડરવાડો તાબે કરી લીધો. તેને ઉડતા ખબર મળ્યા હતા કે વીરમ પોતાના કુટુંબકબીલા સહીત પોળે જઇને રહ્યો છે. તેણે પોળ તરફ કુચ કરી અને ત્યાં પડાવ નાખ્યો.

બાદશાહી ફોજનો જ્યારથી પડાવ થયો ત્યારથી પોળમાં અનાજ જતું બંધ થઈ ગયું. સંઘરેલું અનાજ બધું ખુટી પડયું. રાજવંશી ઠાઠથી રહેનારી રાણીઓ પેટે પાટા બાંધીને ભૂખે મરવા લાગી. અનાજ! અનાજ! ની બૂમો પડવા લાગી. વીરમ આ દુઃખથી કાયર થઇ ગયો.

ઘેલારામે અગમચેતી વાપરીને પોતાના અન્નદાતાને અને રાણીઓને ખરે વખતે ખપમાં આવે તે માટે કોઇ ન જાણે એવી રીતે અનાજ સંઘર્યું હતું, પરંતુ એ પણ ખૂટવા આવ્યું. ઘેલારામનો ભૂખે પ્રાણ જવા લાગ્યો. પરંતુ 'પોતાનો માલિક ભૂખ્યો હોય ત્યાંસુધી એક દાણો પણ મ્હોમાં કેમ નંખાય?' ઘેલારામનો આવો દ્રઢ નિશ્ચય હતો. તેણે વીરમનેજ અન્નનો સ્વીકાર કરવા આગ્રહ કર્યો.

"મારો આખો પરિવાર ભૂખે ટળવળતો હોય ત્યાં સુધી મારાથી મ્હોમાં એક દાણો પણ કેમ નંખાય? ઘેલારામ! તું વૃથા ચિંતા કરે છે."

"નહિં, મારા પ્રભુ! એ સત્ય કહે છે. આપના ઉપર તો અમારા બધાનો આધાર છે. આપ સુખી તો અમે સુખી. આપ અમારી ચિંતા ન કરો. આપ લાખોના પાલણુહાર છો. કહેવત છે કે 'લાખ જજો, પણ લાખોના પાલણુહાર ન જજો.' અમારો દેહ પડે તો પણ તેથી શી હાની થવાની છે?" રાણી ચન્દ્રાવતી ત્યાં આવી અને વીરમને આગ્રહપૂર્વક મનાવવા લાગી.

"પણ એમ ક્યાં સુધી નિભી શકશે?"

"પ્રભુની ઇચ્છા હશે ત્યાં સુધી. આપ આપના મામા રાણા પ્રતાપની વાત કરતા હતા તેના જેવીજ આપણી સ્થિતિ અત્યારે થઈ છે. તેમની માફક અત્યારે આપણને પણ અન્નને અને દાંતને વેર થયું છે."

"બા! ત્યારે આપ એમને સમજાવોને કે પોતાનો આગ્રહ છોડી દે અને શાહજાદા સાથે સંધિ કરે." ઘેલારામે જીજ્ઞાસાપૂર્વક રાણીને સૂચના કરી.

"ઘેલા! એ તે એમ માની જાય એવા થોડાજ છે! એ પણ રાણા પ્રતાપનાજ ભાણેજને! શાહજાદા સાથે સંધિ કરવી હોત તો પછી આટલું દુઃખ શા માટે વેઠત? આટલા માણસોનો સંહાર, ઇડરનો ત્યાગ અને છેવટે આ ભૂખમરો એ બધું શા માટે સહન કરત?" વાઘેલી વચમાંજ બોલી ઉઠી.

"પણ આ બધી પીડા શા માટે સહન કરવી જોઇએ?" ઘેલારામે આજે રાણાને સમજાવી કાઢવાનો નિશ્ચય કર્યો હતો!

એકાએક ઉંડા વિચારમાંથી જાગૃત થયો હોય તેમ વીરમ બોલી ઉઠયો, "ધર્મને માટે! રજપૂત ટેકને માટે! ઘેલારામ! દુઃખ સહન કરવાનું તો અમે ગળથુથીમાંથીજ શીખ્યા હોઇએ છીએ. એટલે તું એ વાતની ચિંતા ન કર. ફક્ત એક કામ કર."

"એક નહિં પણ એકવીશ, કહો શો હુકમ છે?"

"તું આ રાણિયોને અને અન્ય કુટુંબપરિવારને કોઇ પણ યુક્તિ કરીને અહીંથી સહીસલામત બીજા કોઇ સ્થળે લઇ જા."

"અને આપ ?"

"તું મારી ચિંતા ન કર. મેં તો હવે આવી પરવશ જીંદગી ગાળવાને બદલે શાહજાદાની સામે લડીને–સામી છાતીયે લડીને મરવાનો અને બને તેટલાને મારવાનો નિશ્ચય કર્યો છે."

"આપને મુકીને અમે કદી નહિં જઇએ, અમે આપની સાથેજ યુદ્ધમાં આવશું. અમે પણ રજપૂતાણીઓજ છીએ ના ? અમે પણ રજપૂત માતા–સિંહણુમાં દૂધ પીધાં છે. મોતથી ડરી જઇને અમે અહીં ભરાઇ રહીએ–શત્રુના હાથમાં સપડાઇને શરમભરેલું જીવન ગાળીએ તેના કરતાં યુદ્ધમાં પ્રાણાર્પણ કરીને સ્વામી સાથે સ્વર્ગે સંચરીયે એજ અમારા મનથી તો જીવનનો અનુપમ લ્હાવો છે." રાણીઓ હઠે ચડી.

વિરમ વિચારમાં પડયો. શું કરવું ? અનાજની તંગીને લીધે સૌના શરીર દિવસે દિવસે વધુને વધુ કૃશ થતા જતા હતા. આવી સ્થિતિમાં શત્રુ સામે ખુલ્લું યુદ્ધ કરવાથી પણ શું દહાડો વળે ? તે કંઇજ નિર્ણય કરી શકયો નહિં.

## ૮. કમળપૂજા.

બીજા બે ત્રણ દિવસ વિત્યા અને હવે તો ક્ષુધાદેવીએ સૌને પુરેપુરા સંતાપ્યા. વીરમદેવને બે દિવસની પાકી લાંઘણ થઇ હતી, અનાજનો એક દાણો પણ પેટમાં જવા પામ્યો ન્હોતો, જઠરાગ્નિ ભડભડ બળ્યા કરતો હતો અને વીરમના આંતરડામાંથી રૂધીર શોષી રહ્યો હતો !

બીજા દિવસની રાત એણે અકલ્પનીય અશાંતિમાં વિતાડી. જીવન હવે ઘડી બેઘડીનું મ્હેમાન બની રહ્યું હોય, કંઠે પ્રાણ આવી રહ્યો

હોય, પોતાનું ક્ષાત્રતેજ હણાઇ રહ્યું હોય એવો દુઃખદ અનુભવ વીરમને થયો. આવી નિર્માલ્ય સ્થિતિ એ રજપૂતથી સહન થઇ શકી નહિં.

'દુઃખના વખતમાં રામ સાંભરે છે' એ કહેવત કંઇ ખોટી નથી. આવા અતિશય સંકટના સમયે તેને પોતાના ઇષ્ટદેવ ભોળા શંભુ સાંભર્યા. આમ રીબાઇને મરવા કરતાં પોતાનું જીવન એને અર્પણ કરવાનો—કમળપૂજા કરવાનો તેણે ક્ષણ માત્રમાં નિશ્ચય કરી લીધો.

વીરમ જેવા અટંકી વીરનરનો નિશ્ચય, પછી પૂછવુંજ શું ?

પ્રાતઃકાળ થતાંજ પોતાની સર્વ શક્તિને એકત્ર કરીને તેણે સ્નાન કર્યું, અને ચંદન પુષ્પ આદિ પૂજાની સામગ્રી લઇને તે શિવાલયમાં આવ્યો.

શેષનાગની ફણાથી વિભૂષિત બનેલા શીવલીંગને પવિત્ર જળનો અભિષેક કરીને વીરમે તેને ચંદન, પુષ્પ, બીલીપત્ર આદિ ચડાવ્યા, ઘીના દીવા પ્રકટાવ્યા, અને એકચિત્તે તેમનું ધ્યાન ધર્યું.

ધ્યાનમાંથી જાગૃત થતાંજ તેણે પોતાની જીવનસખા સ્વરૂપ પાણીદાર તરવાર ઉપાડી અને "હે ભોળાનાથ! હે શંકર ભગવાન! આ તારા સેવકની સેવાનો સ્વીકાર કરવાની કૃપા કરજે." એમ કહેતાંજ એ તરવારથી પોતાનું માથું વાઢી નાંખીને શંકરને ચરણે ધરી દેવાના પૂર્ણ ઉત્સાહમાં તેણે તરવાર પોતાના ગળા ઉપર ઉતારી.

પરંતુ આ શું? મંદિરમાંથી "મા! મા!" એવો ઉચ્ચાર કોણ કરે છે?

ગળા ઉપર ઉતરતી તરવાર ઉપાડી લઇ તેણે મંદિરમાં ચોમેર નજર કરી. કોઇ ન મળે! તેને લાગ્યું કે ભૂખમરાની અસરને લીધે તેને એવી ભ્રાંતિ થાય છે!

ફરી તેણે તરવાર ઉગામી, ગળા ઉપર માંડી અને ફરી એજ સ્વર "મા! મા!"

વીરમ વિચારમાં પડયો. 'મા ! મા !' એટલે 'મ કર ! મ કર ! આમ ન કર' એવો ઉપદેશ આપનાર કોણ હશે?

ત્રીજી વાર તરવાર ઉગામતાં એનો એજ સ્વર. વીરમે લક્ષપૂર્વક મંદીરની ચારે બાજૂ નજર ઢાળી પણ કોઇ ન મળે!

તે અકળાર્યો. "પડયા ઉપર પાટુ મારતો હોય તેમ આવા શબ્દો ઉચ્ચારનાર અને મારા કાર્યમાં ખલલ કરનાર કોણ છે? જે હો તે હાજર થઇ જાઓ."

વીરમે જોયું કે ઝળહળતા દીપકના પ્રકાશને પણ ઝાંખો પાડનાર કોઇ દિવ્ય પ્રકાશ આખા મંદિરમાં ફેલાય છે! "હું મહાદેવ છું!" એજ સ્વરથી ઉચ્ચારાયલા શબ્દો તેના કાને પડયા.

"હું કદી ન માનું: આપ ખરેખર મહાદેવ હો તો મારી કમળપૂજા સ્વીકારો, મને ન અટકાવો." વીરમની અધિરાઇ વધતી જતી હતી.

"કમળપૂજા ન કરવાની હું તને આજ્ઞા કરૂં છું. તારા ઉપર હું પ્રસન્ન થયો છું." એજ સ્વર! પણ એ સ્વર ઉચ્ચારનાર કયાં?

"મને આ બધું ભ્રાંતિ જેવું લાગે છે. જો આપ ખરેખર મારા ઉપર પ્રસન્ન થયા હો તો મને દર્શન આપો. સાક્ષાત સ્વરૂપે દર્શન આપીને મારી ભ્રમણા ભાંગો, નહિં તો મને ભમાવ્યા વગર મારી કમળપૂજા સ્વીકારો."

"તથાસ્તુ" એવો સ્વર સાંભળતાંજ વીરમને પોતાની સામેજ સાક્ષાત મહાદેવ પ્રગટ થયેલા જણાયા. તેણે ભાવપૂર્વક એ ત્રિલોકના નાથને નમન કર્યું.

તેને શુભાશિર્વાદ આપીને ભગવાન શંકરે દિવ્ય વાણી ઉચ્ચારી, "હું તારા ઉપર પ્રસન્ન છું. શા માટે તું કમળપૂજા કરે છે?* આમ આત્મઘાત કરવાનું કંઇ કારણ?"

* જુઓ ચિત્ર.

"દેવ! આપ તો સર્વજ્ઞ છો! છતાં આપ અંતર્યામી આમ પૂછો છો તો મારે કહેવું પડે છે કે હવે તો જીવ ઉગરે એટલું પણ ખાવાનું રહ્યું નથી, એટલે મરૂં નહિં તો બીજું શું કરૂં?"

"વીરમ! તું ખરો વીરનર છે. રજપૂતોમાં તું રત્ન સમો છે, તારી અડગ ટેક જોઇને હું તારા ઉપર પ્રસન્ન થયો છું. ગૌબ્રાહ્મણની રક્ષા કરનાર રાજવી! ગભરાતો નહિં, આતો તારી કસોટી થઇ રહી છે, એ કસોટીમાંથી તું પાર ઉતર્યો છે, હવે આત્મઘાતનું વૃથા પાપ ન વહોરીશ. જા, તું જે પ્રચ્છે છે તે તને કાલે મળી જશે.

ભગવાન શંકર અંતર્ધ્યાન થઈ ગયા." વીરમ પોતાના ઇષ્ટદેવના વિશ્વાસે કમળપૂજાનો વિચાર ત્યાગીને પોતાના ઉતારે આવ્યો.

## ૯. કેવો દાનવીર!

"જુગજુગ જીવો રાવ વીરમદેવજી! ઇડરનરેશની કીર્તિ અમર તપો!"

"કોણ! આશા ગઢવી? અત્યારે અહીં કયાંથી?" વીરમદેવે પ્રશ્ન કર્યો.

"આપની પાસે ત્યાગ (દાન) માગવા!"

વીરમદેવના પેટમાં ફાળ પડી. આવી નીરાધાર દશામાં આ ગઢવીને આપવા જેવું પોતાની પાસે શું હતું?

"ગઢવીજી! આપ કફોડા સંજોગોમાં આવ્યા."

"દાનવીરને તો બધાય દિવસો સરખાજ હોય છે, રાજન્! તમારા બારણેથી ચારણ કદી ખાલી હાથે પાછો ન ફરે."

"ગઢવી! કોઇ બીજે વખતે આવજો. રાજાજી તમને નિહાલ કરી દેશે." ભેલારામે પીડા પતાવવાનો યત્ન કર્યો.

પણ અત્યારે શું કરૂં? રાજાજીનો શ્રાપ ફળ્યો છે. હું અત્યારે તદ્દન ગરીબ અવસ્થામાં આવી પડયો છું."

આલોજી મારવાડી ચારણ હતો. દર પુનમને દિવસે રાણો રામપુરવાળી રાણી ચન્દ્રાવતીને રંગમહેલે જતો, ત્યાં ચન્દ્ર દેખાતા સુધી પૂર્વભણીની બારીએ બેસતો અને લાખ પસાવનું દાન કરતો. એક વખત આ મારવાડી ચારણ આલોજી ત્યાં જઇ ચડયો. વીરમે તેને દાન આપવા માંડયું, પરંતુ રાતની વેળાએ તો ગણિકા કે કોઇ વેરાગણ હોય તે દાન લે ' એમ એ ગઢવીએ મિજાજ કરીને કહ્યું. રાવે કહ્યું કે ' લેવું હોય તો અત્યારે જ લ્યો, સવારે નહિં આપું '. ચારણ હઠે ચડયો, ' સવાર થતાં હું ઇડર છોડીને ચાલ્યો જઇશ ' એમ તેણે જણાવ્યું. રાવ ખીજાયા અને બોલ્યા, ' તમારા પોતાના વાંકે તમે ચાલ્યા જાઓ તો તમને ખાવાનું પણ નહિં મળે !'

રાવનો આ શ્રાપ ફળ્યો હતો, આલો ગઢવી રીસાઇને ગયો ત્યારે તેની સાથે ચાલીશ ઘોડા, પાંચ ઉંટ, અને તંબુ તથા બીજો અસ્વારીનો સરસામાન હતો, પણ રજવાડામાં જ્યાં જ્યાં તે ગયા ત્યાં તેનું અપમાન થયું અને પેટનું પુરૂં કરવાને માટે પોતાનો સરસામાન વેચતાં વેચતાં તેને મેવાડ જવું પડયું. દિવસે દિવસે તે તદ્દન નિર્ધન અવસ્થામાં આવી પડયો અને અંતે વીરમદેવ પાસે યાચના કરવા આવ્યો.

" ભલા માણસ ! તને શરમ પણ નથી આવતી ? રાવને અત્યારે અન્ન અને દાંતને વેર જેવું છે એ વખતે ત્યાગ માંગતાં તમે લજવાતા નથી ? " ત્યાં બેઠેલા માણસોએ ગઢવીને ઠપકો આપ્યો.

" અરે, ગમે તેમ હોય તો પણ રાવ તે રાવ ! તમે પણ કેમ આમ મુંગા બેસી રહ્યા છો ?

(સોરઠો)

વીરમદે વનવાસ, કાંસુ કીરતિયાં તણે;<br>
લંકા લીલ વિલાસ, રામ ન દીધી રયણઉતઃ

(અર્થાત—ઓ રણુમલ વંશના વીરમદેવ! વનવાસમાં પણ કીર્તિને વાસ્તે લીલા વિલાસવાળી લંકા રામે આપી નથી કે શું?)

વીરમનું હ્રદય વીંધાયું, "ચારણ આટલી આજીજી કરે અને હું તેને કંઇ ન આપી શકું? ઓ પ્રભુ! કેવી વિપ્રિત દશા?"

"ચારણદેવ! આપના વચનો યથાર્થ છે, પરંતુ અત્યારે મારી પાસે કંઇજ નથી, હોય તો હું તમને કદી પણ નિરાશ કરૂં?"

"તમારી સત્યનીષ્ઠા હશે તો પ્રભુ જરૂર તમારી વ્હારે ધાશે" ચારણના અંતરમાંથી ઉદ્દગારો નીકળી પડયા.

અને ખરેખર પ્રભુ વીરમની વ્હારે ધાયો. એજ ઘડીયે ચાર પાંચ સ્વારો પોતાના અશ્વોને પૂરપાટ દોડાવતા ત્યાં આવી લાગ્યા અને ખબર આપ્યા કે રાણા પ્રતાપે અનાજ અને દ્રવ્યભંડાર વીરમ માટે મોકલી આપ્યો છે!

વીરમના હર્ષનો પાર ન રહ્યો. ચારણ પોતાને બારણે ટેલ નાખતો આવે અને તે સુતે મોંઢે પાછો જાય? તો તો પોતાનું નામ કલંકીત બને. પ્રભુએ અણીને વખને લાજ રાખી તે માટે તે જગન્નિયંતાનો અંતઃકરણપૂર્વક આભાર માનવા લાગ્યો.

ઉદયપુરમાં ખબર પહોંચ્યા હતા કે પોળમાં વીરમદેવ વખામાં છે. આવા ખબર મળતાંજ રાણા પ્રતાપે ઉંટો ઉપર અનાજ અને દ્રવ્ય લાદીને પોતાના માણસો સાથે મોકલ્યું હતું, જે અણીને વખતે પોળે આવી પહોંચ્યું હતું.

વીરમદેવે સર્વ દ્રવ્ય એ આલા ગઢવીને દાનમાં આપી દીધું. એને દ્રવ્યની જરૂર નહોતી!

ગઢવી દિંગ બન્યો. "આવા નબળા સમયમાં પણ આટલી ઉદારતા બતાવનાર તો આ એકજ વીરલો જોયો! આ તે કેવો જબરો દાનવીર!"

## ૧૦ બીલાડી અને કબુતર.

"મકના ! ધ્યાન રાખજે હો ! બરાબર અહીંજ ઉભો રહેજે. એક ડગલું પણ ન ખસતો. ઘોડાને બરાબર તૈયારજ રાખજે. જો જરા પણ ગફલત કરી તો બાર વાગ્યા સમજજે !"

"એ બાબત આપ તદ્દન નચિંત રહો, અન્નદાતા ! આ મકને તો આવા ઘણાય કપરા સંજોગોનો અનુભવ કર્યો છે."

વીરમદેવ પોતાના ઘોડાવાળાને—મકનને સૂચના આપતો ભીલો-ડાની ઉંચી હવેલી તરફ જોઇ રહ્યો.

* * * *

રાણા પ્રતાપ તરફથી આવેલી અનાજની સહાય મળતાં વીરમ-દેવ અને તેની સાથેના માણસોમાં નવું ચેતન આવ્યું હતું. ફરીથી પાદશાહી ફોજ સામે ટકકર ઝીલવા તેઓ તત્પર બન્યા હતા.

પરંતુ એવી જંગી ફોજનો નાશ કરવાનું કામ જરા અઘરૂં હતું, અશક્ય હતું એમ કહીએ તો ચાલે. વીરમે બીજો વિચાર કર્યો.

'યુદ્ધ કરીને અત્યારે બાદશાહી થાણું ઉઠાવી મુકીયે તો પણ પોતાની વિશાળ સત્તાના પ્રતાપે તે ફરીથી બેસાડે. તેના કરતાં એવું કંઇક કરૂં કે જેથી તેમના મનમાં ધાક પેસી જાય અને ફરી ઇડર સામા કદી નજરજ ન કરે.' વીરમે મનમાંજ કંઇ નિર્ણય કરી લીધો અને શાહજાદો ભીલોડે મુકામ નાખીને પડયો હતો ત્યાં ગયો. જતાં પહેલાં પોતાની કમરની ભેટમાં તેણે એક નાનીશી કટારી અને છરો ખોસી લીધો હતો.

× × × ×

પોતાના ઘોડાવાળાને આજ્ઞા કરીને તે હવેલીના મુખદ્વાર આગળ આવ્યો. પહેરેગીરે તેને રોકયો.

"જા, જઇને શાહજાદાને કહે કે વીરમદેવ તને મળવા આવ્યા છે"।

આમ રૂવાબથી બોલનાર વીરમ તરફ પહેરેગીર વક્ર દૃષ્ટિથી જોઇ રહ્યો.

"જાય છે કે નહિં? નહિં તો માર્ગમાંથી દૂર હઠ, હુંજ જાઉં છું."

પહેરેગીર દબાયો. મુંગે મોઢે તે અંદર ગયો. શાહજાદાને વાત જણાવી.

"ઠીક છે, એના હથિયાર હેઠા મુકાવીને આવવા દે!" શાહજાદાએ આજ્ઞા કરી.

પહેરેગીર પાછો આવ્યો અને એ આજ્ઞાનો અક્ષરે અક્ષર પુનઃ ઉચ્ચાર કર્યો.

વીરમે પોતાની કમરે બાંધેલી તરવાર છોડી અને કંઇજ દરકાર ન હોય તેમ તે એક બાજુ ફેંકી. પહેરેગીર તો આ નરકેસરીની નીડરતાથી સ્તબ્ધ બન્યો.

વેગભર્યા પગલે વીરમ ઉપર આવ્યો. શાહજાદો અગાશીમાં ઉંચા આસને બેઠો બેઠો વીરમની રાહ જોઇ રહ્યો હતો. તેના મનમાં કંઇ કંઇ કલ્પનાઓ થતી હતી.

વીરમ આવ્યો. શાહજાદાએ તેને પોતાની સામેના આસન ઉપર બેસવાની સૂચના કરી અને આગમનનું કારણ પુછ્યું.

"સહજ! આપ અહીં છો એવું જાણવામાં આવતાં મને એમ થયું કે આપને મળું."

"પણ કંઇ કામ તો હશે ના?" શાહજાદો અધીરો બન્યો.

"કામ હોય તોજ મળાય? તમે પાદશાહના શાહજાદા. હું ઇડરનો ધણી. બંને રાજવંશી. સરખે સરખાને મળવાની ઇચ્છા થાય એ સ્વાભાવિક છે.

"આપણે સરખા? વીરમદેવ! ભૂલ થાય છે. હું તો દિલ્લીનો શાહજાદો. સાર્વભૌમ સત્તાનો પ્રતિનિધિ. તમે તો નાની સરખી રિયા-

સતના ધણી! તમે કઇ વિસાતમાં? આપણા વચ્ચે સરખાપણું હોઇ શકેજ નહિં."

"આપના મનથી આપ મોટા હશો, મારા મનથી નહિં!"

"એટલે?"

"એટલે એમ કે હું તમને મારાથી કોઇ પણ રીતે ચઢિયાતા માનતોજ નથી."

"વીરમ! વન વન રખડતો થયો છતાં હજી અભિમાનનો આંકડો નમ્યો નથી?"

"શા માટે નમે? હું મારા બાહુબળ ઉપર ઝઝુમું છું, તમારી કૃપા ઉપર નહિં!"

"તું કજીયો ઉભો કરવા આવ્યો છે?"

"ના. તમને સમજાવવા આવ્યો છું."

"શું?"

"કે અહીંથી ચાલ્યા જાઓ."

"નહિં તો?"

"નહિં તો પરિણામ બુરૂં આવશે."

"મારા ઘરમાંજ આવીને મને આમ ધમકાવનાર તું કોણ? ખબર છે કે મારો એક અવાજ થતાં મારા સેંકડો સેવકો અહીં આવી લાગશે અને તારા રાઇ રાઇ જેવડા ટુકડા કરી નાખશે?"

"ખબર છે, શાહજાદા, સારી રીતે ખબર છે. એ સમજવા છતાં અહીં આવવાની હિંમત કરનાર બધી વાતનો વિચાર કરીને આવ્યો હશે એટલું પણ નથી સમજતા?"

વીરમદેવનો હાથ તેની ભેટ તરફ વાળ્યો, પરંતુ એવામાં એક એવો બનાવ બન્યો કે જેથી તેનો વિચાર બદલાઇ ગયો.

બાજુના ઘરના છાપરા ઉપરથી એક બીલાડી કબુતરને લઇને નીચે

**વીરમ** અને શાહજાદો બેઠા હતા તે અગાશીમાં પડી. બીલાડી એ કબુતરને નીચે રાખીને બરાબર તેના ઉપરજ પડી તેથી કબુતર ચગદાઇ મરી ગયું અને બીલાડી જીવતી રહી ગઇ!

પોતાના મરણશરણ થયેલા શિકારને પોતાના પંજામાંજ રાખી મુકીને એ બીલાડી ધીરે ધીરે કબુતર ઉપરથી પાછી હઠી. **વીરમ** અને શાહજાદો **બંને એ બીલાડી અને કબુતર તરફ જોઈ રહ્યા!***

**૧૧ પલાર!**

એકાએક એક વિચાર **વીરમ**ના મગજમાં ઉપસ્થિત થયો, 'આ બીલાડીએ કબુતરને પોતાની નીચે રાખીને આટલે ઉંચેથી પડતું મુકયું છતાં તે જીવતી રહી તો હું આ શાહજાદાને લઇને નીચે પડતું મુકું તો? તો જરૂર એ કચડાઇને મરી જાય અને હું અહીંથી જીવતો છટકી જાઉં.'

મનમાં તેણે નિશ્ચય કરી લીધો.

શાહજાદાની નજર તો એ કબુતર તરફજ હતી.

"શું વિચાર કરો છો, શાહજાદા? દુનિયાનો એવો નિયમજ છે! બળિયો હંમેશાં નબળાને દબાવતોજ રહે છે."

"અને બળિયાનોજ હમેશાં વિજય થાય છે!" શાહજાદો મનમાં મલકાયો.

"એમ પણ હોય."

"હોય નહિં, છે! જોનો નથી તારી હમણાં શી વલે થાય છે? ઘરબાર છોડયા, ભુખે મર્યો, અને થાકયો ત્યારે અહીં સલાહ કરવા આવ્યો."

"સલાહ કરવા? કોણે કહ્યું કે હું સલાહ કરવા આવ્યો છું!"

"ત્યારે બીજું શું કરવા?"

---

* જુઓ ચિત્ર.

" આપણો હિસાબ કરવા ! કાં તો હું નહિં અને કાંતો દિલ્લીનો શાહજાદો નહિં ! "

શાહજાદો ચમકયો. વીરમની ક્રોધે ભરાયલી લાલ આંખો જોઇને તેના હાંજા ગગડી ગયા. ' આ રજપૂત ખરૂં કહેતો હશે ? '

શાહજાદો બોલ્યો, " ખબરદાર ! તું અત્યારે અમારા મકાનમાં છે, અમારા કબ્જામાં છે, અમારો કેદી છે. હવે તો તને દિલ્લીજ લઈ ગયે છુટકો."

" તે પહેલાં તો શાહજાદાના હાડકાં અહીંજ ખોખરા થઇ જશે. શાહજાદા ! તમારા પ્રભુને સંભારવા હોય તો સંભારી લ્યો ! "

" કેમ ?" શાહજાદાના શરીરમાં ઝણઝણાટી પેદા થઇ.

" તમારો કાળ આવી લાગ્યો છે એમ ! " વીરમદેવે ક્રોધભર્યાં વચનો ઉચ્ચાર્યાં, પોતાના આસન ઉપરથી ઉઠયો, વાઘ તરાપ મારે તેમ તેણે શાહજાદા ઉપર તરાપ મારી, તેનું ગળું પકડયું, ઉભો કર્યો અને કમરેથી પકડીને વિદ્યુતવેગે તેને પાછળની બારી પાસે લઇ આવ્યો.

શાહજાદાએ બૂમો પાડવા યત્ન કર્યો, પરંતુ વીરમદેવના લોખંડી હાથના પંજાએ તેનું મ્હોં ઢાંકીને તેને ગુંગળાવી નાખીને મોન બનાવી દીધો. શાહજાદાએ જાણ્યું કે પોતાની છેલ્લી ઘડીઓ ગણાય છે !

વીરમે બારીમાંથી બહાર ડોકિયું કર્યું. એ ઉંચી હવેલીનો પાછળનો ભાગ તદ્દન નીર્જન હતો—એ હવેલીથી થોડેજ દૂર ખૂણા આગળ પોતાનો ઘોડાવાળો મકન આતુરતાથી તેની રાહ જોઇને ઘોડા પાસેજ ઉભો હતો.

એક ક્ષણ પણ ગુમાવવા જેવો વખત નહોતો. તેણે શાહજાદાને કમરમાંથી ઉપાડયો, તોળ્યો અને પથ્થરને ફેંકતો હોય એવા જોરથી એ શાહજાદાને તેણે નીચે—માર્ગ ઉપર ફેંકયો.

શાહજાદો જમીન ઉપર પડયો ન પડયો એટલામાં—આંખ મીંચીને ઉઘાડીએ તેટલા વખતમાં તો **વીરમે તેના ઉપર બરાબર નજર રાખીને પડતું મૂકયું.×**

શાહજાદો જમીન ઉપર ઉંધે માથે પછડાયો અને ભોં ભેગો થતાં તેના પ્રાણ ઉડી ગયા. **વીરમ** તેના ઉપર પડયો, ઉછળ્યો અને સાવધાનીથી એકદમ ઉભો થઇ ગયો.

તેણે ચોમેર નજર કરી, કોઇ નહોતું, હતો માત્ર તેનો ઘોડાવાળો **મકન !**

**વીરમે** મનમાંજ પ્રભુનો પાડ માન્યો અને વગર વિલંબે પોતાના અશ્વ પાસે આવી તેના ઉપર સ્વાર થયો.

આવા અનેક પ્રસંગોના અનુભવથી ટેવાઇ ગએલો **અશ્વ** પોતાના માલિકનો ઇશારો થતાં એકદમ ઉપડયો અને એ પાણીપંથો ઘોડો જોત જોતામાં દૂર દૂર નીકળી ગયો.

પોતાના માલિકને દૂર નીકળી ગયેલો જોઇને ઘોડાવાળો **મકન** પણ આડે માર્ગે પસાર થઇ ગયો.

## ૧૨ ઉપસંહાર.

વીરમને પાછા ફરતાં ઘણોજ વિલંબ થયેલો જોઇને પહેરેગીરને શંકા થઇ. તેણે પોતાની શંકા બીજા સેવકોને જણાવી. અગાશીમાં તપાસ કરતાં ત્યાં શાહજાદાનો પત્તો ન મળ્યો. સૌના પેટમાં ફાળ પડી. **શાહજાદો ક્યાં ?**

તેઓ આખી હવેલી ફરી વળ્યા, ખુણે ખાંચરે તપાસ કરી, રાચરચીલું ઉથલપાથલ કરી નાંખ્યું, પણ શાહજાદાનો પત્તોજ ન મળે !

રાત્રે અંધારામાં હવેલીની પાછળ શાહજાદાનો મૃતદેહ કોઇના પગની સાથે અથડાયો. એ માણસે ચીસ પાડી અને સેવકો એકઠા થઇ

× જુઓ ચિત્ર.

ગયા. મશાલ સળગાવીને જુએ તો પોતાના શાહજાદા—મૃત્યુ પામેલા !

તેમના હોશકોશ ઉડી ગયા. શું કરવું તેની કાઇને સમજ ન પડી.

જોતજોતામાં પાદશાહી ફોજમાં આ ખબર ફેલાયા. એની સાથે નિરાશા પણ ફેલાઇ. હવે વધારે વાર અહીં રહેવાનો કોઇનામાં ઉત્સાહ ન રહ્યો.

સપેહસાલારની સ્થિતિ તો દયાજનક થઇ પડી. પાદશાહને શું મોઢું બતાવવું એજ ચિંતાથી તેનું કાળજું કોરાવા લાગ્યું. ભગ્ન હૃદયે તેણે બધાય થાણા ઉઠાવી લઇને બધી બાદશાહી ફોજને દિલ્લી તરફ પ્રયાણ કરવાનું ફરમાન કાઢ્યું.

આખો ઈડરવાડો એ ફોજના ત્રાસથી મુક્ત બન્યો.

વીરમદેવ મારતે ઘોડે પોળે આવ્યો, શુભ સમાચાર પોતાના કુટુંબ પરિવારને સંભળાવ્યા અને બખેડો થાય તો ટક્કર ઝીલવા તત્પર બન્યો.

બીજે દિવસે તો એને ખબર મળ્યા કે બાદશાહી ફોજ અહીંથી ઉપડી ગઈ, બધાં થાણાં ઉઠાવી ગઈ, આખી ફોજ દિલ્લી તરફ પ્રયાણ કરી ગઇ.

વીરમદેવે છુટકારાનો દમ ખેંચ્યો. પોતાની ટેક જળવાઇ તે માટે તેણે પરમકૃપાળુ પરમાત્માનો પાડ માન્યો.

પોતાના કુટુંબપરિવાર સાથે તે ઈડર આવ્યો, પોતાના ભાઇ કલ્યાણમલને ભાવપૂર્વક ભેટયો, અને તેની હિમ્મત માટે તેને ધન્યવાદ આપ્યો.

પુનઃ શુભ ચોઘડીયે ઈડર શહેર વસ્યું, પુનઃ ઈડરગઢમાં રાજનોબતો ગડગડવા લાગી, પુનઃ ઈડરના રાજમહેલ ઉપર વિજયધ્વજા ફરફરવા લાગી, પુનઃ ઈડરની પ્રજા પોતાના ધર્મપરાયણ નૃપતિની છત્ર છાયામાં સુખસંપત્તિ ભોગવવા લાગી, પુનઃ ભાટ ચારણોના યશોગાનથી ઈડરગઢનું વાતાવરણ ગાજી ઉઠયું:—" ઈડરનરેશનો જય ! અટંકી રજપૂત કુળદીપકનો જય ! ગૌબ્રાહ્મણ પ્રતિપાળ વીર વીરમનો જય ! "



# વચનબાણ.

## ૧ રત્નો!

છડરમાં જ્યાં જુઓ ત્યાં આજે શાહ સોદાગરની વાત થતી હતી. ઘોડાનો એક **વેપારી શાહ સોદાગર દેવમણી સમા એ ઘોડા લાવ્યો હતો.** એ ઘોડાને જોવા લોકના થોક ઉલટી પડયાં હતાં.



શાહ સોદાગર દેવમણી સમા એ ઘોડા લાવ્યો હતો.

"કેવા સુંદર અશ્વો છે ? શાહ સોદાગર ! આ રત્નો તમને ક્યાંથી સાંપડયાં ?" એક વૃદ્ધ ગઢવીએ પ્રશ્ન કર્યો અને પુનઃ ગૌરવથી હણુહણુતા થનથનાટ કરી રહેલા એ અશ્વોને તે ભાવભરી નજરે નિહાળવા લાગ્યો.

"ગઢવીજી ! અમારો તો એ ધંધો રહ્યો. ખૂણેખાંચરેથી પણ નામી ચીજ શોધીં કાઢીયે. પરંતુ રત્નોની પરીક્ષા કરવાવાળા કયાં છે ? એની કિંમત સાંભળીને ભલભલા પણ ભડકી ઉઠે છે." સોદાગરે ઉત્તર આપ્યો અને ગઢવી તરફ આતુર નયને જોઇ રહ્યો. એને ગઢવીના અંતરની વાત જાણવી હતી !

"એમ ન કહો સોદાગર ! બહુ રત્ના વસુંધરા ! હીરા હોય તો હીરાના પારખનાર ઝવેરી પણ દુનિયામાં પડયા હોય છે."

"હશે, પણ આ ભૂમિમાં તો નહિ જ."

"કેમ જાણ્યું ?"

"જાતઅનુભવથી. દરેક અશ્વની બાવીસ હજાર રૂપિયા કિંમત કહું છું કે તરત સાંભળનારને 'અધધ' થઇ પડે છે, અને 'એક ઘોડાના બાવીસ હજાર ખર્ચીને બાવા નથી થઇ જવું' એવો જ જવાબ મારે સાંભળવો પડે છે."

ગઢવીની આંખો ચમકી ! દરેકના બાવીસ હજાર ! બે ઘોડાના ચુંવાલીસ હજાર રૂપિયા ! "સોદાગર ! લોકો તમને શાહ સોદાગર કહે છે તે બરાબર છે ! તમારા ભાવ પણ શાહીબાદશાહી જ છે."

સોદાગર હસ્યો. "ગઢવીજી, એ તમારૂં ગજું નહિ. એ તો રાજા મહારાજાનાં કામ. કિંમત ખરી વસ્તુની લઉં છું, કોઇને લૂટી લેતો નથી. બતાવોજે તમારા છડરમાં આવા અશ્વની જોડ ! આવી જાઓ હું હોડ બકું છું કે આવી જોડી અહીંથી મળે તો આ બંને અશ્વો હું હારી જાઉં."

ગઢવીએ માથું ધુણાવ્યું. મનમાં જ તે બોલ્યો, "અરેરે ! આવા ઘોડા અહીં હોત તો કેવું સારું ? આ બંને અશ્વો મને હોડમાં મફત મળી જાત !"

"ભગવાનનો હુકમ તો આ બંને અશ્વો ઈડરમાં જ રહેશે." એટલું બોલીને ગઢવી ચાલ્યો ગયો. જતાં જતાં પણ તેની નજર એ દિવ્ય અશ્વો તરફ ખેંચાતી હતી.

સોદાગર કંઇ કંઈ તર્કવિતર્ક કરતો તેની પાછળ જોઇ રહ્યો.

"ઇડરનરેશનો જય ! વીર વીરમનો જય !" ઈડરના રાજમહેલમાં પ્રવેશ કરતાં સાયા ચારણે આશીર્વચનો ઉચ્ચાર્યાં.

"આવો, આવો, ગઢવીજી ! આજ કંઈ અત્યારમાં પધારવાનું થયું?"

"ગૌબ્રાહ્મણપ્રતિપાળ ! એક અગત્યની વાત કહેવા આવ્યો છું, ઈડરની આબરૂ ન જાય તેવી અરજ ગુજારવા આવ્યો છું."

વીરમ હસ્યો. "તમારે વળી અરજ ગુજારવાની હોય ? તમે તો અમારા પૂજનીય. કહો શી આજ્ઞા છે ?"

"બાપુ ! રાવ નારણદાસની કીર્તિમાં તમે ખૂબ ઉમેરો કર્યો છે, 'બાપ કરતાં બેટા ચડે' એ કહેવત સત્ય કરી બતાવી છે."

"એ તો પ્રભુકૃપા અને આપ જેવાના આશીર્વાદનો પ્રતાપ ! પરંતુ આપ શી વાત લાવ્યા છે તે તો કહો."

વીરમ–દિલ્લીના દરબારગઢમાં વાઘને મારનાર નવજુવાન ઇડરનો રાજકુંવર નહોતો રહ્યો, એ તો ઇડરના રાજ્યાસનનો માલિક–ઇડરનરેશ બન્યો હતો.

કનોજના રાજા જયચંદ્ર રાઠોડના એક વંશજ સોનીંગે ઇડર જીતી લીધું અને સન ૧૨૫૭ માં 'રાવ' પદવી ધારણ કરી. ત્યાર પછી તેરમી પેઢીએ રાવ નારણદાસ (બીજા) ઈડરની ગાદીએ આવ્યા. અકબરના દરબારમાં જેના પુત્રે અદ્દભુત પરાક્રમ બતાવ્યું તે આ જ નાર-

ણુદાસનો પુત્ર–વીર વીરમ. નારણદાસને પરતંત્રતા તરફ તિરસ્કાર હતો, અકબરના ગુજરાતના સુબા ખાન અઝીઝકોકા સામે બંડ ઉઠાવવામાં તેનો પણ હાથ હતો, પરંતુ અકબરે પોતે એ બંડ શમાવી દીધું હતું. પાછળથી બાદશાહી ફોજે ઇડર ઉપર ચડાઇ કરી ત્યારે નારણદાસે ઇ. સ. ૧૫૭૬માં પર્વતોનો આશ્રય લીધો હતો, છતાં પાછળથી બાદશાહી ફોજ સાથે લડતાં તેનો પરાજય થયો હતો.

વીર વીરમ પોતાની સત્તા જમાવતો જતો હતો, આસપાસના રાજાઓ તેની વીરતાથી આકર્ષાઇ સદાય તેને પડખે ઉભા રહેવા તત્પર હતા. તેણે પુનઃ ઇડર ઉપર પોતાની સત્તા સ્થાપી અને પોતાના પિતા રાવ નારણદાસના મૃત્યુ પછી તે ઇડરની ગાદીએ બેઠો.

ગાદીએ બેઠા પછી તેણે પોતાના પરાક્રમથી, ઉદારતાથી, પ્રજા-પાલન અને કર્તવ્યપરાયણતાથી લોકોનાં દિલ જીતી લીધાં અને પોતાની સત્તાનો વિસ્તાર વધાર્યો. આજે તેની સામે માથું ઉંચું કરવાની કોઈ હિંમત કરી શકતું નહોતું.

ગઢવીએ વીરમને શાહ સોદાગરના બે અણમુલા અશ્વોની હકી-કત જણાવી. ગઢવીના વર્ણનમાં શી મણા હોય? વીરમ એ અશ્વોને જોવા ઉત્સુક બન્યો.

શાહ સોદાગરને ત્યાં બોલાવવામાં આવ્યો. સોદાગર પોતાના અ-શ્વોને સુંદર સાજ સજાવીને રાજમહેલ આગળ લાવ્યો, અને રાજાને નમન કરીને પોતાના અશ્વોની લગામ પકડીને આજ્ઞાની રાહ જોતો ઉભો રહ્યો.

વીરમે સોદાગરનું નમન ઝીલ્યું, અશ્વ તરફ નજર ફેંકી અને તેનું સૂક્ષ્મ અવલોકન કરતો હોય તેમ અશ્વના અંગો તપાસવા લાગ્યો.

સોદાગર સમજી ગયો. તેણે જોઇ લીધું કે રાજા અશ્વપરીક્ષામાં પ્રવીણ છે!

"નામદાર ! આ અશ્વનું નામ નદુવો અને આનું નામ જ્ઞાલાહર. હવે આપ ખુદાવિંદની નિગાહમાં આવે તે રીતે બંનેની પરીક્ષા કરો અને જે ખોડખાપણ હોય તે બતાવો." સોદાગરે અશ્વોના નામ જણાવતાં આડકતરી રીતે તેમની પ્રશંસા કરવાનો યત્ન કર્યો.

"બંને અશ્વો દેવમણી સમા છે. એમાં એકેમાં કોઇ જાતની ખામી નથી. હા, માત્ર એક ઉણપ છે...

સોદાગર અને ગઢવી બંને અધીરા બન્યા.

"આ અશ્વોના શરીરમાં જોઇએ તેટલું લોહી જામ્યું નથી." રાજાએ પોતાનો અભિપ્રાય દર્શાવ્યો.

સોદાગરનો જીવ હેઠો બેઠો. "એ તો એવું જ તો નામ્‌વર ! આ ચીજ તો રાજદરબારે શોભે. રાજદરબારમાં જેવી ચાકરી થાય તેવી કંઇ અમારે ત્યાં થાય ? અમારે તો ઉલટી એમાંથી જીવાઇ કાઢવાની. રાજવંશી અશ્વ રાજવંશીને ત્યાં જ પોષાય અને ત્યાં જ તેનું યોગ્ય લાલનપાલન થાય."

"ત્યારે એને કોઇ રાજવંશીને ત્યાં કેમ રાખતા નથી ?"

"કોઇ ગ્રાહક થાય ત્યારે ને ? બધાય પૈસાનો હિસાબ ગણે છે. કોઇ ગુણગ્રાહક હોય તે જ એને સંઘરી શકે."

"મને એ અશ્વો આપશો ?" રાજાએ એ અશ્વોને જોયા ત્યારથી જ તેમને ખરીદવા તે ઉત્સુક બન્યો હતો.

"શા માટે નહિં, નામવર ?"

"કહો શું મુલ્ય લેશો ?"

"બંનેના ચુંવાલીસ હજાર રૂપિયા."

ગઢવી તો આતુર નયને રાજા તરફ જ તાકી રહ્યો હતો. ચુંવાલીસ હજારનું નામ પડતાં જ રાજાના મુખ ઉપર કેવી લાગણી થાય છે તે તે જોવા લાગ્યો.

રાજાએ સ્વસ્થ ચિત્તે વિચાર કર્યો, પળવારમાં નિર્ણય કર્યો, અને ગઢવી તરફ ફરીને બોલ્યો, "ગઢવીજી ! લઇ જાઓ આ બંને અશ્વોને અને બાંધી દો આપણી અશ્વશાળામાં. દસેરાની સ્વારીને આ અશ્વો શોભાવશે. અને જુઓ, આ સોદાગરને ભંડારી પાસે લઇ જઇને ચુંવાલીસ હજાર રૂપિયાં અપાવી દેજો—કહેજો કે શાહ સોદાગર ઇડરમાં રહે ત્યાં સુધી તેને પાકું સીધું મળે એવો બંદોબસ્ત કરે."

શાહ સોદાગર વીરમની ઉદારતા ઉપર મુગ્ધ બન્યો. જતાં જતાં તેણે ગઢવીને કહ્યું, "ગઢવીજી ! હું ઘણા મુલકમાં ફર્યો છું, પરંતુ આવા ઉદાર રાજવી તો મેં અહીં જ જોયા. ધન્ય છે તેમની ઉદારતાને. હું તો એમની અશ્વપરીક્ષા જોઇને જ આફીન થઇ ગયો છું."

"ત્યારે ? એ વીરમ બાપો તો બડો બંકો નરવીર છે!" ગઢવીએ પોતાના અન્નદાતાની કિંમત વધારી અને સોદાગર અને ગઢવી બંને અશ્વોને લઇને અશ્વશાળા તરફ ચાલતા થયા.

## ૨ આનંદોત્સવ.

આજે વિજયાદશમીનો મંગળ દિવસ હતો, ક્ષત્રિયોનું તો આજે પરમપવિત્ર પર્વ હતું, ખાંડાના ખેલ ખેલનારા વીરનરો માટે તો આજે ધન્ય દિવસ હતો.

ઇડરમાં આજે પ્રભાતથી જ જબરી ધામધુમ થઇ રહી હતી. દસેરાની સ્વારી જોવા માટે આસપાસના ગામેગામથી લોકના થોક આવતા હતા. શેરીએ અને ચૌટે આજે સ્વારીની જ વાત ચર્ચાતી હતી.

અને એ ચર્ચામાં બે અશ્વોને અગ્રસ્થાન મળતું. મહારાણાએ ખરીદ કરેલા બે ઉમદા ઘોડા નટુવો અને ઝાલાહર પણ આજે સ્વારીમાં નીકળવા જ જોઇએ એવો અભિપ્રાય સૌ કોઇ આપતા અને 'એમ થશે જ, એવો નિર્ણય પણ મનમાં કરી લેતા.

દૂરદૂરની હિંદની કારિગીરીની વસ્તુઓ લાવીને વેપારીઓએ માર્ગની બંને બાજુએ નાની શી દુકાનોની હાર લગાવી દીધી હતી. સુખડીયાઓએ ગોઠવી દીધેલા ભાતભાતના મેવા મીઠાઇ અને પકવાનો જોઇને લોકોના મ્હોંમાં પાણી છુટતું અને એનો સ્વાદ ચાખવાની લાલચ ન અટકાવી શકતાં તેમના ગજવાં હળવાં થતાં. બાળકોને પ્રસન્ન કરવા માટે ભાતભાતના માટીનાં, લાકડાનાં, લાખનાં તેમજ મીણનાં રમકડાં પણ ઠેરઠેર નજરે પડતાં હતાં.

એ વખતે હાથકારિગીરીનો નાશ થયો નહતો, પરદેશની મોહક છતાં તકલાદી વસ્તુઓની હરીફાઇ નહોતી, હાથકારિગીરીને પુરતું ઉત્તેજન મળતું અને કારિગરો પોતાની કળાને ખીલવવા—અવનવી કારિગીરી કરી બતાવવાનો પૂર્ણ ઉત્સાહ ધરાવતા. આનંદોત્સવના દિવસોએ, વારતહેવાર નિમિત્તે ભરાતા મેળાઓમાં આમ ખાસ પ્રયાસ કે પ્રયત્ન કર્યા વગર હિંદની અનેક પ્રકારની કારિગીરી અને કળાકૌશલ્યનું પ્રદર્શન ભરાતું અને સ્થાનિક કારિગરોને શિક્ષણશાળા સમાન નિવડતું. કારિગરોને પોતાની ખામીઓ જાણવાનું, પોતાનાથી ચઢિયાતી કળા જોવાનું અને તેમાંથી કંઇક શીખવાનું મળતું અને જનસમાજને પણ હિંદના ગામેગામની કળા અને કારિગીરીનું નિરીક્ષણ કરવા સાથે એ વસ્તુઓ ખરીદવાનો લાભ અનાયાસે પ્રાપ્ત થતો. હિંદની કળાકારિગીરી આ રીતે પોષાતી અને ઉત્તેજનરૂપી જળસિંચનથી પ્રફુલ્લિત બનતી.

લોકોના ધૈર્યની પૂરેપૂરી કસોટી કરીને અંતે સ્વારી નીકળી. તેઓના હર્ષનાદથી વાતાવરણ ગાજી ઉઠયું.

સ્ત્રીઓ અટારીએ આવીને ઉભી હતી, પુરૂષોએ ઘરને મોખરે બેઠક જમાવી દીધી હતી, ગામડીઆઓ માર્ગ ઉપર ઉભા રહ્યા હતા, કેટલાક રસિયા તો સ્વારીનું બરાબર નિરીક્ષણ કરી શકાય તે માટે ઝાડ ઉપર કે છાપરે ચડીને બેઠા હતા. અસંખ્ય આતુર નયનો સ્વારીને—ઇડરનરેશને—તેમણે ખરીદેલા એ અશ્વોને નિરખવા તલસી રહ્યાં હતાં.

બાજીગરની મોરલીની માફક મુગ્ધ કરી નાખતા સુંદર વાજીંત્રોના કર્ણપ્રિય સ્વરો મધુરતા રેલાવી રહ્યા હતા. બંદીજનો નેકી પોકારી રહ્યા હતા, બહાદુર સામંતો ખુલ્લી તરવારે અશ્વારૂઢ થઇ મોખરો સાચવતા હતા. તેમની પાછળ સોનાની અંબાડીવાળો હાથી નીકળ્યો અને પ્રેક્ષકોએ 'મહારાજા વીર વીરમનો જય' ધ્વનિ કર્યો. એ જયધ્વનિ આખી મેદની-એ ઝીલી લીધો.

પોતાને આજે અપૂર્વ માન મળતું હોય એવી ભાવનાની મસ્તીમાં ડોલતો ગજરાજ આજે પોતાના માલિકની કૃપાદષ્ટિથી કૃતકૃત્ય બન્યો હતો. કીનખાબની ઝુલથી અને એક પગમાં સોનાના સાંકળાથી શોભતો માતંગ પોતાની પીઠ ઉપર મુકેલી સોનાની અંબાડીમાં વિરાજીત થયેલા વીર વીરમને લીધે વધારે દીપી રહ્યો હતો. અંબાડીની પાછળ હાથીની પીઠ ઉપર ઉભો રહીને એક રાજસેવક ચમર ઢોળી રહ્યો હતો.

પાછળ સોનાચાંદીના કોતરકામવાળો રથ, ચાંદીનું નગારૂં, સોનાના પતરાંથી મઢેલી સુખપાલ—પાલખી, ઉત્તમ પ્રકારની તોપો અને એવી અનેક રાજ્યની રિયાસત નીકળી અને તરત જ બે સુંદર અશ્વોએ લોકોનું ખાસ ધ્યાન ખેંચ્યું.

'આ પેલા બે ઘોડા—શાહસોદાગર પાસેથી ચુંવાલીસ હજાર રૂપિયે ખરીદ કર્યા તે !' એમ બોલતા આતુર નયને સૌ એ અશ્વોને જોવા લાગ્યા.

આ બંને અશ્વો વીરમને ગમી ગયા હતા. આજે સ્વારીમાં પોતે નટુવા ઉપર સ્વાર થઇને નીકળવાનો વિચાર કર્યો હતો, પરંતુ પ્રજાને એ અશ્વોનું બારીક નિરીક્ષણ કરવાનો લાભ આજે મળે એ હેતુથી એ બંને અશ્વોને ઉંચામાં ઉંચો મુલ્યવાન રાજવંશી સાજ સજાવીને સ્વારીમાં જૂદા જ કાઢયા હતા. નટુવા અને ઝાલાહરનો સુંદર દેખાવ, તેમની ગૌરવશાળી ચાલ અને તેમનો ઉત્સાહભર્યો થનથનાટ જોઇને પ્રેક્ષકોનાં ચિત્ત પ્રસન્ન થયાં.

અંતે વિધવિધ રસસામગ્રીથી શોભતી સ્વારી પુરી થઇ, છતાં લોકો ન વિખરાયા. શમીપૂજન કરીને સ્વારી પાછી એ જ રસ્તે દરબારગઢ તરફ જનાર હતી !

પ્રચંડ કાયાવાળા એક પાડાને ખૂબ ખવરાવીને અલમસ્ત બનાવ્યો હતો. એનો આજે વધ કરવાનો હતો. વિજયાદશમીનું વીરશ્રીને સંતોષવાનું એ મુહૂર્ત હો કે દેવી ચંડીકાને બલિદાન આપી પ્રસન્ન કરવાની એ પ્રથા હો–ગમે તેમ–પરંતુ દરેક દસેરાને દિવસે લગભગ દરેક રજવાડામાં પાડાનો વધ કરવાનો–તેને દેવીને ચરણે વધેરવાનો રિવાજ હતો. સદ્ભાગ્યે જીવદયાની શુભ લાગણીથી એ રિવાજ ઘણે ખરે સ્થળે બંધ થયો છે, તો પણ એ છેક નાબુદ તો નથી જ થયો. હજી પણ એ પુરાતન પ્રથા કોઇ કોઇ સ્થળે પ્રચલિત છે, અને પોતાના શૌર્યથી પાડાનો સંહાર કરીને પરાક્રમનું પ્રદર્શન નથી થતું, પરંતુ મુંગા પ્રાણીને દોરડાથી બાંધી જકડીને તરવારના ઝાટકાથી તેનો નિર્દય સંહાર થાય છે. 'સાપ ગયા અને લીસોટા રહ્યા' એ ન્યાયે વીરતા ગઇ—માત્ર પ્રથા રહી છે !

ગામની બહાર કાલિકા માતાનું મંદિર હતું. ત્યાં એ ચોગાનિયા પાડાને છુટો મુકયો. વીરમે પોતાના ભાલાની પીંડે તેને દોડાવ્યો. ખૂબ ખાઇને મસ્તાન બનેલો–તોફાને ચડેલો પાડો નાઠો. વીરમના સામંતો પોતાના અશ્વોને એડી મારીને ભાલાની અણી પાડા તરફ તાકીને પાડા પાછળ પડયા અને જેમ લાગ ફાવ્યો તેમ તેને ભાલાથી વીંધતા ગયા. પાડો પણ પોતાનો જીવ બચાવવાને ઘોડેસ્વારની સામે થઇ જતો, ઘોડાને ધીક મારવાનો યત્ન કરતો, **પરંતુ ચાલાક સામંતો તેની એ નેમ ચૂકવતા*** અને તેને ભાલાથી ઘાયલ કરતા. સામંતોના ભાલાઓએ અંતે પાડાને યમધામ પહોંચાડયો અને તેઓએ શુભ મુહૂર્ત સાચવ્યાનો સંતોષ પ્રાપ્ત કર્યો.

* જુઓ ચિત્ર.



ચાલક સામંતો તેની એ નેમ ચૂકતા. [પૃ. ૨૫૪.

શમીપૂજનની તૈયારી થઇ. વીર વીરમ અને તેના સરદારોએ શસ્ત્રોનું તેમજ શમીનું યથાવિધિ પૂજન કર્યું અને વિજયશ્રીની પ્રાર્થના કરી.

શમીપૂજનમાંથી પરવારીને સૌ કોઇ પોતાની અશ્વકળા બતાવવા લાગ્યા. ઘોડા ઉપર બેસવામાં પોતે કેટલા ચતુર છે તે બતાવવાની હરીફાઇ ચાલી અને અશ્વોને દોડાવીને, કુદાવીને, ચકરાવામાં નાંખીને અને એમ અનેક રીતે સૌ પોતપોતાની શ્રેષ્ટતા સિદ્ધ કરવાનો યત્ન કરવા લાગ્યા.

નિર્દોષ આનંદને ખાતર ઉદ્યાનમાં ઝાડ સાથે હીંચકા બાંધ્યા હતા ત્યાં સૌ ગયા અને થોડો સમય હીંચકે હીંચીને, પટ્ટાબાજી ખેલીને દ્વંદ્વયુદ્ધ કરીને અને શારીરિક-વ્યાયામકળાનું દિગ્દર્શન કરાવીને પ્રફુલ્લ બન્યા.

સંધ્યાકાળ થયો એટલે મશાલો સળગાવવામાં આવી અને પુનઃ સ્વારી વ્યવસ્થિત ગોઠવાઇ ગઈ. અસંખ્ય મશાલોના ઝળહળતા પ્રકાશ વચ્ચે પૂર્ણ દબદબાથી સ્વારી પાછી વળી અને દરબારગઢ તરફ ચાલી. પ્રજાજનોને પુનઃ સ્વારી જોવાનો લાભ મળ્યો અને તેમના હર્ષનો પાર ન રહ્યો. વિજયાદશમીનો આનંદોત્સવ પૂર્ણ ઉત્સાહથી ઉજવાયો.

### ૩ વચનબાણ !

"પધારો ! પધારો ! સ્વામીનાથ ! આજે તો કંઇ ખુબ રાહ જોવરાવી ?" ક્ષાત્રતેજથી ઝળહળતી દેદીપ્યમાન કાંતિવાળી લાવણ્યવતી લલનાએ હર્ષપૂર્વક વીરમનો સત્કાર કર્યો અને તેને લેવા માટે આનંદગૃહના દ્વાર પાસે આવી.

"વાઘેલી ! આજે તો મારા આનંદની અવધી થઇ. આજના જેવું દાન તો મેં કદીયે આપ્યું ન હોય એટલો બધો આત્મસંતોષ મને થયો છે."

વાઘેલીના હર્ષમાં વધારો થયો. આજે વીરમ પ્રસન્ન હતો ! પોતાનો પતિ પોતાને મહેલે પધારે તે દિવસે તેનું મન પ્રસન્ન હોય એ રાજપૂત રમણીને માટે ધન્ય પળ ગણાય ! આજે તો પતિપ્રેમનો

પૂર્ણ લ્હાવો લૂટી શકાશે એ વિચારથી વાઘેલીનું હૈયું ગજગજ ઉછળ્યું.

વાઘેલી પોતાના પતિને પ્રણામ કરીને તેને માટે રાખેલા ખાસ આસન આગળ લઈ ગઈ. જળથી પોતાના પતિના ચરણો ધોઇને એ જળ પવિત્ર ભાવનાથી પીધું અને તેને માટે પોતે તૈયાર કરેલી સુવાસિત પુષ્પોની માળાથી તેને વધાવી લીધો.

તરત જ દાસી વિધવિધ ભોજનસામગ્રીથી ભરેલો કનકથાળ લઇ આવી અને તે ચાંદીથી મઢેલા નકશીદાર બાજોઠ ઉપર મુકીને રાજાના ઓવારણા લઇને ત્યાંથી ચાલી ગઈ.

કનકથાળમાં બત્રીસ ભાતનાં ભોજન પીરસ્યાં હતાં. સુવાસ માત્રથી જ ઘ્રાણેન્દ્રિય તૃપ્ત થઈ જાય એવી સ્વાદિષ્ટ વાનીઓ બનાવવામાં આવી હતી. જીભને નાસિકાની ઇર્ષા થઇ આવી અને એ ભોજનનો સ્વાદ ચાખવાને અધીરી બની.

વાઘેલીએ વીરમને ભોજન આરોગવાનો આગ્રહ કર્યો. આજે તો ખૂબ હોંસથી પોતે પોતાના પતિને ભોજન આરોગાવાશે એવી તેની મનોવાંચ્છના હતી!

વીરમે બે ચાર ગ્રાસ મ્હોંમાં મૂકયા અને એકાએક કંઈ સ્મરણ થઈ આવ્યું હોય તેમ તે બોલ્યો, 'શો એ સાયા ગઢવીનો આનંદ! એ તો જાણે હર્ષઘેલો જ થઇ ગયો હોય નહિં?"

વાઘેલીની ધીરજ ન રહી. "શા માટે એને એટલો બધો હર્ષ થયો નાથ?"

"એની મનની માની ચીજ મળવાથી. પેલા બે અણમૂલા અશ્વો વિષે તો તેં સાંભળ્યું છે ને?"

વાઘેલીએ મસ્તક હલાવીને હકારમાં ઉત્તર આપ્યો.

"એ નદુવા અને ઝાલાહરને જોયા ત્યારથી જ એની નજર એ અશ્વોમાં ખૂંચી હતી."

વાઘેલી કંઈ ન બોલી. તેનું ચિત્ત તો વીરમ કયારે પોતાના સ્વાગતનો પુરો સત્કાર કરે એ જોવામાં જ પરોવાયું હતું. તેણે પુનઃ બેચાર સ્વાદિષ્ટ વસ્તુઓ તેની આગળ ધરી.

પરંતુ ખાવામાં તેનું લક્ષ નહોતું. તેના મગજમાં કંઇ જુદી જ ધૂન ભરાઇ હતી.

"આજે દાન કરવાનું શુભ મુહૂર્ત હતું એટલે ગઢવીની ઇચ્છા તૃપ્ત કરી–ઝાલાહર અશ્વ તેને દાનમાં આપ્યો." વીરમે વળી એની એ વાત ઉચ્ચારી.

વાઘેલીએ જોયું કે આજે વીરમને ભોજન તરફ અરૂચી થઈ હોય તેમ જણાય છે. તેણે ઝારીમાંથી શીતળ જળનો પ્યાલો ભરીને વીરમ આગળ ધર્યો.

જળપાન કરીને મૂછે તાવ દેતાં દેતાં પુનઃ વીરમ બોલ્યો, "વાઘેલી! ઝાલાહર તાદ્રશ્ય નટુવા જેવો જ છે. માત્ર નટુવાને જોયો ત્યારથી જ તેના તરફ મને પક્ષપાત ઉપજેલો, તેથી એ મેં સ્વારી માટે રાખી લીધો અને ઝાલાહર સાયા ગઢવીને આપી દીધો."

વીરમના આવા વર્તનથી વાઘેલી કચવાઇ. કેસર કસ્તુરી અને અનેક મસાલાથી ભરપુર પાનનાં બીડાં અને તજ લવીંગ એલચી સોપારી આદિ મુખવાસની વસ્તુઓથી ભરેલો થાળ તેણે વીરમ આગળ ધર્યો.

વીરમની ધૂન પુરી થઇ નહોતી. ગર્વ ભરી નજરે વાઘેલી તરફ જોતાં પુનઃ તે બોલ્યો, "બીચારો સાયો ગઢવી થોડોજ બાવીસ હજાર રૂપીયા ખરચીને કદી એવો ઘોડો ખરીદ કરી શકે એમ હતો? અને રાજવંશી સાજથી સજેલો એ ઝાલાહર અશ્વ મેં તેને ઇનામમાં આપી દીધો ત્યારે તેં એનો આનંદ જોયો હોત..."

વાઘેલીના ધૈર્યની હદ આવી. "હવે જોયો એ ઝાલાહર! એક ટટ્ટુ ચારણને ઇનામમાં આપ્યું એમાં આટલું બધું મોણ શું ઘાલો છો? એ તે એવી કઇ મોટી વાત હતી કે આપ એ ને એ વાત ફરી ફરી ત્રણ ચાર વખત કહ્યા કરો છો?"

દસેરાની સ્વારીમાં લોકોએ જ્યારથી નટુવા અને ઝાલાહર અશ્વને જોયા ત્યારથી જ જ્યાં ત્યાં તેનાં વખાણની જ વાતો થતી હતી. સાયા ગઢવીની નજર એ અશ્વોમાં ખૂચી હતી. 'એવો અશ્વ પોતાને ત્યાં હોય તો કેવું સારૂં?' એવી ભાવના અનેક વાર તેના મનમાં થઇ આવતી, પરંતુ પોતાના ભાગ્યને વશ થઇ તે મન મનાવતો હતો. વીરમદેવ પાસે તેણે દસેરાની સ્વારીના ખૂબ વખાણ કર્યા, એ વખાણમાં આ અશ્વોનું નામ અસંખ્ય વાર લીધું અને એવા અશ્વનો માલિક મહા ભાગ્યશાળી ગણાય એમ કહીને પોતાની મનોવૃત્તિ પણ જણાવી દીધી. વીરમ સમજ્યો, એ ગઢવીની જીજ્ઞાસા તૃપ્ત કરવાનો પોતે નિશ્ચય કર્યો. અને દસેરાને ચોથે દિવસે જ—ચૌદશને દિવસે તેણે ઝાલાહર અશ્વ એ સાયા ગઢવીને ઇનામમાં આપ્યો. માનવસ્વભાવ જ પ્રશંસાનો શોખીન હોય છે. વીરમ રાજા હતો, તેણે અમુલ્ય વસ્તુની ચારણને ભેટ કરી હતી. લોકો તેની કદર કરે, પોતાના આપ્તજનો તે માટે પોતાને ધન્યવાદ આપે, એટલું તો તેનો માનવસ્વભાવ જરૂર માગી લે. વાઘેલી પોતાના આ કાર્ય માટે પોતાને ધન્યવાદના ઉદ્દગારોથી વધાવી લેશે એમ તે માને તો એમાં કંઇ ખોટું નહોતું.

પરંતુ અહીં તો ઉલટો જ પ્રકાર બન્યો. એ વાતમાં કંઇ દમ જેવું ન હોય તેમ વાઘેલીએ તેની અવગણના કરી, એટલું જ નહિં, પરંતુ આવા મૂલ્યવાન અશ્વને પણ ટટ્ટુની ગણનામાં ગણી કાઢયો. વાઘેલીનાં આ વચનો વીરમને માટે મર્મભેદક નિવડયાં. તેના વચનબાણથી વીરમનું અંતર વીંધાયું.

આ વચનબાણથી તેની રગેરગે ક્રોધ વ્યાપ્યો. વાઘેલી શું પોતાનું આવું અપમાન કરવાની હિંમત કરે? વીરમથી એ સહન ન થયું. તેનું મગજ એ અપમાનના વિચારથી ધમધમી ઉઠયું. **ક્રોધાવેશમાં તે એકદમ ઉભો થઇ ગયો.**×

" શું ઝાલાહૅર અશ્વ તે ટટ્ટુ? તમારા બાપને ત્યાં પેથાપુરમાં એવા કેટલાક અશ્વો છે તે તો બતાવો? હશે, હું જોઉં છું કે પેથાપુરમાં આવા કેટલાક અશ્વો છે! તમારો બાપ જ્યારે ઝાલાહર જેવા ઘોડા ચારણને ભેટ આપશે ત્યારે જ હું તમારે મહેલે આવીશ. ત્યાં સુધી ક્રોધ કાળે આવવાનો નથી."

ક્રોધાગ્નિથી બળતા આ વાકયો વાઘેલીને વસમાં થઇ પડયાં. તેમાં પણ છેલ્લા વાકયે તો તેના હૃદયના ચૂરેચૂરા કરી નાખ્યા.

તેણે જોયું કે રાજા રીસાયો! ક્ષણમાત્રમાં તેણે વીરમની ક્ષમા યાચી લેવાનો નિશ્ચય કર્યો, પરંતુ વીરમ તો એ આનંદગૃહનો—વાઘેલીના મહેલનો ત્યાગ કરી ગયો હતો!

વાઘેલીને માથે વીજળી તુટી પડી હોત તો તેને આટલું દુઃખ ન થાત. અનેક રાણીઓ જેને રીઝાવવા સદા તત્પર હોય તેવા રાજવીના પ્રેમપાનનો શુભ પ્રસંગ સાંપડયો તે પણ આવી રીતે એળે ગયો તેથી તેના શોકનો પાર ન રહ્યો. વચનબાણથી વીંધાયલો રાજા હવે કેમે કર્યો મનાય એવી આશા નહોતી. હા, એક માર્ગ હતો. તેણે ઉચ્ચારેલા શબ્દો સિદ્ધ કરી બતાવાય તો પુનઃ તે તેને મહેલે પધારે. પરંતુ આ માર્ગ વિકટ હતો—કદાચ અસંભવિત પણ!

વચનબાણ છુટી ચૂકયું હતું. એ બાણે બે હૃદય વીંધ્યાં—માનભંગથી ઇડરનરેશનું, વિપરિત પરિણામથી વાઘેલીનું! એ બાણ પાછું વાળી શકાય તેમ નહોતું, બોલ્યો બોલ મિથ્યા થઇ શકે તેમ નહોતું. એની

× જુઓ ચિત્ર.

અસર વજ્રલેપ સમી બની ગઇ. વાઘેલીની વિમાસણુનો, તેના મનની મુંઝવણુનો પાર ન રહ્યો.

## ૪ પેથાપુરને પંથે.

ઇડરનરેશને વાઘેલી જેવી બીજી ઘણી રાણીઓ હતી. રામપુરવાળી ચંદ્રાવતી અને વાઘેલી વચ્ચે તો ખાસ હરીફાઇ ચાલતી. બીજાં ઘણાં નાના રાજ્યોની કન્યાઓ ઇડરનરેશનો રણુવાસ શોભાવતી હતી. રાજ્ય નાનું હો કે મોટું, પરંતુ રાજાની કન્યા તો ગાદીને જ વરે–કોઇ રાજાને ત્યાં જ પરણે એવો રિવાજ હોવાથી એક જ રાજાને અનેક રાજકન્યાઓ પરણાવવામાં આવતી અને તેને પરિણામે રાજાને ત્યાં અનેક રાણીઓ થતી. સ્વાભાવિક રીતે રાજાનો પ્રેમ અનેક રાણીઓમાં વહેંચાઇ જતો અને જેનામાં વધારે સૌંદર્ય, વધારે વાક્‌પટુતા, વધારે આકર્ષણુ કે વધારે સ્વામિભક્તિ હોય તે તેટલે અંશે એ પ્રેમમાં વધારે ભાગ પડાવી શકતી. એકલી સ્વામિભક્તિ પણુ કામ લાગતી નહોતી. રાજ્યખટપટના પાસા ખેલવાની કળા જાણુવાની પણુ જરૂર રહેતી, અને જે એ કળામાં વધારે નિપૂણુ તે રાજા ઉપર વધારે સત્તા ભોગવવા પામતી. રાણીઓની સંખ્યાના પ્રમાણુમાં રાજા કેટલે ય દિવસે અમુક રાણીને ત્યાં પધારવાની કૃપા કરતો અને તે દિવસ જાળવી લેવો, રાજાને રીઝવવો, તે પ્રસન્ન થઇ કોઇ વખતે પણુ પોતાને યાદ કરવાની કૃપા કરે એવી ભાવના તેના અંતરમાં જગાવવીઃ આ માટે બહુ જ કુશળતા વાપરવી પડતી, જનસ્વભાવ પારખવાની કળા કેળવવી પડતી, અને રાજાની તે વખતે જેવી મનોવૃત્તિ હોય તેવું વર્તન રાખવું પડતું.

ઇડરનરેશ પોતાના ગઢવીને એક અશ્વનું દાન કરે તેમાં આટલા બધા ફુલાઇ જાય અને એ ને એ વાત ચીપી ચીપીને ફરી ફરીથી કરે એ વાઘેલીથી સાંખી ન શકાયું, એમાં એને અતિશયોક્તિ જણાઇ, અને તેણે ઇડરનરેશને રોકડું પરખાવ્યું.

વીરમે તેની સાથે વાક્યુદ્ધ આદર્યું હોત તો વાઘેલી જરૂર જીતી જાત, એટલું જ નહિં, પરંતુ વાઘેલીના દિલાવર મન માટે વીરમને માન ઉપજત. પરંતુ અહીં તો વચનબાણ વાગતાં જ કમાન છટકી, વીરમનો મીજાજ ગયો અને તે રીસાઇને વાઘેલી સાથે બોલવાની પણ બાધા લઇને ચાલ્યો ગયો. હવે શું થાય ?

પોતાનું જીવનસર્વસ્વ હરાઇ જતું હોય, સકળ સુખસાહ્યબી સરી પડતી હોય. પોતાનો સૌભાગ્યમણી સદાને માટે પોતાનો ત્યાગ કરી જતો હોય એવી તેને ભ્રાંતિ થઇ. એ ભયંકર કલ્પનાથી તેના ગાત્ર ગળી ગયાં. તેનું અભિમાન ઓસરી ગયું અને વજ્ર હૈયાની વાઘેલીની આંખમાંથી નિરાશાનાં—દુઃખનાં આંસુ સરી પડયાં.

" ઓ પ્રભુ ! મને આવી કુમતિ કયાંથી સુઝી ? " તેના મુખમાંથી આર્તનાદ નીકળ્યો અને એ એકાંત ઓરડામાં તેનો પ્રતિધ્વનિ થયો.

તેણે ચોમેર નજર કરી. ઝળહળતી રોશનીમાં પણ તેને ઘોર અંધકારનો ભાસ થયો. ધૂપદીપ અને પુષ્પ અત્તર આદિની સુવાસ પણ તેને અરૂચીકર લાગી. એકાએક શયનખંડ તરફ નજર ગઇ. શયનખંડ સુનો હતો. સાહ્યબાને માટે સેજ સમારી હતી તે પણ સુની હતી. પુષ્પની ચાદર એ શય્યાને શોભાવતી હતી, પરંતુ એનો ઉપભોગ કરનાર ત્યાં નહોતો, એ તો રીસાઇને અબોલા લઇને ચાલ્યો ગયો હતો !

વાઘેલીના અંતરમાંથી ઉષ્ણ નિશ્વાસ નીકળી પડયો.

નિરાશામાં અટવાતી આ લલના વિચાર કરી કરીને થાકી, પરંતુ એકે માર્ગ સુઝયો નહિં. અંતે તેણે નિદ્રાદેવીનો આશ્રય શોધ્યો.

પરંતુ આજે તો સુખશય્યા પણ તેને ખાવા ધાતી હોય તેવી લાગી. શાંતિ અર્પનારા શીતળ પદાર્થો પણ તેના અંતરમાં ઉકળાટ કરવા લાગ્યા. પુષ્પની ચાદર આજે અનેક કાંટાઓની માફક તેને ખૂંચવા લાગી. સ્વામી વિનાની સુની સેજલડીમાં અનેક રાત્રીઓ ધૈર્યથી ગાળનાર ગોરી

આજે આકુળ વ્યાકુળ થવા લાગી. અન્ય દિવસોએ સ્વામી કોઇ દિવસ આવશે એવી આશા રહેતી, એમ વિચારતાં સુખસ્વપ્નમાં મીઠી નિદ્રા આવી જતી. આજે તો એ સુખસ્વપ્ન પણ ઉડી ગયું હતું, એ મધુરાં સોણલાં પણ સ્વપ્નવત્ બની ગયાં હતાં, સ્વામીના મેળાપની આશા સદાને માટે ટળી ગઇ હતી. આજે તો નિદ્રાદેવી પણ તેના ઉપર રૂઠી હતી !

પોતાના દુઃખની વાત કોઇને કહેવાય તેવું નહોતું. શોક્યો, અન્ય રાણીઓ તો આ કલહથી ખૂબ આનંદ પામે તેવું હતું. કલહનો અંત આણવાને બદલે બળતામાં ઘી હોમવાને અને દાઝ્યા ઉપર ડામ દેવાને તેઓ તત્પર થાય તેવો વખત હતો.

અને વીરમદેવ? એ બીજી કોઇ રીતે માને તેવો નહોતો. ક્ષત્રિયના વચનની કિંમત વાઘેલી સમજતી હતી. વીરમના વચનો પરીપૂર્ણ થાય તો જ તે ફરી પોતાનો થાય. એટલે હવે બે માર્ગ રહ્યા હતા—કાં તો વિધિને વશ થઈ સદા પતિપ્રેમથી વંચિત રહેવું, કાં તો વીરમે કહેલાં વચનો પ્રમાણે કરી બતાવવું.

પહેલો માર્ગ દુઃખદાયી હતો. બીજો માર્ગ વિકટ હતો. જીવનપર્યંત દુઃખમાં રીબાયા કરવું એમાં નિર્માલ્યતા જણાઈ. સુખને માટે સાહસ ખેડી જોવું એ જ ઉત્તમ માર્ગ જણાયો. અંતે તેણે નિશ્ચય કર્યો કે કાલે સૂર્યોદય થાય તે પહેલાં જ પેથાપુર તરફ નીકળી જવું અને ત્યાં ભાગ્ય અજમાવવું.

* * * * *

બીજે દિવસે સવારે આખા ઈડર ગામમાં ચર્ચા ચાલી કે 'વાઘેલી પેથાપુરને પંથે પળ્યાં છે!' શા માટે તે કોઇ જાણી શક્યું નહિ. રણવાસમાં રાણીઓના આનંદનો પાર ન રહ્યો. જરૂર કંઈ ચકમક ઝરી હશે, રીસાયા હશે, કજીઓ થયો હશે એવી અનેક કલ્પનાઓ થવા

લાગી, અને 'ભલું થયું કે આ એક શોક્યનું સાલ તો અહીંથી ટળ્યું' એમ કહીને અન્ય રાણીઓ મનમાં હર્ષ પામવા લાગી.

## ૫ સોના મહોરને સાટે !

" સાયા ગઢવી છે કે ?"

ચારણના નેસમાં પગ મુકતાં એક પ્રચંડકાય પુરૂષે પ્રશ્ન કર્યો.

"હા, પધારો, શું કામ છે ?" ફળિઆમાં હાથમાં દુધની તાંબડી લઇને ઉભેલી એક પ્રૌઢાએ ઉત્તર આપતાં સામો પ્રશ્ન પુછયો અને ગાયને દોવાની તૈયારી કરવા લાગી. આ ચારણી સાયા ગઢવીની સ્ત્રી હશે એવી આવનારે કલ્પના કરી દીધી.

" જરા રૂબરૂ મળવું છે. ઘરમાં છે ?"

"ના, એ પેલી ખોડીયાર માતાની દેરી દેખાય ત્યાં ગયા છે. આવતા જ હશે. બેસો ને." ચારણીએ બકરાના વાળની વણેલી દોરીથી ભરેલો ખાટલો ફળિયામાં ઢાળી આપ્યો.

આવનાર આવા ભાવભર્યા સ્વાગતથી ચકિત થયો. 'કેટલો બધો વિવેક ! કેવી નમ્રતા ! કેવો હૃદયનો શુદ્ધ ભાવ !' શું કરવું તેના વિચારમાં જ તે ઉભો હતો. તેની નજર તો ચારણીએ બતાવેલી દેરી તરફ હતી.

"ભાઇ બેસો ને ! બહુ વાર નહિં લાગે. પ્રભાતના પ્હોરમાં ન્હાઈ ધોઇને પૂજાપાઠ કરીને દેવીના મંદિરે ઘીનો દીવો કરી આવ્યા પછી જ મ્હોંમાં અન્ન નાખવાનો તેમનો નીમ ( નિયમ ) છે."

આવનાર બેઠો. ચારણી ગાયને દોવા લાગી. દૂધથી ભરપૂર આંચળમાંથી ધોધમાર કરતી દુધની શેડો નીકળવા લગી. જોતજોતામાં બોઘરૂં (તાંબડી) દૂધથી છલકાઈ જવા લાગ્યું. કાંઠા ઉપર ફીણ ઉભરાવા લાગ્યું. ગાયના આઉમાં હજી દૂધનો ભંડાર ભરેલો હતો, બીજું બોઘરૂં દૂધથી ભરાય એટલું દૂધ નીકળી શકે એમ હતું, પરંતુ ચારણીએ ગાયના

વાછડાને છુટું મુક્યું અને તરત જ તે પોતાની માને વળગી પડી પય-પાન કરવા લાગ્યું. ચારણી એ બાળ પશુની ઉત્સુકતા અને અધીરાઇ કુતૂહલપૂર્વક જોઇ રહી. તેને થતો અનિવાર્ય આનંદ જોઇ તે સંતોષ પામી.

આવનાર ખાટલા ઉપર બેઠો બેઠો આ દૃશ્ય જોઇ રહ્યો હતો. ચારણીની ઉદાર વૃત્તિ માટે તેના મનમાં અનહદ માન ઉપજ્યું. બીજું બોધરૂં ભરાઇ જાય એટલું દૂધ હજી ગાય આપી શકે એમ હોવા છતાં આ ચારણી ગાયના સંતાન માટે એ જાણી જોઇને રહેવા દે છે એ એનું કેટલું બધું મોટું મન? અનાયાસે તેનાથી બોલાઇ જવાયું, "બહેન, હજી તો તમે જો ગાયને દોવો તો બીજું આથી પણ વધુ દૂધ નીકળી શકે! આટલું બધું વાછડાને શા માટે ધવરાવવું પડે?"

"તેના આત્માને સંતુષ્ટ કરવા માટે. ભાઇ! ગાયમાં જેટલું દૂધ હોય તેટલું બધું દોહી લઇયે તો પછી તેના વાછડાવાછડી શું પીએ? તેને પણ પોતાના સંતાનને પોષવાની હોંસ હોય કે નહિં? ગાય, ધરતી અને પ્રજા એ ત્રણેનો અતિશય કસ ખેંચી લેવાથી તેના ધણીને જ નુકસાન થાય છે. કોઇ ખેડુત ધરતીમાંથી બધોય કસ ખેંચી લેવાની દાનત કરે તો છેવટે ધરતી રસકસ વગરની થઇ જાય અને અંતે ખેડુતને માથે હાથ દઇને પોક મુકવાનો વખત આવે. કોઇ રાજા પોતાની પ્રજા તદ્દન નિર્ધન અને નિઃસત્વ બની જાય ત્યાં સુધી તેને દંડે અને કરવેરા આદિ અનેક રીતે તેની સમૃદ્ધિ લૂટયા કરે તો તેથી તે પ્રજા તદ્દન દુર્બળ થઇ જતાં રાજાને પણ દુઃખ વેઠવાનો વારો આવે. તેવી જ રીતે ગૌમાતાનું. તેના પોતાના સંતાનને ભાગે પણ જો તેનું થોડું ઘણું દૂધ ન રહે તો જરૂર તેની આંતરડી દુભાય અને તે દીલ ચોરે એટલે દૂધ પણ સૂકાય. જ્યાં નીતિ ત્યાં જ બરકત. પારકાનું સુખ તાકવાથી પ્રભુ આપણને પણ વધુ સુખી બનાવે છે."

આવનારના મુખ ઉપર આ વચનોની અજબ અસર થઇ. તે ઉંડા વિચારમાં ઉતરી પડયો.

ચારણીએ આ જોયું. તેને ધ્રાસ્કો પડયો કે રખેને મ્હેમાનનું દિલ કચવાયું હોય! "ભાઈ, કેમ આમ ઉદાસ થઇ ગયા? મારા વચનોથી કંઇ માઠું તો લાગ્યું નથી ને?"

"ના રે, બ્હેન! તમારાં વચનો તો સાવ સાચાં છે. હું એ જ વિચાર કરતો હતો કે આજકાલ રાજાઓ પણ પોતાનું કર્ત્તવ્ય ભૂલી જાય છે અને પોતાનો રાજવૈભવ વધારવાની લાલચમાં પ્રજાને આડાઅવળા બહાનાથી પણ લૂટી લેવામાં જ મોજ માને છે."

"એ તો જેવાં કર્મ તેવું ફળ! અનાથોનો નાથ તો બધું જોયા જ કરે છે. તે કોઇને છોડે એવો નથી. લ્યો, ગઢવીજી આવી લાગ્યા."

સાયો ગઢવી આવ્યો. ખડકીમાં પ્રવેશ કરતાં જ તેણે રામરામ કર્યા અને ચારણીને પુછયું, "કયાંના છે?"

"એ તો હું પુછવું જ ભુલી ગઈ, આપને મળવા આવ્યા છે."

સાયા ગઢવીને જોતાં જ તે આવનાર ગૃહસ્થે ખાટલા ઉપરથી ઉઠીને ગઢવીને રામરામ કર્યા.

"રામ રામ! પધારો, પધારો, જરા માતાજીનો દીવો કરવા ગયો હતો. ક્યાંથી પધારો છો?" સાયાએ પ્રશ્ન કર્યો.

"પેથાપુરથી."

"પેથાપુરથી? અત્યારમાં?" સાયો આશ્ચર્ય પામ્યો.

"હા ગઢવીજી! તમારૂં એક જરૂરનું કામ પડયું છે."

"એમ! ઠીક, ઠીક, પણ ચાલો શીરામણ તો કરી લઇએ, પછી બધું ય થયા કરશે."

સાયાનો ઇશારો થતાં ચારણી શીરામણની તૈયારી કરવા ઘરમાં ચાલી ગઇ.

આવનારે ચોમેર જોયું કે ગઢવી સિવાય બીજું કોઇ નથી.

"ગઢવીજી! અહીં નિરાંતે બેસો. મારી વાત સાંભળો. પહેલાં મારૂં કામ, પછી બીજી બધી વાત. મારૂં કામ ન થાય ત્યાં સુધી મારે તમારા ઘરનું પાણી પણ ન ખપે."

ગઢવી ચમકયો. આ વળી ત્રાગું કરનાર અત્યારના પ્હોરમાં કોણ નીકળી આવ્યો? ફળિયામાં એક ખૂણે પડેલી માચી તથા હોકો લઇને તે ખાટલાની સામે બેઠો અને હોકો પીતાં પીતાં વાતે વળગ્યો.

"ભાઇ! પહેલાં કંઇ વાત તો કરો, કે વાત કર્યા પહેલાં જ પાણી હરામ?"

"વાત કરૂં, પણ વાતનો વક્કર રહે તો. નાહક સોનાની જાળ પાણીમાં નાખવાથી શો લાભ?"

સાગો વિચારમાં પડયો, આમ ગોળ ગોળ વાતમાં શું સમજાય? "ભાઇ, ભગવાન કરશે તો તમારી વાત મારી નહિ જાય."

"તો આપો વચન."

"પણ મારાથી બની શકે એવી વાત હોય તો વચન આપું ને?"

"બની શકે એવી જ છે. મારી ખાત્રી છે, એટલે તો હું તમારી પાસે આવ્યો છું."

"જાઓ, બની શકે એવું હશે તો જરૂર કરીશ. પછી છે કંઇ?"

આવનારના મુખ ઉપર પ્રસન્નતા છવાઇ.

"ગઢવીજી! હું તમારો ઝાલાહર અશ્વ લેવા આવ્યો છું."

ગઢવી ચમકયો. આ ઘડીએ જ એ અશ્વ ઉપડી જતો હોય તેવી ભ્રાંતિમાં વિહ્વળતાથી તેની આંખો ચોમેર ફરી વળી.

"મુંઝાશો નહિ, મારે તે મફત નથી જોઇતો. તેનું મૂલ્ય આપીને લઇ જવો છે."

"અરે, પણ વીર વીરમદેવે તેના બાવીસ હજાર રૂપિયા આપ્યા

છે!" ગઢવીએ માન્યું કે એ કિંમત સાંભળીને જ સામાની છાતી બેસી જશે!

"બસ એ જ ને? આ લ્યો હું ત્રેવીસ હજાર આપું છું," કહી આવનાર માણસે પોતાની કમરે બાંધેલી ભેટ છોડી નાંખી અને ભેટ નીચે છુપાવેલી-કેડે બાંધેલી વાંસળી (નાણાંથેલી) કાઢી. થેલીનું મ્હોં ઉઘાડીને તેને ઉંધી વાળતાં જમીન ઉપર રણકાર થયો અને ગઢવી ચમક્યો. પોતાની સામે તેણે સોનામહોરોનો ઢગ જોયો. આ સ્વપ્ન છે કે સત્ય તેની જ તેને શંકા થઇ.

. "ગઢવીજી! ગણી લ્યો આ સોના મહોરો. આ આપના ઝાલા-હર અશ્વનું મૂલ્ય."

ગઢવીને બીજી શંકા થઇ. કણબી જેવો પોશાક ધારણ કરનાર આ ખરેખર કણબી ન જ હોય! તેનાં વચનો, બોલવાની છટા, તેની તેજસ્વી મુખમુદ્રા અને એ મુખ ઉપર તરવરતું ગૌરવ: એ બધું કંઈ બીજું જ સૂચવતું હતું. તેણે એ જાણવાનો પ્રયત્ન કર્યો.

"ભાઇ! મેં તમને વચન આપ્યું છે તેમ મારે પણ તમારી પાસેથી વચન માગવું પડશે." સાયાએ તેને બાંધી લેવાની યુક્તિ રચી.

"ખુશાથી, એક નહિં પણ બે."

"ઠીક. ત્યારે પહેલું તો તમે કોણ છો તે સૂર્યદેવની સાખે સત્ય જણાવો."

મ્હેમાને બોકાની છોડી નાખી અને માથે વીંટાળેલું ફાળિયું ઉતારી ઓટલા ઉપર મુકયું. "સાયા ગઢવી! ઓળખો છો આ પેથાપુરના ગામધણીને?"

સાયાએ તેની સામે જોયું, એક વખત ધારી ધારીને જોયું અને તે એકદમ ઉભો થઇ ગયો. ચકિત થઇને તે બોલ્યો "અહોહો! ગૌબ્રા-હ્મણપ્રતિપાળ! તમે આ વેષમાં?"

"હા, આ ઝાલાહર અશ્વને માટે! માત્ર એક વચનને ખાતર!" રાજાએ તેના કાનમાં કેટલીક વાતો જણાવી.

ગઢવી સમજ્યો. વાઘેલીના ચાલ્યા જવાનું કારણ હવે તેના ધ્યાનમાં આવ્યું. એ જ ક્ષણે ચારણી શીરામણ માટે બોલાવવા આવી, પરંતુ ઓરડાના બારણામાં જ તે સ્થંભી ગઇ. ઓરડાની બારસાખ ઉપર જ તેના હાથપગ રહી ગયા. આ શું? આવનાર તરફ ગઢવીની આટલી પૂજ્યબુદ્ધિ શી? **સોનામહોરોનો આ ઢગ શો અને વાત શી?*** તેના આશ્ચર્યનો પાર રહ્યો નહિ.

"આવો બહેન! આ જરા સંભાળીને લઇ લ્યો. અને સાચવીને ઠેકાણે મુકી ઘો."

"એ પછી. પહેલાં હજી બીજું વચન બાકી છે તે કબુલો. પછી બીજી વાત." ગઢવીને એકાએક કંઇ સ્મરણ થઇ આવ્યું.

"માગી લ્યો."

"એટલું જ કે આ ઝાલાહર ત્રાહિતના હાથમાં ન જાય. કાં તો એ પેથાપુરપતિની અશ્વશાળાને દીપાવે, કાંતો આ સાયાની રંક ઘોડારને."

પેથાપુરનો ઠાકોર સમજ્યો, સાયા ગઢવીની એ અશ્વ તરફની મમતાની વાત તેના જાણવામાં આવી હતી.

"કબુલ છે ગઢવીજી! આ સૂર્યદેવની સાક્ષીએ એ વચન આપું છું."

ગઢવીએ ચારણીને બોલાવી. તેણે શીરામણનું સ્મરણ કરાવ્યું.

"પધારો રાજન્! આજ તો અમારી રંક ઝુંપડીને પાવન કરો. વિદુરની ભાજી અને સુદામાના તાંદુલ સમું આ ગરીબ ગઢવીનું સ્વાગત સ્વીકારી કૃતાર્થ કરો."

"ગઢવીજી! મને ક્ષમા ન કરો? આપનું ખાઇને હું ક્યા ભવે છુટું? વળી આમને મેં બ્હેન કહ્યાં છે......"

* જુઓ ચિત્ર.

"અને તેથી જ બ્હેનને ત્યાંથી ભાઇ ભુખ્યા જાય એ કદી ન બને. હા, ભાઇ વીરપસલીના વિચારથી ડરી જતા હોય તો કંઇ કહેવાય નહિં." ચારણીએ આગ્રહ કર્યો.

બંનેના આગ્રહ પાસે રાજાને નમવું પડયું.

લીલી ટેટી જેવી બાજરીના તાજા દળેલા લોટના બનાવેલા રોટલા અને શેડકઢા દૂધની લહેજત રાજાને પોતાના રણવાસમાં મળતાં બત્રીશ ભાતનાં ભોજન કરતાં પણ વધારે જણાઇ. ભાવપૂર્વક પીરસાયલું એ ભોજન તેને અતિ સ્વાદિષ્ટ લાગ્યું અને તે પ્રસન્ન થયો.

ગઢવીએ ઝાલાહરને તૈયાર કર્યો. તેનાથી જુદા પડતાં તેનું કાળજું કપાઇ જતું હતું.

"ગઢવીજી! બ્હેન! આપ બંનેને મારી વિનંતિ છે કે આ વાતનો જરાય ફંફેરો ન કરશો. મારી પુત્રીના સુખને ખાતર–માત્ર એક વચનને ખાતર મારે આ બધું કરવું પડે છે, પરંતુ જ્યાં સુધી એ વચન પરીપૂર્ણ રીતે સિદ્ધ કરી બતાવાય નહિં ત્યાં સુધી કોઇને એ વાતની જાણ ન થાય એટલી સાવચેતી રાખવાની ખાસ જરૂર છે."

"એ બાબત આપ નિશ્ચિંત રહો. પ્રભુ આપને યશ આપે." ગઢવીએ હિમ્મત આપી.

"ઠીક, લ્યો બહેન આ ભાઇ તરફની ભેટ" કહી રાજાએ મૂઠી ભરીને સોનામહોરો ચારણી આગળ મુકી. "આ તો માત્ર ફુલને બદલે ફુલની પાંખડી છે. તમારી વીરપસલી તો હજી બાકી છે. પ્રભુ એ પણ સમય આપશે."

"દેવી તમારા મનના મનોરથ પુરા કરશે, રાજન્!"

ચારણીએ આશીર્વાદ આપ્યા અને દેવી સ્વરૂપ ચારણીને તથા ગઢવીને નમન કરીને પેથાપુરનરેશ ઝાલાહર અશ્વ સાથે ત્યાંથી નીકળી પડયો.

## ૮ પુત્રીના સુખ માટે.

વાઘેલી પેથાપુર આવવા નીકળી. માનભંગ માનુની માર્ગમાં મનમાં અનેક મનસુબા ઘડતી હતી, અનેક સંકલ્પ વિકલ્પ કરતી હતી, વીરમદેવના માર્મિક વચનો પરીપૂર્ણ કરવાની કંઇ કંઇ યોજનાઓ યોજતી હતી, પરંતુ અંતરમાંથી નિરાશાનો ધ્વનિ ગાજી ઉઠતો.

પેથાપુરમાં પોતાનો કેવો આદરસત્કાર થશે, પિયરિયાં આ વાત જાણીને પોતાને શું કહેશે, ઇડરનરેશ જેવા બળિયા સાથે બાથ ભીડવા તેઓ કેવી રીતે તત્પર થશે, ઝાલાહર જેવો મુલ્યવાન અશ્વ ચારણને ભેટ આપી દેવા જેટલી ઉદારતા પોતાનો પિતા કેવી રીતે બતાવી શકશે? એવી પ્રશ્નમાળાના મણકા એક પછી એક ફરવા લાગ્યા, અને જેમ જેમ વિચારમાળા ફરતી ગઇ તેમ તેમ કાય વધારે ને વધારે વિકટ જણાવા લાગ્યું.

અંતે પેથાપુર આવ્યું. જાણે માળાનો મેર આવી લાગ્યો! વિચારમાળા બંધ પડી.

વાઘેલીને એકાએક આવેલી જોઇને પેથાપુરમાં આશ્ચર્યનું વાતાવરણ ફેલાયું. 'કુંવરીબા કેમ આમ એકાએક આવી લાગ્યા?' એવી જ્યાં ત્યાં ચર્ચા થવા લાગી. જીજ્ઞાસુઓ કારણ શોધવા આતુર બન્યા.

પરંતુ રાજ્યમાતા કાર્યકુશળ હતાં. લોકોને જરાય શંકા ન પડે તેવી રીતે તેમણે દાસીએ મારફત વાત ફેલાવી કે રાજમાતાની પ્રકૃતિ અસ્વસ્થ રહેતી હોવાથી 'બ્હેનબા' ને ખાસ તેડાવ્યાં હતાં!

થયું, એ ચર્ચાનો અંત આવ્યો. બે ચાર દિવસમાં તો જાણે કંઇ બન્યું જ ન હોય તેમ વાત ભૂલાઇ ગઇ. 'બ્હેનબા રાજમાતાની પ્રકૃતિ જોવા આવ્યાં છે, એટલે હમણાં તો અહીં રોકાય જ તો' એવી સામાન્ય માન્યતાએ કૂતુહલવૃત્તિને શમાવી દીધી, અને વાત વિસારે પડી.

રાજમાતાએ ધીરે ધીરે સઘળી વાત જાણી લીધી, કલહનું કારણ

જાણી લીધું, પોતાના જમાઇરાજે કરેલી શર્ત પણ જાણી લીધી. તેણે જોઇ લીધું કે જમાઇરાજની શર્ત પરીપૂર્ણ થાય તો જ પોતાની પુત્રી પતિસેવાનું સુખ પુનઃ પ્રાપ્ત કરી શકે એમ છે!

તેણે જોયું કે એ કલહનું મૂળ કારણ તો પોતાની પુત્રી જ છે, એ વિખવાદમાં પ્રથમ દોષ વાઘેલીનો જ છે. પરંતુ ગમે તેમ તો પણ મા! બાળકોની હજાર ભૂલોને ભૂલી જનારી, તેના અનેક દોષોને ઘોળીને પી જનારી, તેના દોષોમાં પણ નિર્દોષતા અને સ્વાભાવિકતા જોનારી અને પોતાના સંતાનના અનેક દોષોને ઢાંકવાનો યત્ન કરનારી મા તે મા જ છે! એ દિલાવર દિલની, સ્નેહાળ, માયાળુ માનો વાત્સલ્યભાવ અનેરો છે. 'મા' માં અસ્ખલિત સ્નેહ, અનહદ પ્રેમ, અને અકથ્ય માયા મમતાનો અખૂટ ભંડાર પ્રભુએ ભરેલો છે. એ તો દયાની દેવી છે. તેથી જ કહેવાય છે કે 'મા તે મા અને બીજા સંસારના વા.'

આ માતૃસ્નેહે પુત્રીનો દોષ ઢાંકી દીધો, જમાઇરાજે સાહસ કર્યું છે એમ મનમાં માની લીધું અને 'પોતાને મેણું મારવા માટે–પોતાની પરીક્ષા કરવા માટે–પોતાનું ગજું માપવા માટે તેમણે આ લાગ શોધ્યો છે' એવા સ્વરૂપમાં પોતાના પતિ પાસે સઘળી હકીકત રજુ કરી.

પેથાપુરનો વાઘેલો ઠાકોર સમજ્યો. સ્ત્રીને મોંઢે સાંભળવામાં આવતી વાતમાં અતિશયોક્તિનું મીઠું મરચું ભભરાવેલું હોય જ એમ એ કાર્યદક્ષ અનુભવી રાજવી સારી પેઠે સમજતો હતો, છતાં પોતાની કુંવરીને એકાએક પેથાપુર આવવું પડયું એટલે વાતમાં કંઇક સત્યાંશ તો હશે જ એમ માનીને તેનો ઉપાય કરવાના વિચારમાં તે પડયો. વાત બહાર ન જવા પામે એટલી સાવચેતી રાખવા માટે તેણે પોતાની પત્નીને ધન્યવાદ આપ્યો.

માત્ર શબ્દોથી કે સમજાવટથી ઇડરનરેશ માની જાય તેવો નહોતો, કોઇ પ્રકારની લાલચથી તેને રીઝવી શકાય તેમ નહોતું, એની

મેળે જ તે ઠેકાણે આવે એવી આશા નહોતી. હતો માત્ર એક માર્ગ—તેણે ઉચ્ચારેલાં વચનો સિદ્ધ કરી બતાવવાં—ઝાલાહર જેવો અશ્વ દાનમાં આપીને પોતાનું સામર્થ્ય બતાવવું.

અશ્વપરીક્ષામાં કુશળ એવા પોતાના અશ્વપાળ (ઘોડાવાળા) ને તેણે બોલાવ્યો, અશ્વોના ગુણદોષ વિષે આડીઅવળી વાતો કરી અને અંતે કહ્યું, "સાંભળ્યું છે કે આપણા રાવ વીરમદેવે હમણાં બે નામી અશ્વો ખરીદ કર્યા છે. તેમાં એક ઝાલાહર નામનો દેવમણી સમો અશ્વ છે. તેની જોડીના એક અશ્વની ખાસ જરૂર છે."

"ઝાલાહર અશ્વને મેં જોયો છે, અન્નદાતા! મળશે તો આબાદ તેની જોડી થઈ રહે તેવો અશ્વ કાઠિયાવાડના ખૂણેખૂણા ફરી વળીને હું લઈ આવીશ." અશ્વપાળે ઉત્તર આપ્યો અને આજ્ઞાની રાહ જોઈ રહ્યો.

"એમ? તો તો બહુ જ ઠીક. તમારે વાટખર્ચીના જોઈએ તેટલા રૂપિયા લઈ જાઓ, અને અશ્વ મળી આવે તો મ્હોં માગ્યું મૂલ્ય કબુલ કરીને પણ અહીંયા લઈ આવો. અશ્વનો માલિક અહીં સુધી ન આવે તો તમે આવીને ઠરાવેલો અત્રેજ અહીંથી લઈ જજો. પણ જુઓ, એ અશ્વ બરાબર ઝાલાહર જેવો જ હોવો જોઈએ. તેને પણ ભૂલાવી દે તેવો! તેનાથી ચઢિયાતો હોય તો હરકત નહિં. જેમ વધારે પાણીદાર તેમ વધારે સારૂં."

"એમાં મને નહિં કહેવું પડે, ઠાકોર સાહેબ!" અશ્વપાળ આજ્ઞા લઈને ત્યાંથી અશ્વની શોધમાં નીકળી પડયો.

જ્યાં જ્યાં તેને સારા અશ્વોના વાવડ મળ્યા ત્યાં ત્યાં અશ્વપાળ ગયો, જાતજાતના અશ્વો તેણે જોયા, પરંતુ એકે ઉપર તેની નજર ઠરી નહિ.

અંતે તે કાઠિયાવાડમાં ગયો. મૂળી, ચોટીલા, ભાડલા, હસા, હળવદ વિગેરે સ્થળોના વખણાતા ઘોડા જોયા; એક બીજાથી ચઢિયાતા, પાણીદાર તેજસ્વી સશક્ત અશ્વો તેની નજરે પડયા, પરંતુ ઝાલાહર જેવો મૂલ્યવાન અશ્વ કોઇ સ્થળેથી ન મળી આવ્યો. અશ્વપાળ વ્હીલે મોઢે પાછો આવ્યો."

ઠાકોરે આ ખબર સાંભળ્યા. તેની નિરાશાનો પાર ન રહ્યો. તેણે પોતાની પત્નીને–ઠકરાણીને આ વાત જણાવી.

બંને વિચારમાં પડયાં. હવે શું કરવું ? પોતાની પુત્રીનું દુઃખ ટાળવાનું એક માત્ર ઔષધ તે પણ ન મળ્યું. એ જડીબુટ્ટી કયાંયથી હાથ ન લાગી. હવે શું થાય ?

વાઘેલીથી આ વાત છુપી રહી શકી નહિ. તેને તો પોતાનો આશાકોટ તુટી પડવા જેવું થયું.

રાજમાતાને–ઠકરાણીને એક યુક્તિ સુઝી.

"આપણે એમ કરીયે તો ?"

"શું !" ઠાકોરની જીજ્ઞાસા ઉશ્કેરાઇ.

"ઝાલાહરને જ મેળવવાનો યત્ન કરીયે."

ઠાકોર ઠકરાણી તરફ જોઇ રહ્યા. વાત તો સોળ આનાની હતી ! ઠકરાણીની ચતુરાઈ માટે તેને માન ઉપજ્યું.

"શું કરીયે ? જ્યારે ઝાલાહર જેવો અશ્વ મળતો જ નથી ત્યારે પછી ઝાલાહરને જ લઈ આવીયે અને ચારણને તે દાનમાં આપીયે તો શું ખોટું ?" આપણે તો જ્યાં ત્યાં જમાઇરાજે આપેલું મહેણું જ ભાંગવાનું છે ને ?" ઠકરાણીએ મુશ્કેલીમાંથી માર્ગ શોધી કાઢ્યો.

પાસેના ખંડમાં બેઠીબેઠી વાઘેલી આ ચર્ચા સાંભળતી હતી. નિરાશાના વાદળમાં આશાનું એક કિરણ ચમક્યું.

"બરાબર છે. પછી તો વીરમદેવથી કંઇ બહાનું કઢાય નહિં

અને એ ખરો રજપૂત બચ્ચો છે, વચનનો ટેકીલો છે, એનું વચન પરીપૂર્ણ થાય એટલે એ ખોટા દોષો કાઢવા બેસે એવી હલકી વૃત્તિ તેનામાં નથી. તેમના સ્વભાવનો મને સારો અનુભવ છે. પરંતુ ઠકરાણી! તમે જાણો છો ?"

"શું ?" આશાવાન બનેલી ઠકરાણી ઠાકોરના આ પ્રશ્નથી વળી અધીરી બની.

"ઝાલાહર અશ્વ સાયા ગઢવીને પ્રાણથી પણ પ્યારો છે. તેનામાં એનો જીવ ભરાઇ રહેલો એટલે તો વીરમદેવે એ અશ્વ એને ભેટ કર્યો. બાકી વીરમદેવ નટુવા અને ઝાલાહરની જોડી લાખ વાતે કદી પણ ખંડિત ન થવા દે. ગઢવી ઝાલાહરનું જીવની માફક જતન કરે છે."

"પરંતુ દામ કરે કામ અને બીબી કરે સલામ એ કહેવત આપ ક્યાં નથી જાણતા ? પૈસા દેખીને મુનીવર પણ ચળે, તો પછી સાયા ગઢવીનું શું ગજું ?" ઠકરાણીને તો ક્યારે ઝાલાહર મળી જાય એની તાલાવેલી લાગી હતી.

"ભુલો છો, ઠકરાણી! તમે જાણો છો કે વીરમદેવે ઝાલાહરના બાવીશ હજાર રૂપીયા આપ્યા છે ? ગઢવી એથી પણ વધારે માગશે. એક અશ્વને ખાતર એટલા રૂપીયા આપી દેવા એ આપણા ગજા ઉપરની વાત છે."

"ગમે તેમ હોય, પરંતુ પુત્રીના સુખને ખાતર ગજા ઉપરાંતનું કાર્ય પણ કરવું પડે. શું કરીએ ? પેટનાં છોકરાંને ખાતર વખને જાત પણ વેચવી પડે !'

ઠકરાણીનો માતૃસ્નેહ જોઇ ઠાકોરની ઉર્મી ઉછળી.

"ત્યારે મારે પોતાને હવે અહીંથી જવું પડશે."

"ક્યાં ?"

"સાયા ગઢવીને ત્યાં."

"તમે જાતે ? કેમ બીજું કોઇ જાય એવું નથી ?"

"જનાર તો અનેક છે. સેવકોની શી ખોટ પડી છે ? પરંતુ પારકાથી એ કામ નહિંજ પાર પડે. સાયો ગઢવી પૈસાથી નહિં પલળે........."

"ત્યારે ?" ઠકરાણીને સમજણ ન પડી કે ઠાકોર શું કરવા માગે છે."

"ઝાલાહરનો ત્યાગ કરતાં ગઢવીનો પ્રાણ કંઠે આવશે. અમે તેટલું મૂલ્ય આપતાં પણ એ બીજાને ચોખ્ખી ના જ પાડશે. હું પોતે જઇશ તો જ કદાચ એ આંખની શરમ નહિં છાંડી શકે અને મને કે કમને ઝાલાહર સોંપવા કબુલ થશે."

"તમે પોતે જશો ?" ઠકરાણીને આશ્ચર્ય થયું.

"હા, પુત્રીના સુખને ખાતર હું પોતે જઇશ, સાયા ગઢવીને સમજાવીશ, વિનવીશ, નહિં માને તો છેવટે તેને પગે પડીશ, પરંતુ ઝાલાહર અશ્વ જરૂર તેની પાસેથી લઇ આવીશ. જરૂર પડશે તો છેવટ પુત્રીના હિતની ખાતર એ ચારણ પાસે ઝાલાહરની ભિક્ષા માગીશ, કોઇ પણ ઉપાયે એ અશ્વને અહીં લઇ આવીશ."

ઠકરાણીની આંખમાં પ્રેમાશ્રુ ઉભરાયાં. બાજુના ખંડમાં બેઠેલી રાજકુંવરી વાઘેલીના અંતરમાંથી શુભાશિષના ઉદ્‌ગારો નીકળી પડયાં, 'ઘણું જીવો આવા દયાળુ બાપ અને અમર તપો તેનું સુખી રાજ !'

× × × ×

વાત બહાર ન પડે, કોઈ જાણવા ન પામે તેવી રીતે કામ લેવાનું હતું તેથી ઠાકોરે વેષપલટો કર્યો, કણબી ખેડુતનો સ્વાંગ સજ્યો, કોઇ ન કળી શકે એવી રીતે સાયા ગઢવીને ત્યાં આવ્યો, તેને સમજાવ્યો, વિનવ્યો અને સોનામહોરોને સાટે ઝાલાહર અશ્વ ખરીદી લાવ્યો. પેથાપુરના રાજાએ રંકનો વેષ ધર્યો, ગઢવીને ઘેર જઇ તેને

વિનવ્યો અને શ્રમ વેઠીને તથા મ્હોં માગ્યું મૂલ્ય આપીને ઝાલાહર અશ્વને લઇ આવ્યો—કેવળ પુત્રીના હિતને ખાતર!

૭ મહેણું ભાંગ્યું.

સાયા ગઢવીને ત્યાં ઝાલાહરનું ગમે તેટલું જતન થાય તો પણ રાજવંશી ચાકરી આગળ તો તે ઉતરતા પ્રકારનું જ. પાણી માગતાં દૂધ મળે એવા રાજખર્ચથી મળતાં સુખ સગવડમાં અને ગઢવીને ત્યાં મળતા સાધનોમાં ફેર તો પડે જ. ઝાલાહર અશ્વ વીરમદેવ પાસે હતો ત્યારે તેનું શરીર હૃષ્ટપુષ્ટ હતું, ગઢવીને ત્યાં તે જરા સુકાયું હતું.

ઠાકોરને તો વીરમદેવે ઝાલાહરને જેવી સ્થિતિમાં ચારણને ભેટ કર્યો હતો તેવી જ—બની શકે તો તેથી પણ સારી સ્થિતિમાં આપવાની ઇચ્છા હતી. તેણે ઝાલાહરને પુષ્ટિકારક મસાલો ખવરાવવાનો, તેને પુરતા પ્રમાણમાં રાતબ આપવાનો, તેને નિયમસર માલીસ કરવાનો, અને તેની સારામાં સારી રીતે ચાકરી કરવાનો પ્રબંધ કર્યો.

છ મહિના વીત્યા અને ઝાલાહર ખાઈપીને તૈયાર થયો. શરીરમાં નવું ચેતન આવ્યું હતું, રગેરગે નવું લોહી સંચર્યું હતું, પુષ્ટિકારક મસાલાના સેવનથી તેના બળમાં અતિ ઘણી વૃદ્ધિ થઇ હતી, તેના થનથનાટનો પાર નહોતો.

ઠાકોરે ઝાલાહરને જોયો અને તેની આંખ ઠરી. હવે વીરમદેવ આને જુએ તો જરૂર પોતાના ઝાલાહરને પણ ભૂલી જાય. તેનું અંતર હર્ષથી ઉછળ્યું.

તેણે જોયું કે હવે વીરમદેવનું મેણું ભાંગવાનો શુભ પ્રસંગ પોતાને પ્રાપ્ત થયો છે. જોશીને બોલાવીને તેણે દાન આપવાનું શુભ મુહૂર્ત જોવરાવ્યું અને સાયા ગઢવીને પેથાપુર તેડી લાવવા માટે માણસ મોકલ્યો.

ગઢવી આવ્યો, ઠાકોરની દાન આપવાની ઇચ્છા જાણી આનંદ પામ્યો, તેમાં પણ ઝાલાહરનું દાન કરવાનું છે એ વાત જાણી ત્યારે

તો તેનું હૈયું હર્ષથી ગજગજ ઉછળ્યું. તેણે ઠાકોરને ધન્યવાદ આપ્યો.

પેથાપુરમાં આજે જ્યાં જુઓ ત્યાં ઝાલાહર અશ્વના દાનની જ વાત ચર્ચાય છે. પેથાપુરની અશ્વશાળામાં ઝાલાહરને વસ્ત્રાલંકારથી વિભુષિત કરીને–રાજવંશી સાજ સજાવીને ખૂબ શણગાર્યો છે. લોકો એ અશ્વને જોઇને પ્રસન્ન થાય છે અને તેને જોતાં જ તેના રૂપ ગુણની–તેના સૌંદર્ય અને શક્તિની પ્રશંસા કરવા મંડી જાય છે. રાજ્યને આંગણે શોભે એવો આ દેવમણિ સમો અશ્વ એક ગઢવીને આપી દેતાં ઠાકોરનો જીવ કેમ ચાલે છે એ વાતનું જ સૌ કોઇને આશ્ચર્ય થાય છે.

જોતજોતામાં રાજ્યના તમામ ભાયાતો, સામંતો, સરદારો, રાજસેવકો અને પ્રજાજનો દરબારગઢમાં એકત્ર થયા. ઠાકોર આવ્યા, શાસ્ત્રનિપુણ પવિત્ર રાજગુરૂની આજ્ઞા પ્રમાણે શાસ્ત્રોકત વિધિથી અશ્વનું પૂજન કર્યું, તેને પુષ્પમાળ પહેરાવી અને સભાજનોના દેખતાં જ ઝાલાહર અશ્વનું તમામ સાજ અને વસ્ત્રાભૂષણો સહિત સાયા ગઢવીને દાન કર્યું.

" ગઢવીજી !" ઠાકોરે ગઢવીને પ્રણામ કરતાં કહ્યું, "મારા તરફની આ નમ્ર ભેટ સ્વીકારો. મારા જેવા ઠાકોરનું શું ગજું ? છતાં ફૂલ નહિ તો ફુલની પાંખડી એમ આ અશ્વ આપને અર્પણ કરીને હું કૃતાર્થ થાઉં છું."

" ઘણું છે બાપ ! તું તો ખરેખર દાનેશ્વરી નીકળ્યો. આવા ઉદાર દિલના રાજા આજે બહુ ઓછા છે—એક ઇડરનો રાવ વીરમ અને બીજો તું. વીરમને પણ ભુલાવી દે એવી તારી ઉદારતા જોઇને આજે મારો આત્મા ખરેખર પ્રસન્ન થયો છે. પ્રભુ તારૂં કલ્યાણ કરે, અને તારા મનના મનોરથ ફળે !"

" આપનો આશીર્વાદ ફળો. ગઢવીજી, વીરમદેવે ઝાલાહરને ખરીદી લઇને આપને ભેટ કર્યો હતો. મેં એ અશ્વ આપની પાસેથી ખરીદ કર્યો અને એ પાછો આપને જ સોંપું છું. આપનું હતું તે આપને મળે છે. એમાં મેં શું વિશેષ કર્યું ?"

" કેમ નહિ ?" પેથાપુરનો એક ભાયાત ઉછળી પડયો, "ઝાલાહરને ખરીદતી વખતે તમે મ્હોં માગ્યું દામ આપ્યું હતું તે મફતમાં ગયું કેમ ?"

"અને આટલા માટે જ તમે ઝાલાહરને અહીં લાવ્યા હતા ?" બીજા ભાયાતનો પણ કોપ ઉછળ્યો.

"ભલેને ગમે તે કિંમતે લાવ્યા, પરંતુ તે પાછો દાનમાં શા માટે આપી દેવો પડે ? અહીં રહીને તે પેથાપુરની અશ્વશાળાને શોભાવત અને પેથાપુર રાજ્યની કીર્તિમાં ઉમેરો કરત. " ત્રીજા ભાયાતે ટાપસી પુરી.

ઠાકોરના બધા ભાયાતો વક્રદષ્ટિથી ઘડીમાં ઠાકોર સામે તો ઘડીમાં સાયા ગઢવી સામે જોવા લાગ્યા. તેમનું અંતર ઇર્ષાગ્નિથી બળી રહ્યું હતું.

ઠાકોરે જોયું કે ગઢવીનું મન કચવાશે તો તે દાન લીધા વિના ચાલ્યો જશે અને આજ સુધી કરેલી બધી મહેનત ધૂળમાં મળી જશે." વાત વણસે તે પહેલાં જ પાણી પહેલાં પાળ બાંધવાની તેણે સાવચેતી વાપરી.

ક્રોધથી ધુંઆપુંઆ થયેલા ભાયાતોને સમજાવતાં તેણે કહ્યું, "ભાઇઓ, જરા શાંતિથી મારી એક વાત સાંભળો. પેથાપુરની કીર્તિ વધે એવું જ કાર્ય મેં કર્યું છે. 'ઝાલાહર જેવો અશ્વ હું દાનમાં ન જ આપી શકું" એવું ઇડરના રાવ વીરમદેવે મહેણું માર્યું હતું. એ મહેણું ભાંગવા માટે જ ઝાલાહર જેવો બીજો અશ્વ કયાંયથી ન મળી આવવાથી મેં

મોંઘું મૂલ્ય આપીને ઝાલાહર અશ્વ ખરીદ કર્યો હતો અને હવે એ જ અશ્વને હૃષ્ટપુષ્ટ બનાવીને—વસ્ત્રાલંકાર સજાવીને આજે ગઢવીને દાનમાં આપું છું. હવે વીરમદેવ જાણશે કે તેમની માફક પેથાપુરનો ઠાકોર–તેનો સસરો પણ ઝાલાહર જેવા અશ્વનું દાન કરી શકે છે. કેમ ગઢવીજી ખરી વાત ને ?"

ઠાકોરે ગઢવી તરફ અર્થસૂચક દૃષ્ટિ કરી. ચકોર ગઢવી ચેતી ગયો. "બરાબર છે, ઠાકોર શ્રી, દુનિયામાં તો વા વાત લઇ જાય છે તો પછી આવી વાત કંઇ વીરમદેવથી અજાણી રહેવાની છે ?"

"હા, અને એ વાત જાણશે એટલે મનમાં સમજી જશે કે ઠાકોરે બરાબર મેણું ભાંગ્યું, કેમ ખરૂં કે નહિં ?" ઠાકોરે પોતાના ભાયાતો તરફ પ્રશ્ન કર્યો.

"ત્યારે તો બરાબર. અમને શી ખબર કે જમાઇરાજે એવું મેણું માર્યું હશે. જ્યારે એ આ વાત જાણશે ત્યારે તો ડંડાગાર થઇ જશે." ભાયાતો અભિમાનમાં તણાયા. 'આજે તો ઇડરનરેશનું પણ પાણી ઉતારી નાંખ્યું' એવા મિથ્યાભિમાનથી તેઓ મનમાં મલકાવા લાગ્યા.

ઠાકોર સ્વસ્થ થયો. તેની એક ચિંતા ટળી ગઇ. સાયો ગઢવી ઝાલાહરને લઇને ઠાકોરની પ્રશંસા કરતો ઠેરઠેર તેનાં કીર્તિગાન ગાતો ગાતો ચાલ્યો ગયો. ઝાલાહરના દાનની વાત જોતજોતામાં ચોમેર પ્રસરી ગઇ.

## ૮ સમાધાન.

ઝાલાહરની માગણી કરતી વખતે પેથાપુરના ઠાકોરે માર્મિક શબ્દોમાં વીરમદેવ તરફથી થયેલી પોતાની પુત્રીની અવગણનાની હકીકત સાયા ગઢવીને જણાવી હતી. સાયા ગઢવીએ આવા કંઇ કંઈ પ્રસંગો

જોયા હતા, જાણ્યા હતા, અનુભવ્યા હતા. રાજાઓના મગજની કમાન વાતવાતમાં છટકી જાય છે એ તેણે અનેક વાર અનુભવ્યું હતું. એમને ઠેકાણે લાવવામાં અનેક યુક્તિ પ્રયુક્તિની જરૂર પડે છે એ પણ તે સારી રીતે જાણતો હતો અને તેથી જ વાઘેલીના સુખને ખાતર ઠાકોરને સહાય કરવાનો તેણે સંકલ્પ કર્યો હતો.'

એ સંકલ્પ તેણે પાર પાડયો. ગામેગામ પેથાપુરના ઠાકોરની ઉદારતાનાં અને ઝાલાહર અશ્વના દાનનાં કીર્તિગાન ગાતો ગાતો તે ઇડર આવ્યો. ત્યાં પણ તેણે એ વાત ફેલાવવામાં જરા પણ ખામી ન રાખી.

વીરમદેવ સમજ્યો. વાઘેલીને પોતે મહેણું માર્યું હતું તેનું આ પરિણામ હતું. ગમે તેમ તો પણ પોતે ઉચ્ચારેલું વચન પરિપૂર્ણ થયેલું જોઇ તેને સંતોષ થયો.

વાઘેલી ઉપર તેનો અનહદ પ્રેમ હતો. એ જ્યારથી ઇડર છોડી ગઇ ત્યારથી ઘણીવાર તેને વાઘેલીનું સ્મરણ થઇ આવતું, તેનો શુદ્ધ પ્રેમ સાંભરી આવતો, પરંતુ ક્ષાત્રવટ આડે આવતી. બોલ્યો બોલ ન પળાય તો રાજપૂતને કલંક લાગે ! પછી પોતાના વચનની કિંમત શી ! ગમે તેમ થાય પણ મ્હોંમાંથી નીકળેલું વચન તો પાછું ન જ ગળાય !

અંતે એ આડખીલી પણ નીકળી ગઇ. પોતાનું વચન પણ રહ્યું. વાઘેલીને પોતે મહેણું માર્યું હતું અને એ મહેણું તેના બાપે ભાંગ્યું હતું. પોતે ઉચ્ચારેલાં વચનો વાઘેલીના પિતાએ પરીપૂર્ણ કરી બતાવ્યાં હતાં.

વાઘેલી માટે તેના મનમાં માન ઉપજ્યું. બીજી સ્ત્રી હોત તો રીસાઇને પિયરમાં પડી રહેત. અને કેવો સ્નેહવત્સલ પિતા કે પુત્રીને માટે આટલું સાહસ ખેડયું ! ઠાકોર પ્રત્યે તેને પૂજ્યબુદ્ધિ ઉપજી.

અને તેનું અંતર પેથાપુર આવવા માટે અધીરૂં બન્યું. 'ક્યારે પેથાપુર પહોંચું અને સસરાજીને તેમના આ કાર્ય માટે ધન્યવાદ આપું! ક્યારે વાઘેલીને મળું અને તેને પુનઃ ઇડર લઇ આવી પ્રેમમંદિરમાં સ્થાન આપું!' એવી એવી ભાવનાઓ તેના અંતરમાં જાગી અને તે પેથાપુર આવવા નીકળ્યો.

જમાઇરાજની એકાએક પધરામણી થયેલી જોઇને પેથાપુરની પ્રજા આભી બની ગઇ. ઇડરનરેશ! અને તે આમ અહીં પધારે!

ઠાકોરે પણ વીરમદેવ જાતે અહીં આવશે એવી સ્વપ્ને પણ આશા રાખી નહોતી. તે ધારતો હતો કે કદાચ માણસો મોકલીને કુંવરીને તેડાવી લેશે. વીરમદેવને આમ એકાએક આવેલો જોઇને તે મનમાં મુંઝાયો. રખેને તેના સ્વાગતમાં કંઇ ઉણપ રહી જાય!

વીરમદેવે સસરાજીને પ્રણામ કર્યા. તેના મનની મુંઝવણ તે કળી ગયો. "વડીલશ્રી, મનમાં જરા પણ સંકોચ ન રાખશો. હું માન મેળવવા કે મ્હેમાનગત ચાખવા નથી આવ્યો. હું તો તમારા આ કાર્ય માટે ધન્યવાદ આપવા આવ્યો છું. મેં ધૂનમાં ઉચ્ચારેલા શબ્દોને બદલે આપને આટલો શ્રમ પડયો તે જોઇ મને બહુ ક્ષોભ થાય છે."

"એમાં ક્ષોભ શાનો? તમે તો ઉલટો મારી કીર્તિમાં ઉમેરો કર્યો છે. આવો પ્રસંગ ઉપસ્થિત ન થયો હોત તો મારી આવી નામના ક્યાંથી થાત? તમે એ વચનો ઉચ્ચાર્યાં ત્યારે તો મારે હાથે આવું ગજા ઉપરાંતનું કામ થવા પામ્યું અને તેથી તો ગામે ગામ મારી નામના થઇ. પ્રભુ જે કરે તે સારાને માટે."

*　　*　　*　　*

ઠકરાણીએ જમાઇને આશીર્વાદ આપ્યા અને વાઘેલીને ઇડર લઇ જવાની સૂચના કરી.

"હું એટલા માટે જ આવ્યો છું. તમારા જેવી માતા મેળવનાર પુત્રી અહોભાગ્યશાળી ગણાય. પુત્રીના સુખને ખાતર આટઆટલું કોણ કરે ?" વીરમદેવે સાસુની યોગ્ય પ્રશંસા કરી.

"એમાં શું ? માબાપનો તો પરમ ધર્મ છે કે પોતાની પુત્રીનું સુખ પ્રથમ સંભાળવું. ગમે તેમ તો પણ પુત્રી તો સાસરિયે જ શોભે. પિયરનો ગમે તેવો વૈભવ પણ એને નકામો. એટલે એના સુખને ખાતર અમારાથી બનતો યત્ન અમે કરીયે એમાં શું પાડ કરવા જેવું છે ? તમારે ઘેર ગમે તે થાય તો પણ એ ત્યાં જ શોભે. અમે તો એને ઇડર મોકલવા માટે તૈયાર જ કરી રાખી છે."

પેથાપુરનું વ્હાલસોયું સ્વાગત પામીને વીરમ વાઘેલી સાથે ઇડર જવા નીકળ્યો.

*　*　*　*

ઇડરના રંગમહેલના શયનખંડમાં સોનાની દીવીઓમાં સુગંધી દીપકો ઝળહળ બળતા દિવ્ય તેજ ફેલાવી રહ્યા હતા. ધૂપદીપ અને અત્તર ગુલાબજળ આદિથી ખંડમાં સુગંધ પ્રસરી રહી હતી. એ ખંડનો અધિષ્ઠાતા પોતાની પ્રેમમૂર્તિ સાથે આનંદકેલી કરી રહ્યો હતો.

"વાઘેલી ! તું પણ જબરી ! હું નહોતો ધારતો કે તારામાં આટલું બધું હૈવત હશે !" વીરમ પ્રેમભીની નજરે એ યૌવના તરફ જોઈ રહ્યો.

"એ સર્વ આપના સત્સંગનો જ પ્રતાપ, પ્રાણેશ ?" વાઘેલીની આંખમાં પ્રેમભરી મસ્તી ચમકી રહી હતી.

"પણ આટલી બધી ધાંધલ કરવાનું કંઇ કારણ ?" વીરમ લોહચુંબકની માફક વાઘેલી તરફ આકર્ષાયો. વાઘેલીના શુદ્ધ પ્રેમે એને પુનઃ જીતી લીધો હતો.

"કેવળ પતિપ્રેમને ખાતર, માત્ર આપની ચરણુસેવાની આકાંક્ષા ને લીધે!" વાઘેલીએ પોતાનું મસ્તક સ્વામીના વક્ષઃસ્થળ ઉપર ઢાળી દીધું.

"અરે વાહ રે મારી મીઠી મેના! જીભમાં તો નર્યું અમૃત જ ભર્યું છે ને શું?" હર્ષાવેશમાં આવી જઇ વીરમે પોતાના વક્ષઃસ્થળ રૂપી પ્રેમાસન ઉપર વિરાજેલી પોતાની પ્રેમપ્રતિમાના સુરખીભર્યા કપોલ પ્રદેશ ઉપર એક મધુરૂં ચુંબન કર્યું, અને પતિપત્ની પ્રેમરંગે રંગાયાં.

પ્રેમસરોવરમાં વિહાર કરતા આ રાજહંસોને જોઇ આકાશે ચડેલો ચંદ્ર પણ બે ઘડી સ્થંભી ગયો અને દિવ્ય પ્રેમનો લ્હાવો લુંટનાર આ પ્રેમી રાજદંપત્તિને આશીર્વાદ આપતો હોય તેમ પોતાની શાંત સુધામય તેજધારા એ રંગમહેલ ઉપર વરસાવી રહ્યો. અને સૃષ્ટિસૌંદર્યનું નિરિક્ષણ કરવા નીકળી પડેલી અપ્સરાઓ પણ આ દિવ્ય દૃશ્ય જોઇને બે ઘડી સ્થંભી ગઇ!



# ઝાલાહર.

## ૧ પાણીપંથો !

" ઝાલાહર ! ઝાલાહર ! મારો ઝાલાહર લાવો ! બીજો એકે અશ્વ અત્યારે કામ લાગે તેમ નથી. રાણા વાઘની સામે પડવામાં તો ઝાલાહરનુંજ કામ ! "

અધીરો બનેલો સરદાર ફળીયામાં આંટાફેરા મારવા લાગ્યો. પોતાના તમામ સેવકોને તેણે એ પાણીદાર ઘોડાને લઇ આવવા માટે દોડાવ્યા.

ઇડરના વીર વીરમદેવનો સરદાર માલજી ડાભી રાજ્યની કામગિરી ઉપર બ્રહ્મખેડમાં આવી રહ્યો હતો. એકાએક ગામમાં બૂમ પડી કે તરસંગમાનો રાણો વાઘ ખેડના ઢોર વાળી જાય છે !

પોતે ગામમાં હોય અને શત્રુ ત્યાંના ઢોર વાળી જાય ? બાલજી ડાભીથી એ કેમ સ્હેવાય ? તેણે તરતજ શત્રુની પાછળ પડવાનો નિશ્ચય કર્યો.

ફળિયામાં એક ઘોડો બાંધેલો હતો, પરંતુ એના ઉપર ડાભીની નજર ન ઠરી. સાધારણ કામ હોત તો એ ઘોડો ખુશીથી ખપમાં આવત, પરંતુ અત્યારે તો પોતાની શક્તિ માટે ગર્વ ધરનારા શત્રુની પાછળ પડવાનું હતું, ગામના ઢોર લઇ તે પરહદમાં પેસી જાય તે પહેલાં તેને પકડી પાડવાનો હતો. એ શત્રુના અશ્વને આંટી દે એવા અશ્વની જરૂર હતી અને એવો પવનવેગી અશ્વ ઝાલાહર પ્રભુકૃપાથી અનાયાસે થોડા દિવસ થયાં તેના હાથમાં આવ્યો હતો. આવા સંકટના સમયમાં તેનો લાભ કાં ન લેવો ?

તેણે નિશ્ચય કરી લીધો. તપાસ કરતાં જણાયું કે અશ્વપાલ તેને ખેલવવા સીમમાં લઇ ગયો છે. તરતજ તેણે માણસોને દોડાવ્યાં.

ઝાલાહર આવ્યો. થનગન થનગન કરતા એ ઉમદા અશ્વને ડાભી કુતૂહલપૂર્વક જોઇ રહ્યો.

ઝાલાહર સામાન્ય કોટીનો અશ્વ નહોતો. રાજસ્થાનમાં એની જોડ જડવી મુશ્કેલ હતી. રાજવંશી દમામ અને ઉત્તમ લક્ષણોવાળા એ અશ્વને ઇડરનરેશે બાવીસ હજાર રૂપિયે મુલવ્યો હતો.

બાવીસ હજાર રૂપિયા ? લોકો સાંભળીને દિંગ થઇ જતા અને સોદાગર ગામેગામ ફરીને નિરાશ થઇને અંતે ઇડર આવ્યો. ત્યાં તેને હીરાનો પારખુ ઝવેરી મળી ગયો. ઇડરના રાવે એ અશ્વની પરીક્ષા કરી લીધી, અને એ ઝાલાહર નામના અશ્વ સાથે એના જેવોજ બીજો નકુવા નામનો અશ્વ હતો એ બંનેને ચુંવાલીસ હજાર રૂપિયે ખરીદી લીધા.

રાજ્યની શોભારૂપ આ અશ્વો ઇડરની રિયાસતના ગૌરવરૂપ ગણાવા લાગ્યા.

ઝાલાહરની કીર્તિ દરેક રાજા રજવાડામાં ફેલાણી. આ અશ્વને જોવાનું ઘણાયને કુતૂહલ થતું, છેક ઇડર આવીને તેઓ એ દિવ્ય અશ્વ જાતે જોઇ જતા અને એના બાવીસ હજાર રૂપિયા વસુલ છે એવા ઉદ્‌ગારો તેમના મુખમાંથી નીકળી પડતા.

એક વખત આ અશ્વ ઈડર રાજ્યની અશ્વશાળાનું અણમોલું રત્ન ગણાતો હતો, પરંતુ પેથાપુર વાળી રાણીના વચનબાણને લીધે આજે તે સાયા ગઢવી નામના ચારણની માલિકીમાં આવ્યો હતો.

સાયા ગઢવીએ ઇડરના રાવને કહ્યું કે ચોમાસામાં ઘોડાને સાચવવા રાખો. રાવે એ અશ્વ પોતાના સરદાર માલજી ડાભીને સાચવવા માટે આપવાની સલાહ આપી અને ગઢવીએ તેમ કર્યું. રાજા મહારાજાઓની નજરમાં ખૂંચેલો એ અશ્વ અત્યારે ડાભીના હવાલામાં હતો. ડાભીએ આવા કટોકટીના પ્રસંગે એ અશ્વનો ઉપયોગ કરવાનું યોગ્ય ધાર્યું.

માલજી ડાભી ઢોર વાળવા જાય છે એવી ખબર પડતાંજ ગામના જુવાનો પણ તૈયાર થઇ ગયા અને ઘોડેસ્વાર બની તેની સેવામાં હાજર થયા.

ઝાલાહરને સાજ સજાવ્યો અને સ્વામીની સેવા કરવાને સદાય ઉત્સુક એ અશ્વ ઉપડું ઉપડું થઇ રહ્યો. ડાભીએ તેની પીઠ થાબડી, તેના ઉપર સ્વાર થયો, એડી મારી અને પોતાને પાંખો આવી હોય તેવા વેગથી ઝાલાહર પુરપાટ દોડવા લાગ્યો. 'આ જાય ! આ જાય !' કરતા ગામના માણસો એ પાણીપંથા ઘોડા પાછળ પ્રસન્નતા પૂર્વક જોઈ રહ્યા !

## ૨. પાછળ પડયો.

રાણો વાઘ કઇ દિશામાં ગયો એ વાતની માહિતિ ડાભીએ મેળવી લીધી. તેણે ઝાલાહરને એ દિશામાં વાળ્યો. યુવાનો તેની પાછળ પાછળ આવતા હતા.

લાંબો પંથ કાપ્યા પછી આગળ દોડતા ખેડના વાળી લીધેલા ઢોર અને પાછળ પોતાના માણસોને અશ્વોને પૂર વેગે દોડાવવાની ફરજ પાડતો રાણો વાઘ ડાભીની નજરે ચડયો. તેણે ઝાલાહરને દબાવ્યો. ઝાલાહર સમજ્યો, બંને પગે ઉછળ્યો, અને લાંબી ફલંગો ભરતો હોય તેમ ધસમસ્યો શત્રુની પાછળ પડયો. જોનારને એમજ લાગે કે એ ઘોડાના પગ જમીન ઉપર ઠરતાજ નથી !

ઘડીમાં ચાલ ધીમી પાડતો તો ઘડીમાં ઘોડાઓને પુરપાટ દોડાવતો રાણો વાઘ વાઘવા ગામની પાસે મનદાવરી ડુંગર છે ત્યાં સુધી આવી લાગ્યો. તેણે જોયું કે શત્રુઓ છેક નજીક આવી લાગ્યા છે.

### ૩ ઝપાઝપી.

રાણા વાઘે પોતાનાં માણસોને સાવધ કર્યાં અને ડુંગર ઉપર ચઢવાની ઇશારત કરી.

"પણ આ ઢોરનું શું ?" વાઘના એક માણસે પ્રશ્ન કર્યો.

"એટલુંય ન સમજ્યા ? આ ડુંગરના આપણે ભોમિયા છીએ, શત્રુઓ અજાણ્યા છે, તે આપણી પાછળ પાછળ ડુંગર ઉપર આવશે એટલે ડુંગર ચડતાં ચડતાંજ અધમુઆ થઇ જશે. આપણે બીજા રસ્તે આવીને આ ઢોરને વાળી જઇશું. એમ કરવાથી આપણું ધાર્યું થશે અને શત્રુઓનો ક્ષય થશે."

સેવકોએ સ્વામીની આજ્ઞાનો અમલ કર્યો.

ડાભીએ આ જોયું અને પોતાના અશ્વનો વેગ વધાર્યો. તેની સાથેના જુવાનો પોતાના ઘોડાઓને વારંવાર એડી મારીને ઉશ્કેરતા તેની પાછળ ધસડાતા હતા.

ડુંગરની તળેટી આગળ આવતાંજ તેણે જોયું કે થાકથી લોથપોથ બનેલા, આખા શરીરે પરસેવાથી રેબઝેબ થયેલા ઢોર દયાની યાચના કરતા હોય તેમ હાંફતા હાંફતા ચકળવકળ નેત્રે ચોમેર જોઇ રહ્યા હતા.

"તમારામાંથી અડધા જુવાનો આ ઢોરને આપણા ગામ તરફ પાછા વાળી જાઓ, બાકીના મારી સાથે આવો !" ડાભીએ સૂચના

આપી અને ઝાલાહરની લગામ ખેંચીને તેને ડુંગર ઉપર કુદાવ્યો.

ડુંગરનો પાએક ભાગ ચડયા હશે તેવામાં બંને પક્ષનો ભેટો થઈ ગયો. ઝપાઝપી થઇ. બંને પક્ષના માણસો ઘાયલ થયા. પરંતુ ડાભી સાથેના જુવાનો પૂર જોસમાં પોતાના શૌર્યનું પ્રદર્શન કરાવી રહ્યા હતા.

## ૪ વફાદાર ઝાલાહર !

ડાભી શત્રુઓને પોતાના હાથનો સ્વાદ ચખાડી રહ્યો હતો તેવામાં તેણે જોયું કે પોતાના ઉપર ભાલાનો ઘા થાય છે. તેણે ઝાલાહરની લગામ ખેંચી. ઝાલાહર પાછળના બે પગ ઉપર ઉભો થઇ ગયો. એ વફાદાર પ્રાણીએ પોતાના સ્વામીને બચાવી લીધો.

પરંતુ અફસોસ! એ ભાલો પોતાનો ભોગ લેવાનું ચૂકયો નહિં.

**ઝાલાહરની છાતીમાં તેણે ઉંડા ઘા કર્યો.**



ઝાલાહરની છાતીમાં તેણે ઉંડા ઘા કર્યો.

ડાભીના પક્ષનો વિજય થતો જોઇને રાણો વાઘ પોતાના માણુસો સાથે ડુંગર ઉપર ચડવા લાગ્યો. ડાભીએ જોયું કે હાથમાં આવેલા શત્રુઓ જોતજોતામાં છટકી જશે !

તે રાણા વાઘની પાછળ પડયો. જુવાનો પણ તેની સાથે ડુંગર ચડવા લાગ્યા.

પરંતુ હવે માર્ગ અતિ વિકટ થતો જતો હતો. ઘોડાઓ વારંવાર આથડતા અને પડતા. ડાભીએ અશ્વોને ત્યાંજ અટકાવવાની સાન કરી.

અને ઝાલાહર ? ઘાયલ થયેલો એ જાતવાન અશ્વ તો ઘાયલ થયો હોવા છતાં વિકટ માર્ગને વટાવતો આગળને આગળ ડુંગર ચડી રહ્યો હતો. ખાડાખૈયા અને ટેકરાને લાંબી ફાળ ભરીને કુદી જતો ઝાલાહર દેવતાઇ અશ્વ સમો શોભતો હતો.

આમ કરતાં કરતાં લગભગ અડધા ડુંગર ઉપર ઝાલાહર આવી લાગ્યો. આ જગ્યા બહુજ કપરી હતી. અશ્વ તો શું પરંતુ માણુસો પણ મહામુસ્કેલીએ આગળ વધી શકે તેવું હતું. છતાં મરણિયા થયેલા માણસની માફક ઝાલાહર તો આગળ ને આગળ વધ્યેજ જતો હતો.

પરંતુ આ શું ? ઝાલાહર એકાએક અટકી કાં પડયો ?

ઠેકડો મારીને ડાભી નીચે ઉતરી પડયો. તેણે જોયું કે ઝાલાહરની નસેનસ તૂટી પડે છે. તેની આંખો ઉંડી ઉતરતી જાય છે !

છેવટના રામરામ કરતો હોય તેમ એ વફાદાર અશ્વે મમતાભરી એક નજર ડાભી તરફ ફેંકી. એ છેલ્લીજ નજર હતી. ક્ષણુ માત્રમાં ચેતનહીન બનેલો તેનો દેહ ધરતી ઉપર ઢળી પડયો.

## ૫. માલિકને ખાતર !

ડાભીએ નિશ્વાસ નાખ્યો. તે વિમાસણુમાં પડયો, 'એના માલિકને શો જવાબ આપીશ ?'

રાણો વાઘ અને તેના માણસો ડુંગરમાં ભરાઇ રહ્યા હતા. તેમનો પીછો લેવામાં હવે કંઇ સાર નહોતો. ખેડ ગામના ઢોર પાછા વાળ્યા હતા એટલે પોતાનો ઉદ્દેશ પાર પડયો હતો. રાણા વાઘે વાળેલા ઢોરને પાછા વાળી લેવા પોતે શક્તિમાન થયો હતો એજ એનો ખરો વિજય હતો. તે ત્યાંથી પાછો ફર્યો.

પોતાનાં ઢોર પાછા વળતાં લોકોના હર્ષનો પાર ન રહ્યો, ડાભી ઉપર ચોમેરથી ધન્યવાદનો વરસાદ વરસવા લાગ્યો, પરંતુ એના અંતરમાં આનંદ નહોતો. 'સાયા ગઢવીને શું મોઢું બતાવીશ ?' એજ વિચાર તેને સતાવી રહ્યો હતો.

તેને ચેન ન પડયું—પોતાની કામગિરીનો બંદોબસ્ત કરીને તે સાયા ગાઢવીને ગામ આવ્યો.

ગઢવીએ તેનો સત્કાર કર્યો, "આવો, આવો ! માલજી ડાભી ! તમે તો રંગ રાખ્યો. હમણાંજ વાત સાંભળી કે તમે ખેડ ગામના ઢોર રાણા વાઘના હાથમાંથી પાછા વાળ્યાં !"

"જી, હા !" ડાભી ઉંડા વિચારમાં ઉતરી પડયો હતો.

ગઢવીએ જોયું કે ડાભીના મનમાં કંઈ ઉંડી ઉંડી મુંઝવણ છે !

"ડાભી ! આજે કેમ આમ અસ્વસ્થ જણાઓ છો ? મારા લાયક કાંઇ કામ સેવા ?"

"એક છે."

"ફરમાવો ત્યારે."

"ફરમાવવાનું નથી, હું આપની પાસે ક્ષમા યાચવા આવ્યો છું."

"ક્ષમા ? મારી ? સરદાર ! આજ આપ આમ કેમ બોલો છો ? હું તો કંઇ સમજતો નથી. જે હોય તે સ્પષ્ટ મોકળું મન મુકીને ન કહો તો તમને મારા ગળાના સમ !" ગઢવીએ સોગન આપ્યા.

"ગઢવીજી ! આપની થાપણ સદાને માટે ગુમ થઇ !"

" કોણુ મારો વ્હાલો ઝાલાહર ?" ગઢવી ચમકયો. તેનો સાદ અળગળો થઇ ગયો. તેની આંખમાં આંસુ આવ્યા.

ડાભીએ સઘળી હકીકત જણાવી.

ગઢવીનો શોક ફિટી ગયો. જાણે કંઈ બન્યુંજ ન હોય તેમ ઉત્સાહમાં આવી જઇને તેણે કહ્યું, " એમાં આટલો બધો ક્ષોભ શા માટે રાખો છો બાપલા ? એ ઘોડો ધણીના કામમાં આવ્યો એ તો અહોભાગ્ય! મારો પોતાનો ઘોડો હોત તો પણુ મને એમાં કંઇ દુઃખ ન થાત."

"આ ઘોડો પણુ આપનોજ હતો ને !" ડાભીના મનનું સમાધાન હજી થયું નહોતું.

" મારો ? હા મારો ખરો. પણુ તે વ્યવહારની નજરે. બાકી તો એ ઇડરનરેશ વીર વીરમની માલિકીનોજ હતો. એમણે તો એનું બે વખત મને દાન કર્યું હતું. એમણે મને એ બક્ષિસ આપ્યો અને મેં આજસુધી તેનો ઉપયોગ કર્યો. ઢોર પાછા વાળવાના પૂણ્ય કાર્યમાં અને તે પણુ તેના માલિકનાજ પ્રજાજનોના હિતની ખાતર ઝાલાહરે દેહ પાડયો એ એના સદ્ભાગ્ય. અને એ અશ્વને હજી પણુ આપ મારો માનતા હો તો મારા માલિકને ખાતર મારો એ અશ્વ ખરા ખપમાં આવી ગયો એ પણુ મારા અહોભાગ્ય !"

" એ વાત તો બરાબર. પરંતુ મારા મનનું સમાધાન થતું નથી. એ મૂલ્યવાન અશ્વની કિંમત આપને ભરપાઇ કરૂં એવું મારૂં ગજું નથી." ડાભીએ સ્પષ્ટ વાત સંભળાવી.

" સરદાર ! એક વાત પુછું ? આપ જીવની પરવા કર્યા વિના શાણા વાઘ જેવા વિકાળ શત્રુ પાછળ શા માટે પડયા ?" ગઢવીએ પ્રશ્ન કર્યો.

" મારા માલિકની આબરુને ખાતર ! તેમની પ્રજાના જાન માલની સલામતી સાચવવાનો તેમનો ધર્મ છે. એ ધર્મ જળવાય અને

તેમની પ્રતિષ્ઠાને હાનિ ન આવે એટલા ખાતર !" ડાભીએ ઉત્તર આપ્યો.

"તો પછી આ તો મૂળ જેની માલિકીની વસ્તુ હતી તેનાજ ઉપયોગમાં તે આવી તેમાં શો હરખ શોક ? અને મારી માલિકી ગણુતા હો તોપણુ ખાસ માલિકને ખાતર એટલો ભોગ આપવો પડે તો તેમાં શું ? દડરનરેશ વીર વીરમ માટે મારો જીવ આપવો પડે તો તે પણુ આપવા હું તત્પર છું, પછી એ ઝાલાહર તે કઇ ગણુત્રીમાં ? મારા માલિકને ખાતર હું એનો ન્યોચ્છાવર કરૂં છું, તમને એ દોષમાંથી મુક્ત કરૂં છું, પછી છે કંઇ ?"

"ધન્ય છે, માલિકના વફાદાર પ્રજાજન-સાયા ગઢવી તમારી એકનિષ્ટાને !" ડાભીના મુખમાંથી ઉદ્‌ગાર નીકળી પડ્યો.

"અને અનેકવાર ધન્ય છે માલજી ડાભી ! તમારી અવિચળ સ્વામિભક્તિને !" ગઢવીએ પ્રશંસા કરી.

બંને હર્ષપૂર્વક એકબીજાને ભેટી પડયા. બંનેની આંખમાં સ્વામિભક્તિ તરવરતી હતી !



# રાણી ચંદ્રાવતી

કિંવા

# વચનનું મૂલ્ય.

## ૧. વધામણી !

" બા ! બા ! એક વધામણી આપું ! "

" શાની ? " સ્વરમાં સત્તા સાથે જીજ્ઞાસા જણાતી હતી, હર્ષ અને ઉલ્લાસનો ધ્વનિ હતો.

" રાજાજીએ તો આજે જબરૂં પરાક્રમ કર્યું. "

" એ તો રોજ પરાક્રમો કરે છે, આજે એ વાતની કંઇ થોડીજ નવાઇ છે ! તમને વડારણોને તો એજ ધંધો લાગ્યો. કંઇને કંઇ નવી વાતનો તુકકો ઉઠાવીને ઇનામ મેળવવાની ખોટી ટેવ તમને પડી છે. પણ આ ચન્દ્રાવતી એવી ભોળી નથી કે રોજને રોજ તમારી વાચાળતાથી ભરમાઇ જાય. "

" તો કંઇ નહિં, રાણીજી, અમેય કયાં એવા નવરા છીએ કે

રણવાસમાં કોઇ ન જાણવા પામે એવી ખબર મેળવીને તે રોજને રોજ આપની પાસે લઇ આવીયે?" છબીલીએ છણકો કર્યો.

છબીલી જાતે ખવાસણ હતી, ઈડરનરેશના રણવાસમાં તે રાણી ચંદ્રાવતીની વડારણ–દાસી તરીકે રહેતી હતી, વડારણ તરીકેના કાર્યમાં કુશળ હતી, બોલવામાં ચબરાક હોવાથી તે બધાની માનીતી થઇ પડી હતી. એની જીભની મીઠાશ, કંઠની કોમળતા અને કામ કઢાવવાની ચાલાકીથી ભલભલા રાજસેવકો એને વશ થઇ જતા અને એ ધાર્યું કામ કરી શકતી રોજ નવાનવા રંગબેરંગી કપડા પહેરવાની એની ટેવ, વીજળીશી ચેતનવંતી એની ચાલ, કામબાણો ફેંકતી એની ચપળ આંખો અને જોબનની મસ્તી ભર્યો એનો ઠસ્સો જોઇને લોકોએ એને છબીલીનું નામ આપ્યું હતું. એ નામ રણવાસમાં પણ



લોકોએ એને છબીલીનું નામ આપ્યું હતું.

જાણીતું થઇ પડયું અને એની ફૈબાએ પારણામાં પાડેલું નામ વિસારે પડયું. ખુદ રાણી ચંદ્રાવતી પણ એને છબીલીના નામથી સંબોધતી હતી.

છબીલીને પ્રભુએ રૂપ રંગ આપ્યાં હતાં તેની સાથે પવિત્રતાનો સદ્‌ગુણ પણ આપ્યો હતો. જાતની ખવાસણ હોવા છતાં, અનેક વૈભવ વિલાસ વચ્ચે વસતી હોવા છતાં, અનેક વિષયલોલુપ પાપાત્માઓની ઝેરી આંખો એના ઉપર ઢળતી હોવા છતાં એ કોઇને ચમક આપતી નહોતી. એક રસિયા વ્હાલમે એક વખત એને અડપલું કર્યું અને એ છબીલીએ એના મુખ ઉપર એવો તમાચો લગાવી દીધો કે એ બિચારો ફરીથી એનું નામ લેવાનું ભૂલી ગયો. ત્યારથી છબીલીને છેડવાની કોઇની છાતી ચાલતી નહોતી, એટલુંજ નહિ, પરંતુ આ પ્રસંગને લીધે એની પવિત્રતાની પરીક્ષા થઈ ચૂકી અને હલકી ખવાસણની ગણનામાં ગણાતી છબીલી તરફ અન્ય દાસીઓ અને રાજસેવકો માનભરી નજરથી જોવા લાગ્યા.

ચંદ્રાવતીને કાને આ વાત આવ્યા વિના નહોતી રહી. આવી પવિત્ર અને ચાલાક દાસી મેળવવા પોતે ભાગ્યશાળી થઇ તે માટે તે પ્રભુનો પાડ માનતી, અને એને બે બદામની લોંડી ગણીને હડધુત કરવાને બદલે તેના તરફ માયા મમતા રાખતી અને તેની ગ્યોગ્ય કદર કરતી.

રણવાસની અન્ય રાણીઓની તહેનાતમાં અનેક દાસીઓ હતી, તેમને રાજ્યમાંથી જે પગાર મળતો હતો તેજ પ્રમાણે છબીલીને પણ મળતો હતો, પરંતુ ખુશાલીના પ્રસંગોએ કે સરઅવસરે ચંદ્રાવતી તેને વસ્ત્ર દાગીના કે રોકડ ઇનામ આપતી અને પવિત્રતાથી જીવન ગાળવાના દૃઢ સંકલ્પવાળી છબીલી જે મળતું તેનાથી સંતોષ પામતી. તે હસતી, બીજાને હસાવતી, કોઇને બનાવતી, કોઇની મીઠી મશ્કરી

સાંખી પણ લેતી, પરંતુ એ બધાની પાછળ પવિત્રતાની ઉચ્ચ ભાવના તો સદાને માટે જવલંત રહેતી, અને રણવાસની અનેક ખટપટો અને લોભ લાલચો વચ્ચે પણ એ જળમાં રહેલા કમળપત્રની માફક અલિપ્ત રહેવા પામતી.

છબીલીએ બતાવેલી બેદરકારીથી ચંદ્રાવતીની જીજ્ઞાસા ઉશ્કેરાઈ. એ શા નવા ખબર લાવી હશે એ જાણવા તે અધીરી થઈ.

"છબીલી ! તું હવે બહુ બોલકી થઇ ગઇ છે હો !"

"ખરૂં બાઇ. સાચું કહીયે તે સગી માને પણ ન ગમે. અમારૂં બોલવું ન ગમતું હોય તો અમે આ ચાલ્યા !" છબીલીએ પોતાનું અંગ મરોડ્યું અને ત્યાંથી ચાલી જવા માટે બેચાર ડગલાં ભર્યાં.

"ગાંડી ! જો એમ વાતવાતમાં તું મ્હોં મરડે તો પછી આપણું ગાડું કેમ ચાલશે ?" ચંદ્રાવતીએ તેને ફોસલાવવા માંડી.

"ન ચાલે તો કંઇ નહિં. હું થોડીજ કંઇ તમારી સાથે પરણી છું તે !" છબીલીની આંખો તોફાનમાં નાચી રહી.

"હું પુરૂષ જન્મી હોત તો જરૂર તને પરણેત, મારી છબીલી !" ચંદ્રાવતીએ તેના ગોરા ગુલાબી ગાલ ઉપર અંગુલીપ્રહાર કર્યો.

"અને એમ થયું હોત હું આમ આપના ચરણુની સેવા કરત, મારા મુગટમણી !" છબીલી ચંદ્રાવતીના ચરણે પડી અને તેના પગ ચાંપવા લાગી.

"લે હવે એ બધો ઢોંગ જવા દે ! તારે વાત કહેવી હોય તો કહી દે, નહિં તો તારી મરજી. હવે તો હું થાકી." ચંદ્રાવતીએ કંટાળો બતાવ્યો.

છબીલી સમજી કે બહુ ખેંચવામાં માલ નથી. ગંભીર મુદ્રા ધારણ કરીને તે બોલી, "બાઇજી ! અમારા મહારાજા સાહેબે આજે

દસેરાના વિજયોત્સવમાં એક જબરા ચોગાનીયા પાડાને પોતાના હાથે માર્યો !"

"એમ ?"

"જી. હા. અને તે પણ તેને બંધનમાં રાખીને કે ચોમેરથી ઘેરી લઇને નહિં,. તદ્દન છુટો મુકી દઇને. ખાઇપીને માતેલા બનેલા એ મદમસ્ત પાડાને એમણે ખુબ હંફાવ્યો અને અંતે એને ઠાર કર્યો." છબીલીનો હર્ષ ઉભરાઇ જતો હતો. પોતાના સ્વામીનું આવું અદ્દભુત પરાક્રમ સાંભળીને રાણી રાજી થશે તેવી તેની ખાત્રી હતી.

પરંતુ આ શું ? ચંદ્રાવતીના મુખ ઉપર કંઇજ ફેરફારના ચિહ્નો જણાતા નથી ! જે ચંદ્રાવતી ઉપર પોતાની તમામ રાણીઓ કરતાં રાજા ઉપર વધુ હેત રાખે છે, તેજ રાણી ચંદ્રાવતી પોતાના સ્વામીના આવા પરાક્રમથી પણ હર્ષ પામતી નથી ! બીજી કોઇ સ્ત્રી હોય તો તો હર્ષઘેલી થઇ જાય !

આવા આવા વિચારો કરતી છબીલી દિગ્મૂઢ બનીને ચંદ્રાવતી તરફ વિસ્મયભરી નજરે જોઇ રહી.

## ૨ સ્વાગત.

છબીલી આમ દિગ્મૂઢ બનીને ઉંડા વિચારમાં ઉતરી પડી હતી તેવામાં એક બીજી દાસી દોડતી આવી.

"કેમ કંચન ?" છબીલીએ પ્રશ્ન કર્યો.

"ઘણી ખમ્મા બાઇજીને ! કંચને શ્વાસ ખાતાં ખાતાં રાણીને નમન કરતાં કહ્યું," ડોઢીયેથી ખબર કહાવ્યા છે કે રાવની સ્વારી અહીં પધારશે."

"બહુ સારૂં." છબીલીએ ઉત્તર વાળ્યો.

કંચન આ માનીતી ખવાસણનો રૂવાબ જોઇ મનમાંજ બળી મરતી. તેના તરફ ઇર્ષાભરી નજર ફેંકીને તે ત્યાંથી ચાલી ગઇ.

"બાઇજી ! આજે તો સોનાનો સૂરજ ! દસેરા જેવા ઉત્સવના દિવસે મહારાજા આપના રંગમહેલે પધારવાની કૃપા કરે એ આપનાં અહોભાગ્ય !"

"ખરૂં છે છબીલી ! જા, તેમના સત્કાર માટે સર્વ પ્રકારની તૈયારી સત્વર કરી નાંખ. આ શયનખંડને ફુલમાળાઓથી શણગારી દે, ભાતભાતના ફુલો આખા ખંડમાં વેરી દે, મઘમઘતા અત્તર ગુલાબની ફોરમ ફેલાવી દે, ઝગમગતા દીપકો પ્રકટાવી દે, આ શયનખંડને સ્વર્ગસદન સમો બનાવીદે !"

"એ બધુંય થઇ જશે, રાણીજી !"

"એટલુંજ નહિં, એમના માટે ભાતભાતના ભોજનો તૈયાર કરાવી દે, શીતળ જળની સુવર્ણઝારીઓ ભરાવી દે, તાંબુલ આદિ મુખવાસ તૈયાર કરી દે ! આજે તો મારા હૃદયહાર મારે મંદિરીયે પધારે છે !"

છબીલી આ પતિપરાયણ પ્રમદાનો પતિ પ્રત્યેનો અલૌકિક પ્રેમ જોઇને મનમાંજ તેને ધન્યવાદ આપવા લાગી.

"હું તો જોતજોતામાં બધી તૈયારી કરી નાખું છું, રાણીજી ! પરંતુ આપ આપના પ્રેમપાશમાં........"

"જા, જા, ડાહ્યલી, વળી પાછી જીભ છુટી મુકી કે ?"

એક અર્થસૂચક દ્રષ્ટિ ચન્દ્રાવતી તરફ ફેંકીને છબીલી ત્યાંથી સર્વ તૈયારીઓ કરવા માટે ચાલી ગઇ.

\+ × ×

"પધારો, પધારો, સ્વામીનાથ ! આ દાસી ઉપર આપે આજે ખુબ અનુગ્રહ કર્યો."

ઇડરનરેશને આવતા જોઇને તેનો સત્કાર કરવા ચંદ્રાવતી હર્ષભેર સામી ગઇ અને શયનખંડમાં લઇ આવી.

## ૩. રંગમાં ભંગ.

" ઓહહો ! આજે તો આ શયનખંડને કંઇ ખૂબ શણગાર્યો લાગે છે ?"

" કેમ નહિ, અમારે આંગણે આપના જેવા મોંઘા મ્હેમાન પધારે ત્યારે તેમનું યોગ્ય આતિથ્ય તો થવુંજ જોઇએ ના ?"

" વાહ ! આટલો બધો વિવેક અને આવી વાચાળતા ક્યાંથી શિખ્યા ?"

" આપની પાસેથી. આપનું પડખું સેવીએ તો એટલી આવડત પણ ન આવે ?"

" શાબાશ ! આડકતુરી રીતે સામાના વખાણ કરીને તેને પ્રસન્ન રાખવાની આ રીત બહુ સારી છે !"

" આપની પ્રસન્નતા એજ અમારો આનંદ, આપની અમીદ્રષ્ટિ એજ અમારૂં સંસારસુખ, આપનો પ્રેમ એજ અમારૂં જીવનસાફલ્ય. પધારો પ્રભુ ! આ દાસીની સેવા સ્વીકારવાની કૃપા કરો !"

બગલાની પાંખ જેવી સફેદ ચાદર જેના ઉપર બીછાવેલી હતી એવા મશરૂના ગાદી તકિયાના આસન ઉપર એ રાજવી બેઠો. ચંદ્રાવતી તેના ચરણ પાસે બેઠી, અને મોતીથી ભરેલા—ચાંદીની ડાંડીવાળા અને રૂપાની ઘુઘરીથી રણઝણતા વીંઝણાથી તેને વાયુ ઢોળવા લાગી.

" ચંદ્રાવતી ! આજનો દિવસ તો એવો આનંદમાં ગયો કે દિવસ ક્યાં ચાલ્યો ગયો તેની પણ ખબર ન પડી."

" આજનો દિવસજ એવો મંગળ હતો, નાથ ! વિજયાદશમી એટલે રજપૂતોનું મોટામાં મોટું પર્વ !—રજપૂતોના ધનરૂપ શસ્ત્રોના પૂજન અર્ચનનો અને શૌર્યપરીક્ષાનો શુભ દિન !"

" બરાબર, એ ઉત્સવ નિમિત્તે આજે શૌર્યપ્રદર્શન ભરાયું હતું,

શસ્ત્રોની તેમજ અશ્વોની પરીક્ષા લેવામાં આવી હતી, વીરતા આજે કસોટીએ ચડેલી હતી."

"એમજ થવું જોઇએ. ક્ષત્રિયોને એજ શોભે!"

"તેં સાંભળ્યું છે ચંદ્રાવતી?"

"શું?"

"મેં એકલાએજ આજે પાડાને ઠાર કર્યો."

"હં."

"અને એ પણ કયો? ચોગાનીયો પાડો! આખું વરસ ખાઇ પીને માતેલા સાંઢ જેવો બનેલો!"

"હશે."

"એ પાડાને તદ્દન છુટો મુકી દીધેલો, કોઇ પણ પ્રકારના અંકુશ કે બંધન વિનાનો એ પાડો એવો તો વિફર્યો હતો કે એની કરડી નજર જોતાંજ તારા જેવી સ્ત્રી તો દૂર ઉભી ઉભીજ થરથરી જાય!"

"માફ કરજો, સ્વામી! એમ પાડાને જોતાંજ કંપી ઉઠે એ સ્ત્રીઓ બીજી! આ ચંદ્રાવતી નહિ. ચંદ્રાવતી રજપૂતાણી છે. એવા જનાવરથી ડરી જાય એ રજપૂતાણી નહિં!" ચંદ્રાવતીનું અભિમાન ઉછળી આવ્યું. માનભંગ બનેલી માનુનીની માફક તેણે રોષભરી આંખે ઉંચું જોયું.

ઇડરનરેશ—વીર વીરમને આ ન ગમ્યું. પોતાની સમક્ષ પોતાની સ્ત્રી અભિમાનભરી વાતો કરે એ એના ગૌરવશાળી સ્વભાવને ન રૂચ્યું. તેમાં પણ પોતાના કાર્યની જરાયે કદર ન કરતાં ઉલટું તેને ઉતારી પાડવાનો યત્ન કરે એ તેના પ્રતાપી હૃદયથી ન સાંખી શકાયું.

"ત્યારે એવા મોટા મદમસ્ત પાડાને મારવો એ તારા મનથી રમત વાત લાગે છે કેમ?" વીરમે કરડાકીમાંજ પ્રશ્ન કર્યો.

"મહારાજ! ક્ષમા કરજો, પાડા તો જુદી જુદી જાતના હોય છે. આપે માર્યો એ તો સાધારણ પાડો. ખરો તો અરણો પાડો ગણાય."

"એમ? ત્યારે તું ખરી હોય તો મને એવો અરણો પાડો બતાવ." વીરમ હઠે ચડયો.

"પ્રભુ! હું કંઈ પેલી પેથાપુરવાળી વાઘેલી રાણી જેવી નથી કે એમ ગભરાઇ જઉં" ચંદ્રાવતીએ પણ પોતાની જક પકડી રાખી.

વીરમને આ વચનો બાણ જેવાં લાગ્યાં. એક વર્ષ પહેલાં બરાબર વિજ્યાદશમીને દિવસેજ પેથાપુરવાળી વાઘેલી રાણીએ આવાજ પ્રકારનાં વચનબાણો છોડયાં હતાં! એ દિવસના પ્રસંગનું ચંદ્રાવતીએ અનાયાસે સ્મરણ કરાવ્યું. વિષમ સ્થિતિમાં પણ વાઘેલીએ તો પોતાનાં વચનો સિદ્ધ કરી બતાવ્યાં હતાં. વીરમને વિચાર આવ્યો કે 'વાઘેલીની માફક આ ચંદ્રાવતીને પણ તાવી જોઇએ! જોઇયે તો ખરા કે એનામાં પણ કેટલું હૈવત છે?'

એકાએક તે આસન ઉપરથી ઉભો થઈ ગયો અને શયનખંડના દ્વાર તરફ જતાં બોલ્યો, "ઠીક છે, ચંદ્રાવતી! ત્યારે એવો જુદી જાતનો પાડો મને બતાવજે. હું પણ જોઉં તો ખરો કે એ કેવોક છે!"

વીરમને ઉભો થતાં જોઇને ચંદ્રાવતી ચમકી ઉઠી, તેને શયન-ખંડનો ત્યાગ કરી જતો જોઇને તેના પેટમાં ફાળ પડી. આ શું થઈ ગયું? જેના સ્વાગત માટે પોતે આટઆટલી તૈયારી કરી હતી, જેની પાસેથી પ્રેમભિક્ષા યાચવા માટે પોતે સોળે શણગાર સજીને તૈયાર થઈ હતી તે—પોતાના મુગટમણી આમ ચાલ્યા જાય? તેણે વીરમનો હાથ પકડ્યો.

"સ્વામી! મારા સ્વાગતનો તો સ્વીકાર કરો?"

"એ નહિ બને, ચંદ્રાવતી. જ્યાં સુધી તું તારૂં વચન સિદ્ધ કરી ન બતાવે ત્યાં સુધી તો નહિંજ."

વીરમે તેનો હાથ તરછોડયો, અને જતાં જતાં ચંદ્રાવતી તરફ

વક્રદૃષ્ટિ ફેંકીને તે બોલ્યો, "ચંદ્રાવતી ! તારે હવે ઇડરમાં રહેવાનું ન
રામપુર–તારે પિયર જઇને રહેજે, અને જ્યારે તારાં વચનો તું પ
કરી બતાવે ત્યારેજ અહીં પાછી આવજે !"

ચંદ્રાવતીએ જોયું કે કમાન છટકી છે–ધનુષ્યમાંથી બાણ છૂ
ગયા પછી તેને પાછું વાળવાનું હવે અસંભવિત છે !

પોતાનો ત્યાગ કરી જતા–રોષે ભરાયલા હૃદયનાથના અંગરખા
ચાળ પકડીને તેણે તેને રોકવાનો પ્રયત્ન કર્યો અને તેના પગે પડ
તેણે છેવટની વિનંતિ કરી.

"**પ્રભુ !** આપની આજ્ઞા મારે શીરસાવંદ્ય છે, પરંતુ એ
**વચન આપો...**"*

"શાનું ?" એક હાથે પોતાના વસ્ત્રનો છેડો પકડી રહેલી ચ
બીજા હાથે પોતાના પગ પૂજતી પોતાની પત્ની તરફ રોષભરી નજ
ફેંકી વીરમે પ્રશ્ન કર્યો.

"આવતી દિવાળીએ રામપુર પધારવાનું."

"આવીશ. બીજું કંઈ?"

"બીજી તો આપની કૃપાદ્રષ્ટિ."

રોષ ભર્યો **વીર**મ ત્યાંથી ચાલ્યો ગયો. ચંદ્રાવતી ધડકતા હૃદ
આતુર નયને તેના તરફ જોઇ રહી.

## ૪ વચનનું મૂલ્ય.

**વીર**મનો સત્કાર કરવા માટેની સર્વ તૈયારીઓ કરીને રાણી
આજ્ઞાની રાહ જોઇ રહેલી છબીલીએ **વીર**મને જતાં જોયો અને
સમજી ગઇ કે જરૂર રાજા રોષે ભરાયો હશે. ચંદ્રાવતી પ
આવીને તે જુએ તો રાણીનું મ્હોં ઉતરી ગયેલું–આંખો રડું
થઇ રહેલી !

---

* જુઓ ચિત્ર.



શિંગડાં પકડીને પાડાને હચમચાવ્યો. [પૃ. ૩૨૦

"શું થયું? બા!"

"રંગમાં ભંગ પડયો, છબીલી. અહીં તો હસવામાંથી ખસવું થઇ પડયું!"

ચંદ્રાવતીએ બનેલી સઘળી બીના પોતાની વિશ્વાસુ દાસીને કહી સંભળાવી.

"તમે બહુ મોટી ભૂલ કરી, બા! જે વીરનરને આખું જગત ગૌબ્રાહ્મણપ્રતિપાળ તરીકે ઓળખે છે, જેણે ગાયોની રક્ષા માટે શાહજાદા સાથે વેર બાંધ્યું હતું, એટલુંજ નહિ, પરંતુ ખુદ પાદશાહી લશ્કર સામે પણ ટક્કર ઝીલી હતી, જેણે પોતાના સસરા-પેથાપુરના ઠાકોર સામે ચડી આવેલી દિલ્લીની ફોજને પણ પાછી હઠાવી હતી તે નરકેસરીના પરાક્રમને આપે ઉતારી પાડવાનો પ્રયત્ન કર્યો એ તમારી કેવી અતડાઇ? હવે તો ફક્ત એકજ ઉપાય છે."

"શો?"

"તમારા **વચનનું મૂલ્ય** આપવાનો-ગમે તે ખર્ચે તમે કહેલું ખરૂં કરી બતાવવાનો."

"એટલે?"

એટલે એમ કે જેમ પેથાપુરવાળી વાઘેલી રાણીએ પોતાને પિયર જઇને પોતાનાં વચનો સિદ્ધ કરી બતાવ્યા હતા તેમ આપ પણ રામપુર જઇને આપના વચનો સિદ્ધ કરી બતાવો." છબીલીએ સ્પષ્ટતા કરી.

ચંદ્રાવતી વિચારમાં પડી. 'આમ માનભંગ બનીને પિયર જવું? આવી સ્થિતિમાં ત્યાં કેવો સત્કાર મળે?' તે મનમાં મુંઝાવા લાગી.

પણ બીજીજ ક્ષણે તેને વીરમના વચનો યાદ આવ્યા-' તારે હવે ઇડરમાં રહેવાનું નથી, રામપુર-તારે પિયર જઇને રહેજે અને જ્યારે તારા વચનો તું ખરા કરી બતાવે ત્યારે જ અહીં પાછી આવજે.'

આ પોતાના પતિના વચનો હતા, વચનો નહિં પણ આજ્ઞા!

એ આજ્ઞાનો અનાદર કરવાની તેની તાકાત નહોતી, તાકાત હોય તો પણ એમ કરવાથી પરિણામ અનિષ્ટ આવે એ તે સારી પેઠે જાણતી હતી.

રામપુર જવું? અને ભાઇ ભોજાઇના ઓશિયાળા બની રહેવું? ચંદ્રાવતીના માબાપ સ્વર્ગે સંચર્યાં હતા. તેનો ભાઇ અત્યારે રામપુરના રાજ્યાસને વિરાજતો હતો. તેની ભાભી રામપુરની રાણી હતી. ચન્દ્રાવતી એના ભાઇ કરતા ઉંમરમાં મોટી હતી, રામપુરમાં તે હતી ત્યારે તો એ ભાઇ પોતાની બ્હેન તરફ પૂજ્ય ભાવ રાખતો હતો, ભાભી પણ નણંદ ઉપર મરી પડતી હતી. પણ એ વખત જુદો હતો, ભાઇને રાજ્ય અમલનો નીશો ચડયો નહોતો, ભાભીને સત્તાના પદનો પાસ લાગ્યો નહોતો. હવે? હવે પોતાનો સત્કાર ત્યાં કેવો થાય એ વિચારવા જેવો પ્રશ્ન હતો, ઘણા વર્ષો થયાં તે ભાઇ ભાભીથી જુદી પડી હતી, એક બીજા તરફનો સદ્‌ભાવ કેટલે અંશે ટકી રહ્યો હશે તે જાણવાનું સાધન નહોતું, એટલે રામપુરમાં કેવો અનુભવ કરવો પડે એ જરા વિચારવા જેવું હતું!

ચંદ્રાવતીનું ચિત્ત ચકડોળે ચડયું. કેવી હોંસથી તેણે સ્વામીના સત્કાર માટે તૈયારીઓ કરી હતી! અને કેવી રીતે તેણે સ્વામીનો સત્કાર કર્યો? એને આનંદ આપવાને બદલે ઉલટો એને ખીજવ્યો, એના પ્રેમનું પાન કરવાને બદલે એણે અધવચથીજ એ સ્નેહરસ ઢોળી નાખ્યો! અને તે પણ શા માટે? મિથ્યા અભિમાનમાં તણાઇને–ગૌરવની ખોટી ધૂનમાં ખેંચાઇને!

તેણે તૈયાર કરાવેલાં ભાતભાતનાં ભોજનો એમને એમ પડયાં રહ્યાં. શણગારેલો શયનખંડ સૂનો થઇ રહ્યો અને જ્યાં સ્વર્ગસદન સમો રંગ જામત ત્યાં અત્યારે ઉદાસીનતાનું સામ્રાજ્ય છવાઇ રહ્યું.

જેમ જેમ તે વિચાર કરવા લાગી તેમ તેમ તેનો શોક સંતાપ વધતો ગયો. ધીરે ધીરે પોતે કરેલી ભૂલ સમજાતી ગઇ. પશ્ચાતાપનો કીડો તેનું કાળજું કોરી ખાવા લાગ્યો.

પરન્તુ હવે બીજો ઉપાય નહોતો. વીરમ વીરનર હતો, અડગ ટેકીલો હતો, બોલ્યા વચનને વળગી રહેનાર હતો. ચન્દ્રાવતી તેને ગમે તેટલું સમજાવે તો પણ તે એમ માની જાય એ સર્વથા અસંભવિત હતું

એટલે હવે એકજ માર્ગ હતો. છબીલીના વચનો યથાર્થ હતા, રામપુર જઇ ને પોતાનાં વચનો સિદ્ધ કરી બતાવવા, અને એમ કરીને વીરમનો પ્રેમ પુનઃ સંપાદન કરી લેવો. તેણે રામપુર જવાની તૈયારી કરવા માંડી.

સવારમાં રણવાસમાં ખબર ફેલાયા કે ચન્દ્રાવતી પોતાને પિયર ચાલી ગઇ. અન્ય રાણીઓ એક શોકયનું સાલ ઓછું થયું એમ સમજીને રાજી થઈ ગઇ. કંચને વીરમને ક્રોધાવમાન થઇને રંગમહેલમાંથી ચાલ્યો જતાં જોયો હતો એટલે એ સમજી ગઇ કે જરૂર કંઇ ચકમક ઝરી છે! તેણે રણવાસમાં વાત ફેલાવી કે વીરમે ચન્દ્રાવતીને પિયર કાઢી મુકી છે! 'રાં...છબલી! હવેજ તારો આંકડો નમશે!' એમ છબીલી ઉપર પોતાનો ઇર્ષા ભર્યો રોષ ઠલવતી એ કંચનના શબ્દો રણવાસમાં સૌ કોઇ હોંસ પૂર્વક સાંભળતા અને 'સારૂં થયું, બહુ માનીતી થઇ પડી હતી તે હવે ખબર પડશે, એ તો એજ લાગની!' એવા ઉદ્‌ગારો કાઢીને સૌ કોઇ મનમાં મલકાઇ જતાં!

## ૫ બ્હેનને ખાતર!

ચન્દ્રાવતી રામપુર આવી. વગર તેડે–વગર પ્રસંગે કુંવરી રામપુર આવી એ જોઇને તેના પિયરિયાના પેટમાં ફાળ પડી–' શું હશે?'

છબીલીએ સર્વ હકિકત જણાવી, ચન્દ્રાવતીને માઠું લાગે એવું એક પણ કડવું વચન ન ઉચ્ચારવા તેણે ચન્દ્રાવતીના તમામ સગા વ્હાલાને સૂચના આપી, અને એ વાત બહાર જવા ન પામે તેવી સાવચેતી રાખવા ખાસ ભલામણ કરી.

રામપુરનો ઠાકોર વિચારમાં પડયો, 'મોટા બ્હેન કેવા ઉદ્ધત ? આવું સારૂં ઠેકાણું મળ્યું, આટલા બધા માનીતા થઇ પડયા, અને અંતે આમ છોકરવાદીમાં બધો ખેલ બગાડયો ? હવે શું કરવું ? '

" કેમ ? શા ઉંડા વિચારમાં ઉતરી પડયા છો ? "

ઠાકોર ચમકયો, ઉંચુ જોયું, જુએ તો સામે પોતાની પત્ની ઉભી છે !

" વિચાર તો બીજો શો હોય ? મોટા બ્હેનનું શું થશે એનીજ ચિંતા થયા કરે છે. "

" એમ ચિંતા કર્યે શો દહાડો વળવાનો હતો ? એનો કંઇ ઉપાય કરવો જોઇએ ? "

" શો ઉપાય ? વીરમદેવ જેવાનું મન મનાવવું એ કંઇ નાની સુની વાત નથી. ઇડરનો રાજવી એવો કાચો પોચો નથી કે એમ રહેલાઇથી સમજી જાય. " ઠાકોરે નિરાશામાં ડોકું ધુણાવ્યું.

ઠકરાણીએ આ જોયું. પતિની નિરાશા જોઇ ક્ષણભર એનું મન પણ ઢચુપચુ થયું, પરંતુ બીજીજ ક્ષણે નણંદના સુખદુઃખનો પ્રશ્ન ઉભો થયો. ચન્દ્રાવતીનો ચિંતાતુર ચહેરો તેની નજરે પડયો અને એ વ્હાલસોઇ ભાભીએ નણંદનો પક્ષ ખેંચ્યો. ચંદ્રાવતી પ્રત્યેનો તેનો મમતા ભર્યો સ્નેહભાવ એવો ને એવો અખંડ ટકી રહ્યો હતો !

" નહિં કેમ સમજે ? એ તો માત્ર હડે ચડયા છે, ચન્દ્રાવતી બ્હેને ઉચ્ચારેલા વચનો ખરા કરી બતાવીએ તો તે તરત પાછા માની જાય. "

પણ ઇડરમાંયે ન હોય એવો પાડો તે કયાંથી લાવવો ? "

"ગમે ત્યાંથી. બ્હેનના સુખને માટે ગમે તેટલા પૈસાનું પાણી થાય તે પણ કરવું જોઇએ. ચન્દ્રાવતી બ્હેને અઘટીત વચનો ઉચ્ચાર્યા તો એ વચનનું મૂલ્ય પણ આપવું પડે. "

"એ મૂલ્ય બહુ મોંઘું પડી જશે. હશે, હું તો તપાસ કરાવું છું. પરિણામ શું આવશે તે તો પરમાત્મા જાણે."

"પરિણામ માટે આપ નચિંત રહો. વીરમદેવ એકવચની છે. તે પોતાના વચનો કદી પણ ફોક નહીં કરે. ગમે ત્યાંથી શોધ કરાવીને ઉંચામાં ઉંચી ઓલાદનો પાડો મંગાવો અને સીમમાં તેને છુટો ચરવા મુકી ઘો, એટલે તે ખાઇ પીને એવો માતેલો બનશે કે વીરમદેવ પણ એને જોઇને પ્રસન્ન થશે." ઠકરાણીએ સૂચના કરી.

"સીમમાં છુટો મુકી દઉં? એટલે એમ કે ગરીબ પ્રજાના ખેતરોમાં તે ઉભો મોલ બગાડે અને મહેનત કરીને મરી જનારા બિચારા ખેડુતો માથે હાથ મુકીને રડી ઉઠે! આપણા પોતાના હિતને માટે પ્રજાને નુકસાન કરવું એ આપણો ધર્મ નથી" ઠાકોરે પોતાનો રાજધર્મ સમજાવ્યો.

"પરંતુ ખેતરોના ઉત્પન્નમાં રાજભાગ તો હોય છે ના?"

"એ તો પાક તૈયાર થઇને તેનાં ખળાં ભરાય ત્યારે. તેથી કંઇ ઉભા મોલને નુકસાન કરવાનો આપણો હક્ક નથી. હા, બાકી રાજ્યની માલિકીની વાડીઓ અને ખેતરો છે તેમાં એવી વ્યવસ્થા થઇ શકે ખરી."

"તો તેવી ગોઠવણ કરજો."

"ઠીક છે, જોઉં છું, ચોમેર તપાસ કરાવું છું."

ઠકરાણીનો જીવ હવે હેઠો બેઠો.

## ૬ રંજાડ.

કહેવાય છે કે 'વા વાત લઇ જાય.' ચન્દ્રાવતીની ધણીએ ઇચ્છા હતી કે ઇડરના રાવ સાથે થયેલા અણબનાવની વાત પોતાના બાઇ બ્હેન સિવાય રામપુરમાં કોઇ જાણવા ન પામે. પરંતુ એ વાત અંતે એક અથવા બીજા સ્વરૂપમાં લોકોમાં ચર્ચાવા લાગી અને એનું

શું પરિણામ આવશે એ બાબતમાં લોકો અનેક પ્રકારના સંકલ્પ વિકલ્પ કરવા લાગ્યા.

× × × ×

રામપુરની સીમમાં આજે જબરો કોલાહલ મચ્યો છે. ખેડુતો બૂમરાણ કરતા ચોમેર નાસભાગ કરે છે. " સંભાળજો,, ખસી જજો, " ની ચેતવણી અને " પકડો! પકડો! " ની વિનવણી ભરેલી કાન ફાડી નાખે એવી રાડોથી સીમ ગાજી ઉઠી છે. લોકો હાંફળા ફાંફળા દોડતા, માર્ગમાં જે મળે તેને પુછતાં, આડા અવળા ફાંફાં મારે છે. હાથમાં મોટી મોટી કડીયાળી ડાંગો લઇને જુવાનીયા આમતેમ ઘુમ્યા કરે છે.

" ભાઇ, જો જો, એ પાડો એમ વશ થાય એવો નથી. એ તો આખું ચોમાસું ચરીને એવો માતેલો સાંઢ બન્યો છે કે કોઇને પડખે પણ ચડવા દેતો નથી. " એક ખેડુતે બીજાઓને સાવધાન કર્યા.

" હા, ભાઇ, હા, એવુંજ છે. તેમાં પણ હમણાં તો એણે ખૂબ રંજાડ કરવા માંડી છે. ગમે તેના ખેતરમાં પેસી જઇને તે ઉભો મોલ બગાડી નાખે છે. કાલે મારા ખેતરમાંજ પેસીને બાજરીનો કચ્ચરઘાણ વાળી નાખ્યો હતો. " બીજા ખેડુતે પેટની બળતરા કાઢી.

" ત્યારે એને પકડીને એક વખત ખૂબ મેથીપાક ખવરાવીયે તો એ સીધો દોર થઇ જાય. " ત્રીજાએ ઉપાય સૂચવ્યો.

" ભાઇ, શું કરીયે? એ તો રાજાનો પાડો! એના તરફ આંગળી પણ કેમ ચિંધી શકાય? " ચોથા ખેડુતે નવીનજ વાત સંભળાવી.

" રાજાનો પાડો એટલે? આ વાત તો આજેજ જાણી. રાજાને એની શી જરૂર? " એ ટોળામાં એક ચારણ ઉભો હતો તેની જીજ્ઞાસા ઉશ્કેરાઇ. તેણે ખુલાસો પુછયો.

" તમે નથી જાણતા? ચંદ્રાવતી બા ઇડરથી રીસાઇને આવ્યા છે. ઇડરના રાવે રામપુરમાં કેવાક જોરાવર પાડા છે તે જોવાની હઠ

લીધી છે. આ દિવાળીએ તે પોતે અહીં પધારનાર છે. એટલા માટે જ આ પાડાને ખૂબ ખવરાવીને તાજો માજો રાખવામાં આવે છે." પેલા ચોથા ખેડુતે ખુલાસો કર્યો.

"એમ?" ચારણે આશ્ચર્ય બતાવ્યું અને કંઇ ઉંડા વિચારમાં ઉતરી પડયો.

ત્યાંથી જતાં મનમાંજ તે બબડયો, "ઠીક લાગ મળ્યો છે! રાવ! આ ગઢવીનું અપમાન કરવાનું કેવું ફળ મળે છે તે હવે હું બરાબર બતાવી દઇશ."

રામપુરનો એક દસોંદી ચારણ ઇડર ગયો હતો ત્યારે તેનું સારૂં સન્માન ન થવાથી તેણે મનમાં આંટી વાળી હતી કે 'વખત આવ્યે રાવને જરૂર ફજેત કરીશ.' આજે તેને લાગ્યું કે 'હવે જરૂર લાગ મળશે!' પોતાની ઇચ્છા કેમ પાર પાડવી તેના તે મનમાં ને મનમાં મનસુબા ઘડવા લાગ્યો.

× × × ×

રામપુરના ઠાકોરે ગામેગામ તપાસ કરાવીને એક જબરો પાડો ખરીદ કરાવી લીધો હતો અને તેને તદ્દન નિશ્ચિંત અને નફકરો રહેવા દઇને અને સારામાં સારો ખોરાક આપીને ખૂબ ફાલી જવા દીધો હતો. હમણાં હમણાં એ પાડો ખૂબ વિફર્યો હતો અને સીમમાં ગમે તેના ખેતરમાં પેસી જઇને રંજાડ કરી મુકતો. આજે કેટલાક ખેડુતોએ તેને હાંકી કાઢવાનો પ્રયત્ન કરતાં તે તેમની પાછળ પડયો હતો અને સીમમાં નાસભાગ થઇ રહી હતી. સંખ્યાબંધ ખેડુતો હાથમાં કોશ, કોદાળી, પાવડો કે જે હથિયાર આવ્યું તે લઇને તેની પાછળ પડયા અને એ વીફરેલો પાડો આડે રસ્તે બીજા ખેતરોના મોલ ચાંપતો ચાંપતો તેમના હાથમાંથી છટકી ગયો!

ઠાકોરના જાણવામાં આ વાત આવી. પોતાની પ્રજાને આવી રીતે કનડગત થાય એ તેને ઠીક ન લાગ્યું. તેણે એ પાડાને છુટો ન મુકતાં એક વાડામાં પૂરી રાખવામાં આવે અને ત્યાં તેની પુરતી માવજત કરવામાં આવે એવો બંદોબસ્ત કર્યો.

## ૭ આ શું ?

બાર મહિના વિત્યા અને પુનઃ વિજયાદશમીનો મંગળ દિવસ આવી લાગ્યો. એ દિવસનો વિજયોત્સવ ઉજવતાં વીર વીરમને એક વર્ષ પહેલાં–દશેરાને દિવસે બનેલો એક પ્રસંગ યાદ આવ્યો, રાણી ચંદ્રાવતીએ પોતાને કહેલાં વચનો યાદ આવ્યાં, પોતે ચંદ્રાવતીને આપેલું વચન પણ યાદ આવ્યું.

એ વચન યાદ આવવાંની સાથેજ એ વચન પાળવાનો પોતાનો ધર્મ લક્ષમાં આવ્યો. "દિવાળી ઉપર હું જરૂર આવીશ એમ મેં ચંદ્રાવતીને કહ્યું છે–નહિં–વચન આપ્યું છે. મારે કોઇ પણ રીતે તે વચન પાળવુંજ જોઇએ !"

વીરમ રામપુર જવા નીકળી પડ્યો.

ગમે તેમ થાય, પરંતુ દિવાળી ઉપર રામપુર પહોંચવુંજ જોઇએ એવો વીરમનો નિશ્ચય હોવાથી તે ક્યાંય પણ વિશ્રાંતી લેવા માટે રોકાયા વિનાજ પોતાના ચાર પાંચ વિશ્વાસુ સેવકો સાથે પોતાના અશ્વને પૂર વેગે દોડાવતો રામપુર તરફ મુસાફરી કરી રહ્યો હતો. એવામાં પાછળથી પંદરેક ઘોડેસ્વારોનું ટોળું તેમની પાછળ ધસી આવતું હોય એમ જણાયું. વીરમ વિચારમાં પડ્યો, 'કોણ હશે ?'

વીરમ નીડર–વીરનર હતો. એક ડગલું પણ આગળ વધ્યા વિના તે ત્યાંજ ઉભો રહ્યો. પેલા સ્વારો આગળ આવ્યા. વીરમે જોયું કે આતો મોગલ સૈનિકો! મોગલ સૈનિકો અહીં ક્યાંથી ? આ શું ?

તે અવનવા વિચારો કર્યા કરતો હતો તેવામાં એ ઘોડેસ્વારો છેક તેની નજીક આવ્યા અને પોતાના અશ્વોને જુદીજુદી દિશામાં વાળીને વીરમને ઘેરી લેવાનો યત્ન કરવા લાગ્યા.

"સાવધાન!" વીરમના એક સેવકે બૂમ પાડી અને પોતાની કમરે બાંધેલા મ્યાનમાંથી તરવાર ખેંચી. વીરમે પોતાના સેવકોને ઇશારો કર્યો. જોતજોતામાં તરવારો સૂર્યના પ્રકાશમાં ચમકવા લાગી.

"રાજા સાહેબ! આપ તરવારને મ્યાન કરી ઘો. શાહજાદાના હુકમથી અમે આપને કેદ કરવા આવ્યા છીએ."

"શાહજાદો! કયો શાહજાદો?"

"જે શાહજાદાને તમે મારી નાખ્યો હતો તેમના ભાઇ! પાદશાહના બીજા શાહજાદા!"

"એમ? પોતાના ભાઇનું વેર વાળવા આવ્યા છે?"

"આવ્યા છે તો જોધપુરના અમરસિંહને મદદ કરવા, પરંતુ માર્ગમાં તમે આટલામાં છો એવી બાતમી મળી એટલે તમને પકડી લાવવાનું તેમણે અમને ફરમાન કર્યું છે."

"અને તમે અમને પકડી જવા માગો છો?"

"એમાં શો શક?"

"ભલે, પણ પહેલાં હું કહું તેમ કરો." વીરમ શાંત-સ્વસ્થ હતો.

મોગલ સૈનિકો વિચારમાં પડયા, "શું?"

"તમારા પ્રભુનું છેવટને માટે સ્મરણ કરી લ્યો."

"કારણ?"

"કારણ કે અમને પકડવા જતાં તમારે આ દુનિયાનો ત્યાગ કરવો પડશે."

"એટલે શું અમારામાં તમને પકડવા જેટલી તાકાત નથી?

અમારા પંદર પહેલવાનો આગળ તમારા પાંચ છ માણસોની શી મજાલ ?"

"એ તો વખત આવ્યે જણાય. તમને હોંસ હોય તો હમણાંજ પરીક્ષા કરી લ્યો."

"ચલાવ ! ચલાવ ! એના સાથે નાહક લમણાંઝીક કરવાથી શો લાભ ? પકડી લ્યો આ બટકબોલા હિંદુ રાજાને !" મોગલ સરદાર ત્રાડુક્યો અને તેણે પોતાના અશ્વને એડી મારીને વીરમ ઉપર કુદાવ્યો.

વીરમની નજર ચોમેર ફરતી હતી. તેણે આ હુમલો જોયો અને પોતાની લાંબી તીક્ષ્ણ તરવાર ઉગામીને પોતાના અશ્વને એ સરદારના અશ્વની સામે ઉછાળ્યો. શિરોહીની બનાવટની એ તીખી તરવારે પોતાનું પાણી બતાવ્યું, અને એ સરદાર "યા ખુદા !" ની બૂમ મારતો ઘાયલ થઇને ધરતી ઉપર ઢળી પડયો.

પોતાનાં સરદારને ઘાયલ થયેલો જોતાંજ મોગલ સૈનિકો ઝનુનમાં આવી ગયા અને રજપૂત સ્વારો ઉપર તુટી પડયા.

ખાંડાના ખેલ ખેલવાને ટેવાઇ ગયેલા રજપૂતોને મન તો એ રમત જેવું હતું. શત્રુઓના હુમલામાંથી છટકીને તેઓને સામા પ્રહારો કરવાની કળામાં તેઓ કુશળ હતા એટલે મોગલ સૈનિકોનો સંહાર થતો ગયો. વીરમ વીરનરની માફક ઘુમી રહ્યો હતો. એની તરવાર એની સામે થનારનું માથું એકજ ઝટકે ધડથી જૂદું કરી નાખતી હતી. જોતજોતામાં સાત આઠ મોગલ સૈનિકો ધરતી ઉપર ઢળી પડયા. બાકીના પણ તરવારના ઘાથી લોહીલુહાણ થઇ ગયા હતા.

બાકી રહેલા સૈનિકોએ જોયું કે વધુ વખત અહીં રહેવાથી એક પણ સૈનિક જીવતો જવા નહીં પામે. તેઓ પોતાના સરદારને અશ્વ ઉપર નાંખીને ત્યાંથી પલાયન થઇ ગયા.

વીરમ વિચારમાં પડ્યો, 'આ એક આફત તો ટળી, પરંતુ શાહજાદો આટલામાંજ પડાવ નાખીને પડ્યો હશે તો જરૂર મોટા સૈન્ય સાથે પોતાની પાછળ પડશે-અને એમ થાય તો તો મારે લીધે રામપુરવાળાને ઉલટી ઉપાધિ થઇ પડે. આગળ વધ્યા પહેલાં શાહજાદાની હિલચાલ વિશે ખાત્રી કરી લેવી જોઇએ.'

"વાઘજી! તું આ નાસી જતા સૈનિકો પાછળ જા, એટલે શાહજાદાની છાવણીનો પત્તો લાગશે. ત્યાં જઇ કોઇ ન જાણે તેવી રીતે એ શાહજાદો જોધપુર જવા શા માટે નીકળ્યો છે, અત્યારે અહીં બનેલી હકીકત જાણીને તે શી હિલચાલ કરે છે વિગેરે મળી શકે તેટલી બાતમી મેળવી આવ. તું આવીશ ત્યાં સુધી અમે આ સામે ડુંગર દેખાય છે તેની પાછળ તારી રાહ જોઇશું." વીરમે પોતાના એક સેવકને આજ્ઞા કરી.

સેવક એ નાસી જતા મોગલ સૈનિકો પાછળ મારતે ઘોડે ત્યાંથી ઉપડી ગયો.

## ૮ વિપદવાદળ.

"જય મહાદેવ! આપ રજપૂત લાગો છો! કયાં જાઓ છો?"

"શાહજાદાની છાવણી તરફ. જોધપુરના અમરસિંહનો સંદેશો શાહજાદાને પહોંચાડવાનો છે."

"એમ? ચાલો ત્યારે તો સારૂં થયું. મારે પણ છાવણી તરફ જવું છે. આપણો સાથ થયો તે સારૂંજ થયું. એક કરતા બે ભલા."

વાઘજી મારતે ઘોડે આગળ વધતો હતો તેવામાં એક વાવ આગળ તેણે એક અશ્વને છુટો ચરતો જોયો. અશ્વ ઉપર બધો સાજ નાખેલોજ હતો એટલે તેને શંકા થઈ કે તેના ઉપર બેસનાર સ્વાર આટલામાંજ હોવો જોઇએ વાવમાં નજર કરતાં તેણે એક રજપૂત સ્વારને જોયો. પોતાના અશ્વને ઉભો રાખીને એ સ્વાર સાથે તે વાતે વળ-

ગ્યો. એના ઉત્તરથી તો 'ભાવતું હતું અને વૈદે બતાવ્યું' એના જેવું તેને થયું.

વાઘજી અને પેલો રજપૂત સ્વાર બને અશ્વારૂઢ થઇને છાવણી તરફ આગળ વધ્યા.

વાઘજીએ વાતવાતમાં જાણી લીધું કે 'જોધપુરનો રાજપુત્ર અમરસિંહજી મૃગયા રમવાને નીકળ્યો હતો, તેણે એક વરાહને ઘાયલ કર્યો. એ વરાહ દોડતો દોડતો વિકાનેરના રાજ્યમાં જઇ પહોંચ્યો. ત્યાંના રાજાએ તેને મારી નાંખ્યો. એ ખબર મળતાં અમરસિંહ ક્રોધે ભરાયો. તેણે નિશ્ચય કર્યો કે "મારા વરાહને મારનારને મારી નાંખ્યા વિના હું નહિ છોડું." તેણે વિકાનેર ઉપર ચઢવાની તૈયારી કરી. દિલ્હીના પાદશાહના સાંભળવામાં આ વાત આવી એટલે તેણે કજીયાનું સમાધાન કરવા માટે પોતાના શાહજાદાને મોકલ્યો હતો.'

"પણ શાહજાદા કોના પક્ષમાં છે? જોધપુરના કે વિકાનેરના?" વાઘજીએ બને તેટલી માહિતિ મેળવી લેવાનો યત્ન કર્યો.

"અમે તો માનિયે છીયે કે વિકાનેરના." પેલા રજપુત સ્વારે ઉત્તર આપ્યો.

વાઘજી વિચારમાં પડ્યો. 'મોગલ સૈનિકો કહેતા હતા કે શાહજાદો અમરસિંહજીની મદદે જાય છે, અમરસિંહજી માને છે કે શાહજાદો વિકાનેરનો પક્ષ ખેંચે છે, આ પણ ઠીક આંધળે બહેરૂં કુટાય છે!'

"ભાઇ, એક કામ ન કરો?" વાઘજીએ નવી વાત કાઢી.

"શું?"

"શાહજાદાનો દોરદમામ જોવાની મારી ઇચ્છા છે. એમને એમ મને ત્યાં દાખલ થવા નહિં દે. એને બદલે જો મને આપ આપના માણસ તરીકે સાથે રાખો તો કોઇ વાંધો નહિં લે. આપની પાણીની સરાઇ

અને હુકકો ઝાલીને આપની પાછળ પાછળ હું આવીશ."

જોધપુરી સ્વાર બે ઘડી તેની સામે ધારી ધારીને જોઇ રહ્યો.

"ભાઇ, આપને કંઇ શંકા થાય છે? હું સૂર્યદેવની સાક્ષીએ સોગન લઉં છું કે હું કદી પણ વિશ્વાસઘાતી નહિં થઉં, એટલુંજ નહિ, પરંતુ આપને ઉલટો સહાયરૂપ થઇ પડીશ."

"ભલે તમારી એવી ઇચ્છા હોય તો તેમ કરો."

છાવણી આગળ આવી લાગતાં વાઘજીએ પોતાના પોશાકમાં જરા ફેરફાર કર્યો અને માત્ર અડધું મોઢું દેખાય એવી રીતે મોઢે બુકાની બાંધી લીધી. એક હાથમાં પાણીની સ-ાઇ અને બીજા હાથમાં હુક્કો રાખીને તેણે **એવો વેષ પલટો કર્યો કે કોઇ તેને ઓળખી શકે નહિં!**



તેણે એવો વેષ પલટો કર્યો કે...

જોધપુરનો સન્દેશો લાવનાર આ ઘોડેસ્વારોને શાહજાદાની પાસે જતા કોઇએ રોકયા નહિ.

શાહજાદો ગાદી તકિયા ઉપર શરીર ઢાળીને નિરાંતે બેઠો હતો. સામે વીરમનો માર ખાઇને નાસી આવેલા સૈનિકો હાથ જોડીને જ-

મીન તરફ નીચું મ્હોં રાખીને ઉભા હતા.

" હં, પછી ? તમે એને પકડયા વિનાજ નાસી આવ્યા કે ? તમે મારા લશ્કરમાં નોકરી કરવાને તદ્દન નાલાયક છો. જાઓ, તમારૂં મ્હોં કાળું કરો."

દાઝયા ઉપર ડામ સહન કરતા બિચારા સૈનિકો નિશ્વાસ નાખી ત્યાંથી ચાલ્યા ગયા.

" સપેહસાલાર !" શાહજાદાએ હુકમ કર્યો, " આપણે પ્રથમ એ મિજાજના ફાટેલા **વીરમદેવને** ઠેકાણે કરવો જોઇએ. મારા ભાઇનો જીવ લેનાર એ રજપૂતનું માથું એના ધડથી જુદું કરીશ ત્યારેજ મને કરાર વળશે. જાઓ, લશ્કર તૈયાર કરો."

**વાઘજી** મૂંગો ઉભો ઉભો આ બધું સાંભળી રહ્યો હતો. શાહજાદાનો નિર્ણય સાંભળીને તેની છાતી ધડકવા લાગી.

સપેહસાલાર ગયો.

" કેમ ? તમે શો સંદેશો લાવ્યા છો ? લાવો એ ખરીતો !"

જોધપુરી સ્વારે પોતાના સ્વામીનો પત્ર શાહજાદાના નોકરને આપ્યો.

શાહજાદાએ એ પત્ર ઉકેલ્યો—વાંચ્યોઃ—

નામદાર શાહજાદા,

સાંભળ્યું છે કે તમે **વિકાનેરનો** પક્ષ ખેંચીને લડવા આવો છો. તમારે મારી સામે લડવાનીજ મરજી હોય તો હું તૈયાર છું.

**અમરસિંહ.**

શાહજાદાની ભ્રકુટી ચડી. તેના મુખ ઉપર ક્રોધ વ્યાપ્યો. ક્રોધાવેશમાંજ તે બોલી ઉઠયો, " કેવો મુર્ખ ! હું તો ઉલટો એની મદદે જવા નીકળ્યો છું, અને એને તો લડવાની હોંસ થાય છે ! ઠીક છે, ત્યારે હવે તો એની હોંસ પુરી થવા દયો !"

" સપેહસાલાર ! " જરા વિચાર કરીને તે બોલ્યો, "હાલ વીરમદેવ પાછળ પડવાનો વિચાર માંડી વાળો. હવે તો હમણુંજ આપણે બિકાનેર તરફ કુચ કરીયે. ભલે પછી અમરસિંહ પોતાની બહાદુરી બતાવ્યા કરે !"

"જોધપુરી રજપૂત ! તારા માલિકને કહેજે કે તમારી હોંસ લડવાની છે તો હવે તે પુરી કરજો." શાહજાદો જોધપુરી સ્વાર તરફ ફરીને બોલ્યો અને તેને જવાની આજ્ઞા આપી.

વાઘજીએ છુટકારાનો દમ ખેંચ્યો. વીરમદેવ ઉપર આવેલું વિપદવાદળ આમ અમરસિંહ ઉપર ઉતરી પડેલું જોઇને તેના આનંદનો પાર ન રહ્યો.

વીરમદેવ આગળ આવીને વાઘજીએ બનેલી સઘળી હકીકત કહી સંભળાવી. વાઘજીની ચાલાકી માટે વીરમદેવે તેને શાબાશી આપી. શાહજાદા તરફની ડખલગીરીથી નિશ્ચિંત બનેલો વીરમ પોતાના માણસો સાથે રામપુરને પંથે પડ્યો.

## ૯ અરણો પાડો !

રામપુરથી ૩૦ માઇલ દૂર આવી પહોંચતાં વીરમે પોતાના આગમનના ખબર રામપુર મોકલ્યા.

ચંદ્રાવતી દિવસો ગણી રહી હતી—ક્યારે દિવાળી આવે અને પોતાના સ્વામી રામપુર પધારે ! વીરમના આગમનના ખબર જાણીને તેના હર્ષનો પાર ન રહ્યો.

રામપુરના ઠાકોરે પોતાના બનેવીના સ્વાગતની તૈયારી કરવા માંડી. ઇડરનરેશ પોતે પોતાને ત્યાં પધારે એને તે પોતાના અહોભાગ્ય માનતો હતો.

રામપુરથી બે માઇલ દૂર એક ગામ હતું ત્યાં હાલના ઠાકોરના બાપદાદાના વખતની એક નાની શી મહેલાત બાંધેલી હતી. મહેલાતની પાછળના ભાગમાં તળાવ હતું અને તળાવને સામે કિનારે ઝાડોના ઝુંડ

હોવાથી મુસાફરો ત્યાં બે ઘડી વિશ્રાંતી ભોગવવા બેસતા.

વીરમ આ તળાવ પાસે આવ્યો અને જળાશય તથા વૃક્ષોની રમણિયતા જોઇને પોતાના માણુસોને ત્યાં થોડો વખત મુકામ કરવાની આજ્ઞા કરી.

તળાવને કિનારે શોભતી એ મહેલાત જોવાનું તેને કુતુહલ થયું. પોતાના માણુસોને ત્યાંજ રહેવા દઇને તે એકલોજ તળાવના બીજા છેડે આવેલી મહેલાત તરફ નીકળી પડયો.

મહેલાતની આગળના ભાગનું તે નિરીક્ષણ કરી રહ્યો હતો તેવામાં 'ખસી જજો ! ખસી જજો !' ની બૂમ સંભળાઇ. સામે જૂએ તો વિફરેલા વાઘ જેવો વિકાળ અરણો પાડો આંખો ફાડીને પૂરવેગે પોતાની સામે ધસ્યો આવે છે !

એકાએક વીરમના મગજમાં વિચાર ઉદ્ભવ્યો, "આ પાડાને જાણી જોઇને તો મારી સામે છુટો નહિ મુકયો હોય? ગમે તેમ હોય તો પણ હું રજપૂત બચ્ચો છું. ડરીને એક કોર ખસી જઉં તો તો મારૂં નામ લજવાય."

ક્ષણમાત્રમાં તેણે નિર્ણય કરી લીધો હોય તેમ માર્ગમાંથી ખસી ન જતાં પાડો આવતો હતો તેની બરાબર સામે તે ઉભો રહ્યો.

પોતાના માર્ગમાં નડતર સમા આ મનુષ્યને જોઇને પુરવેગે ધસી આવતા એ પાડાએ તેને પોતાના માર્ગમાંથી એકજ ઝટકે દૂર કરવા માટે પોતાનું માથું નમાવી, શિંગડા બરાબર તાકીને વીરમ ઉપર હુમલો કર્યો.

વીરમે આ જોયું, જરાપણુ ધડકયા વગર શિકારી પોતાના શિકાર ઉપર તરાપ મારે એટલી તીવ્રતાથી તેણે ચડપ દઇને એ પાડાના શિંગડા પકડી લીધા અને પોતાનું સર્વ બળ એકઠું કરીને એ પાડાનો વેગ અટકાવ્યો.

એજ ક્ષણે એ મહેલાતના એક ઝરૂખાની બારી ઉઘડી. એક સુકુમાર સ્ત્રીએ માર્ગ ઉપર નજર કરી અને તેના આશ્ચર્યનો પાર ન રહ્યો. અનિમેષ દ્રષ્ટિથી તે એ દ્રશ્ય જોઇ રહી.

પોતાના શિંગડા પકડનાર એ માણસને ઠીક મારીને નીચે પછાડવા માટે એ પાડાએ પોતાનું આખું શરીર વીરમ તરફ ઉછાળ્યું, પરંતુ વીરમના શરીરને તે સ્પર્શી શક્યો નહિ. પોતાના બન્ને હાથથી વીરમે તેના શીંગડા એવા મજબૂત પકડયા હતા કે પાડો જરા પણ ચસવા ન પામે !

એ અરણ્ય પાડાને આજે આ નવો અનુભવ થયો. પોતાની પ્રબળ સત્તા સામે થનાર આદમી આખી જીંદગીમાં આ પહેલોજ હતો ! એણે ફરી પોતાનું સઘળું બળ એકત્ર કર્યું અને વીરમના હાથમાંથી છટકી જવાનો યત્ન કર્યો.

પરંતુ વીરમે પોતાના જમણા પગને આગળ નમાવીને બેય પગને જમીન ઉપર બરાબર સ્થિર ગોઠવીને, શરીરને આગળ નમાવીને બન્ને હાથથી પાડાના શિંગડા મજબુત પકડીને પોતાની સ્થિતિ એવી જમાવી કે પાડો જરાય આગળ ખસવાની હિમ્મતજ ન કરી શકે. પાડાએ જાણ્યું કે આજે આ કોઇ પોતાના માથાનો મળ્યો છે !

નાસી જતા પાડાની પાછળ કડીયાળી ડાંગ લઇને પડેલા ચાર પાંચ માણસો પાડાને ઉલટા ઉશ્કેરી રહ્યા હતા ! કોઇ લાકડી ઉંચી કરીને તેને નસાડવાનો યત્ન કરતો હોય તો કોઇ ઉંચા હાથ કરીને તેને ભડકાવવા માગતો હોય, કોઇ મોઢે હાથ દઇને બૂમો પાડીને તેને ચાનક ચડાવતો હોય તો કોઇ દૂર ઉભો ઉભો પોતાના હાથમાંની લાંબી ડાંગ બતાવી તેને ઉશ્કેરવા ઇચ્છતો હોય તેવો તાલ વીરમની ચકોર આંખોએ જોઇ લીધો. તેણે નિશ્ચય કર્યો ' કે આજે તો કાંતો આ પાડો નહિં અને કાંતો હું નહિં !'

પગને થાંભલાની માફક જમીન ઉપર બરાબર ટેકવી શરીરની તમામ શક્તિને એકત્ર કરીને **મજબુત હાથે શિંગડા પકડીને વીરમદેવે પાડાને હચમચાવ્યો.*** એને એજ સ્થિતિમાં નાના બાળકને પારણે ઝુલાવતો હોય તેમ તેણે પાડાને બેચાર વાર આગળ અને પાછળ ઝુલાવ્યો. પાડાના પગ ખસુ ખસુ થઇ ગયા, તેની નાડીઓ ઢીલી થઈ ગઇ, તેનો શ્વાસ ભરાઇ આવ્યો, આંખમાંથી આંસુની ધારાઓ નીકળી પડી, શિંગડા જાણે હમણાં તૂટયા કે તૂટશે એમ થયું. જરાપણ વિરોધ દર્શાવ્યા વિના તે ઢીલો ઢફ બનીને શાંત ઉભો રહ્યો.

મહેલાતના ઝરૂખામાં ઉભેલી સુંદરી અને દૂર ઉભા ઉભા તમાશો જોતા અને પાડાને ઉશ્કેરતા પેલા માણસો આ જોઇને આશ્ચર્યચકિત બન્યા. તેમના મુખમાંથી **વીર**મદેવને માટે ધન્યવાદના ઉદ્‌ગારો નીકળી રહ્યા હતા!

**વીર**મે જોયું કે પાડાનો મદ ઉતરી ગયો હતો, તેનામાં સામે થવાની તાકાત રહી નહોતી, અતિ પરિશ્રમથી તે હાંફી રહ્યો હતો. નાના શા જનાવરને દૂર ખસેડતો હોય તેમ તેણે પાડાને પાછળ ધકેલ્યો અને તેના શિંગડા છોડી દીધા. વિજય ભરી નજરે આ નરકેસરી એ મ્હાત બનેલા પાડા તરફ જોઈ રહ્યો.

પાડાએ આડું અવળું જોયું, નાસી જવા માટે પાછળ ફર્યો, પાછળ લાકડીઓ લઇને ઉભેલા માણસો જોયા, ફરી **વીર**મ તરફ મુખ ફેરવ્યું, સ્વમાન ઘવાયું હોય તેમ તે કરડી નજરે **વીર**મ તરફ જોઇ રહ્યો!

વીરમે તેની આંખમાં ભરાયલું ખુન્નસ જોયું. તે સમજયો. પાડાનો વિચાર પોતાના અપમાનનું વેર વાળવાનો હતો!

ક્ષણુ માત્રમાં પોતાને માથે વીતેલી વીતક ભૂલી ગયો હોય તેમ

---

* જુઓ ચિત્ર.

એ અરણા પાડાએ પોતાનું શરીર ધણધણાવ્યું અને આંખો વીરમદેવ ઊપર તાકીને તે તેની ઉપર ધસી આવ્યો.

વીરમ તેનો મનસુબો જાણી ગયો હતો. એ અરણો પાડો પોતાનો જીવ લીધા વિના નહિં છોડે એવી તેને ખાત્રી થઇ. તેણે પોતાની તરવાર મ્યાનમાંથી બહાર કાઢી.'

પોતાનું માથું નમાવીને એકજ ધીક ભેગો વીરમને ભોં ભેગો કરી દેવાના નિશ્ચયથી ફુલટ ભર્યો પાડો વીરમ ઉપર ધસ્યો, પરંતુ એટલામાં વીરમની પાણીદાર તરવારના જીવલેણ ઘાથી તે મોટેથી બરાડવા માંડ્યો. પળવારમાં એ અરણા પાડાના પ્રાણ છુટી ગયા.

## ૧૦ આવું સ્વાગત?

આ દ્વંદ્વ યુધ્ધમાંથી પરવારીને વીરમે ચોમેર નજર કરી તો ત્યાં કોઇ ન મળે! 'લાકડીઓ લઇને પાડાંની પાછળ પડેલા પેલા માણસો ક્યાં ગયા હશે? મને લાગે છે કે મારા આવવાની વાત સાંભળીને આ પાડાને જાણી જોઇનેજ મારી પરીક્ષા લેવા માટે છુટો મુક્યો હશે. સારૂં થયું કે મેં એને ઠાર કર્યો, નહિં તો આજે મારી લાજ જાત. પણ એ લોકો કેવા અવિચારી કે આમ અચાનક મારી પરીક્ષા લેવા ધારી? મારૂં લક્ષ ન હોત તો એ પાડો મને અડફેટમાં લઇને જરૂર પછાડેત. પ્રભુ જે કરે તે સારા માટે. આમ અનાયાસે મારી કસોટી થઇ ગઇ એ પણ ઠીક થયું. હવે રામપુર જવાની પણ શી જરૂર છે? હવે તો અહીંથીજ પાછાં વળવું જોઇએ.'

વીરમ અહીંથીજ ઈડર તરફ પાછા ફરવાનો નિશ્ચય કરી રહ્યો હતો તેવામાં એ મહેલાતમાંથી એક સ્ત્રી દોડતી તેના તરફ આવતી હોય એમ તેને જણાયું.

'આ સ્ત્રી કોણ હશે? આમ વેગભરી દોડતી તે શા માટે આવતી

હશે ?' વીરમના મગજમાં આ પ્રશ્નો ઉપસ્થિત થયા, એવામાં તો પેલી સ્ત્રી ત્યાં આવી પહોંચી અને વીરમના પગે પડી.

"કોણ છબીલી ? તું અહીં ક્યાંથી ? તમે બધાયે મળીને આ શો તાગડો રચ્યો છે ? આવી રીતે મારૂં અપમાન કરતાં તમને શરમ ન આવી ?"

છબીલી ચમકી. વળી અપમાન કેવું ?

બન્ને હાથ જોડીને તે બોલી, "મહારાજ ! આપના સ્વાગત માટે બધી તૈયારીઓ થઇ ચૂકી છે."

"આવુંજ સ્વાગત કે ?" વીરમનો ક્રોધ વધતોજ ગયો.

"કેમ એમ કહો છો, મહારાજ !" છબીલી મુંઝાણી.

"આ પાડાને મારી સામેજ છુટો મુકી દઇને મારૂં જેવું તેવું સ્વાગત કર્યું નથી !" વીરમદેવે કટાક્ષ કર્યો.

છબીલી સમજી ગઇ. "આ પાડો કાંતો નાસી છુટયો હોવો જોઇએ અથવા તો કોઇ તોફાની જીવડાએ જાણી જોઇનેજ તોફાન કર્યું હોવું જોઇએ." તેણે ખુલાસો કર્યો.

"હું એ ન માની શકું. વારૂ, ત્યારે તું અહીં શા માટે આવી હતી ? બધો તમાશો જોઇને મનમાં મલકાવા માટે ?"

"કૃપાનિધાન ? હું આપને કેવી રીતે સમજાવું ? મને તો આપના આગમનનો શુભ સંદેશ પહોંચાડવા માટે અને આપ અત્રે પધારો ત્યારે આપનું સ્વાગત કરવા માટે મારા બા–રાણી ચંદ્રાવતીએ અહીં મોકલી છે."

"અને તેં તેને સંદેશો પહોંચાડયો તે ઉપરથીજ મારૂં આવું સ્વાગત થયું નહિં ?"

"રાજન ! સંદેશો ક્યાંથી પહોંચાડું ? મને આપના આગમનના ખબર હમણાંજ મળ્યા. માર્ગ ઉપર થતું બૂમરાણ સાંભળીને મેં પેલા ઝરૂખામાંથી બહાર નજર કરી તો પાડા સાથે આપનું દ્વંદ્વયુદ્ધ જોયું.

મારી ખાત્રી થઇ કે એ ઇડરનરેશજ હોવા જોઇયે. પછી તો આપનું પરાક્રમ નજરે જોયું અને અહીં દોડતી આવી. "

" ઠીક કર્યું." વીરમનો ક્રોધ હજુ ઉતર્યો નહોતો.

" મહારાજ, આ મહેલાતમાં પધારો ! આપના શ્રમને નિવારો. ખાનપાન આદિ તમામ સગવડો તૈયાર રાખવામાં આવી છે. અહીંથી ધામધૂમથી ગાજતે વાજતે આપને રામપૂર લઇ જવાની આપના સાળાએ ગોઠવણ કરી છે."

" હશે, હું હવે રામપુર આવવાનોજ નથી, મેં મારૂં વચન પાળ્યું છે. હવે રામપુર આવવાની શી જરૂર છે ?"

" કૃપાનિધાન ! કૃપા કરી આપનો રોષ શમાવો, પાડાને અમે જાણી જોઇને છુટો મુકયો છે એવી માન્યતા મનમાંથી કાઢી નાંખો, આપ અહીં–આ મહેલાતમાં રહો, અને આવતી કાલે અમે તપાસ કરાવીશું કે એ પાડાને કોણે છુટો મુકયો હતો. એ કામ અમારૂં કોઇનું નથી એવી આપની ખાત્રી થાય તો પછી રામપુર પધારવામાં આપને કાંઈ વાંધો છે ?"

વીરમ વિચારમાં પડયો. છબીલીના શબ્દો પણ વિચારવા જેવા હતા. ' એ કહે છે તે કદાચ સત્ય પણ હોય ! ઉતાવળ કરીને ચાલ્યા જવાથી નાહક કોઇને મોટો અન્યાય થઇ જશે. જોઇએ, ખાત્રી તો કરીયે કે સત્ય હકીકત શી છે ?'

"ઠીક છે,' છબીલી, માત્ર તારા વચનોના વિશ્વાસે હું ફક્ત આજની રાત અહીં રહીશ. આવતી કાલે હું અહીંથી ઇડર તરફ પાછો ચાલી નીકળીશ."

વીરમ એ મહેલાતમાં મ્હેમાન બન્યો. તળાવના સામે કાંઠે ઝાડોના ઝુંડમાં વિશ્રાંતી લેતા પોતાના સ્વારોને તેણે ત્યાં બોલાવી લીધા.

## ૬૧ શું કરવું ?

" શું કહે છે ? છબીલી ! ખરેખર મારા મુગટમણી પધાર્યા ? " ચંદ્રાવતીનો હર્ષ ઉછળ્યો.

" જી, હા, પરંતુ એ તો આવ્યા એવા પાછા જાય છે, " છબીલીએ ઉત્તર આપ્યો.

ચન્દ્રાવતીના પેટમાં ફાળ પડી, "કેમ ?"

" એમને યોગ્ય લાગ્યું એમ ! " છબીલીએ છણકો કર્યો, " તમે મદમસ્ત માતેલા અરણા પાડાને એમના માર્ગમાં છુટો મુકીને એમનું અપમાન કરો તે એ સાંખી શકે ? "

" અરણો પાડો છુટો મૂકયો ? શું વાત કરે છે ? અરે એ રંજાડ કરતો હતો ત્યારથી તો એને વાડામાં પૂરેલોજ રાખતા હતા. કદાચ એ છુટી ગયો હશે. "

"ના રે ના, મને લાગે છે કે આ કોઇએ તોફાન મચાવ્યું છે. જ્યારે વીરમદેવ એમની સામે દ્વંદ્વયુદ્ધ કરતા હતા ત્યારે કેટલાક માણસો ઉલટા એ પાડાને ઉશ્કેરી રહ્યા હતા, એટલે મને શંકા થાય છે કે કોઇએ જાણી જોઇને આ કામ કર્યું છે. મારી શંકા વધારે સબળ થાય છે તેનું કારણ તો એ કે જ્યારે રાવ વીરમદેવજીએ એ પાડાને મારી નાખ્યો ત્યારે એ માણસો એકદમ કયાંક નાસી ગયા."

" પાડાને મારી નાંખ્યો ?" ચંદ્રાવતી એક એક નવી વાત સાંભળીને આશ્ચર્યચકિત થતી ગઇ.

" જી, હા. મારી નાંખ્યો. એ તો જાણે ઠીક, પણ બા ! જ્યારે રાવે એ પાડાના શિંગડા પકડીને તેને હચમચાવ્યો અને બાળકના પારણાની માફક ઝુલાવ્યો ત્યારે તેમની હિમ્મત અને શૂરવીરતા જોઇને હું તો છકકજ થઈ ગઇ. એ દેખાવ હજી પણ મારી નજરે તર્યા

કરે છે. તમે જો એ વખતે ત્યાં હોત તો તમે વીરમદેવજીનું એ પરાક્રમ જોઇને એવા તો પ્રસન્ન થાત...એવા તો પ્રસન્ન થાત..."

"શું કહે છે? ત્યારે તો એ નજરે જોવાનું સદ્‌ભાગ્ય મને પ્રાપ્ત ન થયું. પરંતુ હવે કરવું શું? શું ખરેખર એ ક્રોધે ભરાયા છે?"

"અરે ક્રોધે ભરાયા શું, એ તો એજ ઘડીએ પાછા ઈડર ચાલ્યા જતા હતા, પરંતુ મેં પગે પડી પડીને વિનવ્યા ત્યારે ફક્ત આજની રાત એ મ્હેલાતમાં રોકાયા છે."

"એમને મનાવવાનો કંઇ ઉપાય?" ચંદ્રાવતી મુંઝાણી. નાવ કિનારે આવીને ડુબી જતું હોય તેમ તેને લાગ્યું. વીરમદેવ રીસાઇને ચાલ્યા જાય તો? તો?...જીવનભર વિયોગ! ઓ પ્રભુ! કેવી ભયંકર કલ્પના!

તેનો સાદ ગળગળો થઇ ગયો. "છબીલી! ગમે તેમ કર, પરંતુ કંઇ માર્ગ શોધી કાઢ."

"માર્ગ તો સહેલો છે. એ અરણા પાડાને આપણે એમની સામે છોડી મૂકયો નથી એવી એમની ખાત્રી કરી આપવી જોઇએ. એવી ખાત્રી થાય તો એમને જરૂર મનાવી શકાય."

"પણ એ ખાત્રી કેવી રીતે કરી આપવી?"

"આપના ભાભીશ્રી મારફત ઠાકોર સાહેબને કહેવરાવો કે તે તપાસ કરાવે. તપાસમાં જણાઇ આવે કે અમુક માણસે ગફલતથી કે જાણી જોઇને પાડાને છુટો મુકયો હતો તો પછી ઠાકોરશ્રી એ માણસને વીરમદેવ પાસે લઇ જઇને એમના મનનું સમાધાન કરે અને તેમને વિનવીને મન મનાવીને અહીં તેડી લાવે."

"બરાબર છે, એમજ કરવું પડશે. પણ ભાઇ માનશે?" ચંદ્રાવતીએ શંકા ઉઠાવી.

"અરે તમારા ભાભી સાહેબ જબરા ઉસ્તાદ છે! એ તો તમારા ભાઇને હથેળીમાં નચાવે એવા છે. અને તમારા ઉપર તમારા ભાભીનો પુરો

ભાવ છે એટલે તમારા માટે તો એ પ્રાણ પાથરવા પણ તત્પર થશે."

"ગમે તેમ તોપણ એ મારા ભાભી! કેવા માયાળુ! કેવા હેતાળ!" ચંદ્રાવતીના અંતરમાંથી ભાભીની પ્રશંસાના ઉદ્દગારો નીકળી પડયા. "હું હમણાંજ તેમને મળીને વાત કરૂં છું. તું પાછી એ મહેલાતમાં જા! રખેને એ પાછા ચાલ્યા જાય."

ચંદ્રાવતી ઝડપબંધ ત્યાંથી ચાલી ગઇ.

"થયું? લ્યો, પાછી જા! એ માઇલથી ચાલતી ચાલતી આવી, પાછી ત્યાં જઉં! ખરૂં કહ્યું છે કે 'સકરમીની જીભ અને અકરમીના ટાંટીયા. ગરજવાનને અક્કલ ન હોય તે આનું નામ! ચાલ જીવ, એને કોણ નારાજ કરે, રાવ ચાલ્યા જશે તો બિચારી હાથ ઘસતી બેસી રહેશે!" છબીલી મનમાં બબડી અને વીરમ પાસે આવવા ચાલી નીકળી.

## ૧૨ રામપુરમાં.

રામપુરની ઠકરાણી પોતાની નણંદની વ્હારે ધાઇ. તેણે પોતાના પતિને સમજાવ્યો. ઠાકોરે તપાસ કરી, જે વાડામાં પાડાને પુરવામાં આવતો હતો તે વાડાના રખેવાળને બોલાવ્યો. તેણે જણાવ્યું કે "'પાડો પડયો પડયો ખાઇ પીને માતેલા સાંઢ જેવો મસ્તાન થઇ ગયો છે તે છોડી મુકો એને, એની મેળે ભુખે મરતો ઠેકાણે આવી જશે,' એમ કહીને આપણા દસોંદી ચારણ એને છોડાવી ગયા હતા. મારા મનને એમ કે આપે એ ચારણને એવો હુકમ આપ્યો હશે."

ઠાકોર સમજ્યો. એણે પણ સાંભળ્યું હતું કે આ દસોંદી ચારણ દુદર ગયો હતો ત્યારે એનું સન્માન ન થવાથી તે વીરમદેવનું જ્યાં ત્યાં વાંકું બોલતો હતો. દ્વેષબુદ્ધિને લીધે જરૂર તેણે આ લાગ સાધ્યો હશે!

તેણે એ ચારણને બોલાવ્યો. ચારણે પોતાનો ગુન્હો કબુલ્યો અને ક્ષમા યાચી.

" ગઢવી ! તમે તો તમારી દૂષણબુદ્ધિને સંતોષી, પરંતુ મોટા બ્હેનનો ભવ બગડત તેનો પણ તમને વિચાર ન આવ્યો ?"

ચારણ જમીન તરફ નીચું મ્હોં રાખીને ઉભો રહ્યો હતો.

"ગઢવી, હવે એક કામ કરો. રાવ વીરમદેવ પાસે આવો, તેમને સત્ય હકીકત જણાવો, તેમનું મન મનાવો. નહિં તો એ રીસાઇને અહીં આવ્યા વિનાજ પરબારા ચાલ્યા જશે, અને મોટા બ્હેનનું જીવતર ધૂળધાણી થઇ જશે."

વીરમદેવ પાસે જવું ! ગઢવીને માથે આભ તુટી પડવા જેવું થયું. પણ શું કરે ? રામપુર રાજ્યનો તે આશ્રિત હતો. ઠાકોરની ઇચ્છાને-આજ્ઞાને વશ થયાં વિના ચાલે તેવું નહોતું.

ઠાકોર ગઢવીને લઇને રામપુરથી બે માઇલ દૂર પેલી મહેલાત આગળ આવી પહોંચ્યો.

વીરમદેવનો ક્રોધ હજી પણ શમ્યો નહોતો. ઠાકોરને જોઇને તેનો ક્રોધ વધુ ઉછળ્યો.

પરંતુ ઠાકોરના મુખ ઉપરની નિર્દોષતા જોઇને વીરમદેવ કંઇક શાંત થયો. ઠાકોરે ખુલાસો કર્યો. આ તોફાનના કારણરૂપ ગઢવીને તેણે આગળ ધર્યો.

" એમ ? આ ગઢવીજીએ આવી રીતે પોતાની રીસ કાઢી ? વાહ, ગઢવીજી વાહ, તમારૂં સ્વાગત સારી રીતે ન થયું તેમાં વાંક તમારો હશે, મારો નહિં. તમો ચારણદેવની જીભે તો સાક્ષાત સરસ્વતી વસે તમારા મુખમાંથી તો અમૃતવાણી ઝરવી જોઇએ, તેને બદલે તમે કટુવચનો ઉચ્ચારો તો તમારો સત્કાર કોણ કરે ભલા ? અને બીજી વાત. ચારણદેવમાં આવી ઇર્ષાવૃત્તિ શોભે ? એ તો ઉદારતાનો અવતાર ! એનો જન્મ તો જગતના ભલા માટે. આવી દુર્બુદ્ધિ તમને કયાંથી સૂઝી ?" વીરમના વાક્પ્રહારોથી ગઢવીનું અંતર ગુંગળાઇ જવા લાગ્યું. તે એક શબ્દ પણ બોલી શકયો નહિં.

"હશે, ગમે તેમ તો પણ તમે તો અમારા પૂજ્યનિક. 'ચારણ એટલે દેવ' એવી અમારી ભાવના છે તેથીજ તમે આજ બચી જવા પામો છે, નહિંતો..." વીરમ બોલતાં બોલતાં અટકી પડયો.

"જાઓ. આજથી આવું કામ કદી ન કરતા. કોઇનું સારૂં ન બની શકે તો કંઇ નહિ, પરંતુ કોઇનું પણ કદીયે બુરૂં નજ કરવું એવું આજથી જળ મુકજો." વીરમે ગઢવીને ત્યાંથી ચાલ્યા જવાની આજ્ઞા આપી.

સાળો બનેવી વાતે વળગ્યા. વીરમને શાંત સ્વસ્થ બનેલો જોઈ ઠાકોરે કહ્યું, "કૃપા કરી આપ રામપુર પધારો. મારી પ્રજા આપના દર્શન માટે ઉત્સુક બની છે."

"ભલે, એવીજ તમારી ઇચ્છા હોય તો હવે મને તે બાબત જરાય વાંધો નથી." વીરમે તત્પરતા બતાવી.

ઠાકોરના હર્ષનો પાર ન રહ્યો.

ગાજતે વાજતે ધામધુમથી વીરમદેવની પધરામણી રામપુરમાં થઇ. રામપુરની પ્રજાએ આ રાજવીના આગમનના આનંદમાં ઉત્સવ ઉજવ્યો.

## ૧૩ ઉપસંહાર.

"ચંદ્રાવતી! તેં પણ તારાં વચનો ખરા કરી બતાવ્યા હો!" પ્રસન્ન વદને વીરમદેવે ચંદ્રાવતીને ધન્યવાદ આપ્યો.

"શું કરૂં નાથ? આપની મારા ઉપર અવકૃપા થઇ તો પછી આપ પ્રસન્ન થાઓ એવું મારે કરવું જોઇએ ના!

"ખરેખર આ અરણો પાડો જૂદા પ્રકારનો તો ખરો-બહુ જ મસ્તાન!"

"અને એવા મસ્તાન પાડાને પણ આપે મહાત કરીને આપનું

ખરૂં પાણી બતાવી આપ્યું. અહીંની પ્રજા તો આપની વીરતાનાં એટલા બધા વખાણ કરે છે કે......";

"અને તારા નહિ!" વીરમ હસ્યો.

"મારા વખાણ શાના કરે? હા, આપને લીધે હું વખણાઉં ખરી. આપની પત્ની તરીકે મને એટલો લાભ તો મળેજ ના!" ચંદ્રાવતીએ પોતાનું અર્ધાંગનાપદ સિદ્ધ કરતાં કહ્યું.

"એ તો એવુંજ તો. અને મારી કસોટી પણ બરાબર થઇ ગઇ."

"ક્ષમા કરો, નાથ, બીજાના દોષથી જે થવા પામ્યું તે બધું ભૂલી જાઓ અને આ દિન દાસીને ફરીથી આપના હૃદયમાં સ્થાન આપો."

"તું તો જીવનભર મારા અન્તરમાં વસેલી છે, ચંદ્રાવતી! ચાલો, હવે ઇડર જવાની તૈયારી કરો."

"આજ્ઞાને આધીન છું, પ્રભુ! પરંતુ અહીંથી આપણે જઇએ તે પહેલાં મારે આપને એક તકલીફ આપવાની છે."

"વળી શું છે? એક મહીનો હું અહીં રહ્યો તોપણ સંતોષ નથી? હજી બીજી કસોટી કરવાની છે કે શું?"

"નારે નાથ, એ વાતજ જવા દો. પરંતુ બુંદીનો રાવ મારા પિતાશ્રીના મૃત્યુ પછી મારા ભાઇને ન્હાનો જાણીને તેના કેટલાંક પ્રગણાં દબાવી પડયો છે. આપ અહિં પધાર્યા છો તો કૃપા કરીને તે એને પાછા અપાવો.

"બીજું કંઇ?"

"નહિં, પ્રભુ, આટલું કરો એટલે આપનો મોટો ઉપકાર. આપના જેવા વીરનર બનેવી હોય તેના સાળાને એટલો લાભ તો મળવો જ જોઇએને!"

"તને પણ કામ કઢાવતા ઠીક આવડે છે હો!" વીરમે સ્નેહભરી આંખે ચંદ્રાવતી તરફ જોયું. ચંદ્રાવતીની આંખો આભાર ભરી લાગણી અને પ્રેમજ્યોતિથી ચમકી રહી હતી.!

**વીર**મે બુંદીના રાવને લખ્યું કે 'ઠાકોરના જે પ્રગણા તમે પચાવી બેઠા છો તે પાછા સોંપો, નહિં તો યુદ્ધ માટે તૈયાર થાઓ અને સીમાડા ઉપર આવો.' બુંદીના રાવે ન માન્યું. બંને રાવો સીમાડા ઉપર મળ્યા અને ત્યાં લડાઇ થઇ તેમાં બંને બાજુના માણસો માર્યા ગયા. વીરમ દૃઢાગ્રહી હતો, તેણે ઠાકોરના ગયેલા પ્રગણાં પાછાં જીતી લીધાં.

વીરમ પાછો રામપુર આવ્યો. ચંદ્રાવતીએ એને અંતરના ઉમળકાથી વધાવ્યો. આ પ્રેમાળ દંપતી અને ચંદ્રાવતીની પેલી માનીતી દાસી—છબીલી ઇડર આવ્યા, ઇડરમાં પણ આનંદ વર્તાયો. જ્યાં ત્યાં વીર **વીર**મની અદ્‌ભુત વીરતાનીજ વાતો થવા લાગી.



# આવું વેર ?

## ૧ આટલી બધી લાગણી !

" મહારાજકુમારનો જય ! આપને રાજમાતા બોલાવે છે. કહે છે કે અતિ અગત્યનું કામ છે. "

એક અનુચરે આવીને જયપુરના રાજકુમારને નમન કર્યું અને રાજમાતાનો સંદેશો સંભળાવ્યો.

" એવું ઉતાવળનું તે શું કામ છે ?"

" હું નથી જાણતો, અન્નદાતા ! હું તો ચીઠ્ઠીનો ચાકર. મને કહ્યું કે કુંવરને લઇનેજ આવજે. "

" ઠીક જા, હું હમણાંજ આવું છું. " રાજકુમાર વિચારમાં પડયો. કદી નહિં અને આજે અત્યારે—મોડી રાતે રાજમાતા કાં બોલાવે ?

રાજમાતા આતુરતાથી પોતાના પુત્રના આગમનની રાહ જોઇ રહ્યાં હતાં. કુંવર આવ્યો અને તેના મુખ ઉપર હર્ષની છાયા છવાઇ.

રાજમાતા ઉઠયાં, અંતરના ઉમળકાથી પોતાના પુત્રના ઓવારણાં લીધાં અને તેની પ્રતાપી મુખમુદ્રા તરફ વાત્સલ્યભરી નજરે જોઇ રહ્યાં.

" કેમ માતા ? આજે અત્યારે મને શા માટે બોલાવવો પડયો ?" કુમારે પ્રશ્ન કર્યો.

" એક મહત્વના કાર્ય માટે, બેટા ! તારે આવતી કાલે કાશી જવું પડશે."

" શા માટે ?" કુમાર આશ્ચર્યચકિત થયો. " કાશી જવાનું શું કામ ? અને તે પણ કાલેજ શા માટે ? " તે વિચારમાં ઉતરી પડયો.

" ભાઈ ! તારા મામા ગંગાજીની યાત્રાએ આવ્યા છે. આજેજ મને ખબર મળ્યા કે તે ચાર પાંચ દિવસમાં પાછા ફરવાનો વિચાર કરે છે. છેક ઈડરથી આટલે સુધી મારા ભાઇ આવ્યા છે તો તે જતાં જતાં બે ચાર દિવસ અહીં આવી જાય તો મારા મનને શાંતિ થાય અને વળી એમાં આપણી શોભા પણ જણાય. " રાજમાતાએ ખુલાસો કર્યો.

" કયા મામા ? ઇડરના વીરમદેવજી ? એ તો જબરા ટેકીલા છે ! મેં સાંભળ્યું છે કે એણે તો શાહજાદાને પણ પોતાનો હાથ બતાવ્યો હતો અને મોગલ બાદશાહ સામે પણ માથું ઉંચકયું હતું. "

" તેથીજ હું કહું છું કે એના જેવા વીર નરના આગમનથી જયપુરમાં આપણી પ્રતિષ્ઠા વધશે અને પ્રજાના તારા પ્રત્યેના પૂજ્ય ભાવમાં વૃદ્ધિ થશે. "

" પણ એ ઈડરનરેશ અહીં આવશે ? "

" એ વાત વિચારવા જેવી છે. એટલા માટેજ તને બોલાવ્યો છે.

એના મોભાને છાજે તેવી રીતે તેને આમંત્રણ મળવું જોઇએ. તુ પોતે જાય તોજ તેનું મન માને અને તે અહીં આવવા હા પાડે."

"એમજ હોય તો હું જવા તૈયાર છું. પરંતુ મારા બાપુને પૂછ્યું ?"

"એમની સંમતી તો મેં ક્યારનીયે લઇ લીધી છે. વીરમદેવ જેવા વીર નર જંયપુરને આંગણે પધારે એવો ધન્ય દિવસ ક્યાંથી ? મારા ભાઈ તરીકે તો તે કદાચ એમની બહુ દરકાર ન કરે, પરંતુ વીર બંકા તરીકે–એક રજપૂત નરકેસરી તરીકે તેમને વીરમદેવ પ્રત્યે માન છે અને તેથીજ તેમણે વાત કરતાં વેંતજ સંમતી આપી છે."

"એ કદાચ નહિ માને તો ?"

"તેથી જ તારી સાથે દિવાનને મોકલવાનો મેં વિચાર રાખ્યો છે. ગમે તેમ તો પણ હંજી તું બાળક ગણાય. એમની સાથે કળથી કેવી રીતે વાત કરવી તે એને વધારે આવડે."

"છતાં ન માને તો એની મરજી. એમાં આપણે શું કરીયે ?" કુમારે તડ ને ફડ કરી નાખવાની વૃત્તિ બતાવી.

"ના, ના, જોજે, રખે એમ આકરો થઇ જતો !" રાણી અધીરી બની.

"અને **એ ન આવે તોય અહીં શું બગડી જવાનું છે !**"* કુમારે એક ધાયે બે ટુકડા કરવા જેવો પ્રશ્ન કર્યો.

"બેટા, તું એ વાતમાં ન સમજે. ગમે તેમ તો પણ એ મારો ભાઈ !"

"પણ એ તો તમારો ઓરમાન ભાઇ થાય એમ તમે એક દિ' કહેતા હતા તે ?"

"ભલેને ઓરમાન ભાઇ હોય. પણ અમે એકજ બાપના સંતાન કે નહિ ? એ અહીં સુધી આવે અને મને મળ્યા વિના જાય તો તો

---

* જુઓ ચિત્ર.

મારો જીવ કપાઇ જાય. બેટા! ગમે તેમ સમજાવીને પણ તેમને અહીં જરૂર લઇ આવજે. એ નહિ આવે તો મને બહુ માઠું લાગશે, અને મનમાં ધોખો રહી જશે."

કુમાર વિચારમાં પડયો. 'લોકો કહે છે કે ઓરમાન ભાઇ બ્હેનમાં કંદિ હેત હોયજ નહિ, અને મારાં માતુશ્રી તો એમના આ ઓરમાન ભાઈ માટે આટલી બધી સ્નેહભરી લાગણી ધરાવે છે! ત્યારે દુનિયા કહે છે તે ખોટું ?'

બીજે દિવસે રાજકુમારે પ્રધાન અને યોગ્ય રસાલા સાથે કાશી તરફ પ્રયાણ કર્યું.

## ૨ આમંત્રણ સ્વીકાર્યું.

ગંગાતીરે હમણાં તો ખૂબ ધામધુમ થઇ રહેતી. સામાન્ય દિવસોમાં પણ એ પાપમોચની સરિતામાં સ્નાન કરીને પાપ નિવારણ કરવાની ઉત્કંઠાથી અનેક યાત્રાળુઓ ત્યાં આવતા, ગંગાસ્નાનનું પૂણ્ય પ્રાપ્ત કરતા અને ગંગાજીના સેવકો—એની ઉપાસના ઉપર જ જીવનનિર્વાહ ચલાવનારા ભૂદેવોને યથાશક્તિ દાનધર્મથી સંતોષી તેમના શુભાશિર્વાદ મેળવી જીવનને કૃતકૃત્ય માની લેતા. પરંતુ હમણાં તો ત્યાં જબરી ધામધુમ ચાલી રહી હતી. ઇડરનો રાજવી થોડા દિવસ થયા ગંગાસ્નાન કરવા આવ્યો હતો. રોજ ગંગાજીના જૂદાજૂદા ઘાટે સ્નાન કરીને તે બ્રાહ્મણોને ઉદાર ચિત્તે દાન દેતો; સુવર્ણદાન, રૂપાદાન, વસ્ત્રદાન, ગૌદાન આદિ અનેક પ્રકારનાં દાન દઇને તેણે કાશીના બ્રાહ્મણોને સંતોષ્યા હતા. બ્રહ્મભોજન તો રોજ ચાલતું અને એક પણ બ્રાહ્મણ ભૂલે ચૂકે એ ભોજનનો લાભ લેતાં ન રહી જાય એની એ પવિત્ર ભાવનાવાળો રાજવી ખાસ કાળજી રાખતો.

આખા ગામમાં વાતો ચાલતી કે 'આતો જેવો શૂરવીર ગણાય છે તેવો દાનવીર પણ છે! કેવું મોટું મન? પ્રભુએ એને સત્તા આપી

તેનું એ ખરૂં સાર્થક કરે છે! એના કરતાં પણ મોટા રાજાઓ અહીં આવી ગયા છે, પણ આના જેવો દિલગજો કોઇનો નહિ!'

સંતોષાયલા યાચકો તો અહર્નિશ તેના ઉપર આશીર્વાદ વરસાવતા. ગંગાતીરે હમેશાં 'ઇડરનરેશની જય' બોલાતી. વીર વીરમનું નામ આબાળવૃદ્ધ સૌ કોઇની જીભે રમી રહ્યું હતું.

ભૂદેવો આમ પરમ પ્રસન્નતા પ્રાપ્ત કરી રહ્યા હતા તેવામાં તો કાશીમાં બીજા ખુશ ખબર ફેલાયા કે જયપુરના રાજકુમાર ગંગાસ્નાન માટે પધાર્યા છે! 'અધિકસ્ય આધિકમ ફલમ્' લોકો એ સૂત્ર ઉચ્ચારવા લાગ્યા. પોતાને જબરો તડાકો પડશે એ વિચારથી તેમને અનહદ આનંદ થયો.

પરંતુ બીજેજ દિવસે તેમણે જાણ્યું કે પોતે એ માન્યતામાં ઠગાયા છે–જયપુરના રાજકુમાર યાત્રાર્થે નહિ, પરંતુ વીરમદેવને આમંત્રણ આપવા આવ્યા છે!

રાજકુમાર વીરમદેવને મળ્યો, પોતાની માતાની ઇચ્છા જણાવી, અને જયપુર પધારીને એ નગરને કૃતાર્થ કરવાની વિનંતિ કરી.

વીરમ વિચારમાં પડયો. બ્હેન–એક ઓરમાન બ્હેન આટલો બધો વિવેક કરે એમાં જરૂર કંઇ કારણ હોવું જોઇએ. એણે બીજે દિવસે પોતાનો નિર્ણય જણાવવાનું વચન આપ્યું.

વીરમ તે દિવસે ઉંડા વિચારમાં ઉતરી પડયો. કોઇ દિવસ નહિ અને આજે એ બ્હેનને પોતાનો આ ઓરમાન ભાઇ ક્યાંથી સાંભરી આવ્યો? વિચાર કરતાં કરતાં પોતાના જીવનના જૂના પ્રસંગો તેના સ્મરણમાં તાજા થયા. વર્ષો પહેલાં–એક દિવસ વડાલીમાં સમળેશ્વર તળાવની બાજુએ પોતે મેલાણ કરીને પડયો હતો તેવામાં એ બ્હેનનો ભાઇ પોતાનો ઓરમાન ભાઈ–રાયસિંહ એક દિવસ મૃગયા કરવા નીકળ્યો. એણે એક હિંસક પશુને એકજ તીરથી બરાબર નિશાન તા-

કીને ઠાર કર્યું. એનો પ્રચંડ દેહ, એનું માંસલ શરીર, એની તેજસ્વી



હિંસક પશુને એકજ તીરથી નિશાન તાકીને ઠાર કર્યું.

આંખો, ગૌરવયુક્ત એની મુખમુદ્રા, વીરતાની પ્રતિમા સમો એ રાયસિંહ: એ સર્વ પોતાની નજરમાં ખુંચ્યું; રખેને એ કોઈ દિવસ પોતાની સામે માથું ઉંચકે એવો ભય પેદા થયો, પોતાના માર્ગમાં એ કંટક સમાન જણાયો, એ કંટકને દૂર કરવાનો પોતે નિશ્ચય કર્યો અને એક દિવસે... એક દિવસે...ઓહ !......

તેની આંખે અંધારા આવવા માંડયા. નિષ્કંટક રાજ્ય કરવાની ઇચ્છાથી–રખેને કોઈ દિવસ રાયસિંહ પોતાની ગાદી ખુંચવી લેવાનો યત્ન કરે એ વિચારથી–પોતે વડાલીથી પાછા ફર્યા બાદ રાયસિંહનો વાંક કહાડીને તેણે તરવાર વતે તેને ઠાર કર્યો હતો ! એ વખતનું દૃશ્ય તેની નજરે ચડયું. રાયસિંહ પોતાની તરફ દયાભરી નજરે જોઇ રહ્યો હોય, પોતાનો શો દોષ હતો એવો પ્રશ્ન કરી રહ્યો હોય એવો ભાસ થયો અને વીર વીરમનું હૃદય વ્યથિત થયું. ' અરેરે, પ્રભુએ પોતાને આવું શૌર્ય–આવી શક્તિ આપી હતી છતાં આવું કાર્ય કરવાની બુદ્ધિ શાથી થઈ હશે ? '

પરંતુ એ વિચાર હવે વ્યર્થ હતો. અત્યારે તો જવું કે ન જવું–જયપુરનું આમંત્રણ સ્વીકારવું કે ન સ્વીકારવું એ પ્રશ્ન હતો. એ ઓરમાન બ્હેન પોતાના સગા ભાઇના મૃત્યુનો ડંશ હૃદયમાં રાખે તો ? તો તો......

આખી રાત એણે વિચાર કર્યો, પરંતુ કંઇજ નિર્ણય થઇ શકયો નહિં.

બીજે દિવસે પુનઃ રાજકુમારે એ વાત કાઢી.

"ભાણાભાઈ! તમારી માગણી માટે ઉપકાર માનું છું. બ્હેનને પોતાના ભાઇ તરફ ભાવ હોય એટલે એનું દિલ ખેંચાય, પરંતુ મારે હવે ઇડર તરફ તરતજ જવું જોઇએ. ઈડર છોડયાને ઘણા દિવસો થયા." વીરમે વાત ઉડાવવાનો યત્ન કર્યો.

જયપુરના પ્રધાને વાત ઉપાડી લીધી, "મહારાજાધિરાજ ! આપને ઉતાવળ હોય એ સ્વાભાવિક છે, પરંતુ આપ કયાં ફરીફરીને અહીં પધારવાના હતા ? આટલે સુધી આવ્યા છો તો હવે જયપુર આવ્યા વિના જાઓ તે ઠીક ન કહેવાય."

"એમાં અઠીક શું છે ? એમ દરેક સ્થળે રોકાતા જઇએ તો પછી પાર કેમ આવે ?"

"બીજા સ્થળે ન રોકાઓ એ વાત જુદી છે, પરંતુ જયપુર આવ્યા વિના તો ન જ ચાલે. આપ કુમારશ્રીના મામા, કાશી સુધી આવ્યા અને ભાણેજની ભાળ લીધા વિના એમને એમ ચાલ્યા જાઓ તો જગતમાં કેવું ખોટું ગણાય ?"

"પરંતુ ભાણાભાઇ અહીં આવ્યા, મને મળ્યા, બે દિવસ સાથે રહ્યા, પછી એથી વિશેષ શું જોઇએ."

"એમ ન ચાલે મહારાજ ! આપની બ્હેનને મળ્યા વિના જાઓ તો એમને કેવું ખોટું લાગે ?"

"ખોટું લાગે તો મારા વતી ક્ષમા માગજો, તેમની ભલી લાગણી

માટે હું ઓશીંગણ છું, પરંતુ શું કરૂં, ઈડર પાછા ફરવાની મને બહુજ ઉતાવળ છે."

રાજકુમાર ઓશીયાળો બની ગયો, "મામા! મારા માતુશ્રીએ ખુબ આગ્રહ કરીને મને કહ્યું છે કે આપને લીધા વિના નજ આવવું. હું એમને એમ પાછો જઉં અને મારે ઠપકો સાંભળવો પડે એ આપને યોગ્ય લાગે છે?"

"અને જયપુરમાં અમારૂં નાક કપાય તેનો પણ આપે વિચાર કરવો જોઇએ. આપના સત્કારને માટે જયપુરમાં કેટલી ધામધુમ થઇ રહી છે, કેવી તૈયારીઓ ચાલી રહી છે તેનું વર્ણન.આપની પાસે શું કરૂં? આપને કદાચ એ અતિશયોક્તિ જણાશે. આવી તૈયારી કર્યા પછી આપ ન પધારો એટલે અમારી હાંસી થાય અને પ્રજા આગળ અમારે નીચું જોવું પડે એ વધારામાં. આપ તો સમજુ છો. આથી વિશેષ મારા જેવા અદના આદમીથી આપને શું કહી શકાય?"

દિવાનના એ પાસા પોબાર પડયા. વીરમે જોયું કે વસ્તુસ્થિતિ ખરેખર આવી જ હોય તો પછી તેણે જયપુર જવું જ જોઇએ. એણે ઓરમાન બ્હેનનું આમંત્રણ સ્વીકારી લીધું.

## ૩ ઓરમાન તો પણ બ્હેન!

જયપુરમાં આજે જબરી ધમાલ મચી રહી છે. ઇડરનરેશની સ્વારી આજે પધારવાની છે, ગાજતે વાજતે સામૈયું થવાનું છે, રાજવંશી મ્હેમાન આજે જયપુરના રાજમહેલને પાવન કરવાના છે!

દરવાજે નોબત ગડગડી, અને લોકોએ જાણ્યું કે ઈડરનરેશ પધાર્યા. જાતજાતના વાજીંત્રોથી વાતાવરણ ગાજી ઉઠયું.

જયપુરનરેશ દરવાજા સુધી આવ્યા, વીરમદેવને ભેટયા, ખબર અંતર પૂછી, તેના આગમનથી પોતાને થયેલો અનહદ હર્ષ પ્રદર્શીત

કર્યો અને પોતાના રાજવંશી હાથી ઉપર રત્નજડીત સોનાની અંબાડીમાં પોતાને પડખે બેસાડયો.

સૂર્યપ્રકાશમાં ચમકતી તરવારો અને ભાલાઓ સાથે બેઠેલા સેંકડો ઘોડેસ્વારોની ટુકડી એ હાથીની આગળ તેમજ પાછળ ગોઠવાઇ ગઈ. સ્વારીના મોખરે ભાતભાતના વાદ્યો વગાડનારા અને બંદીજનો ચાલતા હતા, અને જયપુરનરેશ તથા ઇડરનરેશની જય બોલાવી રહ્યા હતા. સ્વારીની શોભા જોવા અસંખ્ય માણસો માર્ગની બન્ને બાજુએ ગોઠવાઇ ગયા હતા. માર્ગ ઉપરના મકાનોની અગાશીઓમાં પણ મનુષ્યો ખીચોખીચ ભરાયા હતા. ઇડરનરેશને જોવા માટે જયપુરનિવાસીઓ અતિ આતુર બની રહ્યા હતા.

સ્વારી આગળ વધી અને લોકોએ જયધ્વનિથી વાતાવરણ ગજાવી મુક્યું. વીરમદેવને લાગ્યું કે પોતે જયપુર આવવાનું આમંત્રણ સ્વીકાર્યું તે ઠીકજ થયું.

જયપુરમાં વીરમદેવનો સુંદર સત્કાર થયો. જયપુર એટલે કારીગીરીનું ધામ. પીતળમાંનું મીનાકારી કામ, રમકડાં, કોતરકામ, રંગની બાંધણી, રંગકામ, છાપકામ, હાથીદાંતનું કોતરકામ અને એવી અવનવી કારીગીરી માટે જયપુર પંકાય છે. આ કારીગીરીની વસ્તુઓની બનાવટ જોવામાં વીરમદેવને બહુ રસ પડતો, અનેક કારીગીરીની વસ્તુઓ તે ખરીદતો અને જયપુરના કારીગરો આ ઉદાર નરવીર માટે પ્રશંસાના ઉદ્‌ગારો કાઢતા.

જયપુરનરેશે એવી ગોઠવણો કરી હતી કે વીરમદેવને વખત ક્યાં ગયો તે પણ ન જણાય. ભિન્નભિન્ન આકર્ષક સ્થળો, પૂરાતન મંદિરો, ભપકાદાર ભવ્ય રાજભુવનો અને મોટા મોટા મનોરમ મહાલયોમાં વારાફરતી તે વીરમને લઇ જતો અને તેનો ઉત્સાહ અને આનંદ જળવાઇ રહે તેવી વ્યવસ્થા રાખતો.

જયપુરની રાણી–વીરમની બ્હેન તો ભાઇ માટે ઓછી ઓછી થઇ જતી. "મારા ભાઇ આવ્યા છે!" એ ઉમળકા ભર્યો ઉદ્‌ગાર દિવસમાં દસ વખત એના મુખમાંથી નીકળી પડતો, અને વીરમ સાંભળે તેમ પોતાની દાસીઓને, સેવકોને, અરે ખૂદ રાજકુમારને પણ વીરમના આતિથ્યમાં જરા પણ ન્યૂનતા ન આવે એવી તાકીદ આપ્યા કરતી. વીરમ બ્હેનનો આવો ભાવ જોઇને દિંગ થઇ જતો.

રાણી વીરમ માટે ભાતભાતના ભોજનો કરાવતી, પોતાને સાંજ જમવાની ગોઠવણ કરતી અને વીરમ તેના આગ્રહને ઠેલી શકતો નહીં. પરંતુ એક વાત તેના મગજમાંથી ખસતી નહોતી, 'રખેને બ્હેન દગો દે! રખેને એના ભાઇ રાયસિંહને મેં માર્યો છે એનું વેર વાળે! ખોરાકમાં વિષ ભેળવી દેતાં એને શી વાર?' જ્યારે જ્યારે એ જમવા બેસતો ત્યારે ત્યારે તેને એ વિચાર આવતો અને એ બહુ કાળજીપૂર્વક પહેલેથી ખાત્રી કરી લેતો. તેનો એક વફાદાર અંગરક્ષક સદૈવ તેની સાથેજ ફરતો. પહેલેથી એ ખાનપાનનો સ્વાદ ચાખીને ખાત્રી કરતો અને ત્યારપછીજ વીરમદેવ એ વસ્તુઓનો ઉપયોગ કરતો.

અનેકવાર તેણે રાણીનું અંતર પારખવાનો યત્ન કર્યો, પણ નિષ્ફળ. જ્યારે જુઓ ત્યારે એ તો શાંત–સ્વસ્થ જ હોય! કોઇ પણ પ્રકારની મુંઝવણને બદલે પોતાના ભાઇના આગમનનો અનહદ આનંદ માત્ર એના ચ્હેરા ઉપર જણાતો હતો!

આમ આનંદમાં ને આનંદમાં આઠ દસ દિવસ નીકળી ગયા અને જયપુરથી વિદાય થવાનો વખત આવી લાગ્યો. ભાઇએ બ્હેનને પસલી આપીને વિદાય માગી.

"બ્હેન! તમારી લાગણીના શા વખાણ કરૂં! ઓરમાન બ્હેન હોવા છતાં સગી બ્હેન કરતાં પણ તમારો સ્નેહ તો વધારે નિવડ્યો.

"ભાઇ, એમાં મેં શું પાડ કર્યો? ભલે મા જુદી, પરંતુ આપણે બંને એક જ પિતાના સંતાન કે નહિ? મારે તો ઓરમાન કે સગો

ભાઈ જે ગણું તે તમેજ છો. મને ' બ્હેન ' કહીને ખરા હેતથી બોલાવનારૂં તમારા વિના બીજું કોણ છે ?"

" એ વાત તો ખરી, બ્હેન, પણ તમે તો સગી બ્હેન કરતાં પણ ચડી ગયાં. અહીં મારૂં જે સ્વાગત થયું છે તેવું સગી બ્હેન પણ ન કરી શકે. એક વખત ઇડર પધારો ને ?" વીરમે વીવેક કર્યો.

" આવીશું વળી જીવતા હઇશું તો. પણ ભાઇ મેં અહિંના ઉસ્તાદ કારીગરો પાસે હીરા મોતી ટંકાવીને જરિયાન પોશાક તૈયાર કરાવ્યો છે તે તમે સાથે લેતા જાઓ. એ પોશાક જ્યારે જ્યારે તમે પહેરો ત્યારે આ તમારી બ્હેનને યાદ કરજો. "

રાણીએ પોતાની દાસીને બોલાવી. તે હાથીદાંતના કોતરકામવાળી નાનીશી પેટી લઇ આવી. એ પેટી ઉઘાડીને રાણીએ તેમાંથી હીરામોતીથી ઝગમગતો જરિયાન પોશાક કાઢયો અને દૂરથી જ તે પોતાના ભાઇને બતાવતાં કહ્યું, " જોયું ભાઇ! આ પોશાક કેવો સુંદર છે ?× ઈડરની ગાદી ઉપર બેસતી વખતે તમે એ ધારણ કરશો તો આખી કચેરી દિંગ થઈ જશે ! "

" છે તો ખરેખર એવો, બ્હેન, પણ તમારી પાસેથી કોઇપણ વસ્તુ મને ન ખપે !"

" એ કંઈ મારા પૈસાથી થોડોજ કરાવ્યો છે જે ? એ તો તમારા બનેવીએ ખાસ મારી ઈચ્છા અને પસંદગી મુજબ કરાવ્યો છે અને એ તમનેજ આપવાનો છે. બીજા સામાન સાથે હું એ ગોઠવાવી દઈશ. મારૂં આપેલું ન લ્યો પણ એમનું તો માન રાખવુંજ જોઇયે ને ! "

વીરમ નિરુત્તર બન્યો. જયપુરનરેશ પોશાક આપે તેનો અનાદર કેમ કરી શકાય ? બ્હેનની સ્નેહભરી લાગણીના ફરીફરીને વખાણ કરતો વીરમ જયપુરથી પોતાના રસાલા સાથે વિદાય થયો.

---

× જુઓ ચિત્ર.

## ૪ ઝેરી પોશાક.

ઈડરથી નીકળ્યાને ઘણો વખત થયેલો હોવાથી વીરમ હવે પોતાની પ્રજાની ભાળ લેવા અધીરો બન્યો હતો. તેણે નિશ્ચય કર્યો કે પરિશ્રમના નિવારણ માટે મુકામ કરવો પડે તે સિવાય બીજા કોઇપણ સ્થળે માર્ગમાં રોકાવું નહિ.

દડમજલ કરતાં તે ઇડરવાડાની સરહદ આગળ ભીલોડા ગામે આવી પહોંચ્યો. ઇડરની સીમ જોતાં–પોતાની ભૂમિ જોતાં તેનો હર્ષ ઉછળ્યો. તેની નજરે ઇડર, ઈડરની પ્રજા, પોતાનો કુટુંબકબીલો વિગેરે ચડ્યાં. ઇડરનું રાજસિંહાસન યાદ આવ્યું, એ સિંહાસન ઉપર પોતે પોતાની બ્હેને આપેલો પોશાક પહેરીને સર્વ સભાજનોને પોતાની બ્હેનના અનહદ સ્નેહની નિશાની ક્યારે બતાવે એવી અધીરાઇ તેને થઇ અને તેનું મન એ હીરામોતીથી મઢેલા પોશાક તરફ આકર્ષાયું. તેને વિચાર થયો કે એક વખત એ પોશાક પહેરી તો જોઉં ? કેવો લાગે છે ?

જેમ જેમ એ વિચાર કરતો ગયો તેમ તેમ તેને એ પોશાકના વધુ ને વધુ વિચારો આવતા ગયા. ' કેવો સુંદર પોશાક ? જયપુરની કારીગીરી ખરેખર સર્વોત્તમ છે. એ પોશાક જોઇને ઇડરની મારી પ્રજા પણ છક્ક થઇ જશે ? કેવું સુંદર ભરતકામ ? કેવી અદભૂત કારીગીરી ? '

અને ઇડરના એ રાજવીની અધિરાઇ વધતી ગઇ. એ પોશાક તરફના પોતાના આકર્ષણને તે રોકી ન શક્યો. તેણે પોતાના સેવકને એ હાથીદાંતની પેટી લાવવાની આજ્ઞા કરી.

સેવક પેટી લઇ આવ્યો, એ પેટી ઉઘાડી, અને આજ્ઞાની રાહ જોતો ઉભો રહ્યો.

વીરમે ઝડપ બંધ પોતાનો પોશાક ઉતારી નાખ્યો. હાથીદાંતની એ પેટીમાંનો જરીયાન પોશાક ઉપાડ્યો અને સપાટાબંધ તે પહેરી લીધો. એ પોશાકમાં જડેલા હીરાના ઝળહળાટથી ત્યાં પ્રકાશ ફેલાયો.

પરંતુ આ શું ? બહાર આટલો પ્રકાશ અને પોતાના અંતરમાં આમ અંધકાર કાં ફેલાય ? પોતાનું મગજ શૂનકાર કાં થતું જાય ? અંગમાં આમ દાહ કાં લાગે ?

અસંખ્ય વીંછીના કારમા ડંખ થતા હોય તેવી કારમી વેદના તેને થવા લાગી. વજ્ર સમા કઠણુ કાળજાવાળા એ વીરનરના મૂખમાંથી એ અસહ્ય વેદનાથી દુ:ખની ચીસ નીકળી પડી. એનો દેહ બળું બળું થઇ રહ્યો.

પેલો સેવક તો દિગમૂઢ બનીને અવાક્ ઉભો ઉભો જોઇ રહ્યો.

વીરમની ચીસ સાંભળીને તેના સેવકો દોડતા ત્યાં આવ્યા. " શું છે ? શું છે ? અન્નદાતા ? "

" મારો કાળ આવી લાગ્યો છે, મારા વફાદાર સેવકો ! મારા ભાવિએ મને ભૂલાવ્યો છે. ભલભલાને ભૂ પાનારો તમારો રાજા પોતાની ઓરમાન બ્હેનના દગાનો ભોગ થયો છે. એ બ્હેને આપેલો પોશાક વિષથી ભરેલો છે. એ ઝેરી પોશાક પહેરવાથી મારા અંગેઅંગમાં વિષ વ્યાપી ગયું છે !"

" હેં ! " સેવકો આભા બની ગયા. તેઓ એ પોશાક કાઢી નાખવા ગયા.

" રહેવા દો, રહેવા દો, એ કાઢવાથી હવે કંઇજ લાભ નથી. મારા મોતના ડંકા વાગી ચૂકયા છે—એ બ્હેનના સ્વરૂપમાં રહેલી વેરણે વેર વાળ્યું છે !" દાહથી બળતા વીરમે બળાપો કર્યો.

" આવું વેર ? " સેવકોના અંતરમાંથી એ અબળા તરફ તીરસ્કારના ઉદ્‌ગારો નીકળી પડયા.

" હા, આવું વેર ! પણ એમાં એનો દોષ નથી–દોષ મારો છે. જે ઓરમાન બ્હેનના ભાઇને મેં માર્યો હતો તે બ્હેનના ઉપર અતિ વિશ્વાસ રાખવાનું આવુંજ ફળ મળે. ખરૂં કહ્યું છે કે—

'દશા ફરે ત્યારે બુદ્ધિ ફરે,
જાય ચુલે ચડી ચતુરાઇ;
હાથ કેરા હથિયાર રહે હાથમાં
એમના એમ કટાઇ.'

મરતી વખતે મને અફસોસ એટલોજ થાય છે કે વીરનરને શોભે એવું મારૂં મૃત્યુ ન થયું. કોઇની સાથે સામી છાતીએ લડતા મુઓ હોત તો મારા આત્માને શાંતિ થાત. જેવી પ્રભુઇચ્છા."

ભલભલા ભૂપાલોને ધ્રુજાવનાર વીર વીરમ આમ દગાનો ભોગ થયો. એ ઓરમાન બ્હેને પોતાના ભાઇના મરણનું વેર બરાબર વાળ્યું. મોતનો બદલો એણે મોતથી જ લીધો. ભાઇનું વેર વાળવાની પોતે લીધેલી પ્રતિજ્ઞા બરાબર પૂર્ણ કરી.

વીરમનું શરીર બળું બળું થઇ રહ્યું. એ દ્રઢ મનનો નરકેસરી દ્રઢતાપૂર્વક એ કારમી વેદના સાંખી રહ્યો. તેની નાડીએ નાડી તૂટવા લાગી, શરીર નીલવર્ણું થતું ગયું, તેનો આત્મા એના દેહનો ત્યાગ કરી ગયો. એનો જીવનદીપક ઓલવાઇ ગયો.

\+ × × ×

વીર વીરમના જીવનનો અંત આણનાર એ ઝેરી પોશાકના ચીરેચીરા કરીને અગ્નિને સ્વાધીન કરવામાં આવ્યો. વીર વીરમના સેવકોએ ભીલોડાના દરવાજા આગળની ટેકરી ઉપર ચંદન કાષ્ટની ચિતા ખડકી અને એ નરકેસરીના મૃતદેહને ત્યાં અગ્નિસંસ્કાર કર્યો.

× × × ×

જોતજોતામાં આ ખબર ઇડર પહોંચ્યા. તેની રાણીઓ આ સમાચાર સાંભળતાં જ પતિ પાછળ સતી થઇ.

# રાજયોગ

કિંવા

# લલાટના લેખ !

## ૧ ભાવિ સૂચન !

" શ્રી દ્વારકાધિશકી જય !" દર્શનની રાહ જોઇને ઊભેલા ભાવિક ભકતોએ જય ગજાવી અને આખાયે વિશ્વમાં વિખ્યાત બનેલું દ્વારકાનું જગતમંદિર ગાજી ઉઠયું.

શ્રી કૃષ્ણુથી રચેલી સોનાની દ્વારિકા નગરી સમુદ્રમાં અદ્રશ્ય બની ગઈ, ત્યાર પછી કોઇની માન્યતા પ્રમાણે વજનાભે બંધાવેલા અને કોઇની માન્યતા પ્રમાણે ભગવાન વિશ્વકર્માએ એકજ રાત્રીમાં ખડા કરેલા એ પાંચ માળના ભવ્ય મંદિરનું શિખર વાદળ સાથે વાતો કરતું—સમુદ્રમાં સફર કરનાર યાત્રીઓનું દસ દસ ગાઉ દૂરથી લક્ષ ખેંચતું—

બાવન હાથની લાંબી વિજયધ્વજા ફરકાવતું અને બીજાં બધાય મંદિરો કરતાં પોતાની શ્રેષ્ટતા સિદ્ધ કરતું હોય તેમ 'જગત મંદિર'નું*

* હિંદુસ્થાનમાં આવેલાં તીર્થસ્થળોમાં મહત્વનાં મુખ્ય ચાર ધામો ગણાય છે–ઉત્તરે બદ્રીનાથ, દક્ષિણે સેતુબંધ રામેશ્વર, પૂર્વે જગન્નાથજી અને પશ્ચિમે દ્વારકા. આ ચારે ધામમાં દ્વારકા યાત્રાનું મોટું ધામ ગણાય છે, કારણકે સાક્ષાત પરમાત્મા સ્વરૂપે પૂજાતા શ્રીકૃષ્ણચંદ્રની રાજધાનીનું સ્થળ અહીંજ હતું અને તેમણેજ એ નગર વસાવ્યું હતું.

દ્વારકા નગરી એ વખતે સોનાની હતી, પરંતુ યાદવાસ્થળી પછી એ નગરી સમુદ્રમાં ડુબી ગઈ અથવા તેનો ક્ષય થયો તેવી માન્યતા છે. ત્યાર પછી વસેલી નગરી પણ દ્વારકા નામેજ ઓળખાતી આવી છે.

શ્રી દ્વારકાધીશનું મંદિર એ આ સ્થળનું ખાસ આકર્ષણ છે. આ મંદિર દેશ વિદેશમાં જગત મંદિર તરીકે ઓળખાય છે. કોઇ એને ત્રૈલોકયસુંદર મંદિર પણ કહે છે. મૂળ મંદિરની રચના માટે એવી માન્યતા ચાલે છે કે અનિરૂદ્ધના પુત્ર વજ્રનાભનો રાજ્યાભિષેક થયો તેવા સમયમાં વિશ્વકર્માએ ગોમતીના તટ ઉપર એક ભવ્ય મંદિરની રચના કરી અને તેમાં સ્વયંભૂ ઇચ્છાથી પ્રગટ થયેલી શ્રી કૃષ્ણ પરમાત્માની મૂર્તિ પધરાવવામાં આવી. કોઈ કહે છે કે શ્રીકૃષ્ણના પ્રપૌત્ર વજ્રનાભે એ મંદિર પોતાની દૈવી શક્તિથી એકજ રાત્રીમાં તૈયાર કર્યું; ઇતિહાસકારોની માન્યતા મુજબ તે ગુપ્ત રાજાએ બંધાવેલું છે, જ્યારે એમ પણ મનાય છે કે સને ૧૪૮૦ માં મહમદ બેગડાએ એ મંદિર તોડી પાડયું હતું અને તે શ્રીમદ્ શંકરાચાર્યે ફરીથી બંધાવ્યું હતું. ગમે તેમ હોય પરંતુ હાલમાં જે મંદિર દ્વારકામાં છે તે એટલું બધું સુંદર અને ભવ્ય છે કે યાત્રાસ્થળોનાં બધાય મંદિરો કરતાં તે ચડી જાય તેવું છે ચને તેથીજ તેનું નામ 'જગતમંદિર' સાર્થક છે.

જગતમંદિર સામાન્ય રીતે શ્રી દ્વારકાનાથજી અથવા શ્રી રણછોડરાયજીના મંદિર તરીકે ઓળખાય છે. સાત માળનું અને આસરે ૧૫૦ ફુટ ઉંચું આ મંદિર અતિ ભવ્ય અને રળીયામણું લાગે છે. તેનું કોતરકામ અને નકશી એવાં તો સુંદર છે કે બે ઘડી જોયાજ કરીએ. એ એટલું બધુ વિશાળ છે કે તેમાં હજારો માણસોનો સમાવેશ થઈ શકે. પહેલા અને બીજા માળમાં

**માનનીય પદ પ્રાપ્ત કરતું. એ શ્રી દ્વારકાનાથનું મંદિર આજે યાત્રાળુઓના મોટા સમૂહ ઉપરાંત બ્રાહ્મણોની અપાર સેનાથી ઉભરાઇ જતું હતું. એ ભૂદેવોના મુખ ઉપર અજબ ઉત્સાહની ઝાંખી થતી હતી!**

---

ઘણા પ્રેક્ષકો બેસી શકે અને શ્રી રણછોડજીના ચોકમાં જોઈ શકે એવી સગવડ છે. ચોથા માળમાં શક્તિદેવીની સ્થાપના છે જેને લોકો શ્રીફળ, સિંદુર વિગેરે ચડાવે છે. પાંચમા માળ ઉપર ઘુમટનું દહેરૂં છે તેને લાડવા દહેરૂં કહે છે. એના ઉપર દિવાદાંડી જેવો પત્થરનો સ્થંભ છે. જ્યારે નવી ધ્વજા ચડાવવામાં આવે છે, ત્યારે રાત્રીને વખતે તેમાં દિવો સળગાવવામાં આવે છે. આ દિવાનો પ્રકાશ દૂરથી આનંદદાયક લાગે છે.

દહેરા ઉપર ઠેઠ ટોચ સુધી જવાનો અંદરથી રસ્તો છે, ટોચ આગળ એક ન્હાની બારી છે તેમાંથી બહાર નીકળતાં મંદિર ઉપર ચડાવેલો એક સોનાના ગીલ્ટવાળો ચાંદીનો કળશ નજરે પડે છે. આ કળશ (શિખર) શ્રીમંત ગાયકવાડ સરકાર શ્રી સયાજીરાવ મહારાજની સ્વારી સંવત ૧૯૬૧ માં દ્વારકા પધારેલી તે વખતે ચડાવવામાં આવ્યો છે. આની નજીકજ એક સાધારણ જાડાઈનો સ્થંભ ઉભો કરેલો છે. તેના ઉપર એક માણસ સારી રીતે ઉભો રહી શકે એવી પાટલી છે ને તેના ઉપર ધ્વજાદંડ ઉભો કરેલો છે. આ ધ્વજાદંડ ઉપર બાવન ગજની રંગબેરંગી રેશમી અથવા સુતરાઉ લુગડાંની બાંધેલી ધ્વજા ફરકયા કરે છે.

આ મંદિર એટલું ઉંચુ છે કે દરિયામાંથી આવતા મુસાફરોને ૨૦ માઇલ દૂરથી આ દહેરૂં દેખાય છે.

જગતમંદિર બાંધનાર વિષે "સૌરાષ્ટ્ર દેશના ઇતિહાસ" માં આ પ્રમાણે લખ્યું છે:—

'ત્રૈલોકયસુંદર અગર જગતનું દેવળ એ નામથી પ્રસિદ્ધ થયેલું મંદિર દ્વારીકાના તમામ દેવળોમાં સર્વથા જુનામાં જુનું ગણાય છે. એનો બંધાવનાર કોઈ ગુપ્ત વંશનો રાજા હશે, કેમકે એ રાજાઓ વિષ્ણુભક્ત હતા, એટલુંજ નહિ, પણ તેઓએ સોરાષ્ટ્રમાં કંઈ વખત અમલ કર્યો હતો, અને ઉજ્જયંત (ગિરનાર) ઉપર એક વિષ્ણુનું દેવળ બાંધ્યું હતું એમ સ્કંદગુપ્તના કોત્રા-

કારણ શું? કારણ કે આજે ઇડરના બે રાજકુમારો ગોપાળદાસ અને કલ્યાણમલ યાત્રાએ આવ્યા હતા, આજે તેઓ જાતે શ્રી દ્વારકાધિશને કેસરસ્નાન કરાવનારા હતા, આજે બ્રાહ્મણોને દાનદક્ષિણાનો મનમાન્યો લાભ મેળવવાની સુંદર તક લાધી હતી!

જગતમંદિરના દ્વાર ખુલ્યાં અને બહાર મંદિરમા વિશાળ ચોકમાં ઉભેલા દર્શનાતુર ભક્તોએ 'શ્રી દ્વારકાધિશની જય' ગજવી.

એજ ઘડીએ પાછળથી 'હઠો! હઠો!'ની બૂમ પડી અને ચોકમાં ચિક્કાર ભરાયલી મેદનીમાં માર્ગ પડી ગયો. લોકોએ જોયું કે આગળ છડીદારો સોનાની છડીથી માર્ગને મોકળો કરતા ચાલતા હતા અને બે રાજવંશી યુવાનો પોતાના રાજતેજનો પ્રભાવ પ્રેક્ષકો ઉપર પાડતા તેમની પાછળ પાછળ ગૌરવયુક્ત પગલે મંદિરના દ્વાર તરફ આવતા હતા. લોકોમાં નવું કુતુહળ જાગ્યું–આ પ્રભાવશાળી પુરૂષો કોણ હશે?

એ બંને યુવાનોએ સ્નાન કરીને રેશમી પીતાંબર પહેર્યાં હતાં, અને અંગ ઉપર રેશમી ઉપરણો ધારણ કર્યો હતો. તેમણે ધારણ કરેલાં હીરા માણેક આદિ રત્નજડિત અલંકારો અને તેમની પ્રભાવશાળી

---

વેલા જુનાગઢના શિલાલેખ ઉપરથી જણાય છે. આ દેવળનો બાંધનાર ગુપ્ત રાજા હતો એમ માનવાનું બીજું કારણ એ છે કે દ્વારકાની મૂર્તિઓમાં આ દેશના લોકો વામન કિંવા ત્રિવીક્રમની મૂર્તિને જુનામાં જુની ગણે છે. ગુપ્ત રાજાઓ પણ વિષ્ણુના અવતાર વામનજીના ભક્ત હતા એમ તેઓના લેખના મંગલાચરણમાં વામનજીની સ્તુતિ કરી છે તે ઉપરથી જણાય છે. જુનાગઢથી ચાર ગાઉ પશ્ચિમે વંથલી ગામ છે તેને જૈન લોકોના દ્વિયાશ્રય નામના ગ્રંથમાં વામનસ્થળી કરી લખ્યું છે. અહીં આજ પણ વામનજીનું મંદીર છે. સોરઠના લોકો કહે છે કે ગીરનારનું દામોદરજી (વિષ્ણુ)નું દેવળ અને જગતનું દેવળ બંધાવનાર એકજ રાજા હતો. માટે જો ગીરનારનું દેવળ ગુપ્ત રાજાનું બંધાવેલું શિલાલેખમાં કહે છે તો આ જગતનું દેવળ બંધાવનાર પણ એજ રાજા હોવો જોઈએ.'

મુખમુદ્રા આ કોઇ રાજ્યવંશી પુરૂષો છે એમ માનવાનું સબળ કારણુ આપતા હતા.

બન્ને યુવાનોએ મંદિરમાં પ્રવેશ કર્યો. શ્રી દ્વારકાધિશની મનોહર મૂર્તિને કેસરસ્નાન કરાવ્યું અને પૂજારીની સૂચનાનુસાર યથાવિધિ પૂજન કર્યું.

પૂજન કરતાં કરતાંજ એક ચમત્કાર બન્યો. બંને યુવાનો બેઠા બેઠા પૂજનવિધિ કરી રહ્યા હતા તેવામાં શ્રી દ્વારકાધિશની મૂર્તિના ભાલ પ્રદેશમાં શોભી રહેલું રૂપાનું તિલક આવીને એક યુવાનના ખોળામાં પડયું અને પૂજારીઓ ચમકયા.

"કુમારશ્રી ! કહો ન કહો, પરંતુ આપના ભાગ્યમાં રાજયોગ નિર્માણુ થયો છે!" એક પૂજારીથી સહજ બોલી જવાયું.

બીજા યુવાનની આંખ ચમકી. "મહારાજ ! માફ કરો, ફરીથી એવું ન બોલશો. તમને ખબર નથી કે હું મોટોભાઇ છું? રાવ વીર-મદેવ પછી ઇડરની ગાદીનો હકદાર તો હું છું."

પૂજારી બોલતાં તો બોલી ગયો, પરંતુ આ વચનો સાંભળીને તે પસ્તાવા લાગ્યો.

બીજા પૂજારીએ વાત ઉપાડી લીધી, "ક્ષમા કરજો, કુંવર સાહેબ! મોટાનેજ રાજ્ય મળે એ તો વ્યવહારની વાત છે, પરંતુ લલાટના લેખની વાત જુદીજ હોય છે. શ્રીકૃષ્ણુચંદ્રની ઇચ્છા કદાચ એવીજ હોય કે નાનાભાઇને ગાદીનો લાભ મળે અને તેથીજ આ તિલક તેના ખોળામાં નાંખીને તેમણે ભાવિસૂચન કર્યું હોય !"

"ભાઈ, એ વાત જવા દોને! પ્રભુએ ધાર્યું હશે તે થશે. વિધિનું નિર્માણુ કોઇથી મિથ્યા થવાનું છે?" ત્રીજા પૂજારીએ વાત વાળી લીધી.

પુનઃ પૂજનવિધિ શરૂ થઇ. પરંતુ મોટાભાઇનું ચિત્ત એ વિધિમાં ચોંટયું નહિ. એના મગજમાં તો તિલક પોતાના નાના ભાઇના ખોળામાં પડવાનો પ્રસંગ અને એ ઉપરથી પૂજારીએ કરેલા ભાવિસૂચનની વાતજ ઘોળાયા કરતી હતી !

## ૨ રાજ્યાભિષેકની તૈયારી.

ઇડરની પ્રજામાં આજે ભારે શોક ફેલાયો હતો. દશે દિશ ઇડર રાજ્યનો ડંકો વગાડનાર, ખુદ દિલ્હીના પાદશાહને પણ પોતાના અનહદ શૌર્ય અને અપ્રતિમ વીરતાનું પારખું કરાવનાર, ધર્મવીર, કર્મવીર, દાનવીર અને શૂરવીર ઇડરનરેશ વીર વીરમદેવ આજે પોતાની ઓરમાન બ્હેન—જયપુરનાં રાણી—ના દગાનો ભોગ થઇ પડયો હતો.

આવા વીરનરના મૃત્યુથી આખો ઇડરવાડો શોકસાગરમાં ડુબ્યો હતો ત્યારે એક વ્યક્તિના અંતરમાં આનંદની ઉર્મિઓ ઉછળી રહી હતી. એ વ્યક્તિ તે વીરમદેવનો ભાઇ ગોપાળદાસ !

ઇડરના રાવ નારાયણદાસને છ પુત્રો હતા. વીરમદેવ, ગોપાળદાસ, કેશવદાસ, સામળદાસ, કલ્યાણમલ અને પ્રતાપસિંહ. રાવ નારાયણદાસના મૃત્યુ પછી વીર વીરમદેવ ગાદીએ આવ્યા. માત્ર ઇડરવાડામાં નહિ, પરંતુ આખા રાજસ્થાનમાં અને છેક પાદશાહી પાટનગર દિલ્હી સુધી વીર વીરમદેવની વીરહાક વાગતી. એ અટંકી વીરે પ્રજાપ્રિય નૃપતિ તરીકે, ગૌબ્રાહ્મણપ્રતિપાળ તરીકે, ટેકીલા રજપૂત તરીકે, નામના મેળવી હતી.

કેશવદાસ અને સામળદાસને સબળવાડ અને હાથિયા વસઇનો ગ્રાસ મળ્યો હતો. પ્રતાપસિંહનું મોસાળ તરસંગમે હતું તેથી તે ઘણુંખરૂં ત્યાંજ રહેતો અને તરસંગમાના રાણાનું તેણે કંઇ નુકસાન કર્યું તે ઉપરથી રાણાએ તેને મારી નાખ્યો હતો.

કલ્યાણમલનું મોસાળ ઉદયપુર હતું. ઇતિહાસપ્રસિદ્ધ રાણા પ્રતાપનો તે ભાણેજ થતો હતો. વીર વીરમનું મૃત્યુ થયું તે વખતે તે ઉદયપુર હોવાથી કારભારીઓએ ગોપાળદાસના રાજ્યાભિષેક ઉપર તેને ઇડર આવવાનું આમંત્રણ મોકલ્યું હતું.

વીરમના મૃત્યુ વખતે તેનાં બધા ભાઇઓમાંથી માત્ર ગોપાળદાસ એકલોજ ઈડરમાં હાજર હતો.

વીરમદેવના મૃત્યુથી પ્રજાને શોક થયો ત્યારે ગોપાળદાસના આનંદની અવધિ થઈ. આજે તે ફટાયો કુંવર મટીને ઇડરનો રાજવી થનાર હતો! પછી તે હર્ષ કાં ન પામે? રાજ્યના મામલા એવાજ હોય છે!

આજે રાજ્યાભિષેકનું મુહૂર્ત હતું. ગોપાળદાસને ગાદીએ બેસાડવાની સઘળી તૈયારી થઇ રહી હતી. જોશીઓ હોરાયંત્ર માંડીને શુભ ચોઘડીઆની તપાસ કરી રહ્યા હતા. ગોપાળદાસ વસ્ત્રાભૂષણ સજી રહ્યો હતો.

અંતે એ શુભ ચોઘડીયું આવી પહોંચ્યું. ગોપાળદાસને દરબારમાં પધારવાની વિનંતી થઇ.

"થાય છે!" તેણે બેદરકારીથી જવાબ આપ્યો અને ડોકમાં પહેરેલો એક દાગીનો પસંદ ન પડતાં તે કાઢી નાંખી બીજો પહેરવા લાગ્યો.

આખો દરબાર આતુરતાથી આજના નવા રાજવી ગોપાળદાસની રાહ જોઇ રહ્યો હતો ત્યારે એ રાજવી અનિશ્ચિત મનથી ઘડીમાં એક દાગીનો પસંદ કરતો, ઘડીમાં બીજોજ દાગીનો ધારણ કરતો, ઘડીમાં મન ન માનતાં તે કાઢી નાંખતો, કયા દાગીના પહેરવા અને કયા નહિ તેના વિચારમાંજ વખત વિતાવી રહ્યો હતો.

રાજકુમાર ન આવવાથી કારભારીઓ અધીરા બન્યા. તેમણે એક વૃદ્ધ રાજસેવકને મોકલીને ઉતાવળ કરવાનું કહેવરાવ્યું.



"પધારો ! મુહૂર્ત વીતી જાય છે !"

રાજસેવક આવ્યો, પ્રણામ કર્યા અને વિનિત ભાવે કહ્યું, "કુમારશ્રી! પધારો! **મુહૂર્ત વીતી જાય છે!"**

**"થાય છે, અવાય છે, એટલી બધી શી ઉતાવળ આવી છે?"** રાજકુમાર ખીજાયો અને પુનઃ દાગીનાની પસંદગી કરવામાં ગુંચાયો.

રાજસેવકે પાછા આવીને ત્યાં બનેલી હકીકત કહી સંભળાવી.

કારભારીઓએ વિચાર કર્યો કે રાજ્યાભિષેકનું શુભ ચોઘડીયું વીતી જતું હોય એ વખતે જે રાજા કયો દાગીનો પહેરવો એનો પણ નિશ્ચય ન કરી શકે તે રાજ્યનું કે પ્રજાનું શું હિત સાધી શકે? આવા નબળા મનના કુંવરને ગાદીએ બેસાડવામાં શો સાર?'

## ૩ રાજયોગ!

એજ વખતે પાંચ છ ઘોડેસ્વારો મારતે ઘોડે ઇડરના રાજમહેલ પાસે આવી લાગ્યા. કારભારીઓએ જાણ્યું કે પોતે બોલાવ્યા પ્રમાણે કલ્યાણમલ પાંચ સ્વારો લઇને ઉદયપુરથી અહીં આવી પહોચ્યો છે!

"ભાઇ, કહો ન કહો, પણ રાજાની પદવીને તો આજ લાયક

છે. બરાબર મુહૂર્ત ઉપર તે આવી પહોંચ્યા." એક દરબારીએ પોતાનો અભિપ્રાય દર્શાવ્યો.

" કારભારીજી ! હવે તો ઉતાવળ થાય તો ઠીક. શુભ ચોઘડિયું હવે પુરૂં થવા આવ્યું છે. બહુ વખત વિતાડવામાં રાજ્યનું હિત નથી." જોષીએ ઉતાવળ કરવા માંડી.

કારભારીઓ અંદર અંદર વિચાર કરવા લાગ્યા, " શું કરવું ? ગોપાળદાસ તો હજી દાગીનાજ કાઢઘાલ કર્યા કરે છે. વારંવાર કહેવરાવવા છતાં એનું તો રૂંવાડુંય ફરકતું નથી. આના કરતાં તો કલ્યાણમલને ગાદિયે બેસારવા એજ ઉત્તમ."

" બરાબર છે ! બરાબર છે ! મારૂં જ્યોતિષ પણ એમજ કહે છે. આ કુંડળી ઉપરથી હું છાતી ઠોકીને કહું છું કે



" થાય છે, અવાય છે, શી ઉતાવળ છે ? "

રાજયોગ કલ્યાણમલના લલાટે લખાયો છે!" જોશીએ જ્યોતિષદ્વારા એ વાતનું સમર્થન કર્યું.

"એમ? તો પછી લાંબો વિચાર કરવાનું શું પ્રયોજન છે? શુભ ચોઘડીયું વીતી જાય તે પહેલાં આપણે કલ્યાણમલનેજ ગાદિયે બેસાડી દઈયે."

સર્વાનુમતે એ વાત મંજુર થઈ ગઈ, કલ્યાણમલને રાજ્યાસન ઉપર બેસાડીને રાજતિલક કરવામાં આવ્યું, યથાવિધિ રાજ્યાભિષેક થયો અને એ મંગળ પ્રસંગને જાહેરાત આપતી હોય તેમ રાજ્યમહેલની મેડીએથી નોબતો ગડગડી.

દાગીનાની પસંદગીમાં ગુંચવાયલા ગોપાળદાસે રાજનોબતના સૂરો સાંભળ્યા અને તે ચમક્યો. અત્યારથીજ નોબત કાં વાગી?

તેણે તપાસ કરાવી તો જણાયું કે કલ્યાણમલનો રાજ્યાભિષેક થયો. એના હોશકોશ ઉડી ગયા.

એજ ક્ષણે તેને પૂર્વનો એક પ્રસંગ યાદ આવ્યો. દ્વારિકામાં–જગતમંદિરમાં શ્રીકૃષ્ણચંદ્રનું–દ્વારકાધિશનું પૂજન કરતી વખતે એ એ મૂર્તિનું રૂપાનું તીલક કલ્યાણમલના ખોળામાં પડયું હતું અને પૂજારીઓએ તેના ભાગ્યમાં રાજયોગ હોવાનું ભાવિસૂચન કર્યું હતું એ દ્રશ્ય તેની કલ્પનાસૃષ્ટિમાં ખડું થયું. એ ભાવિસૂચન સત્ય નિવડેલું તેણે જોયું અને કલ્યાણમલને ગાદિ મળવામાં ઇશ્વરી સંકેત હોવો જોઇએ એવી ભાવના તેના મનમાં જાગી.

## ૪ રીસાયો!

પરંતુ પોતે કલ્યાણમલ કરતાં ઉમરમાં મોટો હતો, કાયદા પ્રમાણે રાજ્ય ઉપર તેનો અગ્ર હક્ક હતો, પોતે જીવતો હોય ત્યાં સુધી કલ્યાણમલને ઇડરની ગાદી ઉપર નજર નાખવાનો જરાયે હક્ક નહોતો. ત્યારે

આમ કાં બન્યું? ઇશ્વરી સંકેતની માન્યતા ક્ષણભરમાં નષ્ટ થઇ ગઇ, તેણે માની લીધું કે લુચ્ચા કારભારીઓનીજ આ ખટપટ છે!

તેણે કારભારીઓને ધમકાવ્યા, કલ્યાણમલને ડરાવ્યો, રાજ્યમાં ઉથલપાથલ કરવાની બ્હીક બતાવી, પરંતુ હવે એ બધું નકામું હતું. તીર છુટી ગયું હતું. કલ્યાણમલની આણ વર્તાઇ ચૂકી હતી, હવે ગોપાળદાસ એક સામાન્ય કુંવર–ફટાયો કુંવર હતો, રાજા કે કારભારીઓ તો શું પરંતુ ઇડરનો સામાન્ય પ્રજાજન પણ એની શેહમાં દબાવા તૈયાર નહોતો!

કોઇએ તેને દાદ ન આપી. કલ્યાણમલ વિરૂદ્ધ બળવો જગાવી શકે એવી નહોતી તેના હાથમાં સત્તા કે ન્હોતું તેની પાસે સાધન. રીસાઇને તેણે ઈડરનો ત્યાગ કર્યો.

## ૫ લલાટના લેખ.

"ગોપાળદાસ! આજ સુધી નહિ અને હવે તું મારી ચાકરીમાં રહેવા કેમ આવ્યો એ વાતનું મને આશ્ચર્ય થયા કરે છે!"

"જહાંપનાહ! આપનાથી સાચી વાત શા માટે છુપાવું? મારા ભાઈ કલ્યાણમલે મારા હક્ક ઉપર તરાપ મારીને ઇડરની ગાદી મારા હાથમાંથી છીનવી લીધી છે. આપની મદદની આશાએ અહીં આવ્યો છું."

"પરંતુ તને મદદ કરવાથી મને શો લાભ?"

"મને ગાદી મળશે તો હું આપનું આધિપત્ય સ્વીકારીશ અને ઇડર ઉપર સર્વોપરી સત્તા આપની ગણાશે."

"એમ? ત્યારે તો જરૂર તને મદદ મળશે. તારી મરજીમાં આવે એટલી ફોજ લઇ જજે. પરંતુ ખબરદાર! જો જરા પણ દગો રમીશ તો એજ વખતે મારા સિપેહસાલારો તને પૂરો કરી નાંખશે."

"એ બાબત આપ બેફીકર રહો નામવર! અમે રજપૂતો બોલ્યું વચન જીવ જતાં પણ ફેરવતા નથી."

ગોપાળદાસ રીસાઇને દિલ્હીના પાદશાહ પાસે આવ્યો, તેની ચાકરીમાં રહ્યો અને લાગ જોઇને તેણે મદદની માગણી કરી.

દિલ્હીના પાદશાહને તો એટલુંજ જોઇતું હતું. રજપૂતોમાં અંદર અંદર કલેશ કરાવીને, એક બીજાનો પક્ષ ખેંચીને, તેમની સત્તા નબળી પાડવી અને લાગ ફાવે ત્યાં પોતાનું સર્વોપરીપણું સિદ્ધ કરી બતાવવું એ તો એના જીવનનું ધ્યેય હતું. તેણે ગોપાળદાસ સાથે ઇડર સર કરવા માટે જબરી ફોજ મોકલી.

દિલ્હીથી ફોજ લઇને ગોપાળદાસ ઇડર આવવા નીકળ્યો. માર્ગમાં લાલમિયાંના માંડવા આગળ આવતાં તેને વિચાર થયો કે આ ફોજની મદદથી હું માંડવા જીતી લઉં તો કેવું સારૂં ?

તેણે માંડવા ઉપર ઓચિંતો છાપો માર્યો. લાલમિયાં માંડવામાંથી છુપી રીતે નહાસી ગયો. ગોપાલદાસે માંડવા ઉપર પોતાની સત્તા સ્થાપી.

વિજયના ગર્વથી ફુલાયલા ગોપાળદાસને ઇડરની રાજગાદી 'આ મળી ! આ મળી !' એમ થવા લાગ્યું.

ગાદી ઉપર આવતાંજ આમ કરીશ અને તેમ કરીશ એવા શેખચલ્લીના વિચારો કરતો ગોપાળદાસ ફોજ સાથે ઇડરના માર્ગે આગળ વધ્યો.

પોતાના વફાદાર બાવન રજપૂતો સાથે તે આગળ ચાલતો હતો અને પાછળ થોડે દૂર પાદશાહી ફોજ આવતી હતી.

ચાલતાં ચાલતાં માર્ગમાં એક નદી આવી. નદીના કોતરમાં પ્રવેશતાંજ સંખ્યાબંધ માણસો તેના ઉપર તુટી પડયા.

વેરની વૃત્તિથી ધુંધવાયલો લાલમિયાં તેની રાહ જોઇનેજ નદીની કોતરોમાં સંતાઇ રહ્યો હતો. પોતાના શત્રુને જોતાંજ સિંહ જેમ પોતાના શિકાર ઉપર તૂટી પડે તેમ લાલમિયાં ગોપાળદાસ ઉપર તૂટી પડયો

અને તેને ત્યાંજ પૂરો કરી નાંખ્યો. ગોપાળદાસની સાથેના બાવન રજપૂતો પણ લાલમિયાંના માણસો સાથે લડતાં લડતાં મરણશરણ થયા.

ઇડરની ગાદીનો કાયદેસર હક્કદાર આમ ઇડરથી દૂર દૂર રણવગડામાં રઝળી પડયો. આનું નામ તે **લલાટના લેખ!**

**૬ ઉપસંહાર.**

ગોપાળદાસ જ્યારે દિલ્હી ગયો ત્યારે તે પોતાના કુટુંબને વલા નામના ગોવાળને ત્યાં મુકી ગયો હતો. ગોપાળદાસના મૃત્યુ પછી તેઓ ત્યાંજ રહ્યા અને ત્યાં તેમણે ગામ વસાવ્યું. વલા ગોપાળના નામે એ ગામનું નામ તેમણે વલ્લાસણ પાડયું. ધીરે ધીરે આસપાસનો પ્રદેશ દબાવીને તેમણે પોતાનો ગ્રાસ વધાર્યો અને છેવટે ગોપાળદાસના બે કુંવરો હરિસિંહ અને અજબસિંહે એ ગ્રાસ વહેંચી લીધો જે વલાસણાનો ન્હાનો ગ્રાસ અને મ્હોટો ગ્રાસ એ નામથી ઓળખાવા લાગ્યો. કલ્યાણમલ્લ ગાદિયે બેઠો ત્યારે તેને દ્વારકાના મંદિરમાં બનેલો પ્રસંગ યાદ આવ્યો હતો. જ્યારે તેણે ગોપાળદાસના મૃત્યુના સમાચાર સાંભળ્યા ત્યારે તેને એ પ્રસંગ ફરીથી યાદ આવ્યો. તેની ખાત્રી થઇ કે **લલાટના લેખ કદી મિથ્યા થતા નથી!**



# રાણો વાઘ

## કિંવા

# સૌંદર્યનો પૂજારી !

### ૧ પથ્થર પર પાણી.

"રાણાશ્રી ! આ વૃદ્ધનું કહ્યું માનો ! સિંહની બોડમાં હાથ ઘાલવામાં સાર નથી !"

"શું કહ્યું ? એ સિંહ ? અને હું ?" ક્રોધથી ધખધખતી આંખો એ વૃદ્ધ પુરૂષ તરફ ટાંપી રહી. વૃદ્ધે એ જોયું, અને વાત ફેરવી.

"આપ પણ સિંહજ છો, પરન્તુ બળિયા સાથે બાથ ભીડવામાં મજા નથી. ગમે તેમ તો પણ એ ઈડરનો રાજા !"

" એ ઇડરનો રાજા છે તો હું ક્યાં કમ છું? હું રાણો વાઘ-મારો હરણાવ સુધી ભાગ!" રાણા વાઘે મૂછ ઉપર હાથ ફેરવ્યો.

વૃદ્ધ કારભારીએ માથું ધુણાવ્યું. મનમાંજ તે બબડયો, " કેટલો ઘુમન્ડ? સીંદરી બળે તો પણ વળ ન મુકે તે આનું નામ!"

રાણાને ઉદ્દેશીને તેણે કહ્યું; " રાણાજી! હું તો આપના હિતની વાત કહું છું. ઈડરના રાણીને જોવાની આપની અધમ ઇચ્છા પૂર્ણ થશે તો પણ તેનું પરિણામ ભયંકર આવશે."

" જે થવાનું હશે તે થશે, પરંતુ હું તો મારા નિશ્ચયમાંથી જરાયે ચળવાનો નથી. એ રૂપસુન્દરીના સૌંદર્યના મેં એટલા બધા વખાણ સાંભળ્યા છે કે તેને નજરે જોવાની જીજ્ઞાસાને હું કોઇ પણ રીતે રોકી શકું તેમ નથી. તમે તમારૂં કામ સંભાળો, મારા ખાનગી જીવનમાં હાથ નાખવાનો તમારો અધિકાર નથી." રાણાએ રોકડું પરખાવ્યું.

" આમાં અધિકારનો પ્રશ્ન નથી, રાણાજી! આપનું હિત તપાસવું એ એક સેવક તરીકે મારો ધર્મ છે. થોડાજ વખત પહેલાં-ઇડરના રાવ વીર વીરમદેવના વખતમાં તમે બ્રાહ્મખેડ સુધી ઉપદ્રવ કરીને અને ખેડના ઢોર વાળીને એ રાજ્ય સાથે શત્રુતા ઉભી કરી હતી એ વાત તો હજુ વિસારે પડી નથી, એવામાં એનાજ ભાઇ કલ્યાણમલની રાણીને નજરે જોવાની અને હાથે કરીને રૂઝાઇ ગયેલા ઘાને ફરીથી તાજો કરવાની પેરવી કરી રહ્યા છો તે ઠીક થતું નથી." કારભારીએ રાણાને સમજાવવાનો પ્રયત્ન કર્યો.

" એ મારે જોવાનું છે. હું નાનો ગીગલો નથી કે મારૂં હિત અહિત હું ન સમજી શકું. એ બાબતમાં આપની સલાહની જરૂર નથી." રાણાએ તડ ને ફડ ચોખ્ખો જવાબ સંભળાવી દીધો.

વૃદ્ધ કારભારીએ જોયું કે આ તરંગી રાજવીને આપેલો ઉપદેશ 'પથ્થર પર પાણી' સમો છે. એક દીર્ઘ નિઃશ્વાસ નાંખી તે બોલ્યો, " જેવી આપની ઇચ્છા, પ્રભુ આપને સન્મતિ આપો!"

## ૨ રાણો વાઘ.

પરમાર વંશનો આ રાજા અત્યારે તરસંગમામાં રાજ્ય કરતો હતો. વિક્રમથી ચાળીસમો રવપાળજી પરમાર થયો. માતા અંબિકા તેના ઉપર પ્રસન્ન થતાં તેણે નગરઠઠ્ઠામાં રાજ્યધાની સ્થાપી. તેના પુત્ર જશરાજે મુસલમાનો સાથે લડાઈ થતાં નગરઠઠ્ઠાં ખોયું, અને આરાસુરમાં આવી માતાજીને પ્રસન્ન કરી એ સ્થળની આસપાસ સાતસેં ને સાઠ ગામનો ગ્રાસ મેળવ્યો. તેના પુત્ર કેસરીસિંહે તરસિંગમા ભીલ સાથે લડીને તેને ઠાર કર્યો, તરસંગમા જીતી લીધું, અને ત્યાં રાજ્યધાની કરી.

કેસરીસિંહ પછી કેટલીક પેઢી સુધી તરસંગમા તેના વંશજોના હાથમાં રહ્યું, પરન્તુ કાનડદેવના મૃત્યુ પછી ઇડરના રાવ ભાણે તરસંગમા લઇ લીધું. કાનડદેવનો વફાદાર ખવાસ મારૂ રાવતે અમદાવાદથી પાદશાહની મદદ લઇ આવીને તરસંગમા પાછું મેળવ્યું અને કાનડદેવના કુંવરોને તે સોંપ્યું.

આશકરણજી રાણા જ્યારે તરસંગમામાં રાજ્ય કરતા હતા ત્યારે અકબરનો એક શાહજાદો દિલ્લીથી ન્હાસી આવ્યો હતો. આશકરણજીએ તેને દુઃખના વખતમાં આશ્રય આપ્યો હતો તેથી પાછળથી પાદશાહે તેને મહારાણાની પદવી આપી અને શાહજાદાએ અતિ મૂલ્યવાળી હીરાથી જડેલી વીંટીની તેને ભેટ કરી.

આશકરણજીને ત્રણ પુત્રો હતા–વાઘ, જાયમલ અને પ્રતાપસિંહ. અત્યારે તરસંગમા ઉપર રાણા વાઘની આણ વર્તતી હતી. પોતાના રાજ્યનો વિસ્તાર વધારવા તે ઉત્સુક હતો અને બીજાઓ સ્વીકારે કે નહિં તેની પરવા ન કરતાં પારકા પ્રદેશ ઉપર પણ તે પોતાનું આધિપત્ય સિદ્ધ કરવા મથતો. હરણાવ નદી જે સતલાસણા પાસે ભાટિયોના ભાણપુર આગળ સાભ્રમતિને મળે છે તેના ઉપર રાણો પોતાની સરહદ તરીકે દાવો કરતો હતો. વાતવાતમાં તે કહેતો–"હું રાણો વાઘ, મારો હરણાવ સુધી ભાગ."

## ૩ સોંદર્યનો પૂજારી!

હરણાવ નદીને આરે આજે જબરી મેદની જામી છે. ગાયત્રીના મંત્રો ઉચ્ચારતા, ભોળા શંભુનું સ્મરણ કરતા, હરહર મહાદેવની ધુન ગજાવતા, શ્રી શામળીયાજીની જયગર્જના કરતા ભૂદેવો એ નદીને આરે આજે હર્ષની ધુનમાં સ્નાન સંધ્યા આદિ નિત્યકર્મથી વ્હેલા પરવારી જવા ઉત્સુક જણાય છે! આજે ત્યાં મોટો ઉત્સવ હોય તેવી ધાંધલ મચી રહી છે.

સામાન્ય દિવસોમાં નિર્જન જણાતી આ નદી આગળ આ ધામધુમ શાની?

આજે ઇડરની રાણિયો શામળિયાજીની યાત્રાએ આવનાર છે, આજે એ રાણિયો હરણાંવના પવિત્ર જળમાં સ્નાન કરી, શામળિયાજીના દર્શન કરી દાનધર્મ કરનાર છે, આજે દાનભૂખ્યા ભૂદેવો એ રાજવંશી યાત્રાળુઓની દાનદક્ષિણાથી તૃપ્ત થનાર છે.

સને ૧૨૫૭ માં કનોજના જયચંદ્ર રાઠોડના વંશજ સોનીંગે ઇડર જીતીને રાવ પદવી ધારણ કરી ત્યાર પછી નવમી પેઢીએ રાવ ભાણ ગાદીએ આવ્યો. તેના વખતમાં તરસંગમાનો રાજા કાનડદેવ મરણ પામતાં રાવ ભાણે તરસંગમાનો કબજો લઈ લીધો. કાનડદેવનો વફાદાર ખવાસ મારૂ રાવત અમદાવાદના પાદશાહની મદદ લઈ આવ્યો. લશ્કરે ઇડર માર્યું અને રાવનો મહેલ જમીનદોસ્ત કરી નાખ્યો. મારૂ રાવતે કહ્યું, "આ મહેલનો એકેક ઈંટાળો લઇને જે હરણાવ નદી આગળ નાખશે તેને એકેક મ્હોર ઇનામ આપીશ." તે ઉપરથી ઘણા સિપાઇઓએ અકેકો પત્થર લઇ જઇને હરણાવ આગળ ઢગલો કર્યો. તેનું શામળાજીનું મંદિર બંધાવ્યું જે ગઢા ગામ આગળ નદીને કિનારે છે.

શામળાજીના મંદિર બાબત એક બીજા પ્રકારની હકિકત પણ મળે છે. કહે છે કે ઇડરના રાવ કલ્યાણમલની જાડેજી રાણી–ભૂજના

રાવની કુંવરી વિનયામતી જાડેજીએ પચાસ હજાર રૂપિયા ખરચીને ધુનાલના ગ્રાસમાં ગઢરૂ કરીને ગામ છે તેની ધરતીમાં શામળાજીનું મંદિર બંધાવ્યું.

આ બેમાંથી કઇ હકીકત સાચી તે જાણવા વિશેષ સાધન નથી, પરંતુ કદાચ એમ પણ બને કે મારૂ રાવતે ઇડરના મહેલના પથ્થરનો હરણાવ નદિને આરે ઢગલો કરાવ્યો હોય એનોજ ઉપયોગ વર્ષો પછી ઇડરની રાણીએ મંદિર બંધાવવામાં કર્યો હોય.

ઇડરના રાવ વીર વીરમદેવ પછી તેનો ભાઇ કલ્યાણમલ ગાદીએ આવ્યો. તેને બે રાણિયો હતી–રાણી ભાણવંતી ઉદયપુરના રાણાની કુંવરી અને રાણી વિનયામતી જાડેજી ભુજના રાવની કુંવરી. આ બન્ને રાણિયો સ્વરૂપવાન હતી, પરંતુ તેમાંય જાડેજીના રૂપના બહુજ વખાણ થતા.

ભાટ ચારણોને મોઢે અનેકવાર રાણા વાઘે જાડેજીના સૌંદર્યનાં ગુણગાન સાંભળ્યાં હતાં. રૂપ રૂપના અંબાર સમી એ રાણી મેળવવા માટે તેઓ રાવ કલ્યાણમલને બડભાગી માનતા હતા. સૌંદર્યનાઉપાસક રાણા વાઘને એ બડભાગીની ઇર્ષા થઇ, એ સૌંદર્યદેવીના એક વખત દર્શન કરવાની તીવ્ર જીજ્ઞાસા ઉદ્દભવી, ક્યારે એ સૌંદર્ય મૂર્તિને નિહાળીને નેત્રોને તૃપ્ત કરૂં એવી તાલાવેલી જાગી. કઇ રીતે એ ઇચ્છા પાર પાડી શકાય તેના માર્ગો તે શોધવા લાગ્યો.

તેણે સાંભળ્યું કે જાડેજી શામળાજીની યાત્રાએ આવે છે. આ પ્રસંગનો લાભ લેવાનો તેણે નિશ્ચય કરી લીધો.

## ૪ શામળાજીને શરણે.

શામળાજીનું મંદિર આજે આનંદ ઉત્સાહથી ભભકી ઉઠયું છે. પૂજારીઓ પ્રાતઃકાળથીજ મંદિરને શણગારવા મંડયા છે.

શ્રી શામળીયાજીની મૂર્તિને આજે અતિ મૂલ્યવાન વસ્ત્રાલંકારો ધારણ કરાવ્યાં છે. પીળાં પીતાંબર, જરિયાન વાઘા, માથે હીરા માણેક અને મયુરપીચ્છથી શોભતો શીરપેચ, અંગ ઉપર હીરા મોતીથી મઢેલા અલંકારો, પગમાં સોનાનાં સાંકળાં, કાનમાં કિંમતી કુંડળ, હાથે સુંદર બાજુબંધ અને એ સર્વ મૂલ્યવાન વસ્તુથી પણ વધુ આકર્ષણ કરતી મઘમઘતા મનોહર પુષ્પોથી શોભતી ફૂલમાળાઓઃ આ સર્વથી શામળિયાજીની મૂર્તિ અત્યંત આકર્ષક-મનમોહક બની હતી. જાણે હમણાં હસી પડશે એવી મનોહર મુખમુદ્રા અને સામાનું દિલ આકર્ષે એવી મધુર કાંતિવાળી મૂર્તિમાં અલૌકિક આકર્ષણ હતું.

"રાણીજી પધારે છે! રાણીજી પધારે છે!" ની બૂમો પડી અને મંદિરમાં દોડધામ થઇ રહી. રાણી પધારે ત્યારે બ્રાહ્મણો સિવાય મંદિરમાં બીજી કોઇપણ વ્યક્તિને રહેવાની છુટ નહોતી, એટલુંજ નહિં, પરંતુ રાણી દર્શન કરીને પાછાં જાય ત્યાં સુધી જે માર્ગેથી મંદિરમાં પ્રવેશ કરવાનો હતો તે માર્ગ ઉપર પણ બ્રાહ્મણ સિવાય બીજા કોઇને ફરવા હરવાની છુટ નહોતી.

રણવાસમાં રહેનારી આ રમણીયો ઓઝલ પાળતી. દેવ મંદિરમાં દર્શન કરતી વખતે એ પડદો દૂર થતો, કારણ પૂજારી કે બ્રાહ્મણ એ તો પવિત્ર પુરૂષ ગણાતો અને પૂજ્ય ગુરૂ તરીકે-પવિત્ર ભૂદેવ તરીકે તેનાં દર્શન કરવા એ તો જીવનની સાર્થકતા ગણાતી.

અને એ વખતે ભૂદેવો એવાજ પૂજનીય હતા. એ વખતે બ્રાહ્મણ એટલે પવિત્ર પુરૂષ-ધર્મનિષ્ટ, ક્રિયાકર્મ યથાવિધિ કરનાર, પરસ્ત્રીને મા-બહેન ગણનાર, અને સંયમી શુદ્ધ જીવન ગાળનાર! તેથીજ બ્રાહ્મણ છુટથી રણવાસમાં જઇ શકતો, પુરૂષોની ગેરહાજરીમાં પણ યજમાનોના ઘરમાં છુટથી-વિના સંકોચે જઇ શકતો, અને એક સ્થળેથી બીજા સ્થળે જતી સ્ત્રીનો સંરક્ષક પણ બની શકતો.

આજે એ બધું પલટાઇ ગયું છે. એ ધર્મનિષ્ઠાને બદલે ઢોંગધતુરા વધ્યા છે અને સાત્વિકતાને બદલે આડંબરનો આશ્રય લઇ ભૂદેવો પોતાનું મહત્વ પોતાને હાથે ઘટાડી રહ્યા છે!

ઈડરની બંને રાણિયો આવી, શ્રી શામળાજીને દંડવત પ્રણામ કર્યા, પવિત્ર તુલસી અને પુષ્પોનો તેમના ચરણે ઢગ કર્યો, પોતાને હાથેજ અત્યંત કુશળતાથી રંગબેરંગી પુષ્પો પરોવીને તૈયાર કરેલી ફૂલમાળાઓ તેમના કંઠમાં આરોપી, મૂલ્યવાન વસ્ત્રો અને આભુષણો સાથે ૫૦૦ સોનામહોરો તેમના ચરણે ભેટ ધરી અને પાલવ પાથરીને પોતાના પતિના—સૌભાગ્યમણિના શ્રેયની યાચના કરી. શામળાજી તેમના ઉપર અમી દ્રષ્ટિથી પ્રસન્ન વદને જોઇ રહ્યા હોય એવી આ ભક્તિપરાયણ પ્રમદાઓને પ્રતીતિ થઇ.

જાડેજીને શામળાજીમાં અજબ શ્રદ્ધા હતી. અનિમેષ દૃષ્ટિથી તે શામળાજીનાં દર્શન કરવા લાગી. તેને લાગ્યું કે એ દીનદયાળુ પોતાના ઉપર શુભાશિર્વાદ વરસાવી રહ્યા છે.

પૂજારીઓએ પ્રસાદ આપ્યો, અને 'સુખી થાઓ, આયુષ્યવાન થાઓ, પુત્રવાન થાઓ, અખંડ સૌભાગ્યવતી થાઓ' એવા ભૂદેવોના આશિર્વચનો ઝીલતી એ બન્ને રાણીઓ મન્દિરમાંથી બહાર નીકળી.

મન્દિરની બહાર ખુલ્લા ચોગાનમાં બ્રાહ્મણોની જબરી ભીડ જામી હતી. જાડેજી બ્રાહ્મણ દીઠ એકેક સોના મહોરની દક્ષિણા આપનાર છે એવી વાત ક્યારનીએ પ્રસરી ગઇ હતી. એ દાનની આશાએ અડખે પડખેના ગામડે ગોઠડેથી અસંખ્ય બ્રાહ્મણો ત્યાં આવી લાગ્યા હતા. રાણીઓને બહાર નીકળતી જોઇને બ્રાહ્મણોએ 'ઇડરનરેશ કલ્યાણમલનો જય! જાડેજી રાણીજીનો જય! રાણી ભાણુવન્તીનો જય!' એવી જયગર્જનાથી વાતાવરણ ગજાવી મુક્યું.

## ૫ વિચિત્ર બ્રાહ્મણ !

જરા પણ ધાંધલ કર્યા વિના શાંત ચિતે બ્રાહ્મણો હારબંધ ગોઠવાઇ ગયા, અને રાણીઓએ દક્ષિણા આપવા માંડી.

એક બ્રાહ્મણ સૌથી અલગ રહેવાનો યત્ન કરતો, પળે પળે પાછળ હઠતો, બાઘાની માફક રાણી તરફ જોઇ રહ્યો હતો. તેની નજીકમાં ઉભેલા બ્રાહ્મણોએ માની લીધું કે આ બિચારો કોઇ ભોળિયો ભટાક છે, એણે કોઇ દિવસ કોઇ રાણીને કે રાજવંશી ઠાઠને નજરે નહિ જોયેલ હોય તેથી તે આમ ચકળવકળ નેત્રે રાણી સામે તાકયા કરે છે!

દરેક બ્રાહ્મણને બંને રાણી કંકુનો ચાંદલો કરી, ચોખા ચોડી, એ રીતે પવિત્ર ભૂદેવનું પુજન કરીને તેને એકેક સોનામહોર દક્ષિણા તરીકે આપતી. દક્ષિણા મળતાંજ એ બ્રાહ્મણ શુભાશિર્વાદ આપીને ત્યાંથી મન્દિરમાં ચાલ્યો જતો.

આમ એક પછી એક તમામ બ્રાહ્મણોને દાન દક્ષિણાથી સંતોષીને રાણીઓ મનમાં પ્રસન્ન થઇ. હવે ફક્ત એકજ બ્રાહ્મણ બાકી હતો— પેલો બાધા જેવો જણાતો બ્રાહ્મણ !

અત્યાર સુધી એ બ્રાહ્મણ રાણીઓ તરફ ધારી ધારીને જોઇ રહ્યો હતો. ઘડીમાં એમણે પહેરેલી કસબી કોરવાળી રંગીન રેશમી સાડીઓ તરફ, ઘડીમાં એમણે ધારણ કરેલા હીરા મોતીના અલંકારો તરફ તો ઘડીમાં તેમના હાથમાં શોભી રહેલા સુવર્ણના પૂજનથાળ તરફ તેની નંજર ફરતી હતી. પરન્તુ એ સર્વ કરતાં વિશેષ આકર્ષણ તો એ બન્ને રૂપસુન્દરીઓના ચન્દ્રસમા મુખમંડળમાં હતું. ઘાટીલો દેહ, ગૌર વર્ણ, સૌંદર્યથી નીતરતું વદન, કમળ સરખાં નેત્રો, ભવ્ય ભાલ પ્રદેશ અને ભાલ પ્રદેશમાં સોહંતુ સૌભાગ્યનું ચિહ્ન—કુમકુમનો ચાંડલો, કાળો ભમ્મર કેશકલાપઃ આ સર્વ એક બીજાને ભૂલાવી દે એવાં એક

એકથી ચડિયાતાં આકર્ષણો હતાં. પેલો બ્રાહ્મણ આ બધું જોયા કરતો હતો, તેની આંખો એ સૌંદર્યમૂર્તિઓ ઉપર ઠરી હતી!

એ રૂપ નીરખવામાં તે એટલો બધો ધ્યાનમગ્ન થઇ ગયો હતો કે રાણીઓ છેક તેની પાસે આવી તેનું પણ તેને ભાન ન રહ્યું.

જાડેજીએ ચાંદલો કરવા પોતાનો હાથ લંબાવ્યો અને તે ચમકયો! રાણીના અંગુઠાનો સ્પર્શ થતાંજ તેના શરીરમાં ઝણઝણાટી થઇ. એની નજર તો રાણીના વદન ઉપરજ ઠરી હતી!

રાણીએ ચાંદલો તો કર્યો, પરંતુ એ ભૂદેવ ઉપર નજર પડતાં તેણે જોયું કે એની આંખમાં નિર્દોષ પવિત્રતા નથી પરંતુ અધમ વિલાસ ભર્યો છે! ગમે તેમ હોય પરંતુ એને દક્ષિણા આપ્યા વિના કેમ ચાલે? તેણે થાળમાંથી એક સોનામહોર ઉપાડી અને દાન આપવા પોતાનો હાથ લંબાવ્યો.

"લ્યો, મહારાજ આ દક્ષિણા!"* જાડેજીએ મહોર આપવા માંડી.

પરંતુ એ બ્રાહ્મણ તો પ્રથમની પેઠેજ અદબ વાળીને ઉભો હતો! અનિમેષ નેત્રે તે રાણીના સૌંદર્યનું પાન કરી રહ્યો હતો!

જાડેજીના મનથી તો એ પવિત્ર ભૂદેવ હતા! ફરીથી તેણે વિનિત ભાવે કહ્યું, "મહારાજ, કૃપા કરો. આ દક્ષિણા સ્વીકારી અમને કૃતાર્થ કરો."

એ બ્રાહ્મણે ડોકું ધુણાવીને દક્ષિણા લેવાની ના કહી.

"કેમ મહારાજ! આ બધા ભૂદેવોએ દક્ષિણાનો સ્વીકાર કર્યો અને આપ શા માટે તે નથી લેતા?" જાડેજીએ ખુલાસો પુછયો.

બ્રાહ્મણે જોયું કે હવે બોલ્યા વિના છુટકો નથી.

---

* જુઓ ત્રિરંગી ચિત્ર.

"મેં કાશિયે જઈને નિયમ લીધો છે કે કોઈની દક્ષિણા લેવી નહિ!" તેણે ટુંકામાંજ પતાવ્યું.

રાણી વિચારમાં પડી, 'આ વળી નવી જાતનો નિયમ! આવો નિયમ તો કદિયે જાણ્યો નથી. કેવો વિચિત્ર બ્રાહ્મણ!'

## ૬. અપમાનનું વેર!

"મહારાજ! કૃપા કરી આ દક્ષિણા સ્વીકારો. આટલા બ્રાહ્મણોને દાન દક્ષિણા આપી અને આપજ રહી જાઓ તેથી અમારો આત્મા દુભાશે. આપની ઇચ્છા હોય તો વધુ સોના મહોરો આપું." જાડેજીએ આગ્રહ કર્યો.

"રાણીજી! હું પૈસાનો ભૂખ્યો નથી!

"ત્યારે?"

"હું નાણાનો ઉપાસક નથી, હું તો સૌંદર્યનો પૂજારી છું."

"મહારાજ! કંઇ ભાંગબાંગ તો નથી પીધીને? દક્ષિણા લેવી હોય તો લ્યો, નહિં તો ........."

"એક વખત તો મેં કહ્યું કે હું સૌંદર્યનો પૂજારી છું" બ્રાહ્મણ નફ્ટ થતો ગયો, તેની વિલાસી આંખો બંને રાણિયોના મુખચંદ્ર ઉપર ટાંપી રહી હતી.

"હશે, આપ આ દાન લ્યો છો કે........" રાણી કંટાળી.

"સુંદરી, હું સુવર્ણદાન કરતાં પ્રેમદાન..."

"ચાલો બ્હેન ચાલો," ભાણુવંતીએ જાડેજીનો હાથ ખેંચતા કહ્યું, "કાંતો આ કોઇ પાગલ છે, અથવા તો બ્રાહ્મણના વેશમાં કોઇ વિષયલંપટ નરાધમ છે!"

બંને રાણીઓ ત્યાંથી ચાલી નીકળી. પેલો બ્રાહ્મણ હજી પણ એ રાણીઓ પાછળ અનિમેષ નેત્રે જોઇ રહ્યો હતો!

* * * *

"બાપુ! અભયવચન આપો તો એક વાત કહું."

ઇડરના રાજમહેલમાં રાજદાસીએ બંને હાથ જોડીને ઇડરનરેશ કલ્યાણમલને વિનંતિ કરી.

"અભયવચન? ગુન્હો કર્યો હોય તેને શિક્ષા કરવાનો મારો નિયમ છે એ તું જાણે છે ને?

"હા, બાપુ! ગુન્હેગારને શિક્ષા થવીજ જોઇયે, પરંતુ બીજાના વાંકે મારા ઉપર કે કોઈ પણ ત્રાહિત માણસ ઉપર ક્રોધ ન કરવાનું વચન આપો."

"ભલે, તેમ થશે, બોલ શું કહેવું છે?"

"એક કડવી વાત. તરસંગમાનો રાણો વાઘ તો હવે નફટાઇની હદ કરે છે!"

"તેમાં તને શું? એના ગિરાસમાં એ ગમે તેમ કરે!"

"બાપુ! એ તો હવે આપણી છેડતી કરતાં પણ નથી શરમાતો!"

"કદી બનેજ નહિં, એમ કરવાની એની છાતીજ ન ચાલે."

"ખરૂં કહું છું, મહારાજ! જાડેજી શામળાજીની યાત્રા કરવા ગયા ત્યાં એ પહોંચી ગયો."

"હેં?" કલ્યાણમલ્લનો હાથ પોતાની તલ્વારની મૂઠ ઉપર ગયો.

"જી હા, અને તે પણ બ્રાહ્મણના વેષમાં!"

"કેવો નીચ?" કલ્યાણમલે દાંત કચકચાવ્યા.

"બ્રાહ્મણની માફક રૂદ્રાક્ષની માળા પહેરીને ડોકમાં જનોઇ નાખીને કપાળે ત્રિપુંડ તાણીને તે બ્રાહ્મણ ભેગો ભળી ગયો અને જાડેજીએ દક્ષિણા આપવા માંડી ત્યારે તે લેવાની સાફ ના પાડી."

"પછી?" કલ્યાણમલ્લ અધીરો બન્યો.

"પછી તો એ ગાંડો છે એમ માની જાડેજી તથા રાણી ભાણવંતી ત્યાંથી ચાલી નીકળ્યા..."

"પણ તે રાણો વાઘ હતો તે કેમ જાણ્યું ?

દક્ષિણા લેવામાં થયેલી રકઝકને લીધે કેટલાક બ્રાહ્મણો ત્યાં દોડયા આવ્યા. તેમને આવતા જોઇને પેલો ઢોંગી બ્રાહ્મણ ત્યાંથી પલાયન થઇ ગયો. પેલા બ્રાહ્મણોમાંથી એકે કહ્યું, 'અરે આતો તરસંગમાનો રાણો વાઘ ! એને પણ કેવી દુર્મતિ સુઝી છે ? ક્ષત્રિય થઇને બ્રાહ્મણ-નો વેષ લેવો અને ભિક્ષાંદેહી કરવા આવવું એ તે કેવી રીત ?'

કલ્યાણમલનો ક્રોધ અને સાથે સાથે આશ્ચર્ય પણ વધતું જતું હતું. "એ બ્રાહ્મણે કહ્યું એટલે તે રાણો વાઘજ હતો એમ કેમ કહેવાય ?"

"મેં એ સાંભળ્યું એટલે હું કોઇ ન જાણે તેમ તે ઢોંગી બ્રાહ્મ-ણની પાછળ પડી. શામળાજીના મંદિરથી થોડે દૂર ધીચ ઝાડીમાં બે ત્રણ ઘોડેસ્વારો ઉભા હતા તેમની સાથે એક વધારાનો ઘોડો હતો. પેલો બ્રાહ્મણ ત્યાં ગયો, બ્રાહ્મણનો વેષ બદલીને તેણે રજપૂતનો સ્વાંગ સજ્યો, ઘોડેસ્વાર થયો, અને તેની રાહ જોઇને ઉભેલા ત્રણે સ્વારો સાથે તરસંગમાની દિશામાં પૂરવેગે ચાલ્યો ગયો."

"એમ ? પછી રાણીએ શું કર્યું ?"

"મહારાજ ! એમને મેં એ વાત આજ સુધી કરીજ નથી."

"કારણ ?"

"જાડેજી એટલે સાક્ષાત સતી ! પર પુરૂષે પોતાના ઉપર કુદ્રષ્ટિ કરી એટલું જાણે તો પોતાનો જીવ કાઢી નાખે."

"એ પણ તેં ઠીકજ કર્યું. એ વાત કોઇ ન જાણે એજ ઠીક છે. એ મગજના ફાટેલા વાઘે જાણી જોઇને મારૂં અપમાન કર્યું છે. એક વખતે એણે મારા ભાઇ વીરમના વખતમાં ઇડર સામે માથું ઉચક્યું, બીજીવાર તે મારી સામે માથું ઉચકે છે. એનો બદલો હું બરાબર લઇશ, એ વાઘને પાંજરામાં પુરીશ, અને ઇડરના રાવનું અપમાન કરનારની શી વલે થાય છે તે બતાવી આપીશ."

## ૭ હાથરશમાં.

" રાણાજી ! મારૂં કહ્યું માનશો ? "

" શું ? "

" આપ આજે લાંક ન જાઓ ! "

" મંજી વાછાવત ! દુનિયા પણ અજબ છે ! કોઇ કોઇનું સારૂં જોઇને રાજી થતું નથી. વેગરણા જમાદાર સાથે મારે મૈત્રી થઇ છે એ કોઇથી દેખી ખમાતું નથી. " રાણા વાઘનું મ્હોં કટાણું થયું. એને એમજ લાગ્યા કરતું કે ઇર્ષાળુ લોકો મારા કામમાં વિના કારણ ડખલ કર્યા કરે છે !

હું તો આપના હિતની વાત કહું છું. મારી ખાત્રી છે કે આપના કુળને ઋષિનો શાપ છે કે 'તમે બધા પાઞળમતિયા થશો' એટલે તમને અગાઉથી સારી મતિ નહિંજ સુઝે. પરંતુ આપને માટે મને લાગણી છે, એટલેજ કહું છું કે ત્યાં જવાનું માંડી વાળો. "

" ગયા વિના તો નજ ચાલે. વેગરણાએ મને કસુંબા પાણીમાં નોતર્યો છે અને મેં હા પાડી છે એટલે મારે જવું તો જોઇયેજ. "

" તો પછી આપ એકલા ન જાઓ. મને સાથે આવવા દો. " મંજી ઠાકોરે આગ્રહ કર્યો.

" કંઈ જરૂર નથી, ઠાકોર ! બે ત્રણ ચાકરને તહેનાત માટે સાથે રાખીશ. તમારૂં ત્યાં કામ નહિં " વાઘ કંટાળ્યો અને ત્યાંથી ચાલ્યો ગયો.

" કેવી રાજહઠ ! ખરેખર રાણાને વિનાશકાળે વિપરીત બુદ્ધિ સુઝી છે. મને તો આમાં પ્રપંચ જણાય છે. ગમે તેમ તોપણ એ મારા મુરબ્બી છે. એ ભલે હઠે ભરાય પણ મારાથી કેમ મુંગા બેસી રહેવાય ? મારે તેમની સંભાળ લેવીજ જોઇએ. " મંજી ઠાકોરે સંકલ્પ કર્યો, શસ્ત્રો સજ્યાં અને બહાર નીકળી પડયો.

તરસંગમાના રાણા જશપાળે રોહીડા ગામમાં મોટો યજ્ઞ કરવા માંડયો, તે વખતે ક્રિયા કરનાર બ્રાહ્મણને એવો ક્રોધ ચડયો કે તેણે

અગ્નિકુંડમાં પડતું મુકયું અને શાપ દીધો કે ' તારા કુળમાં સર્વ પાછળબુધિયા થશે અને આવેલો લાગ ખોઇને પછવાડેથી પસ્તાશે. ' આ શાપ રાણા જગતસિંહનાં વખત સુધી ચાલ્યો.

રાણા વાઘના પિતા આશકરણના વખતમાં અકબરના શાહજાદાને તેણે આશ્રય આપ્યો હતો તેની કદરમાં જ્યારે શાહજાદાએ મુલ્યવાન હીરા જડેલી વીંટી આપવા માંડી ત્યારે 'પછી વાત' એમ આશકરણે જણાવ્યું, પરંતુ પાછળથી તેને બુદ્ધિ સુઝી કે આ લાગ જવા દીધો તે ઠીક કર્યું નહિ, એટલે તેણે શાહજાદા પાસે વીંટી માંગી. શાહજાદાએ હું જઇશ ત્યારે આપીશ એમ વાયદો કર્યો અને આશકરણજી પોતાની પાછળબુદ્ધિ માટે પસ્તાવા લાગ્યો. કેટલાક વખત પછી પાદશાહ અને શાહજાદા વચ્ચે સમાધાની થઇ ત્યારે શાહજાદાએ વીંટી આશકરણજી તરફ મોકલી હતી.

આ પ્રસંગને યાદ કરીનેજ મંજી વાછાવતે રાણા વાઘને ચેતાવ્યો. પરંતુ ઋષિનો શાપ ફળ્યા વિના રહે ? તે નજ સમજ્યો, અને પોતાનું ધાર્યું કર્યું.

* * * *

સાબ્રમતીના લાંકને આરે દાયરો જામ્યો છે. અરીણના બંધાણીઓ ' બાપુને ઘણી ખમ્મા ' કરતા હોકાપાણી પીતા કસુંબાની રાહ જોઇ રહ્યા છે. રગડા જેવો કસુંબો તો કયારનોય તૈયાર થયો છે, પણ જેને માટે આ દાયરો ગોઠવાયો છે તે મ્હેમાન કયારે આવે તેની રાહ જોવાય છે !

એ મ્હેમાન આવ્યા, દાયરાનો મુખી ઉઠયો, દોડયો અને એ મ્હેમાનને હર્ષ પૂર્વક ભેટી પડયો.

" આવો, આવો, રાણાજી ! બરાબર વખતસર આવી લાગ્યા. મને તો લાગ્યું કે કદાચ આપ ન પણ આવો. "

" જમાદાર ! હજી પણ મારી મૈત્રિયાં તમને શંકા છે ? તમારે

માટે તો માથું આપવું પડે તોય આપું. તો પછી તમે ખરા ભાવથી મને દાયરામાં બોલાવો અને હું ન આવું એમ તે કદિ બને? હું તો એક વચની. કાં તો હા પાડું નહિ, અને હા પાડું તો કોઇ કાળે આવ્યા વિના રહું નહિં." રાણા વાઘે પોતાની દ્રઢતા દર્શાવી.

"આપના જેવા રાણાને તો એજ શોભે! પધારો, કસુંબો તૈયાર છે. આખો દાયરો આપની રાહ જોઇ રહ્યો છે."

જમાદારે પોતાના હાથેજ કસુંબો રાણાને આપ્યો. પછી તો આખા દાયરામાં અફીણીનું એ અમૃત ફરી વળ્યું અને બધા લ્હેરમાં આવી ગયા.

## ૮. નજર કેદ.

"રાણાજી! આપને કદાચ ખબર નહિં હોય. મૂળ તો હું નાગર બ્રાહ્મણ, પરંતુ મોટા હોદ્દાની આશાએ વટલાઇને મુસલમાન બન્યો. પછી તો નજીવા કારણે પાદશાહ સાથે કજીયો થયો અને મારે અમદાવાદ છોડવું પડ્યું. સદભાગ્યે મને વડાલીની જમાદારી મળી અને આપની મિત્રતાનો લાભ સાંપડ્યો. આપણે બંને જો સંપ કરીએ તો ઇડરના રાવને પણ હંફાવી શકીયે."

"બરાબર છે, બરાબર છે, એમજ થવું જોઇએ." કસુંબાના કેફમાં રાણાએ હામાં હા મેળવી.

"અને આજનો પ્રસંગ જીવનભર યાદ રહી જાય તે માટે મેં ખાસ અમદાવાદથી ઉત્તમ શરાબ મંગાવ્યો છે. જરા જુઓ તો ખરા એની લિજ્જત" જમાદારે એ લાલરંગના પીણાની પ્યાલી ભરી અને રાણાના હાથમાં મુકી.

મિત્રનું મન રાખવાની ઇચ્છાથી રાણો તે ગટગટાવી ગયો. પછી તો બીજી, ત્રીજી, ચોથી એમ ઉપરાઉપર પ્યાલીઓ ભરાઇ અને રાણાના પેટમાં ઠલવાઇ. શરાબની ધુનમાં રાણો ગમે તેમ બકવા લાગ્યો. તેને પોતાનું ભાન નહોતું!

એકાએક ચાર પાંચ માણુસો ત્યાં ધસી આવ્યા અને રાણાને પકડી લીધો. રાણાના બંને ચાકરો તેને છોડાવવા આવ્યા. તેમાંના એકને તો જમાદારે ઠાર કર્યો અને બીજો છટકી ગયો.

"ચાલો, બાંધી લ્યો એ રાણાને! જોજો એ છટકવા ન પામે!" જમાદારે પોતાના માણુસોને આજ્ઞા કરી.

"ખબરદાર! જો રાણાને બાંધ્યા છે તો! આ ભાલાથી વીંધાઈજ જશો!" ભાલાને બરાબર એ માણુસો સામે તાકીને એક માણસ દાયરામાં ધસી આવ્યો.

"કોણ છે એ મારા કામમાં આડે આવનાર?" જમાદારે ત્રાડ મારી.

"દીવડીનો ઠાકોર મુંજી વાછાવત—રાણાજીનો ઉમરાવ અને વફાદાર હિતચિંતક! જમાદાર! ધિક્કાર છે તમને કે મિત્રતાનો ડોળ ઘાલીને આમ દગો દ્યો છો!" ભાલાને એ માણુસો તરફ તાકીનેજ આવનારે ઉત્તર આપ્યો.

રાણાની સલામતીની ચિંતા કરનાર મુંજી વાછાવત ચોરીછુપીથી રાણાની પછળ પાછળ આવ્યો હતો અને તેને દગાનો ભોગ થયેલો જોઇને તેના બચાવ માટે તે દાયરામાં ધસી આવ્યો હતો.

"કોણ મિત્ર અને શી વાત? ઠાકોર! તમે વચમાં ન આવો, નાહક માર્યા જશો."

"મોતને તો હું ભેગુંજ લઇને આવ્યો છું, જમાદાર! મારા રાણાને છોડો છો કે નહીં?"

જમાદારે જોયું કે મરણિયો બનેલો આ ઠાકોર પોતાની બધી બાજી ઉંધી વાળી નાખશે.

"છોડી દ્યો, મુર્ખાઓ! આ ઠાકોર સાહેબ આજ્ઞા કરે છે તે સાંભળતા નથી?" જમાદાર કરડાકીમાં બોલ્યો અને પોતાના બીજા માણુસોને તેણે ઇશારત કરી.

ઠાકોરે જોયું કે ઉઘાડી તલ્વાર સાથે દસ પંદર માણસો પોતાના ઉપર તુટી પડે છે.

મોત તેની સામેજ આવતું હતું, પરંતુ મરતાં મરતાં પણ પોતાના શૌર્યનો સ્વાદ શત્રુને ચખાડવાનું તે ચૂક્યો નહિં. પોતાના અણીદાર ભાલાથી તેણે જમાદારના બે માણસોને વીંધી નાખ્યા. એક સાથે અનેક તલ્વારો તેના ઉપર તુટી પડી, અસંખ્ય ઘાથી તે લોહી લુહાણ બન્યો અને રાણાને તેની મૂર્ખતા, હઠ, અને પાછળબુદ્ધિ માટે ઠપકો આપતો હોય તેમ રોષભરી આંખો તેના તરફ તાકીને એ ઠાકોર મરણશરણ થયો.

આ મારામારીને લીધે રાણાનો નીશો ઉતરી ગયો. સાવધ થતાંજ તે વસ્તુસ્થિતિ સમજી ગયો. તેણે જોઇ લીધું કે પોતે દગાનો ભોગ થયો છે !

"જમાદાર ! મિત્રતા તો ઠીક બતાવી. આ બધું છળકપટ શા માટે ?" ચતુર્ભુજ બનેલા વાઘે પ્રશ્ન કર્યો.

"કેવળ સ્વાર્થ માટે !"

"તમારો શો સ્વાર્થ ?"

"જર અને જમીન બંનેનો. ઈડરના રાવે મને આશ્રય આપ્યો છે, તમને પકડી આપવા માટે વડાલી ગામ મને ઇનામમાં આપ્યું છે. વડાલી મને મળતાંજ મેં ત્યાં મારી હકુમત સ્થાપી, તમારી સાથે મિત્રતા બાંધી, અને મારે કાર્ય સાધવાનું હતું તે આજે સાધ્યું."

"જમાદાર, આ તો મિત્રદ્રોહ થાય છે !" રાણાએ જમાદારને સમજાવવા યત્ન કર્યો.

"કોણ કોનો મિત્ર ? સ્વાર્થસાધના માટે મિત્રતાનો એ માત્ર ડોળ હતો. તમારા જેવા રાણા માણસનું પારખું કરી ન શકે એમાં મારો શો દોષ ?"

જમાદારનાં વચનો અક્ષરે અક્ષર ખરા હતા, રાણાએ જોયું કે પોતે ખોટું પારખું કર્યું એ પહેલી ભૂલ-ઠાકોર મંજી વાછાવતે આપેલી

ચેતવણી ન માની એ બીજી ભૂલ. એ ભૂલનો પોતે ભોગ બન્યો એમાં બીજાનો શો દોષ?

રાણા વાઘને ચતુર્ભુજ બનાવીને જમાદાર વડાલી લઇ આવ્યો અને સખ્ત પહેરા તળે તેને નજરકેદ રાખ્યો.

## ૯. જાયમલ ક્યાં?

"એ...આ પચીસ! બીજી પચીસ!......

"અને હવે ત્રીજી પચીસ એટલે બધાય દાણા ફોક!"

"બે દાણા! બે દાણા! એ આ પડયા બે દાણા!" રમનારે ચીપી ચીપીને દાણા નાખ્યા અને ખરેખર બરાબર બેજ દાણા પડયા!

"જોયું રાવ! બરાબર બેજ દાણા પડયાને? એ આ તમારી રાતી સોગઠી ઉડી ગઇ!" રમનારે પોતાની કાળી સોગઠીને બે ઘર ચલાવી અને રાતી સોગઠી ઉપર એવા જોરથી મારી કે એ ધબાકાથી આખી મેડી ગાજી ઉઠી!

રાવ મનમાં બળી જતો હતો, છતાં હસતું મ્હોં રાખીને બોલ્યો, "શાબાશ જાયમલ! પણ અમારોય વખત આવશે હો! એ વખતે હું વ્યાજ સાથે બદલો લઇશ."

ઇડરનો રાવ જાયમલ સાથે ચોપટ ખેલી રહ્યો હતો. સોગઠા બાજીમાં બંને પોતાની કુશળતાની કસોટી કરાવી રહ્યા હતા. બંને રંગમાં આવી ગયા હતા એવામાં જાયમલે રાવની સોગઠી મારી અને રાવનો હર્ષ ઉડી ગયો. જાયમલને હાર આપવા તે ઉત્સુક બન્યો અને ખાસ કાળજી રાખીને બેવડા ઉત્સાહથી દાણા નાખવા લાગ્યો.

રાવ મેડી ઉપર ચોપટ ખેલી રહ્યો હતો, નીચે નીસરણી આગળ ચાંપા અને ખાપરેટાનો રજપૂત ઠાકોર સાલુભૂત કોઇ ઉપર જઇને રંગમાં ભંગ ન પાડે તે માટે ચોકી કરતો બેઠો હતો, તેવામાં પરસેવાથી રેબઝેબ થઇ ગયેલો એક કાસદ ત્યાં આવી લાગ્યો.

હાંફતાં હાંફતાંજ તે બોલ્યો, "રાવજી ક્યાં છે? હું વડાલીથી

કાગળ લઇને આવ્યો છું."

"એમ? શાનો કાગળ છે?"

કાસદ વિચારમાં પડયો.

"શા માટે સંકોચ પામે છે? હું રાવનો વિશ્વાસુ સેવક છું, મને કહેવામાં જરાય ડર ન રાખવો." સાલુભૂતે તેને આશ્વાસન આપ્યું.

"એ હું શું જાણું? પરંતુ વેગરણા જમાદારે રાણા વાઘને પકડીને કેદ કર્યો છે તે સંબંધીનો આ પત્ર હોવો જોઇએ."

"ઠીક, ઠીક, રાવજી હમણાં પોઢયા છે. તું પેલાં ઝાડના છાયા નીચે બેસ. હું જઇને જોઈ આવું. જો રાવ જાગતા હશે તો હું તને બોલાવીશ."

કાસદ અધીરો બન્યો. "પણ જમાદારે કહ્યું છે કે......"

"ચુપ! ચુપ! ધીમે બોલ! આમ રાડો પાડીને બોલે છે એથી જો રાવની ઉંઘ ઊડી જશે તો નાહક તારા ઉપર ક્રોધે ભરાશે." સાલુભૂતે બીક બતાવી.

કાસદ બિચારો ચુપ થઇ ગયો અને થોડે દૂર આવેલા લીંબડાના ઝાડની છાયામાં જઇને બેઠો.

જાયમલ રાણા વાઘનો સગો ભાઇ. રાણા વાઘે કરેલા અપમાનનો બદલો લેવા માટે રાવે જાયમલ સાથે મિત્રતા કરી અને તેને ઇડર બોલાવીને પોતાની પાસે રાખ્યો. જાયમલ મનમાં એમજ સમજતો હતો કે રાવના ચારે હાથ પોતાના ઊપર છે!

સાલુભૂતને જાયમલ સાથે સાચો મિત્રભાવ બંધાઈ ગયો હતો. કાસદે આપેલી ખબર ઉપરથી તેની ખાત્રી થઇ ચૂકી કે રાણા વાઘને રાવે કેદ પકડાવ્યો તેમ જાયમલને પણ કેદ કરશે અગર મારી નાખશે. પોતાના મિત્રને ઉગારી લેવાનો તેણે નિશ્ચય કર્યો.

બીલાડીની માફક પગલાનો જરા પણ અવાજ ન થાય તેમ નીસરણી ચડીને તે મેડી ઉપર આવ્યો અને રાવની પછવાડે અને



"રાવ તમારૂં માથું ઉડાવી દેશે!" [પૃ. [illegible]

જાયમલની નજર પડે એવી રીતે ઊભા રહીને પોતાના હાથથી પોતાનું ગળું ઉડાવી દેવાની ઇશારત કરીને તેને સાનમાં સમજાવવાનો યત્ન કર્યો કે **'રાવ તમારૂં માથું ઉડાવી દેશે!'***

જાયમલે આ જોયું પણ તે કંઇજ સમજ્યો નહિં. જાણે કંઈ બન્યુંજ ન હોય. તેમ તે રાવ. સાથે ચોપટ રમવા લાગ્યો.

ફરીથી સાલુભૂત અને જાયમલની નજર મળી અને સાલુભૂતે નીચે આવવાની તેને ઇશારત કરી.

સાલુભૂત જરા પણ અવાજ કર્યા વિના નીચે ઉતરી ગયો. રાવને વ્હેમ ન પડે તે માટે જરા વાર રમત પૂર રંગમાં ચાલુ રાખીને કુદરતી હાજતનું બ્હાનું કાઢીને જાયમલ નીચે આવ્યો.

સાલુભૂત આતુરતાથી તેની રાહ જોઇ રહ્યો હતો. તેણે સઘળી હકીકત તેના કાનમાં કહી સંભળાવી.

જાયમલે પોતાના એ સાચા સન્મિત્રનો અંતઃકરણ પૂર્વક ઊપકાર માન્યો. ઉતાવળે પગલે તે પોતાને ઊતારે આવ્યો, પોતાના માનીતા ઘોડા માથે તેણે સામાન નાંખ્યો અને ઇશ્વરને છેવટના પ્રણામ કરીને ઘોડાને ઉત્તર દિશા તરફ મારી મુકયો.

જાયમલ ગયો એટલે સાલુભૂતે કાસદના ખબર રાવને આપ્યા. રાવે કાગળ વાંચ્યો, રાણો વાઘ પકડાયો એ જાણીને તે અત્યંત હર્ષ પામ્યો, રાણાના ભાઇ જાયમલને પણ હવે કેદ કરવાનો તેણે મનમાં નિશ્ચય કર્યો.

પરંતુ જાયમલ ક્યાં? 'હમણાં આવશે' 'હમણાં આવશે' કરી તેણે ખૂબ રાહ જોઇ, પરંતુ જાયમલનો પત્તો ન મળે! ઉતારે તપાસ કરાવતાં જણાયું કે એતો ઘોડો લઇને ક્યારનો ગામ બહાર ગયો છે!

રાવ સમજી ગયો કે જાયમલ જરૂર છટકી ગયો!

તેણે તેને પકડી લાવવા ચોમેર પોતાના માણસો દોડાવ્યા.

---

* જુઓ ચિત્ર.

## ૧૦ નસીબ બે ડગલાં આગળનું આગળ!

"ચેત! બેટા રેશમીયા ચેત! હવે કિનારે આવેલા વહાણને ડુબાવવું છે કે શું?"

લથડીયા ખાતા ઘોડાની પીઠ થાબડતો, પ્રશંસાના શબ્દોથી તેને ઉત્તેજીત કરતો, ઘોડાનો પગ લથડતાં તેની લગામ ખેંચી પુનઃ તેને આગળ વધવાની પ્રેરણા કરતો એક ઘોડેસ્વાર ઘોડાને પૂરપાટ દોડાવતો આગળને આગળ વધતો જતો હતો. ક્યારે ધારેલા સ્થળે પહોંચી જઉં એ એકજ વાતની તાલાવેલી તેને લાગી હતી!

રેશમ જેવી સુંવાળી ચામડીને લીધે રેશમીયા નામથી ઓળખાતો એ અશ્વ એકજ સાથે પચીસ માઇલની મુસાફરી કરી આવ્યો હતો. જરા પણ શ્વાસ ખાધા વિના તેણે પોતાના માલિકની આજ્ઞાનો અમલ કર્યો હતો, એ વફાદાર જનાવર દેહની દરકાર કર્યા વિના આગળ ધસમસ્યો જતો હતો. તેનું અંગેઅંગ પરસેવાથી રેબઝેબ થઈ રહ્યું હતું, કંઠે સોસ પડતો હતો, ફેફસાં ધમણની માફક ફુલાતાં હતાં, નાકના નસકોરાં ફુલી રહ્યાં હતાં, આંખો હમણાં નીકળી પડશે એમ ફાટફાટ થઇ રહી હતી, એના જીવનની ઘડીઓ ગણાતી હતી!

પરંતુ તે સાથે મુસાફરનો પણ જીવ જતો હતો. 'શું થશે? શત્રુઓ આવી લાગશે? પકડી પાડશે? આટલી મહેનત ધૂળમાં મળશે?' એવા વિચારવાયુથી તે ઘેરાયો હતો, એવામાં એકાએક 'રેશમીયા' ને ઠોકર વાગી. તે લથડયો, ધરતી ઉપર ઢળી પડયો.

ચબરાક સ્વાર ચેત્યો. ઘોડાને લથડતો જોઇને તેણે અશ્વ ઉપરથી કુદકો માર્યો.

પોતાના માલિક તરફ માયાભરી છેલ્લી નજર કરીને એ અશ્વે આંખો ઢાળી દીધી. તેના રામ રમી ગયા.

"નસીબ બે ડગલાં આગળનું આગળ કહે છે તે આનું નામ. દંડરના રાવના પંજામાંથી છટકવા ફાંફાં મારૂં છું ત્યાં આ અશ્વે અધ-

વચ દગો દીધો. એ પ્રાણી પણ શું કરે ? એનોય કંઇ વાંક છે ? મારો સ્વાર્થ સાધવા જતાં આવું વફાદાર પ્રાણી મેં ગુમાવ્યું. હવે શું થાય ? આ સામેજ આકોડિયા ગામ દેખાય છે ત્યાં જઉં. જોઉં કોઇ હરીનો લાલ મળી જાય તો !"

આ ઘોડેસ્વાર તે બીજો કોઇ નહી, પરંતુ ઇડરથી નાસી છુટેલો જાયમલ !

## ૧૧. ધન્ય ચારણ !

જાયમલ પગે ચાલતો આકોડિયા ગામે આવ્યો. વરજાંગ બાડુવા ચારણ અહીં રહે છે એમ તે જાણતો હતો. તેના ઘર આગળ આવતાં તેને જણાયું કે આ ચારણનો દીકરો સદુજી ઘરમાં છે. તેણે પોતાને છુપાવવા વિનંતિ કરી.

"તમે કોણ છો ? શા માટે છુપાવા માગો છો ? પ્રથમ સત્ય હકીકત જણાવો એટલે ગ્રોગ્ય આશ્રય મળશેજ. "સદુજીએ ખુલાસો માંગ્યો.

"તારસંગમાના રાણા વાઘનો હું ભાઇ, જાયમલ મારૂં નામ. રાવના માણસો મારી પાછળ પડયા છે, જીવન મરણનો સોદો છે, કાંતો મને છુપાવી અભયદાન આપો, કાંતો મને દૂર પહોંચાડી દો." જાયમલે હકીકત જણાવી."

"જાયમલજી ! તમે મારા માથા સાટે છો. મારો આશ્રય શોધતા આવ્યા છો એટલે હું તમને રાખીશ, પરંતુ રાવ એ જાણ્યા વિના રહેશે નહિ, અને હું મરીશ નહિં ત્યાં સુધી તમારો સગડ મુકશે નહિં. એના કરતાં એક ઉત્તમ ઉપાય બતાવું તે કરશો ?"

"જરૂર."

"તો જુઓ. આ મારી કેસર અને કસ્તુરી નામની બે ઘોડી છે તેમાંથી તમને જે સારી લાગે તે લઇને અહીંથી નાસી છુટો."

જાયમલે કેસર નામની ઘોડી લીધી, તેના ઉપર સ્વાર થયો, આભાર ભરી નજરે સદુજી સામે જોયું અને બોલ્યો, "આપનું આ ઋણ કયે ભવ ચુકવીશ ?"

"એ વિચાર પછી, તમે હેમક્ષેમ હો અને ગ્રાસ પાછો મેળવો ત્યારે વળી આ ચારણને યાદ કરજો. હાલ તો પ્રભુનું નામ લઇને રવાના થઇ જાઓ, જાઓ!"

રેનનો ઈસારો થતાં કેસર પાંખાળી બની. એ પવનવેગી ઘોડીની મદદથી જાયમલ દૂર નીકળી ગયો.

એક દુખીયા માણસને પોતે સહાય કરી શકયો તે માટે સદુજી આજે મનમાંજ પ્રભુનો પાડ માનતાં હર્ષપ્રફુલ્લ બની રહ્યો હતો તેવામાં તેણે ઈડરના માણસોને પોતાના ઘર તરફ આવતા જોયા. તેનો હર્ષ ઉડી ગયો.

રાવે દોડાવેલા માણસોમાંના થોડાક આકોડિયાની સીમમાં આવી લાગ્યા તેવામાં જમીન ઉપર ફાટી પડેલો રેશમીયો ઘોડો તેમની નજરે પડયો. તેમની ખાત્રી થઇ કે જાયમલ આકોડિયા ગામમાંજ હોવો જોઇએ.

વરજાંગ બાડુવા ચારણનું અને તેના દીકરા સદુજીનું નામ જાણીતું હતું. જાયમલ કદાચ તેના આશ્રયેજ ગયો હોય! તેઓ ચારણને ત્યાં આવ્યા.

"ગઢવી! અમારો ચોર આપો! ચોર તમારા ઘરમાં સંતાયો છે!"

"ચોર કોણ અને વાત શી? તમે આ શું કહો છો તેજ સમજાતું નથી!"

"અરે રાવનો ગુન્હેગાર જાયમલ અહીં નાસી આવ્યો છે!"

"એમ? અરરર! મને શી ખબર? હાય હાય, ત્યારે તો એ મને પણ ઠગી ગયો." ચારણ રડવા જેવો થઇ ગયો.

"એ કેવી રીતે?"

"એ તો કોઇ મોટો સોદાગર હોય તેમ ફુલફટાકીયો થઇને આવ્યો અને મારી ઘોડિયો ખરીદવાની વાત કરી. મેં સાટું કબુલ કર્યું. 'કેસર' ની પરીક્ષા કરવાનું મિષ કહાડીને તેને તળાવે પાણી પાવા

જતો હોય તેવો ડોળ કરીને ક્યારનોય ગયો છે તે હજી પાછો આવ્યો નથી. અરેરે ત્યારે શું એ મારી 'કેસર' ઉઠાવી જશે?" સદુજીનો સાદ ગળગળો થઇ ગયો, તેની આંખમાં આંસુ આવ્યાં.

"ઉઠાવી જશે શું? ઉઠાવી ગયો એમજ સમજોને! તમારા જેવા હૈયાફુટા હોય ત્યાં બીજું શું થાય? ચાલો, ભાઇ ચાલો, આપણે તરતજ તેની પૂંઠ પકડીયે. જઇ જઇને એ કેટલે દૂર જશે?"

રાવના માણુસો પુનઃ જાયમલની પાછળ પડયા. વીસ પચીસ માઇલ સુધી તેઓ રખડયા તો પણ જાયમલનો પત્તો લાગ્યો નહિં અંતે મ્હોંએ તેઓ ઇડર પાછા આવ્યા.

સદુજીએ બરાબર યુક્તિ ચલાવી. ખરા અણીના વખતે તેણે જીવના જોખમે જાયમલનો જાન બચાવ્યો. ધન્ય ચારણ!

## ૧૨. પાંજરામાં પુરાયલો વાઘ!

ગઢવીએ આપેલી કેસર નામની ઘોડીની મદદથી જાયમલ હેમક્ષેમ એરાળે જઇ પહોંચ્યો, ત્યાં માણુસો એકઠાં કર્યા અને ઇડરના રાવે રાણા વાઘને કેદ કરીને તરસંગમામાં પોતાની સત્તા સ્થાપી હતી તે સત્તા ઉથાપીને ત્યાં પોતાની વીરહાક વગાડી.

રાવે આ સાંભળ્યું, ફોજ લઇને તે તરસંગમા ઉપર ચઢી આવ્યો, બંને પક્ષ વચ્ચે યુદ્ધ થયું, પરંતુ રાવ નિષ્ફળ નિવડયો અને ઇડર પાછો જતો રહ્યો.

વારંવાર તે પોતાના માણુસોને મોકલતો, વારંવાર બંને પક્ષ વચ્ચે છમકલાં થતાં, પરંતુ જાયમલે એટલી બધી સાધનસામગ્રી અને સંરક્ષણુની યુક્તિઓનો સંગ્રહ કર્યો હતો કે રાવનું તેમાં કંઇ વળતું નહોતું.

આ પરાજયથી રાવ વધુને વધુ ક્રોધે ભરાતો ગયો. એ ક્રોધ તે રાણા વાઘ ઉપર ઠલવવા લાગ્યો.

* * * *

વેગરણા જમાદાર તરફથી આવેલા કાસદ સાથેનો પત્ર વાંચીને ઇડરના રાવે રાણા વાઘને તરતજ પુરતા ચોકી પહેરા સાથે ઇડર મોકલી આપવાનું તેને ફરમાન કર્યું, અને જાતેજ સાથે આવવા તેને સૂચના કરી.

વેગરણો આવ્યો, સાથે ચતુર્ભુજ બનાવેલા રાણા વાઘને લાવ્યો.

રાવ કલ્યાણમલે રાણા વાઘના દેખતાંજ વેગરણાને તેની કાર્ય-કુશળતા માટે ધન્યવાદ આપ્યો, સરદારની પદવી એનાયત કરી અને સોનાની મુઠવાળી તરવાર અને પોશાક ભેટ કર્યાં.

મિત્રદ્રોહીને આવો બદલો મળતો જોઇ રાણા વાઘનું કાળજું કપાયું. તેનું ચાલત તો એજ સોનાની મુઠવાળી તરવારથી તે વેગરણાનું માથું ઉડાવી દેત. પરંતુ અત્યારે તો તે પરવશ હતો—ઇડરનરેશની સમક્ષ બંદીવાન તરીકે ઉભો હતો!

રાવે વેગરણાને રજા આપી, બીજા માણસોને બહાર ચાલ્યા જવા ઇશારો કર્યો, અને હાથમાં ખુલ્લી તરવાર રાખીને રાણા વાઘ તરફ વક્ર દ્રષ્ટિથી જોઇ રહ્યો.

"કેમ રાણા વાઘ! ઇડર સાથે વેર કરવાથી કેવું પરિણામ આવે છે તે જોયું?"

વાઘ મુંગોજ ઉભો હતો.

"મારા ભાઇ વીર વીરમના વખતમાં તેં ખેડ ગામના ઢોર વાળ્યા તેમાં તું ન ફાવ્યો. છતાં તને લાજ ન વળી કે મારા જનાના તરફ નજર કરી? ઇડરના રાવની રાણી ઉપર નજર કરવાથી કેવું ફળ મળે છે તે હવે જો અને ભોગવ તારા કર્મનાં ફળ!"

બોલું બોલું થઇ રહેલા વાઘના હોઠ ક્રોધથી કંપતા હતા, પરંતુ એક શબ્દ પણ તેના મુખમાંથી ન નીકળ્યો. મનમાં તેને એકજ વાતનું આશ્ચર્ય થતું હતું—'હું ઇડરની રાણિયોને જોઈ ગયો એ વાત રાવે કેવી રીતે જાણી હશે?'

બીજો કોઇ હોત તો ઇડરની રાણિયોનું અપમાન કરનાર એ નરાધમને હું જીવતોજ જમીનમાં ભંડારી દેત, અથવા તરવારના એકજ ઝાટકે તેનું માથું ઉડાવી દેત. પરંતુ તને તો બીજા પ્રકારની શિક્ષા કરવી પડશે-તું જીવનભર યાદ કર્યા કરે તેવી !

"રાવ ! સ્ત્રીયોની માફક મેણાં મારવા તે ઇડરના રાવને ન શોભે ! તમારે કરવું હોય તે ખુશીથી કરો. એમ કટાક્ષમાં બોલવાની કંઇ જરૂર નથી. તરવાર જેમ તમને ચલાવતાં આવડે છે તેમ મને પણ આવડે છે ખરી મર્દાઇ તો તરવાર ચલાવવામાં છે, ગમે તેમ બોલવામાં નહિં !"

"ઓહ હો ! આટલી બધી બહાદુરી ? તમારા જેવા બહાદૂર રજપૂતને એક નારીના મુખમંડળના દર્શન કરવા માટે બ્રાહ્મણનો વેષ કેમ સજવો પડયો તેજ હું સમજી શકતો નથી !"

"આમ પડયા ઉપર પાટુ અને દાઝયા ઉપર ડામ આપીને તમે શું કરવા માંગો છો ? પારખું કરવું હોય તો કરો મને બંધનમુક્ત, અને જોઇ લ્યો પછી મારો હાથ !" વાઘે ત્રાડ મારી.

"હાહાહાહા !" રાવ હસી પડયો. હું એવો મૂર્ખ નથી કે હાથમાં આવેલા શિકારને એમ સ્હેલાઇથી છટકી જવા દઉં. રાણાજી, હવે તો અહીં ઈડરમાંજ નજરકેદ રહો અને મજા કરો. અને એક બીજી વાત કહું ? મારા દરબારગઢના ચોગાનમાંજ—પાંજરા જેવી જણાતી પેલી સળિયા જડેલી ઓસરીમાંજ તમારો હવે કાયમને માટે નિવાસ થશે, જેથી દરબારગઢમાં આવનાર જનાર સૌ કોઇ જોઇ શકે કે રાવનું અપમાન કરનારની આવી વલે થાય છે !"

"હું રાણો વાઘ-મારો હરણાવ સુધી ભાગ" એમ જ્યાં ત્યાં અભિમાનથી બોલનારો તરસંગમાનો રાણો વાઘ ઇડરના રાવનો કેદી બન્યો—ભલભલાને ડરાવનારો વાઘ પાંજરામાં પુરાયો !

## ૧૩. સ્વામિભક્ત દેપો.

વાઘને પાંજરે નાંખ્યો એ વાત તરસંગમામાં પહોંચ્યા વિના ન રહી. વાઘના વફાદાર સેવકો એ સમાચાર સાંભળી કકળી ઉઠયા.

"મ્હેપા ઠાકોર ! સાંભળ્યું ? આપણા રાણા ઇડરમાં કેદ થયા. વજાસણાન દેપા ઠાકોરે મહાવડના ઠાકોરને ખબર આપ્યા.

"હા ભાઇ હા, આ મારા ભાઇ રાજધરે હમણાંજ મને એ ખબર આપ્યા. રાવે પણ ભારે કરી !" મ્હેપાએ અફસોસ કર્યો.

"ભારે કરી એ તો બધાય જાણે છે, પરંતુ હવે કંઇ રસ્તો કાઢવો પડશે ને ? આપણે જીવતા જાગતા બેઠા હોઇએ અને આપણો ધણી એમ કેદમાં સડયા કરે એમાં આપણી શી શોભા ?" દેપાએ ચાનક ચઢાવ્યું.

"શોભા શાની ? આ તો આપણાં નાક કપાયા જેવું થયું. પણ રાવની પાસે આપણું શું ગજું ?" રાજધરે શંકા કરી.

"ગજું હોય કે ન હોય, પરંતુ આપણે કોઇ પણ રીતે રાણાને છોડાવવાજ જોઇએ." દેપાએ નિશ્ચય જણાવ્યો.

"એ તો તમારા જેવા જુવાનીયા હામ ભીડે તો થાય. અમે તો હવે ખર્યું પાન !" મ્હેપાએ સઘળો ભાર દેપા ઉપર નાખ્યો.

"ખુશીથી, એ કામ મારૂં, પરંતુ રાણા જાયમલની હા હોય તોજ." દેપાએ તત્પરતા બતાવી.

રાણા વાઘના એ ત્રણે વફાદાર સેવકો જાયમલ પાસે ગયા અને પોતાનો વિચાર જણાવ્યો.

ગમે તેમ તો પણ માડીજાયો ભાઈ ! જાયમલ પોતાના ભાઇને છોડાવવા ઉત્સુક હતો તેમાં અનાયાસે દેપા ઠાકોર જેવો હામ ભીડનારો મળ્યો, પછી વિચાર કરવા જેવું શું હોય ? તેણે પોતાની સંમતિ દર્શાવી.

## ૧૪. ભવાયાની ભવાઇમાં.

રાવ હમેશાં પાંજરે પડેલા વાઘ પાસે આવતો—તેને પશ્ચાતાપ થાય છે કે કેમ તે જોવા માટે, કે પછી તેને દાઝયા ઉપર ડામ આપી આપીને પોતાના કરેલા અપમાનની વૈરવૃત્તિને શાંત કરવા માટે.

રોજ તે રાણાની ખબર અંતર પુછતો, પરંતુ એ તપાસ હૃદયની લાગણીની નહોતી, દુશ્મનના અંતરને વિદારવાની એ એક યુક્તિ હતી!

"કેમ રાણા? કેમ છે? પાંજરે પડેલા વાઘને છુટવાનું મન થાય છે? છુટવું હોય તો તારાં થોડાં ગામો મને લખી આપ, તરસંગમાના ગામો ઉપર મારૂં આધિપત્ય સ્વીકાર!"

"કદી નહિ બને! હું જીવતો છું ત્યાં સુધી તો તરસંગમાની એક તસુ જમીન પણ તમારા હાથમાં ન આવવા દઉં. હું કોણ? હું રાણો વાઘ, મારો હરંણાવ સુધી ભાગ!"

રાવ રોજ આવા પ્રશ્નો પુછતો અને રાણો એકજ જવાબ આપતો, 'હું રાણો વાઘ, મારો હરણાવ સુધી ભાગ!'

વજાસણાના કોળી ઠાકોર દેપા પાસે ૮૦ માણસો હતા. એ માણસોને ઇડરવાડામાં નાનાં નાનાં ગામમાં છુટક છુટક મુકીને, બે ત્રણ માણસો પોતાની સાથે લઇને તે ઈડર આવ્યો અને બની શકે તેટલી બાતમી મેળવી.

એક દિવસ એણે સાંભળ્યું કે આજે દરબારગઢમાં ભવાયા ભવાઇ કરવાના છે. ભવાઇની રમતમાં ભળી જઇને ત્યાંનો બધો તાલ જોવાની-એ પ્રકારે રાણા વાઘને છોડાવવાની યુક્તિ શોધી કાઢવાની દેપાને જીજ્ઞાસા થઈ.

રાત પડી અને દરબારગઢના ચોકમાં ભવાઇ શરૂ થઇ. ચાર પાંચ મશાલચી બધે ઠેકાણે બરાબર અજવાળું પડે તેવી રીતે એક હાથે મશાલ ઉંચી ધરી રાખીને ઉભા હતા, અને બીજા હાથમાં પકડેલી તેલની ઝારીથી એ મશાલમાં વારંવાર તેલ પુરતા હતા. ભવાયા જાત જાતના સ્વાંગ ધરીને, હાથના મોઢાના અને આંખના અવનવા ચાળા કરીને, ઘડીમાં ભુંગળ વગાડીને તો ઘડીમાં લાંબા રાગડા તાણીને ભવાઇમાં પોતાની કુશળતાનું દર્શન કરાવી રહ્યા હતા એવામાં 'રાવના બાઇ પધારે છે!' એવી બૂમ પડી અને ભવાઇ જોવા બેઠેલો પ્રજાવર્ગ ક્ષોભ પામીને સ્હેજ પાછળ ખસી ગયો.

રાવનો બાઇ—કેશવદાસ ત્યાં આવ્યો અને સૌના આગળ ગાદી તકિયે બેઠો. ભવાયાએ "ઘણી ખમ્મા રાવને ! ઘણી ખમ્મા કેશવદાસજીને !" કહી તેના નામની જય બોલાવી, અને તેની આજ્ઞા થતાં પુનઃ ભવાઇ આગળ ચલાવી.

કેશવદાસની આજ્ઞાથી ભવાયાએ કહાન ગોપીનો વેષ લીધો અને રાસલીલા ભજવવા માંડી.

નજરકેદ બનેલો રાણો વાઘ આ લીલા જોવા માટે છેક ઓસરીની જાળી પાસે આવ્યો. ઝરૂખામાં બેઠેલો સ્ત્રી વર્ગ પણ કુતૂહલપૂર્વક એ દ્રશ્ય જોઇ રહ્યો, ગોપાળદાસ, તેના સાથી, અને અન્ય પ્રેક્ષકો સૌ કોઇ **એ લીલા જોવામાં તલ્લીન બન્યાં!***

પ્રેક્ષકોના ટોળામાં બેઠેલા એક માણસનું ચિત્ત આ ભવાઇમાં જરાય નહોતું લાગતું. ઘડીમાં તે કેશવદાસ તરફ અને ઘડીમાં સળીયાવાળી ઓસરીમાં પુરાયલા રાણા વાઘ તરફ જોયા કરતો અને પોતાના એ વર્તન તરફ કોઇનું લક્ષ ખેંચાય છે એવું જણાતાં જાણે કંઇ બન્યુંજ ન હોય તેમ ભવાઇમાં રસ લેવા મંડી જતો.

આ માણસ તે વજાસણાનો કોળી ઠાકોર દેપો. કોઇ ન જાણે તેમ તે ભવાઇ જોનારાઓમાં ભળી ગયો હતો અને બધી ચિકિત્સા જોયા કરતો હતો !

એકાએક ભવાયા અને પ્રેક્ષકો હસી પડયા અને સાથે સાથે કેશવદાસ પણ હસ્યો. દેપો ચમકયો. આ શું ? રાણા વાઘે કારમી ચીસ કેમ પાડી ?

સૌનું લક્ષ દરબારગઢના ગોખમાં બેઠેલી એક બાળા તરફ ખેંચાયું. એ બાળા પોતાના એક હાથમાં પાંચીકાની કાંકરીઓ રાખીને બીજા હાથથી બરાબર રાણા વાઘ તરફ તાકીને એકેક કાંકરીનો તેના ઉપર છુટો ઘા કરતી હતી. લોઢા જેવી એ કઠણ કાંકરી રાણા વાઘના માથામાં, કપાળમાં, આંખ ઉપર, કાન ઉપર અને ગમે ત્યાં લાગતી અને

* જુઓ ચિત્ર.

આ મુંગા મારથી અકળાયલો રાણો નાના બાળકની માફક ચીસ પાડતો.

છોકરીને તો આ રમત જેવું લાગતું, કોઇની શિખવણીથી હો કે સ્વયંસ્ફુરણાથી હો પરન્તુ એ તો પોતાનું બધુંય જોર અજમાવતી હોય તેમ બરાબર તાકીને કાંકરી ફેંકતી અને રાણા વાઘને જીવ જવા જેવું થતું.

નાના બાળકની માફક રડવા જેવા થઇ જતા અને વેદનાની ચીસો પાડતા આ રાણાને જોઇને રમનારા અને જોનારા બધા હસી પડ્યા. તેમને તો આ નવો તમાશો જોવાનો મળ્યો.

રાણાનો મિજાજ ગયો, " શું કરૂં ? બન્ધનમાં પડ્યો છું, નહિ તો હમણાં આ બધાને બતાવી દેત. આ છોકરી પરભવની મારી કોઇ વેરણ હશે. નહિ તો એ મને આમ શા માટે સતાવે ? એ મને પજવે છે તેમ જ્યાં સુધી મારો કોઇ વારસ આ છોકરીને રડાવશે નહિ ત્યાં સુધી મારો જીવ ગતે જવાનો નથી. "

દેપા ઠાકોરે આ સાંભળ્યું. તેનું સ્વામિભક્ત અન્તર ખળભળી ઉઠ્યું. તેણે મનમાંજ પ્રતિજ્ઞા લીધી કે 'રાણાની આ ઇચ્છા હું જરૂર પૂર્ણ કરીશ.'

## ૧૫ છોકરીને રડાવી !

ભવાઇનો ખેલ ભજવાઇ રહ્યો અને ભવાયાએ પૈસા ઉઘરાવવા માટે થાળી ફેરવી. અચાનક થાળીમાં સોનાનું કડું આવી પડ્યું. ભવાયા વિચારમાં પડ્યા. જ્યાં રૂપાનાણું નાખનારૂં કોઇ નહિ ત્યાં આ સોનાનું કડું નાખનાર દાનવીર દાતા કોણ નીકળ્યો ?

"રંગ છે ! રંગ છે ! આ દાનવીર કરણ સમા દુલા રાજાને ! આ કડું કોણે નાખ્યું ! અમે કોના ગુણ ગાઇયે ?" ભવાયા એ કડાનાં દાતાને જાણવા ઉત્સુક બન્યા.

પણ કોઇએ જવાબ ન આપ્યો. એ કડું ફેંકનાર રાણા વાઘનો વફાદાર સેવક દેપો હતો ! જાણે પોતે કંઈ જાણતોજ ન હોય તેમ બીજા પ્રેક્ષકોની માફક જીજ્ઞાસાથી તે કડાવાળી થાળી તરફ જોઇ રહ્યો.

ભવાયાએ ફરી એજ પ્રશ્ન કર્યો. પણ કંઇ જવાબ ન મળ્યો !

" ભલા માણુસ ! તમારે એ વાતની શી ખણુખોદ ! કોઇ દાર-ડીયાએ એ નાંખ્યું હશે. એને ભાન હોય તો એ બોલેને? એ તમારા ભાગ્યનું હશે એટલે ભગવાને તમને અપાવ્યું તો હવે તે તમે ભોગવો. તમારે રોટલા સાથે કામ છે કે ટપટપ સાથે." એક ઉતાવળા સ્વભાવના પ્રેક્ષકે મનમાં આવ્યું તેવો માર્ગ શોધી કાઢયો.

રાજી થયેલા ભવાયાએ ફરીથી તાસક ફેરવી. કોઇ ન જાણે તેમ બીજું એક સોનાનું કડું એ થાળીમાં આવીને પડયું અને પ્રેક્ષકોની જીજ્ઞાસા ઉશ્કેરાઇ.

મધરાત વીતી હતી, આંખમાં ઉંઘ ઘેરાતી હતી, બગાસાં આવતાં હતાં, અને હવે તો અહીંથી જઇએ તો ઠીક એમ પ્રેક્ષકોને થતું હતું, પરન્તુ રાવનો ભાઇ–કેશવદાસ ત્યાંથી ન ઉઠે ત્યાં સુધી બીજાથી ઉઠી શકાય તેમ નહોતું અને એ કયારે ઉઠે તેની સૌ કોઇ આતુરતાથી રાહ જોઇ રહ્યા હતા.

એટલામાં કેશવદાસ ઉઠયો, એક મશાલચી સળગતી મશાલ સાથે તેની આગળ ચાલ્યો અને પ્રેક્ષકો હડુડુડુ કરતા જવા માટે ઉઠયા.

ચિત્તો જેમ પોતાના શિકાર ઉપર ચોટ મારે તેમ દેપો ઉઠયો અને જાણે કંઇ જાણતોજ ન હોય તેમ જરાપણ અવાજ કર્યા વિના કેશવદાસની પાછળ પાછળ લપાતો છુપાતો ચાલ્યો. ચોગાનના છેડા આગળ મહેલમાં જવાના ખાંચા આગળ ખુબ અંધારૂં હતું. લાગ જોઇને દેપાએ મશાલચીના હાથ ઉપર એવો ઝાટકો માર્યો કે મશાલ તેના હાથમાંથી પડી ગઇ, મશાલના પ્રકાશથી મળતું અજવાળું બંધ થયું અને મધ્યરાત્રીનો ઘોર અંધકાર વ્યાપી ગયો.

ઘનઘોર વાદળમાં વીજળી ચમકે તેમ એ અંધકારમાં દેપાની તરવાર ચમકી, પોતાનું સઘળું જોર એકઠું કરીને તેણે એ તરવાર કેશવદાસના ગળા ઉપર ઝીકી અને માથું ધડથી જુદું કર્યું.

એક હાથમાં લોહીથી ટપકતું એ મસ્તક અને બીજા હાથમાં

ઝબુકતી વીજળી જેવી ચમકતી તરવાર રાખીને દેપો પાણીના રેલાની માફક દરબારગઢની બહાર સરકી ગયો !

આ બધું ક્ષણમાત્રમાં બની ગયું. શું થયું ? કોણે કર્યું ? એ જાણવા પામે તે પહેલાં તો દેપો છટકી ગયો અને કેશવદાસની મરતી વખતની ચીસ અને મશાલચીની મદદ માટેની બૂમો સાંભળીને લોકો તે તરફ ધસી આવ્યા ત્યારે લોહીમાં તરફડતું કેશવદાસનું શબ માત્ર નજરે પડયું. મશાલચીએ બનેલી બીના કહી સંભળાવી, પરંતુ એ રાવના ભાઇનું માથું વાઢી જનાર કોણ તેનો કાંઇ પત્તો લાગ્યો નહિ.

" કેશવદાસ મરાણા ! કેશવદાસ મરાણા ! "ની બૂમોથી દરબારગઢનું ચોગાન ગાજી ઉઠયું.

ગોખમાં બેઠેલી છોકરીએ—કેશવદાસની પુત્રીએ આ સાંભળ્યું અને તે એકદમ રડી પડી. બાપનું મોત સાંભળીને કયું બાળક રડયા વિના રહે ? એ છોકરીએ પોક મુકી, કપાળ કુટયું, છાતી કુટી અને બાપને સંભાળીને ધ્રુસ્કે ધ્રુસ્કે રડવા લાગી.

રાણા વાઘે થોડાજ વખત પહેલાં પોતાને કાંકરી મારનાર છોકરીને આમ પોક મુકીને રડતી સાંભળી અને એનું અંતર હસી ઉઠયું. તેને લાગ્યું કે પોતાનો કોઈ હિતચિંતક ત્યાં પહોંચી ગયો લાગે છે-તેથીજ આ છોકરીને રડાવી છે. તેના મનને ટાઢક વળી.

## ૧૬. ઉપસંહાર.

રાણા વાઘે જાણ્યું કે હવે પોતાની બુરી વલે થશે-રાવને તેના ભાઇના કમોતની જાણ થતાંજ તે પોતાને રીબાવી રીબાવીને મારી નાખશે. એમ કમોતે મરવા કરતાં આપઘાત કરીને દેહનો અંત આણવો એજ તેને વ્યાજબી લાગ્યું. જીભ કરડીને તેણે પોતાનો જીવ કાઢી નાખ્યો.

તરસંગમામાં વીરહાક ગજાવતા રાણા વાઘનો દેહ અત્યારે ઇડરના દરબારગઢના કેદખાનામાં નિશ્ચેતન થઇ પડયો.

કેશવદાસના મૃત્યુના ખબર મળતાંજ રાવ હાંફતો હાંફતો ત્યાં દોડી

આવ્યો. તેને રાણા વાઘ ઉપર શંકા ગઇ. તેને પુર્યો હતો ત્યાં તે ધસી આવ્યો. જુએ તો રાણો વાઘ ચેતનહિન-નિષ્પ્રાણ થઇ પડ્યો છે!

પોતાના ભાઇના મૃત્યુથી થયેલા શોકમાં પણ પોતાનું અપમાન કરનાર રાણા વાઘનો આવી રીતે અંત આવેલો જોઇને રાવને સંતોષ થયો.

* * * * *

દેપો તરસંગમે આવ્યો, પોતે કરેલા કામની હકીકત કહી અને રાવના ભાઇનું માથું રાણા વાઘના ભાઇને-એ વખતે તરસંગમામાં રાજ્ય કરતા જાયમલને ભેટ કર્યું. જાયમલે પ્રસન્ન થઇને તેને ભીમાલ ગામ બક્ષિસમાં આપ્યું, જ્યાં દેપાના વશંજો હજી પણ ખેતી કરે છે.

* * * * *

અને પેલો બહાદુર ગઢવી સદુજી? રાવે તેને બોલાવીને આજ્ઞા કરી કે 'તેં મારા ચોરને બચાવ્યો માટે તારે મારા રાજ્યમાં રહેવું નહિ.' જાયમલે આ વાત જાણી, તેણે સદુજીને તરસંગમા બોલાવ્યો અને પોતાના જીવનરક્ષક એ ગઢવીના ચરણે પાણિયાલી ગામની ભેટ ધરી, તેને પોતાનો દસોંદી સ્થાપ્યો અને જીવ્યો ત્યાં સુધી પોતાની પાસે રાખ્યો.

"મારા જીવનદાતા! આ તો ફુલ નહિ ને ફુલની પાંખડી છે. બાકી આપને તો મારી ચામડીના જોડા સીવડાવીને પહેરાવું તો પણ આપે કરેલા ઉપકારનો બદલો ન વળે!" જાયમલે વિવેક કર્યો.

"રાણાજી! એ આપનો વિવેક છે. બાકી મેં તો મારી ફરજ બજાવી છે. દુઃખના વખતમાં દુઃખીને મદદ કરવી એતો મનુષ્ય માત્રનો પરમ ધર્મ છે. એ ધર્મ મેં બજાવ્યો તેમાં મેં વિશેષ શું કર્યું? ખરો ધન્યવાદ તો તમને ઘટે છે, કારણ કે રાજસત્તા મળ્યા પછી માણસને બીજાના ઉપકારો ભાગ્યેજ સાંભરે છે, અને સાંભરે તો એ ઋણમાંથી મુક્ત થવાનો વિચાર પણ કોકનેજ આવે છે. તમારી આવી ધર્મપરાયણતા માટે તમને મારા અભિનંદન. તમારો સદા જય હો!"

# પાઘડીની પ્રતિજ્ઞા.

## ૧ હવે શું થશે ?

" ખબરદાર ! એક ડગલું પણ આગળ વધ્યા તો હમણાં જ ઠાર થઇ જશો ! " સત્તાવાહક સ્વરે ઉચ્ચારાયલા આ શબ્દો કાને પડતાં સૌ ચમક્યા. તેઓની કાયા કંપી ઉઠી.

સામે નજર કરે તો એક ઘોડેસ્વાર હાથમાં અણીદાર ભાલા સાથે તેમના તરફ કરડી નજરે જોઇ રહ્યો છે !

" **બાપજી ! અમે તો તમારા પગની રજ છીએ.** તમારી દયા ઉપર જ નભીએ છીએ. "

" શેઠ ! એ વાચાળ જીભનો ઉપયોગ તમારા હાટે કરજો. એ વાણિયાગત અહીં નહિં ચાલે. "

" પણ અમારો કંઈ વાંક—કંઇ ગુનો ? "

" ગુન્હો એ જ કે તમે ઇડરની પ્રજા છો. ઇડરના રાવ સાથે મારે દુશ્મનાવટ છે ! "

" તો આપનું વેર એ રાવ ઉપર વાળો. અમને મહાજનને સંતાપવાથી આપનું શું શ્રેય થવાનું છે ? "

" શ્રેય થશે કે નહિં તે મારે જોવાનું છે. વધારે જીભાજોડ કરશો તો જીભ જ ખેંચી કાઢીશ. બહુ ચાંપલા બનો છો કેમ ? " એ ઘોડેસ્વારનો મિજાજ ગયો. તેની આંખમાંથી ક્રોધના અંગારા વરસવા લાગ્યા.

ઇ. સ. ૧૮૨૯ની સાલનો સમય. ઇડરનું મહાજન ચિત્રોડ ગામમાં એક વણિકનું મૃત્યુ થવાથી ત્યાં લૌકિકે ગયું હતું. સાથે બૈરાં છોકરાં પણ હતાં, અને એ સો માણસનો કાફલો ચિત્રોડમાં એ મૃત્યુ પામેલા વણિકની મોકાણ કરીને ઇડર આવવા પાછો વળ્યો હતો. ચિત્રોડનું મહાજન ઇડરના મહાજનને માત્ર ગામના ઝાંપા સુધી નહિં, પરંતુ છેક સીમ સુધી વળાવવા આવ્યું હતું અને ' ભાઇ, પ્રભુએ માથે નાંખી તે ઉપાડયા વિના કંઇ છૂટકો છે ? હવે હિંમત રાખજો. દુનિયામાં છાતી પથ્થર જેવી કરીને રહીએ તો જ રહેવાય, એ તો બધી પ્રભુના ઘરની માયા છે. ' વિગેરે વચનોથી ઇડરના વણિકોએ આપેલો દિલાસો સાંભળીને, 'આવજો, હેતમાયા રાખજો, બોલ્યું ચાલ્યું માફ કરજો, અમારાથી તો તમારી કંઇ સરભરા થઇ શકી નથી ' વિગેરે વિવેકનાં વચનો સંભળાવીને એ ચિત્રોડનું મહાજન પાછું વળ્યું હતું. સ્મશાનવૈરાગ્ય પામીને નીકળેલો એ ઇડરનો સંઘ માર્ગમાં જીવનની ક્ષણભંગુરતા વિષે વાતો કરતો, પોતાના અનેક સદ્‌ગત સગાંવ્હાલાંઓનું સ્મરણ કરતો, સંસારની અસારતા સિદ્ધ કરતો આગળ વધવા લાગ્યો. ચિત્રોડની સીમને સામે કાંઠે પહોંચે તે પહેલાં તો બંને તરફ થોરની ઉંચી વાડ અને ઝાડીની ઘીચ ઘટાવાળા માર્ગમાં પ્રવેશતાં જ તેમણે થથરાવી નાખે તેવી હાકલ સાંભળી અને તેમનાં ગાત્ર ગળી ગયાં. તેમને લાગ્યું કે ચિત્રોડથી નીકળતી વખતે જરૂર કંઇ અપશુકન થયાં હશે !

પાઘડીની પ્રતિજ્ઞા.



'બાપજી! અમે તો તમારા પગની રજ છીએ.' [જુઓ પૃ. ૩૯૧]

એ ઘોડેસ્વારની ક્રોધથી લાલચોળ થયેલી આંખો અને વિકાળ ચહેરો જોઇને સંઘમાંની સ્ત્રીઓ અને છોકરાંઓએ તો રોકકળ કરી મુકી. જમાનાના ખાધેલા કેટલાક વણિકોએ ત્યાંથી વંજો માપી જવાનો વિચાર કર્યો.

પરંતુ તેમનો વિચાર એ વિચાર માત્ર જ રહ્યો. નાસી જવાના ઇરાદાથી તેઓ પાછા ફરવા જાય ત્યાં તો સંઘની પાછળ વીસેક હથિયારબંધ માણુસો સંઘને ઘેરીને ઉભા રહેલા નજરે પડયા !

" શું કરવું ? ક્યાં જવું ? કેવી રીતે નાસી છુટવું ? " તેનો નિર્ણય કરી શકે તે પહેલાં તો પેલા ઘોડેસ્વારે ત્રાડ મારી, " ઇડરવાસીઓ ! તમને તમારો જીવ વ્હાલો હોય તો નાસી છુટવાના વ્યર્થ ફાંફાં મારવાં રહેવા દો અને એક અક્ષર પણ ઉચ્ચાર્યા વિના હું જ્યાં લઇ જઉં ત્યાં મુંગામુંગા ચાલ્યા આવો. નાસી છુટવાનો વિચાર સુદ્ધાં કર્યો છે તો મરી ગયા જ સમજજો. એક જ વાત–સીધેસીધા મારી પાછળ પાછળ ચાલ્યા આવો ! "

મંત્રમુગ્ધ બન્યો હોય તેમ એ ઘોડેસ્વારની કરડી નજરથી ભયભિત થયેલો એ સંઘ સંજોગોને આધિન થઇને આગળ આંખોમાંથી અગ્નિ વરસાવતા એ ઘોડેસ્વાર અને પાછળ શસ્ત્રોથી સજ્જ બનેલા તેના માણુસોથી ઘેરાઇને લથડતે પગે જ્યાં એ ઘોડેસ્વાર દોરી જાય ત્યાં દોરાવા લાગ્યો. ચાલતાં ચાલતાં તેઓના મનમાં એક જ વિચાર ઘોળાયા કરતો હતો કે ' કોણુ જાણે આ બહારવટિયો આપણુને કયાં લઇ જશે અને હવે શું થશે ? '

## ૨ પ્રજાપોકાર.

ઇડરના રાજમહેલ આગળ આજે જબરો કોલાહલ મચ્યો છે. નથી આજે કંઇ આનંદ ઉત્સવ, નથી આજે કંઇ વારતહેવારનો દિવસ, નથી રાજાનો જન્મદિવસ કે નથી રાજ્યમાં બીજો હર્ષનો પ્રસંગ. એવા માંગલિક પ્રસંગે પણુ ન થાય એટલી મોટી ભીડ આજે રાજ-

મહેલ આગળ જામી છે. એ ભીડમાં ભરાયલા માણુસોના મુખ ઉપર હર્ષને બદલે શોક અને સંતાપની દુઃખદ છાયા છવાઇ છે. 'ભાઇ, હળાહળ કળિયુગ આવ્યો છે! રાજાઓ પોતાનો ધર્મ ચૂકયા ત્યારે પ્રજાને માથે આવાં દુઃખનાં ઝાડ ઉગવાનો વખત આવ્યો!' એવા નિશ્વાસો લોકોના મુખમાંથી નીકળી પડે છે. ઈડરનું મહાજન આજે રાજમહેલ આગળ રાજા પાસે પોતાનું દુઃખ ગાવા આવ્યું છે.

રાજા કયારે બહાર નીકળે અને કયારે પોતાના કર્મની કથની તેને કહી બતાવીએ એવી અધીરાઇથી તેઓ રાજાના દર્શન માટે આતુર બન્યા છે. પરંતુ એ તો રાજા! ઈડરના મહારાણા! એનાં દર્શન એમ તરત જ થાય? તો તો પછી એ રાજા કેમ કહેવાય! દેવનાં દર્શન તો દુર્લભ જ હોય ને!

પ્રજાજનોનો પોકાર વધતો ગયો. ઉછાંછળા યુવાનો ફાવે તેમ બોલવા લાગ્યા, રાજાની નિષ્કાળજી માટે તેને અનેક પ્રકારે દોષ દેવા લાગ્યા. લોકોએ નિશ્ચય કર્યો કે જયાં સુધી રાજા આપણી દાદ ફરિયાદ સાંભળે નહિં ત્યાં સુધી અહીંથી ખસવું જ નહિં.

અને રાજા અંતે લોકહઠને વશ થયો હોય તેમ તેઓની ફરિયાદ સાંભળવાને તત્પર બન્યો. છડીદારે રાજમહેલના ઝરૂખામાંથી 'નીધા રખ્ખો મહેરબાનની નેકી પોકારી અને ઇડરનરેશની સ્વારી સુંદર કોતર કામથી મનોહર લાગતા એ ઝરૂખામાં પધારી.

"મહારાણા ગંભિરસિંહનો જય! ઘણું જીવો મહારાણા ગંભિરસિંહ!" નો જયધ્વનિ પ્રજાજનોના મુખમાંથી નીકળી પડયો. કેવી અટલ રાજભકિત! ગમે તેમ તો પણ પોતાનો રાજા! રાજા એટલે દેવ! આર્યજનોની આ અનેરી આસ્થા!

"નગરશેઠ! આજે આ શી ધાંધલ મચાવી છે?" ગંભિરસિંહે ઝરૂખામાં ઉભાં ઉભાં પ્રશ્ન કર્યો.

મહાજનના શેઠે—નગરશેઠે બંને હાથ જોડીને રાજાને નમન કર્યું,

અને અતિ દીન વાણીથી તે બોલ્યો, " રાજાધિરાજ! જુલમ થયો. આપના પ્રજાજનોને હવે તો ઠરીને બેસવાનું પણ ઠામ નથી. "

" કેમ? એવો તે શો જૂલમ મારાથી થયો કે આમ આખું ગામ અહીં ઉલટી પડયું છે? "

" મહારાજ! આપનો જુલમ તો નથી, પરંતુ અમારા ઉપર આપની જોઇએ એવી નજર નથી, એટલે એનો લાભ બીજા લોકો લે છે અને અમને દારૂણ દુઃખ દે છે. "

" બીજાઓ દુઃખ દે તેમાં હું શું કરૂં? "

" એ જ અમારા ભોગ છે ને? અમારે માથે કોઈ ધણીધોરી નથી એમ માનીને બીજા લોકો અમારી સાથે ફાવે તેમ વર્તે છે. નહિં તો વળી મહુનો ઠાકોર ચિત્રોડની સીમમાંથી ઇડરના વાણિયાઓને પોતાની મરજીમાં આવે તેમ દબાવીને ઉપાડી જાય એવું તે કદી બની શકે? તમે અમારા મહારાજા બન્યા, પરંતુ અમારા ઉપર તમે શું ધણિયાપું કર્યું? "

નગરશેઠની નિડરતા જોઇને પ્રજાજનો દિંગ બન્યા. ' આનું નામ તે ખરો નગરશેઠ ' પ્રજાજનો મનમાં વિચાર કરવા લાગ્યા, ' સત્તાધિશની સેહમાં દબાઇ ન જતાં પ્રજાનાં દુઃખો નિખાલસતાથી સત્ય સ્વરૂપમાં રજુ કરે અને સત્ય વસ્તુસ્થિતિ રજુ કરતાં જરા પણ ન ડરે તેજ ખરો લોકનાયક. એ આપણી વતી કહેવાનું છે તે બધું ય કહી દે છે, પછી આપણે શા માટે વચમાં બોલવું જોઇએ? '

આ નગરશેઠની પદવીનું ખરૂં સ્વરૂપ. અત્યારે તો એ પદવી સત્તા જમાવવા, મોટા ગણાવા, સત્તાધિશોને ખુશ રાખીને–પ્રજાજનોના સુખદુઃખના પ્રશ્નને ઉંડા ખાડામાં પધરાવીને–વાતવાતમાં પોતાનો સ્વાર્થ સાધવાના સાધનરૂપ ગણાય છે. અને જેને પોતે લોકનાયક ઠરાવ્યો, જેને નગરશેઠ નીમ્યો તેના તરફ રાખવાં જોઇતાં માન અને સદ્‌ભાવની ભાવના પણ આજે ક્યાં છે? આજે તો લોકસમૂહ પણ મમત્વને

વળગી રહીને પોતાનો કક્કો ખરો કરાવવાનો દુરાગ્રહ પકડી બેઠા છે. અને જેના હાથમાં સત્તા છે, જે અગ્રેસર ગણાય છે, તે જરાય નમતું મુકવા તૈયાર નથી. એમને સત્તાનો શોખ લાગ્યો છે અને એ શોખનો ત્યાગ કરવો પડે એ તેમને મરવા જેવું થઇ પડે છે. અત્યારે નથી રહી ખરી નગરશેઠાઇ અને નથી રહી એવી શેઠાઇ તરફ રહેવી જોઇતી માનવૃત્તિ.

### ૩ પ્રતિજ્ઞા.

ઇડરનરેશને નગરશેઠની આ તડ ને ફડ કહી નાખવાની રીત ન રૂચી. આટલા માણસોની વચમાં એક વ્યકિત પોતાને ઉતારી પાડે એ કેમ સ્હેવાય? પરંતુ બીજું શું થાય? ગમે તેમ તોપણ એ નગરશેઠ—પોતાની પ્રજાનો નાયક! એ તો રાજ્યનું નાક! એને અપમાનનો એક અક્ષર પણ કેમ કહેવાય? શો ઉત્તર આપવો તે રાજાને સુઝયું નહિં. પરંતુ ઉત્તર આપ્યા વિના છુટકો નહોતો.

"તમારાં વચનો વ્યાજબી છે, નગરશેઠ! તમારો ધણી તો રમેશ્વરની પાળે સુતો. અને તમે જાણો જ છો ને—હું તો હવે ઘરડો થયો."

રાજાનાં આ વચનો સાંભળી પ્રજાજનો નિરાશ થયા. તેમનો ભાવિ રાજા—ગંભિરસિંહનો પાટવી રાજકુમાર ઉમેદસિંહ રાજ્યગાદીનો ઉપભોગ કરવાનો શુભ પ્રસંગ સાંપડે તે પહેલાં જ સ્વર્ગે સંચર્યો હતો.

રાજકુમાર ઉમેદસિંહ પ્રજાપ્રિય હતો. તેના રાજ્યઅમલ દરમ્યાન પોતાને સુખશાંતિ મળશે એમ પ્રજા માનતી હતી, પરંતુ પ્રજાને એ સદ્દભાગ્ય પ્રાપ્ત થાય તે પહેલાં જ ઇ.સ. ૧૮૨૪ માં કુંવર ઉમેદસિંહ શીતળાના રોગથી ૨૭ વર્ષની વયે મરણ પામ્યો. તેની બે પત્ની—એક ધરોળના ઠાકોર રતનસિંહ ચોહાણની દીકરી અને બીજી માણસાના ચાવડાની દીકરી તેની પાછળ સતી થઇ. ઉમેદસિંહના મૃત્યુ વખતે એક બારોટે ઉદ્‌ગાર કાઢ્યા હતા:—

(ગીત)

'દેણસોજ આ ઘાટ ગજબાજ અત દૂથિયાં
ગ્નાન ગંભિર સુત સમત ગૂઢો
આવ ચિત્ત રખણ ચહુવાણ અર આવડી
વળો સુરપત તણો લેણ વૂઢો.'

[અર્થાત્—કવિયોને આસ, હાથી, ઘોડા ઘણાં આપનારો, ગૂઢ જ્ઞાનવાળો, સુમતિવાળો, ગંભિરસિંહનો પુત્ર, તેનું મન ચાહીને રાખનારી ચહુવાણી તથા ચાવડીજી સુદ્ધાંત તે ઇંદ્રનો વૈભવ લેવા ગયો.]

આ કુંવરને રમેશ્વર તળાવની પાળે અગ્નિદાહ દીધો હતો. એ સ્થળે તેના સ્મારક તરીકે છત્રી બંધાવી હતી. (જે હજી પણ હયાત છે એમ કહેવાય છે) એ છત્રી જોતાં પ્રજાજનોને પોતાના પ્રિય સદ્-ગત રાજકુમારનું સ્મરણ થતું હતું.

આ રાજકુમાર જીવતો હોય તો આવો લાચારીનો પ્રસંગ ન આવે એમ પ્રજા માનતી હતી. પરંતુ હવે શું? અત્યારે તો પોતાના શિરછત્ર સમો પોતાનો રાજા વૃદ્ધાવસ્થાના બહાના હેઠળ પોતાની જવા-બદારીમાંથી છટકી જવા માંગતો હતો. પ્રજાજનોનું અંતર આ વિચા-રથી કકળી ઉઠયું.

"ભલે ને તમે વૃદ્ધ થયા, તેથી શું? ભૂખ્યો તો પણ સિંહ! તમે વૃદ્ધ છો છતાં શૂરવીર છો! તમે નિશ્ચય કરીને બહાર પડો તો શી મજાલ છે એ મગતરાંની કે આપની સામે હામ ભીડે? કયાં ઇડરના મહારાણા અને કયાં મહુનો ઠાકોર? બાકી અમને રઝળાવવાનાં જ આપની મરજી હોય તો....."

નગરશેઠનો સાદ ગળગળો થઇ ગયો. તેનું હૃદય ભરાઇ આવ્યું.

"મહારાજ, કંઇક કૃપા કરો, તમારા છોરૂ સમાન આ રૈયતની ધા સાંભળો. તમે અમારી વ્હારે નહિં ધાઓ તો અમારૂં બીજું કોણ બેલી?" મહાજનના બીજા અગ્રેસરે વાત ઉપાડી લીધી અને 'બરાબર છે! બરાબર છે!' એવા ઉદ્ગારો પ્રજાજનોના મુખમાંથી નીકળવા લાગ્યા.

ભૂસ થઇ ચૂક્યું. રાજાના હૃદયમાં રામ વસ્યા. પ્રજાપાલનના કર્ત્તવ્યનું તેને ભાન થયું. જોતજોતામાં તેણે મનમાં સંકલ્પ કરી લીધો. પોતાના માથેથી તેણે પાઘડી ઉતારી અને તેને હાથમાં રાખીને પ્રજાજનો સાંભળી શકે તેવા સ્વરે તે બોલ્યો, " ચિંતા ન કરો, પ્રજાજનો ! હું ભગવાન સૂર્યનારાયણની સાક્ષીએ પ્રતિજ્ઞા લઉં છું કે તમારૂં દુઃખ હું જરૂર દૂર કરીશ. એ ઠાકરડાએ પકડેલાં માણસોને છોડાવીને અહીં સહીસલામત લઈ આવીશ. જયાં સુધી મારા પ્રજાજનોને મુક્ત ન કરાવું ત્યાં સુધી મારે આ પાઘડી બાંધવી હરામ છે ! "

મનમાં જ તેણે સંકલ્પ કર્યો, " જ્યાં સુધી ગોપાલસિંહને મારી ન નાખું ત્યાં સુધી આ પાઘડી કદી માથે નહિં મુકું ! "

પ્રજાજનોના દેખતાં જ તેણે પાઘડી પોતાના પડખે—નીચે મુકી દીધી અને ફાળિયું માથે બાંધી લીધું.

ચોગાનમાં ઉભેલા પ્રજાજનો પોતાના રાજવીની આ પ્રતિજ્ઞા સાંભળીને—તેનો દૃઢ નિશ્ચય જોઇને સંતોષ પામ્યા અને ' મહારાજાધિરાજનો જય ' ' વીર ગંભિરસિંહજીનો જય ' એવો જયધ્વનિ કરતા અને નગરશેઠની કાર્યકુશળતા માટે પ્રશંસાના ઉદ્‌ગારો કાઢતા ત્યાંથી વિખરાઇ ગયા.

### ૪. દંડાયા !

" ખાનાચંદ પારેખ ! હવે તો હૈયું હાથ નથી રહેતું. આ ભૂખે ટળવળતાં છોકરાં, આ બીકથી ફફડી મરતી બાયડીઓ અને પોચા મનના ડોસાઓનો કકળાટ નજરે જોયો નથી જતો. "

" ખરૂં છે, મોનજી મેતા ! તમારી વાત સોળેસોળ આના સાવ સાચી છે, પણ એમાં બીજો શો ઉપાય ? આપણે પડયા વાણિયા ભાઇ. નથી પાસે કંઇ હથિયાર કે... "

" હં, હં, જરા ધીરે બોલો. હથિયાર બથિયારની વાત અહીં રખે ઉચ્ચારતા. આ તો બહારવટે ચડેલો ગોપાલસિંહ ! આવી વાત એના

કાને પડશે તો તો આપણા બાર વાગી જશે. એક તો એ આપણા ઇડરના મહારાજા ઉપર ધુંધવાઈ રહ્યો છે, તેમાં વળી આવી વાત તે સાંભળી જાય તો તેના ક્રોધનો પાર નહિં રહે. એ તો એક ઘાને બે ટુકડા કરી નાંખે એવો છે! મૂળમાં તો તે ગંભિરસિંહજી ઉપર કોપે ભરાયો છે જ, તેમાં વળી આપણે ફાવે તેમ બોલીએ તો વાત વચકી પડે." પાનાચંદ પારેખે ચેતવણી આપી.

"તેથી જ જીભે તાળું માર્યું છે ને!" મોનજી મેતા બબડયા, "પણ હવે કંઇક માર્ગ કાઢવો પડશે કે નહિં? આમને આમ કેદી અવસ્થામાં કયાં સુધી સડયા કરવું?"

"જ્યાં સુધી ગોપાલસિંહ આપણને મુક્ત ન કરે ત્યાં સુધી." પાનાચંદ પારેખે ઠંડે પેટે જવાબ આપ્યો.

"પણ એ મુકત કરશે કયારે?" મોનજી મેતા અકળાયા.

"જ્યારે એને મનમાન્યો પૈસો મળશે ત્યારે. એ તો કહે છે કે હું કહું તેટલો દંડ આપો એટલે બધાને ખુશીથી જવા દઉં."

"પછી તમે શું ધાર્યું?"

"હું શું ધારૂં? તમે બધા મળીને દસ હજાર રૂપિયાનો માલ મેળવી આપો તો–"

"તમે કેટલા આપશો?" મોનજી મેતાએ વાત ચોકકસ કરવા માંડી.

"એક પાઇ પણ નહિં. મેં તો બધાની દયા ખાઇને વષ્ટી ચલાવી અને મહા મુશીબતે ગોપાલસિંહને સમજાવ્યો. બાકી એ તો વીસ હજારથી એક પાઇ પણ ઓછી લેવાની ના કહેતો હતો."

"ઠીક, ભાઇ ઠીક, એ તો અમે જાણીયે જ છીયે કે તમને પારકાને જતી કરતાં ઠીક આવડે છે." મોનજી મેતાથી ન રહેવાયું. પાનાચંદ પારેખની સ્વાર્થપટુતા ઉપર તેને તિરસ્કાર ઉપજ્યો.

'સાચું કહ્યું સગી માને પણ ન ગમે.' એ ન્યાયે પાનાચંદને મોનજીના આ શબ્દો ન ગમ્યાં. જાણે પોતાને જરાય લાગતું વળગતું ન હોય તેમ બેદરકારીથી તે બોલ્યો, "તમને એમ લાગતું હોય તો રહેવા દો. મારે કંઇજ જરૂર નથી. તમે જાણો અને તે જાણે. હું તો એને કહી દઉં કે આ તલમાંથી તેલ નીકળે એમ નથી."

મોનજી મેતાએ જોયું કે અત્યારે કોઇ પણ રીતે અહીંથી મુક્તિ મેળવ્યા વિના ચાલે તેમ નથી. પાનાચંદ ગમે તેવો સ્વાર્થપટુ છે, છતાં તેનામાં વાક્પટુતા પણ છે એટલે ગોપાલસિંહને સમજાવી શકે એવો એના જેવો બીજો કોઇ માણસ સંઘમાં ન હોવાથી હાલ તો તેને મોટા ભા બનાવી કામ કાઢી લેવાની જરૂર છે. દાવકું મોં રાખીને તેણે કહ્યું, "પાનાચંદભાઇ, એમ માઠું કાં લગાડો? તમે કહેશો તેમ કરશું. પણ અંહીં તો એક એક પળ એક એક ભવ જેવી લાગે છે."

"કાં? પાનાચંદ પારેખ? શું વિચાર કર્યો?" સત્તાવાહક સ્વરે પ્રશ્ન પૂછાયો.

મોનજી મેતાએ ચમકીને પાછળ જોયું તો એજ લુંટારો, જેણે આખા સંઘને કેદ કર્યો હતો! એને જોતાંજ મોનજી મેતાના હાજાં ગગડી ગયા! એણે આંખની ઇશારતથી પાનાચંદને સમજાવી દીધું કે તમારી સૂચના અમારે કબુલમંજુર છે!

"વિચાર બીજો શું હોય ગરીબપરવર! આપ આજ્ઞા કરો એ અમો માથે ચડાવી લઇએ." બને હાથ જોડીને પાનાચંદે ઉત્તર આપ્યો.

"ત્યારે લાવો અત્યારે જ દશ હજાર રોકડ કે દાગીનો જે હોય તે."

"મહારાજ મારી એક અરજ છે. અમારી પાસે જે હોય તે અત્યારે હાજર કરી દઇએ. બાકીનું ઈડર જઇને મોકલી દેશું." મોનજી મેતાએ ડરતાં ડરતાં અરજ કરી.

"એમ નહિં ચાલે. ખૂટતા અવેજ માટે આ પાનાચંદ પારેખ બાંહેધરી આપે તો પછી મને હરકત નથી."

પાનાચંદ વિચારમાં પડયો? જામીન થવું એ કંઇ સહેલી વાત છે? અંતે મોનજી મેતાએ પાનાચંદ પારેખને શાહજોગ હુંડી લખી આપવાનું કબુલ્યું અને એ હુંડીના આધારે પાનાચંદ બાંહેધરી આપવા તત્પર બન્યો. સંઘના દરેક માણસના દાગીના ઉતર્યા, રોકડ રકમ ભેગી થઇ, બાકીના અવેજની હુંડી લખાઇ અને પાનાચંદ પારેખની બાંહેધરી ઉપર ઈડરના વાણિયાનો સંઘ એ લુંટારા ગોપાલસિંહના પંજામાંથી છુટયો. સિંહના પંજામાંથી નાસી છુટેલા હરણ માફક છુટકારાનો દમ ખેંચીને એ સંઘ મૂઠી વાળીને દોડતો હોય તેમ બનતી ત્વરાએ ઇડરના પંથે પળ્યો.

## ૫ બાંહેધરી!

ભવનાથ મહાદેવ પાસેથી પસાર થનાર વટેમાર્ગુ વિચારમાં પડતો કે હાલમાં શ્રાવણ માસ ન હોવા છતાં મેળા જેવી ધમાલ અહીં કયાંથી? લોકો આવતા ને જતા, ભવનાથની પાળ પાસે હારબંધ તંબુઓ નજરે પડતા, અશ્વોની હણહણાટીથી વાતાવરણ ગાજી ઉઠતું, જંગલમાં મંગલ જણાતું.

શ્રાવણ માસમાં દરેક સોમવારે ભવનાથની ભૂમિ ઉપર મોટો મેળો ભરાતો, આસપાસના લોકોનો ત્યાં જબરો જમાવ થતો, આડે દહાડે શૂન્યકાર લાગતા સ્થળમાં નાનું ગામડું વસી ગયું હોય તેવો દેખાવ થઇ રહેતો. પરંતુ હમણાં તો ભર ઉનાળો હતો, વૈશાખ મહીનાનો તાપ તપતો હતો, એ વખતમાં ભવનાથ આગળ આ ધાંધલ શાની? વટેમાર્ગુના મનમાં તરતજ આ વિચાર ઉપસ્થિત થતો.

ઇડરનો રાજા આજે અહુ પાસે છાવણી નાંખીને પડયો હતો. મહાજનની ફરિયાદ પછી ગોપાલસિંહે વાણિયાને દંડયાની વાત પણ તેને કાને આવી હતી. ત્યાર પછી તો તેણે છડેચોક બહારવટું ખેડવા માંડયું. ઈડરના

ગામડાંઓ તેણે લુંટવા માંડયાં, નાનાં નાનાં ગામડાઓ ઉપર ગોપાલસિંહ પોતાના સાથીતો સાથે એકાએક ચડી આવતો, રક્ષણ વિનાના ગામડીઆઓના પેટમાં ફાળ પડતી, અને ઈડરના રાજાની બેદરકારી માટે બબડાટ કરી પ્રજાજનો જીવ બચાવવા માટે નાસી છુટતા. 'તમારા મહારાજને કહેવું હોય તો કહેજો કે ગોપાલસિંહનાં ગામ તમે માર્યા છે, તો હવે ગોપાલસિંહ તમારા ગામ ભાંગે છે' એમ કહીને, ધોળે દિવસે ધાડ પાડીને, લુંટફાટ કરીને ગોપાલસિંહ ચાલ્યો જતો, અને ઇડરનરેશના ગામડામાં ગોપાલસિંહના નામની ધાક બેસી જતી. આ સ્થિતિ ચાલુ રહે તો પોતાની સત્તા નબળી પડી જાય એવો ભય ઇડરનરેશના મનમાં પેદા થયો, તેણે એ ઉગતા શત્રુને દાબી દેવાનો નિશ્ચય કર્યો અને મોટા રસાલા સાથે મહુ ઉપર ચડી આવીને મહુ પાસે આવેલા ભવનાથના મંદિર પાસે મેલાણ કર્યું.

મહુ પાસે મેલાણુ કરવાનું ખાસ કારણ હતું. ઇડરનાં ગામડાંઓ લુંટીને ગોપાલસિંહ મહુના ડુંગરામાં ભરાઇ રહે છે એવી ભાળ ઇડરનરેશને લાગી હતી. સલામતીને ખાતર તેણે પોતાના કુટુંબકબીલાને પણ મહુના ડુંગરમાં જ રાખ્યો છે એવી બાતમી પણ તેને મળી હતી, ગોપાલસિંહને દબાવવા માટે આજ સ્થળ ઉત્તમ હતું. મહુના ડુંગરાથી થોડે દૂર ભવનાથનું ભવ્ય શિવાલય હતું ત્યાં મુકામ કરવાની સારી સગવડ હતી. આસપાસ જલાશય અને ઝાડનાં ઝુંડો હતાં તેથીજ છાવણી માટે ઇડરનરેશે આ સ્થળ પસંદ કર્યું હતું.

પોતાની પ્રજાને પીડનાર એ બહારવટિયાને એકદમ દાબી દેવાની પૂરતી તૈયારી સાથે તે અહીં આવ્યો હતો, પરંતુ મુકામ કર્યા પછી ધીરે ધીરે તેના વર્તનમાં શિથિલતા જણાવા લાગી, તેના માણસો સમજી ન શકયાં કે ઇડરનરેશ શું કરવા માગે છે!

એક દિવસ પ્રભાતના પહોરમાં તેની છાવણી આગળ બે ઘોડેસ્વાર આવ્યા. સૈનિકો વિચારમાં પડયા, "દામોદર બારોટ અહિયાં કયાંથી?"

ઇડરનરેશે વિજાપુરના બારોટ દામોદરને તેડી લાવવા માટે ખાસ માણસ મોકલ્યું હતું. બારોટ આવવાના ખબર મળતાં ગંભિરસિંહ જાતે તેને સામો લેવા આવ્યો અને સમિયાણામાં લઈ આવ્યો.

"કહો રાજન્! આમ એકાએક મારૂં શું કામ પડયું?"

"આપનું કામ તો અમને સદાય પડે. આપ તો સાક્ષાત શારદાના કૃપાપાત્ર, આપને વેણે ભલભલા મ્હાત થાય. જે કામ શૂરવીર યોદ્ધાથી ન થાય તે આપના એક વચને થઇ જાય." ગંભીરસિંહે મીઠા શબ્દોનો પ્રવાહ વહેવરાવ્યો.

બારોટ એટલે મહા ચકોર જાત. નાનપણથીજ અનેક રાજામહારાજાના પરિચયમાં આવનાર–જાતજાતના ગુણ અવગુણોનો અનુભવ મેળવનાર–જૂદા જૂદા સ્વભાવના મનુષ્યોના સંસર્ગમાં આવનાર બારોટ સામા માણસની વૃત્તિ સ્હેલાઇથી પારખી શકે છે. દામોદર બારોટે જોયું કે ગંભીરસિંહ ગરજનો માર્યો આજે પોતાની ખુશામદ કરી રહ્યો છે! તેણે પણ પોતાની વિદ્યા અજમાવવા માંડી.

"એ આપની મોટાઇ, બાકી અમે તો આપ જેવા રાજામહારાજાના આશ્રિત, આપની કૃપા વડે જીવનારા, આપ અમને મોટા કરી બતાવો એ આપની લાયકાત......"

ગંભીરસિંહે જોયું કે દામોદર બારોટ આડી વાતે ઉતરે છે! તેને તો પોતાનો સ્વાર્થ સાધવો હતો. તેણે મૂળ વાત છેડી.

"બારોટજી! ગોપાલસિંહે તો આજ કાલ બહુ ઉપાડો લીધો છે. ઇડર ગામે એના નામનો ત્રાસ પોકારાય છે......"

"એ પણ રજપૂત બચ્ચો જ છે ને" બારોટે વચમાંજ ઉદ્ગાર કાઢયા.

"રજપૂત એટલે ગરીબ માણસોને રંજાડે એમ?"

"એમ તો નહિં, પરંતુ જેવા સાથે તેવા થતાં તો તેને જરૂર આવડે."

"મારી પ્રજાએ તેનું શું બગાડયું છે?"

"પ્રજાએ નહિં તો આપે, એ ઠાકોરનું મહુ ગામ મારતી વખતે આપે કંઇ વિચાર કર્યો હતો? બારોટે તડ ને ફડ સંભળાવી દીધું.

ગંભીરસિંહે જોઇ લીધું કે બારોટ સાચી વાત કરતાં ડરે તેવો નથી. બારોટના કથનનો ઈન્કાર કરી શકાય તેમ નહોતું. પોતે જાતેજ ગોપાલસિંહને અન્યાય કર્યો હતો, વળી તેણે ફેરવી બાંધ્યું.

"એ મારી ભૂલ થઇ, દામોદર બારોટ! એ ભૂલ હું સુધારવા માગું છું."

"કેવી રીતે?"

ગોપાલસિંહનું મન મનાવીને, તેની સાથે મારે શત્રુતા છે એવી તેને શંકા હોય તો તે દૂર કરીને."

"તો તો બહુ સારી વાત." બારોટે ટુંકો ને ટચ ઉત્તર આપ્યો.

"પરંતુ એમાં આપની મદદની જરૂર છે. ગોપાલસિંહને આપ બોલાવી લાવો, રૂબરૂમાં તેના મનનું સમાધાન કરી નાંખીએ."

"અને એ ન આવે તો?"

"અરે, તમારાથી ન આવે એમ તે કદી બને?" ગંભિરસિંહે બારોટને છાપરે ચડાવવાનો યત્ન કર્યો.

"એ કેવી રીતે આવે, રાજન? જેને તે પોતાનો શત્રુ ગણતો હોય તેની પાસે સલામતીની ખાત્રી વિના તે કદિ આવે ખરો?"

"એ બાબતમાં તમે શું સૂચવો છો?

"બીજું શું સુચવું? એને કંઇ હરકત ન થાય એવી ખાત્રી થવા માટે કોઇની બાંહેધરી મળે તો કદાચ આવવા તૈયાર થાય." બારોટે માર્ગ સૂચવ્યો.

"ત્યારે આપજ આપની બાંહેધરી આપજો. બીજા કરતાં આપની બાંહેધરી ઉપર તેને વધુ વિશ્વાસ આવશે."

ગંભીરસિંહનું અંતર પારખવાનો યત્ન કરતી હોય તેમ બારોટની

આંખો તેના મુખ ઉપર ઠરી રહી, પરંતુ એ ચકોર બારોટ પણ પોતાના યત્નમાં નિષ્ફળ નીવડયો. ગંભીરસિંહની મુખમુદ્રા ઉપર ગંભીરતા સિવાય બીજું કંઇ નજરે પડતું નહોતું !

બારોટના મુખમાંથી શબ્દો નીકળી પડયા, "જેવી આપની ઇચ્છા."

## ૬ મન મનાવ્યું.

ભવનાથના મંદિરની પરસાળમાં આજે ડાયરો જામ્યો હતો. કસુંબાપાણીની તૈયારી થઈ રહી હતી. અરીણના બંધાણીઓ કયારે કસુંબા લેવાય તેની આતુરતાથી વાટ જોઈ રહ્યા હતા.

કસુંબો તૈયાર કરીને રાજસેવક સોનાની કટોરી ભરીને ગંભિરસિંહ પાસે લઇ આવ્યો. તેણે પ્રથમ દામોદર બારોટને તે આપવાનો ઇશારો કર્યો.

"કૃપાનિધાન ! પ્રથમ આપ અંજલિ ભરો, ત્યાર પછીજ ડાયરામાં તે ફેરવી શકાય." બારોટે સૂચના કરી.

"પરંતુ જયાં સુધી ગોપાલસિંહના મનનું સમાધાન ન થાય ત્યાં સુધી મારે કસુંબાપાણી હરામ છે" ગંભીરસિંહે આખા ડાયરાના સાંભળતાં પ્રતિજ્ઞા લીધી.

અરીણના બંધાણીઓને આ પ્રતિજ્ઞા ઝેર સમી થઇ પડી. તેઓ જાણતા હતા કે બહારવટે નીકળેલો ગોપાલસિંહ એમ તરતજ માની જાય તેવો નથી !

"ગોપાલસિંહજી !" દામોદર બારોટે તેને સમજાવવા માંડયો, "હવે ગઇ ગુજરી ભૂલી જાઓ, ઇડરનરેશનું એટલું માન રાખો."

"મારી કયાં ના છે ? બારોટજી ! પરંતુ એમના મનનું ઝેરવેર જયાં સુધી ઓછું ન થાય ત્યાં સુધી સમાધાન વ્યર્થ છે."

ગંભિરસિંહે જોયું કે ગોપાલસિંહ એકેક શબ્દ વિચારી વિચારીને ઉચ્ચારે છે !

"અરે એ શું બોલ્યો, ભાઇ ! તું તો મારૂં છોરૂં છે. મારે તારાથી

વ્હાલું બીજું કોણ છે? તને જોઉં છું અને મારો ઉમેદસિંહ યાદ આવે છે અને તેને જોયા જેટલોજ સંતોષ તને જોઇને થાય છે."

"તેથીજ તમે મને મહુમાંથી કાઢ્યો અને હજી પણ એની હકુમત ભોગવી રહ્યા છો!" ગોપાલસિંહે લાગ જોઇને સોગઠી મારી.

"એ મારી ભૂલ થઈ. તેથીજ તારૂં આટલું મેણું સાંભળવાનો વખત આવ્યો. મને કુબુદ્ધિ સુઝી. હવે તો પારાવાર પસ્તાઉં છું. મહુ તને પાછું સોંપી દેવા માટેજ તને અહિં બોલાવ્યો છે. ભાઇ, જે તારૂં છે તે તું પાછું લે, અને ગઇ ગુજરી ભૂલી જઇને મારા તરફ મીઠી નજરે જો, એટલે મારા જીવને નિરાંત થાય." ગંભિરસિંહ ગળગળો થઇ ગયો. તેની આવી દીનતા જોઇને આખો ડાયરો આશ્ચર્યચકિત બન્યો.

દામોદર બારોટના આશ્ચર્યનો પણ પાર રહ્યો નહિં. ગંભિરસિંહની આવી નમ્રતા જોઇને તેણે ગોપાલસિંહને ખૂબ સમજાવ્યો.

ગોપાલસિંહે જોયું કે મહુ પોતાને પાછું મળે છે, ઇડરનરેશની કૃપા અનાયાસે પ્રાપ્ત થાય છે, દામોદર બારોટનું પણ માન સચવાય છે; તેણે બારોટનાં વચનો કબુલ રાખ્યાં.

"જો એમજ હોય તો બારોટજીના માનને ખાતર અને આપના વચનના વિશ્વાસે હું ગઇ ગુજરી ભૂલી જાઉં છું અને એની નિશાની તરીકે આપની સાથે કસુંબો લેવા તૈયાર છું." ગંભિરસિંહને ઉદ્દેશીને તેણે આ વચનો ઉચ્ચાર્યાં અને કસુંબો લેવા માટે પોતાનો હાથ લંબાવ્યો. ગંભિરસિંહે પોતે ગોપાલસિંહને કસુંબો આપ્યો અને પછી તો આખા ડાયરામાં અમલ પાણીનો રંગ જામ્યો. જાણે કોઇ કોઇને કદી વેરજ ન હોય તેવું વાતાવરણ આખા ડાયરામાં ફેલાયું. દામોદર બારોટે ગંભિરસિંહને ધન્યવાદ આપ્યો કે "આપે ગોપાલસિંહનું ઠીક મન મનાવ્યું."

## ૭ કારભારાંનું કામણ.

વનવન ભટકતું ગોપાલસિંહનું કુટુંબ મહુમાં આવીને વસ્યું. મહુમાં પુનઃ ગોપાલસિંહની આણ વર્તાઇ.

ઇડરનરેશનું ગોપાલસિંહ પ્રત્યેનું વર્તન જોઇને બહુના પ્રજાજનો પણ નવાઇ પામ્યા. સૌ કોઇ એકજ શંકા કરતું, "ગંભિરસિંહમાં આવું પરિવર્તન ક્યાંથી ?"

પરંતુ એ શંકાનું સમાધાન થાય તે પહેલાં વળી બીજી વાત લોકોમાં ચર્ચાવા લાગી. લોકોએ ઉડતા ખબર સાંભળ્યા કે ગોપાલસિંહને ઈડર બોલાવી લાવવા માટે ગંભિરસિંહે માણસ મોકલ્યું છે.

અને એ ખબર સાવ સાચા ઠર્યા. ગંભિરસિંહ તરફથી એક ઘોડેસ્વાર સંદેશો લઇને આવ્યો હતો, 'તમારા વિના મને ખાવાનું પણ ભાવતું નથી, માટે તમે આ સંદેશો મળતાં તરત જ ઇડર આવજો' એમ ગંભિરસિંહે એ સ્વાર સાથે કહેવરાવ્યું હતું, અને ગોપાલસિંહની ખાત્રી થાય તે માટે પોતાની મહોરવાળો પત્ર પણ મોકલ્યો હતો.

ગોપાલસિંહ વિચારમાં પડયો. ઇડરનરેશ જેવો સમર્થ રાજવી પોતાના ઉપર આટલી કૃપાદૃષ્ટિ રાખે એ પોતાનાં અહોભાગ્ય જણાયાં. મળતો લાભ ન ગુમાવવો એવી તેની વૃત્તિ થઇ. ઈડર જવા તે તત્પર બન્યો.

\+ \+ \+ \+ \+

ઈડરમાં ગોપાલસિંહને આવ્યે ત્રણ માસ વીતી ગયા. એક દિવસ એકાએક તેણે રજા માગી.

"મહારાજ ! આપનો મારા ઉપર આટલો બધો ભાવ છે તે માટે ઉપકાર, પરંતુ હવે ઇડરમાં હું વધારે રહું તેમાં સાર નથી."

" કેમ ? અહીં કંઇ અગવડ જણાય છે ? " ગંભિરસિંહના પેટમાં ફાળ પડી કે રખેને ગોપાલસિંહ ઈડરમાંથી ચાલ્યો જાય !

" આપની કૃપાદૃષ્ટિ જેના ઉપર હોય તેને શી વાતની અગવડ હોય ? હું તો આપના પોતાના—આપના રાજ્યના હિતને માટે અહીંથી જવા માગું છું."

ગોપાલસિંહના આ વચનોનું રહસ્ય ન સમજાતું હોય તેવા ભા-

વથી ગંભિરસિંહ બોલ્યો, "તારી હાજરીથી મારા હિતને નુકસાન નહિં, પરંતુ ઉલટો લાભ જ છે."

" આપને લાભ હોય, પરંતુ બીજી કોઇ વ્યક્તિનું હિત બગડતું હોય તો ?"

" એવી વ્યક્તિ તે વળી કઇ છે ? "

" આપના પ્રધાન દુર્જનસિંહ !"

" હેં ! " ગંભિરસિંહે આશ્ચર્ય દર્શાવ્યું.

" જી હા, આપ મારા તરફ મમતા બતાવો છો, મારૂં સન્માન કરો છો, એ એને નથી રૂચતું. મારા તરફનો આપનો પક્ષપાત એને સાલે છે. એને ભય લાગે છે કે ઈડરનું કારભારૂં કદાચ એના હાથમાંથી ચાલ્યું જાય."

"એનો એ ભય સાચો છે." ગંભિરસિંહે ગંભિર મુખે એ વચનો ઉચ્ચાર્યાં અને ગોપાલસિંહના મુખ ઉપર શા ફેરફારો થાય છે તે લક્ષપૂર્વક જોવા લાગ્યો.

પરંતુ ગોપાલસિંહના મુખ ઉપર જરા પણ ફેરફાર થયો નહિ.

ગંભીરસિંહને ગોપાલસિંહના મનની વાત જાણવી હતી, પરંતુ એમાં એ નિષ્ફળ નિવડયો.

અંતે તેને પોતાનેજ બોલવાની ફરજ પડી. " ગોપાલસિંહ ! તારી લાયકાત અને પ્રવિણતા જોઇને હું તારા ઉપર પ્રસન્ન થયો છું. દુર્જનસિંહના ઉદ્ધત વર્તનથી હું કંટાળ્યો છું, તેની જોહુકમીથી ઇડરનું કારભારૂં લજવાય છે, તારા જેવાના હાથમાં રાજતંત્ર હોય તો તે શોભી ઉઠે."

ગોપાલસિંહ સાંભળી જ રહ્યો. એક અક્ષર પણ તેણે ઉચ્ચાર્યો નહિં.

" તને કદાચ આ વાત અશક્ય લાગતી હશે, દુર્જનસિંહે પોતાની સત્તાનાં મૂળ ઉંડાં ઉતાર્યાં છે એવું કદાચ તને લાગતું હશે—"

" લાગતું હશે શું ? એવું જ છે. આખું ગામ જાણે છે કે

દુર્જનસિંહના હાથમાંથી સત્તા છીનવી લેવા જતાં કંઇ કંઇ નવાજૂની થઇ જાય." ગોપાલસિંહના મુખમાંથી અનિચ્છાએ પણ આ શબ્દો નિકળી પડયા.

ગોપાલસિંહની માન્યતા પણ આવી હશે એવી કલ્પના ગંભિરસિંહને કદિ નહોતી આવી. દુર્જનસિંહને પ્રધાનપદે સ્થાપતી વખતે તેની દુર્જનતાનો પોતાની સ્વાર્થ સાધનામાં ઉપયોગ કરી લેવાની તેની વૃત્તિ હતી. એ દાનતથી જ તેણે દુર્જનસિંહને પ્રધાનપદે સ્થાપ્યો, પરંતુ 'યથા નામાઃ તથા ગુણાઃ' એ ન્યાયે દુર્જનસિંહ ખરેખર દુર્જન જ નીવડયો. રાજાએ આપેલી સત્તાનો ઉપયોગ પોતાની જ સ્વાર્થસાધનામાં તેણે કર્યો અને ધીરેધીરે એવી સત્તા જમાવી કે ઇડરનો ધણી તે પોતે જ હોય તેવી આપખુદી ચલાવવા માંડી. ગંભિરસિંહને આ સ્થિતિ અસહ્ય થઇ પડી, તેણે દુર્જનસિંહને દૂર કરવાનો વિચાર કર્યો, પરંતુ એણે ઇડરમાં એવો સબળ પક્ષ જમાવી દીધો હતો કે દુર્જનસિંહને જરા પણ છંછેડવા જતાં આખું રાજતંત્ર ખળભળી ઉઠે.

આવી મુશ્કેલીમાંથી કંઇક માર્ગ કાઢવા તે ફાંફાં મારી રહ્યો હતો, તેવામાં જ ગોપાલસિંહ બહારવટે નીકળ્યો. ગંભિરસિંહે તેનું મન મનાવીને છેવટે તેને ઇડરમાં રાખ્યો, તેના તરફ ખૂબ મમતા બતાવીને તેને પોતાના પક્ષમાં લીધો અને દુર્જનસિંહને દૂર કરવાના પ્રયાસમાં હોળીનું નાળિયેર બનાવવાનો મનસુબો રચ્યો. આજે લાગ જોઇને તેણે એ વાત છેડી.

"નવાજૂની ન થાય એવું કંઇ કરીયે તો?" ગંભિરસિંહે ધીરે ધીરે રહસ્ય પ્રકટાવવા માંડયું.

"એ કેવી રીતે?"

"જે ઝાડનાં મૂળ બહુ ઉંડાં ગયાં હોય તે ઝાડનું નામનિશાન ઉડાવી દેવા માટે તેને જડમૂળથી ઉખેડી નાંખવું જોઇએ!"

"પણ એ જ મુશ્કેલી છે ને? દુર્જનસિંહ જીવતો જાગતો

બેઠો છે ત્યાં સુધી તો તે કોઇથી પણ ગાંજ્યો જાય તેવો નથી. "

" ગોપાલસિંહ ! તમારા જેવા વીરનર એમ નાહિમત બને તે કેમ પોસાય ? "

" એમ તો દુર્જનસિંહ જેવા દસને હું પહોંચી વળું તેવો છું. પરંતુ મારે તેની સાથે નાહક દુશ્મનાવટ શા માટે કરવી જોઇએ ? "

" ઇડરનું કારભારૂં મેળવવા માટે ! " ગંભિરસિંહે લાગ જોઇને તીર ફેંક્યું અને તેની શી અસર થાય છે તે લક્ષપૂર્વક જોવા લાગ્યો.

" શું આપ આ સાચું કહો છો ? મને લાગે છે કે આપ મારી મશ્કરી કરી રહ્યા છો ! " ગોપાલસિંહને લાગ્યું કે ગંભિરસિંહ પોતાને તાવી જોવા માંગે છે !

" ગોપાલસિંહ ! તારી મશ્કરી તે કદી હોય ? તું તો મારા પુત્ર સમો. તારી ચડતી કળા જોવા હું ઉત્સુક છું, તારા હાથમાં ઇડરનું રાજતંત્ર સોંપવા આતુર છું, તને કારભારીની જગ્યાએ સ્થાપવા ઇચ્છું છું, માત્ર એક જ વાતની રાહ જોયા કરૂં છું. "

ગંભિરસિંહની પોતાના પ્રત્યેની આવી મમતા જોઇને ગોપાલસિંહ હર્ષ પામ્યો. આતુરતાથી તેણે પ્રશ્ન કર્યો, " શાની રાહ જુઓ છો ! "

" તેના મૃત્યુની ! "

ગોપાલસિંહ ચમક્યો. "એ તો આયુષ્યની વાત છે."

" પણ એ આયુષ્યનો અંત આણવાની જરૂર છે. "

" એ બાજી પ્રભુને હાથ છે. "

" ના, માણસ પણ એ કામ કરી શકે છે. "

ગોપાલસિંહ સમજ્યો, "ત્યારે આપની શી ઇચ્છા છે ?"

" એક ઘા અને બે કટકા! તારી તરવારના એક જ ઝાટકાથી તેને હતો ન હતો કરી નાંખ. "

ગોપાલસિંહ વિચારમાં પડયો. એક બાજુ માનવહત્યા અને બીજી બાજુ ઈડરનો કારભાર ! સત્તાના શોખે તે લોભાયો, તેના મુખમાંથી વચનો નીકળી પડયાં, "ઠીક છે, લાગ નહિં ચૂકું. "

## ૮ ચેતવણી !

ગોપાળસિંહ લાગ શોધ્યા જ કરતો હતો, પરંતુ દુર્જનસિંહની આસપાસ તેના પાશવાનોનું ટોળું ફર્યાજ કરતું અને તેની સામે આંગળી ઉંચી કરવાની પણ કોઇની હિંમત થતી નહોતી.

પોતાના કુંટુંબકબીલાની ભાળ કાઢવા માટે ગોપાલસિંહ મહુ જવા તત્પર થયો. ગંભિરસિંહે રાજવંશી શીરપાવ આપીને તેની જાહેર કદર કરી. દરબારીઓ ગંભિરસિંહના આ પક્ષપાતથી આશ્ચર્ય પામ્યા.

વાત આટલેથી જ અટકી નહિં. ગોપાલસિંહ મહુથી પાછો આવ્યો ત્યારે પણ ભર દરબારમાં ગંભિરસિંહે પોતાના સદ્‌ગત પુત્ર ઉમેદસિંહની સુવર્ણજડીત ઢાલ અને રત્નજડીત મૂઠવાળી તરવાર તેને બક્ષિશ આપી. દરબારીઓને લાગ્યું કે ગોપાલસિંહ તરફ આટલી બધી મમતા બતાવવાનું કંઇ ખાસ કારણ હોવું જોઇએ!

ગોપાલસિંહનો હર્ષ માતો નહોતો. આખો દિવસ એને પોતાની ભાવી ઉન્નતિના વિચારો આવતા હતા, અને ઇડરનું રાજતંત્ર હાથ કરવાને તે વધારે ને વધારે ઉત્સુક બનતો.

તેનો સસરો ટોડડાનો ઠાકોર પહાડસિંહ એ વખતે ઇડરમાં હતો. ગંભિરસિંહના વર્તન તરફ તે સદાય શંકાની નજરે જોતો અને ગોપાલસિંહ તરફના તેના વર્તનમાં પણ તેને કંઇ ઉંડો ભરમ જણાતો હતો. આજે પોતાના જમાઇને મળેલા અપૂર્વ માનથી તેના મનમાં હર્ષને બદલે શંકા થઈ. પોતાના જમાઇને ચેતાવવા માટે તે તેને ઉતારે આવ્યો.

ગોપાલસિંહ, તમે સમજુ છો, તમને કંઇ શીખામણ આપવી ન ઘટે, પરંતુ આપ જરા વધુ સાવચેત રહો તો સારૂં." પહાડસિંહે ચેતવણી આપી.

"પણ તમને બધાને આવી કુશંકાઓ કરવાનું ક્યાંથી સુઝે છે? માનવસ્વભાવ જ એવો હોય છે કે પારકાનું સારૂં દેખ્યું ખમાતું નથી." ગોપાળસિંહને એમ જ લાગતું હતું કે લોકો એની સત્તાની ઇર્ષા કરે છે!

"એ તો તમને જેમ ઠીક લાગે તેમ માની લ્યો. બાકી આખું ગામ કહે છે કે ગંભિરસિંહ કંઇ કારણ વિના કોઇને આટલો નવાજે નહિં."

"તમે પોતે શું માનો છે?"

"મારી તો ખાત્રી છે કે આમ કરવામાં તેની કંઇ ખાસ મતલબ હોવી જોઈએ."

"શા ઉપરથી એમ કહો છો?"

"આગળના દાખલાઓ ઉપરથી. એના ઘરની રીત જ એવી છે. જુઓ, ભવાનસિંહે ચાંદણીના ઠાકોર સૂરજમલને દગાથી માર્યો હતો, ઓઢાસણના ઠાકોર ખુમાણસિંહના કુંવર જયસિંહને પણ તેણે માર્યો હતો. બધા લોકો મને કહે છે કે તમારા જમાઇની પણ એવી જ દશા થશે." પહાડસિંહે ખુલાસો કર્યો.

ગોપાલસિંહ હસ્યો, "લોકો તો નવરા છે. ટીટોઇના ઠાકોર કનકાજીને ઇડરના દરબારથી વેગળો રાખ્યો, વાંકાનેરના ઠાકોર ધીરજીને પણ વેગળા રાખ્યા અને મને પણ એવો વહેમ બતાવીને વેગળો રાખવા ઇચ્છે છે! પણ હું એવો ભોળો નથી કે મારૂં પોતાનું હિત જતું કરૂં."

પહાડસિંહે જોયું કે ગોપાલસિંહ અત્યારે મધલાળમાં લપટાયો હોવાથી કોઇનું કહ્યું માને તેમ નથી.

જતાંજતાં તેણે કહ્યું "જેવી તમારી મરજી, પણ મારાં વચનો યાદ રાખજો અને ગંભિરસિંહથી સદાય ચેતતા રહેજો."

## ૯ ન જ સમજ્યો !

ગોપાલસિંનો સિતારો આમ દિવસે દિવસે અધિકાધિક ચમકતો જતો હતો તેવામાં તેને ખબર મળ્યા કે તેનાં માતુશ્રી રામશરણ થયાં છે. ગંભિરસિંહની રજા લઇને તે પોતાને વતન મહુ ગયો.

પોતાની માતુશ્રીના અંતકાળે પોતે હાજર ન થઇ શકયો તે માટે તેણે શોક દર્શાવ્યો, અત્યંત ભાવપૂર્વક અને ખૂબ ખર્ચ કરીને તેણે

તેની ઉત્તરક્રિયા કરી, અને બ્રાહ્મણોને દાનદક્ષિણા આપીને તથા નિરાધાર, અપંગ અને રંકજનોને અન્ન અને વસ્ત્રદાન આપીને સંતોષ્યા.

મહુમાં બેઠાં બેઠાં પણ તેને ઇડરના જ વિચારો આવતા હતા. તેની ઓરમાન મા, તેની ઠકરાણી અને તેની પ્રજાઃ સૌ કોઇની એવી ઇચ્છા હતી કે ઠાકોર હવે તો મહુમાં જ રહે તો સારૂં, પરંતુ ગોપાલસિંહ તો ઇડર જવાની તૈયારી કરવા લાગ્યો.

ઠકરાણીએ જાણ્યું કે આવતી કાલે તો પિયુ પરદેશ પધારશે. આજે ગમે તેમ કરી પોતાના પતિને સમજાવવાનો–તેને મહુમાં જ રોકવાનો તેણે નિશ્ચય કર્યો.

રાત્રે રંગ મહેલમાં પગ મુકતાં જ ગોપાલસિંહે જોયું કે આજ તો ઠકરાણાં ખૂબ ખીલ્યાં છે! યૌવનાવસ્થાના તનમનાટ અને અનુપમ સૌંદર્યથી ખીલી નીકળતી એ નવોઢા નારી સોળે શણગાર સજીને મઘમઘતાં સુગંધી પુષ્પોની માળા તૈયાર કરતી સ્વામીનું સ્વાગત કરવા અધીરી બની રહી છે!

"ઓહો! આજ તો ખૂબ રંગમાં આવી ગયાં છો!" ગોપાલસિંહે કટાક્ષ કર્યો.

"આવીયે જ તો! અમારા માથાના મુગટમણિની અમિદષ્ટિ અમારા તરફ હોય પછી રંગમાં કેમ ન હોઇયે?" ઠકરાણીનાં નયનો નાચ્યાં. એ નયનબાણ ભલભલા પુરૂષના હૃદયને વીંધવા સમર્થ હતાં, પરંતુ ગોપાલસિંહ? એને તો ઇડરના કારભારાંની લગની લાગી હતી. સત્તાનું શોખીન એનું હૈયું સ્નેહસૂનું થઈ ગયું હતું!

"પણ અમે તો બે દિનના મહેમાન." વચનોમાં બેદરકારી સ્પષ્ટ જણાતી હતી.

"અરે એમ તે થાય? અહિંથી તમને જવા જ કોણ દેશે!" ઠકરાણીના અંગે અંગમાંથી જેમ લાવણ્ય નીતરતું હતું તેમ તેના શબ્દેશબ્દમાંથી મીઠાશ ઝરતી હતી, પરંતુ એ મીઠાશ ઝીલવાને ગોપાલસિંહ ઉત્સુક નહોતો!

"કેમ મને કોણ અટકાવનારૂં છે?"

"અમે."

"પણ મારી ઇચ્છા ન હોય તો તમે શું કરી શકવાના છો?"

"સ્નેહબંધનમાં જકડી રાખીશું." ઠકરાણુાંના મુખ ઉપર હાસ્ય તરવરતું હતું.

"એવા સ્નેહબંધનથી બંધાય એ બીજા. રંગમહેલના રંગરાગ કરતાં મને સત્તાનો વિશેષ શોખ છે."

"પણ એવી વિનાશક સત્તામાં મિથ્યા કાં સપડાઓ છો? આખું ગામ કહે છે કે ઇડરનરેશ મેલા મનના છે. એ પેટમાં પેસીને પહોળા પગ કરનાર પ્રપંચી પુરૂષ છે......"

"ગમે તેવા તોપણ એ મારા મુરબ્બી છે. એની મમતાને લીધે તો આખા ઇડરમાં હું પૂજાઉં છું......"

"પરંતુ આપની પ્રજા એથી પણ વિશેષ ભાવપૂર્વક આપને પૂજે છે."

ઠકરાણુાંએ જાણ્યું કે હવે સ્વામી નિરૂત્તર બનશે, પરંતુ એને તો એક જ ધૂન લાગી હતી.

"એ બધું હશે, પરંતુ ઇડરના કારભારીની માનભરી પદવી....."

"એ પદવી તો પાંચ દિવસની. સ્વામી! જરા વિચાર તો કરો. કારભારી તો પણ રાજ્યના સેવક તો ખરાને? અહીંની પ્રજા તો આપને પોતાના પ્રભુ માને છે. મહુના તો આપ ધણી છો. ઇડરના કારભારી કરતાં મહુના ઠાકોરની પદવી વધારે સન્માનભરી છે."

"હશે, તમને એમ લાગતું હશે. હું તો ઈડર જવાનો અને ત્યાંનો કારભારી થવાનો. નાહક વિખવાદ કરવામાં શો સાર?" ગોપાલસિંહ કંટાળ્યો. તેણે પોતાની ઇચ્છા સ્પષ્ટતાથી જણાવી દીધી.

ઠકરાણુાંએ જાણ્યું કે ઠાકોર હઠે ચડયા છે. તેણે છેલ્લો ઉપાય અજમાવ્યો.

"નાથ! મારી આટલી વિનતિ માન્ય નહિં રાખો?*
હું ખોળો પાથરીને આપને વિનવું છું કે કૃપા કરી ઈડર જવાનો વિચાર માંડી વાળો, અહુમાં રહી પ્રજાને પ્રેમથી પાળો!"

ઠકરાણાંએ ખોળો પાથર્યો, કમળદંડ સમાન કોમળ હાથથી તેના ચરણને સ્પર્શી આર્જવતાથી વિનવી રહી–જાણે ઇંદ્રને વિનવી રહેલી કોઇ અપ્સરા!

પરંતુ ઠકરાણાંનું સૌંદર્ય, તેનાં મધુર વચનો, તેની આર્જવતા; એ સર્વ નિષ્ફળ નિવડયાં. ગોપાલસિંહે તેનો હાથ તરછોડી નાખ્યો.

"એ બધો ઢોંગ રહેવા દ્યો. આ ગોપાલસિંહ એવી વિનવણીથી પલળે તેવો નથી. મારો નિશ્ચય દૃઢ છે. અને તે બ્રહ્મા ઉતરી આવે તોપણ ફરનાર નથી."

ઠકરાણાંએ જોયું કે ઠાકોર કોઇથી સમજાવ્યા સમજે તેમ નથી. તેના અંતરમાંથી ઉંડો નિશ્વાસ નીકળી પડયો.

**૧૦ અપશુકન.**

'બાઇજી! હવે તો ધીરજ રહેતી નથી. એમનાથી ઈડરનો મોહ છોડી શકાતો નથી. કોઇનું કહેવું એ માનતા નથી."

"એવું જ છે બેટા! મેં તો બહુ સમજાવ્યા, પરંતુ ગમે તેવી તોપણ હું તેની સાવકી મા! એટલે હું વધારે કહું તો તેને નાહક શંકા આવે અને ઉલટી બાજી બગડે."

"ના. ના, બાઇજી, તમે ભલે સાવકી મા રહ્યાં, પરંતુ સગી મા કરતાં તમારૂં હેત ચડી જાય તેવું છે. અને હવે તો મારા સગાં સાસુને ઠેકાણે આપ જ છો ને? આપ જો મારી દયા નહિ ખાઓ તો બીજું કોણ ખાશે?" ઠકરાણાંએ વિનંતિ કરી.

ગોપાલસિંહનાં માતુશ્રી સ્વર્ગે સંચર્યા હતાં, તેની સાવકી માની મૂળથી જ તેના તરફ મીઠી નજર હતી. તેને પેટે એકે સંતાન થયું નહોતું, એટલે રજવાડામાં સામાન્ય રીતે ઉત્પન્ન થતા ઇર્ષાભાવનો

* જુઓ ચિત્ર.

તેનામાં સર્વથા અભાવ હતો. ઇડરનરેશના પ્રપંચી સ્વભાવ વિષે તેણે ખૂબ સાંભળ્યું હતું, અને એવા રાજવીની પ્રપંચજાળમાં રખેને ગોપાલસિંહ ફસાઇ પડે એવો ભય લાગતાં તેણે ગોપાલસિંહને ઇડર ન જવા ખૂબ સમજાવ્યો, પરંતુ પથ્થર પર પાણી! તે એકનો બે ન થયો!

સાસુવહુએ ખૂબ વાતો કરી, અનેક વિચારો કર્યા, પરંતુ એકે માર્ગ સુઝયો નહિં.

નિરાશાના વાદળમાં એકાએક આશાનો તારો ચમક્યો. "વહુજી! એક ઉપાય અજમાવી જોઇએ. એનાથી કદાચ એ અટકે તો અટકે."

સાસુએ વહુને કાનમાં વાત કરી. ઠકરાણાંના મુખ ઉપર પ્રસન્નતાનો ચમકારો થયો.

"બરાબર, એ ઉપાય સારો છે. એ વાર્યા નહિ રહે તો હાર્યા રહેશે."

સારાયે બહુ ગામની અવગણના કરીને ગોપાલસિંહ ઇડર જવા નિકળ્યો. એને તો કારભારાંના સ્વપ્નાં આવતાં હતાં!

દરબારગઢના દરવાજામાંથી બહાર નિકળતાં જ એક રાજસેવકે છીંક ખાધી. ગોપાલસિંહે વક્ર દ્રષ્ટિથી તેના તરફ જોયું. સેવક બિચારો ખસિયાણો પડી ગયો. તેને મરવા જેવું થયું.

જરા પણ અચકાયા વિના તે બહાર નીકળ્યો. માર્ગ ઉપર આવતાં જ એક પનિહારી એની નજરે પડી. કેવાં શુભ શુકન? તે મનમાં જ મલકાવા લાગ્યો.

પરંતુ આ શું? એ પનિહારી જેમજેમ નજીક આવતી ગઇ તેમ તેમ ગોપાલસિંહના મુખ ઉપર પ્રસન્નતાને બદલે વિષાદનાં ચિહ્નો જણાવા લાગ્યાં. એ પનિહારી હતી, પરંતુ શુકનવંતિ નહિં. ત્યારે?

એ સ્ત્રીએ ધારણ કરેલાં તમામ વસ્ત્રો કાળાં શ્યામ રંગનાં હતાં અને માથે પણ કાળું માટલું હતું. અધુરામાં પૂરૂં એ માટલાનો કાંઠો ફુટેલો હતો!

ફુટેલાં હાંલ્લાંમાં પાણી ભરી લાવનાર, કાળાં વસ્ત્રો ધારણ કરનાર આ સ્ત્રીનાં શુકન થતાં ગોપાલસિંહનો હર્ષ ઉડી ગયો. ગોપાલસિંહે પાછળ જોયું તો જણાયું કે તેના સેવકો ચાલતા અટકી ગયા છે!

"અન્નદાતા! જરા થંભી જાઓ! આવાં અપશુકન થાય ત્યારે આગળ ન વધાય." સેવકોએ વિનંતિ કરી.

"મૂર્ખાઓ નહિં તો! એવાં શુકન અપશુકન જોવા બેસીએ તો પાર ન આવે. શુકન જોવા બેસવું એ તો કાયરનું કામ છે. તમને શંકા રહેતી હોય તો તમે અહીં જ રહી જાઓ. મારાથી જરા પણ વિલંબ કરી શકાય તેમ નથી."

એટલામાં તો ઈડર જતા પોતાના માલિકને વળાવવા આવેલા મહાજને વાત ઉપાડી લીધી, "ન જવાય! અન્નદાતા, એમ ન જવાય. આવાં અપશુકન થવા છતાં આપ હઠ કરીને જાઓ તે ઠીક નહિં. આપને શુકનની દરકાર ભલે ન હોય, પરંતુ આમ જાણી જોઇને આવાં અપશુકને આપને જતા જોઇને અમને કેટલી ચિંતા થાય તેનો તો આપ વિચાર કરો!"

સેવકોની વિનંતિ અને મહાજનની શિખામણ એ બધુંય નિષ્ફળ નીવડયું. ગોપાલસિંહ તમામ હિતચિંતકોની અવગણના કરીને ઈડર તરફ રવાના થઇ ગયો.

\+ + + +

"બાઇજી! આપણી બાજી ધૂળ મળી. એ તો કેમે કર્યા ન અટકયા તે ન જ અટકયા."

"શું કરીએ, વહુજી! આપણે તો બધાય ઉપાય અજમાવી જોયા, મારી તો ખાત્રી હતી કે કાળાં વસ્ત્ર અને ફુટેલાં હાંલ્લાંવાળી સ્ત્રી સામી મળતાં, આવાં ખરાબ અપશુકન થતાં, તે જરૂર રોકાઇ જશે, પરંતુ એ બધી મહેનત નકામી ગઈ. હશે, પ્રભુઇચ્છા. હવે તો પ્રભુ તેને કુશળ રાખે એવી પ્રાર્થના કરીને મનમાં હિંમત રાખો."

ગોપાલસિંહની સાવકી માએ જાણી જોઇને જ આ અપશુકન થાય એવી ગોઠવણ કરી હતી. ગોપાલસિંહ દરબારગઢમાંથી બહાર નીકળે ત્યારે પ્રથમ આ સ્ત્રી કાળાં વસ્ત્રો અને કાંઠાતુટેલા કાળાં બેડાં સાથે સામી આવે એવી પ્રથમથી જ પેરવી કરીને એ રીતે ગોપાલસિંહના મનમાં અપશુકનની શંકા ઉપજાવીને તેને રોકવાની તેણે બાજી ગોઠવી, પરંતુ એ બાજી પણ અફળ ગઇ. ગોપાલસિંહે તો પોતાનું ધાર્યું જ કર્યું.

## ૧૧ આવતી કાલે !

દુર્જનસિંહની સત્તા તો દિવસે દિવસે વધુ પ્રબળ થતી જતી હતી. ગોપાલસિંહ ઘણીવાર ઇડરનરેશ સાથે એ સત્તાને નબળી પાડવાની વાત કરતો અને ઇડરનરેશ એક જ જવાબ આપતો, 'એ કામ તમને સોંપ્યું. ફાવે ત્યારે એ કાંટો માર્ગમાંથી દૂર કરજો.'

ઇ. સ. ૧૮૩૧ના મહા વદ તેરસને રોજ ગંભિરસિંહ મેરૂ જમાદાર નામના સિંધી સાથે કંઇક મસલત ચલાવી રહ્યા છે. બંનેના મુખ ઉપર કાળાં કર્મોની કારમી છાયા ફરી વળી છે. બંને ઉત્સુક છે—એક પોતાનું ધાર્યું કામ કરાવવા, બીજો એ કામ પાર પાડીને ધાર્યું ઇનામ મેળવવા !

" ત્યારે મેરૂ જમાદાર ! કાલે જરૂર ! જો જો હો, જરા પણ ગફલત ન થાય ! "

" અરે ગફલત થાય તો તો પછી થઇ જ રહ્યું ને, અન્નદાતા ! આ મેરૂ જમાદારનું હજી આપને પારખું નથી પડયું. "

જમાદાર ગયો એટલે ગંભિરસિંહે ગોપાલસિંહને બોલાવ્યો.

" ગોપાલસિંહ ! તમે તો કંઇ જ કરતા નથી. "

" શું કરવું છે, મુરબ્બી ? "

" હવે દુર્જનસિંહનું સાલ ક્યારે કાઢવું છે ? "

" લાગ આવે ત્યારે. એમ ઉતાવળે આંબા પાકે ? "

" હા, ધારીયે તો. હવે મારી ઇચ્છા છે કે કાલે જ એનું કાસળ કાઢી નાંખીયે.

" એ કંઈ ખાવાનું કામ નથી એને માટે બરાબર બંદોબસ્ત કરવો જોઇએ. "

" એ બધું ય હું કરી લઇશ. જુઓ કાલે શિવરાત્રી છે. એ બહાને એને કાલે મહેલમાં બોલાવીશું. તમે પોતે જેમ બને તેમ વહેલા આવજો અને પછી બરાબર રંગ જામે ત્યારે હું નિશાન કરૂં એટલે તેને પૂરો કરી નાંખજો. "

" એમાં મને નહિં કહેવું પડે, સુરબ્બો : "

" શાબાશ ! ત્યારે હવે કાલે સવારે–જેમ બને તેમ વહેલા ! " ગંભિરસિંહે ફરી સૂચના કરી અને ગોપાલસિંહ એના શબ્દોનું મનમાં ચિંતન કરતો ત્યાંથી ચાલી નિકળ્યો.

## ૧૨ એકજ થાળીમાં !

શિવરાત્રીનો શુભ દિન. ભોળા શંભુની જયન્તિનો એ પુણ્યદિવસ. એ પવિત્ર દિવસના પ્રાતઃકાળથી જ ભાવિક જનો પાર્વતિપતિના પવિત્ર નામસ્મરણ અને યશોગાનમાં લીન બની ગયા હતા, ત્યારે ગંભિરસિંહ કંઈ જૂદી જ પ્રવૃત્તિમાં પડયો હતો.

પ્રાતઃકાળમાં જ શય્યાનો ત્યાગ કરીને તે મેર જમાદારની રાહ જોવા લાગ્યો. કયારે સૂર્યોદય થાય અને મેર આવે ! તેના મનમાં અત્યારે મેરના નામનો જપ જપાતો હતો !

ભગવાન સવિતાનારાયણે પોતાના તેજસ્વી કિરણોની કળા પૃથ્વી ઉપર ફેલાવવાની પ્રવૃત્તિ આદરી દીધી. ઇડરનરેશને એ કળાનાં દર્શન ન રૂચ્યાં. એ તો મેર જમાદારના દર્શનનો જીજ્ઞાસુ હતો.

તેની ધીરજ ખૂટે તે પહેલાં જ મેર જમાદાર આવ્યો અને બધી તજવીજ બરાબર કરી દીધી છે એવી 'આલબેલ' પોકારી.

"ચાલો, આજે મારી પ્રતિજ્ઞા પરિપૂર્ણ થશે." ગંભિરસિંહ મનમાં જ બબડયો અને મેરૂને સૂચના આપવા લાગ્યો.

બંને વાતે વળગ્યા હતા તેવામાં એક રાજસેવકે ખબર આપ્યા કે ગોપાલસિંહ આવ્યા છે અને ડોઢીએ આજ્ઞાની રાહ જોઇને ઉભા છે.

"ઠીક છે, હથિયાર ડોઢિયે મુકાવીને આવવા દો." ગંભિરસિંહે આજ્ઞા આપી.

સેવકે ડોઢિયે આવીને આજ્ઞા સંભળાવી. નિત્ય નિયમ પ્રમાણે ગોપાલસિંહે પોતાનાં બધાં હથિયાર ઉતારી નાખ્યાં અને ડોઢિવાળાને સોંપી દીધાં. મહુના એ ઠાકોરે નિઃશસ્ત્ર બનીને મહેલમાં પ્રવેશ કર્યો. તેની સાથે તેનો સસરો પહાડસિંહ અને પોતાનાં બાર માણસો હતા.

ગંભિરસિંહે પ્રસન્ન ચિત્તે તેનો સત્કાર કર્યો, અને પોતાની પડખે જ બેસાડયો. ઇડરનરેશ તરફથી આટલું બધું સન્માન મળતું જોઇને ગોપાલસિંહ મનમાં મલકાયો.

મારવાડના જેસલમેરવાળાના ભાયાત–ઓશવાના ભાટી ઠાકોરની કુંવરી દોલતકુંવરબા ગંભિરસિંહની વડી રાણી હતી. આ વડી રાણીના મહેલના દિવાનખાનામાં આજે ઇડરનરેશે ગાદી તકિયાની બિછાયત કરાવીને બેઠક જમાવી હતી.

ગોપાલસિંહ ગંભિરસિંહને પડખે બેઠો, તેની સાથે આવેલા તેના બાર માણસો દૂર એક ખૂણામાં બેઠા. તેનો સસરો પહાડસિંહ આંટા-ફેરા મારવા લાગ્યો.

પહાડસિંહને ગંભિરસિંહનું વર્તન વિચિત્ર લાગતું હતું, ગોપાલસિંહ તરફના તેના અતિપ્રેમમાં પણ કંઇ ભેદ જણાતો હતો. ગોપાલસિંહ ગમે તેમ તોપણ પોતાનો જમાઇ હતો, પોતાની પુત્રીનો જીવન આધાર હતો. એના જીવનમાં જ પોતાની પુત્રીનું સુખસર્વસ્વ સમાયું હતું. એ જીવન કોઇના દ્વેષ કે કપટનો ભોગ ન થઇ પડે તે માટે જ્યારે જ્યારે ગોપાલસિંહ બહાર જાય ત્યારે ત્યારે તે તેની સાથે જતો

અને આસપાસની હિલચાલ ઉપર લક્ષપૂર્વક નજર રાખતો. આટલા માટે જ અત્યારે તે એક સ્થળે બેસી જવાને બદલે આંટાફેરા મારતો હતો.

ઇડરનરેશે આડીઅવળી વાતો કરી, ગોપાલસિંહની હાજરીથી પોતાને થતો અવર્ણનીય આનંદ પ્રદર્શિત કર્યો અને તેના અભ્યુદય માટે પોતાની ઉત્સુકતા દર્શાવી.

ગોપાલસિંહના મનમાં દુર્જનસિંહના જ વિચારો આવતા હતા. આજે તો એનો ઘાટ ઘડવાનો હતો, એ કાર્ય માટે તો ગંભિરસિંહે પોતાને વહેલો બોલાવ્યો હતો, છતાં દુર્જનસિંહ કાં નજરે ન પડે?

"મહારાજ! દુર્જનસિંહ કેમ દેખાતા નથી?" ધીરજ ન રહેતાં તેણે પ્રશ્ન કર્યો.

"હું પણ એ જ વિચારમાં છું." ગંભિરસિંહે ઠાવકું મ્હોં રાખીને ઉત્તર આપ્યો.

"એ ચેતી તો નહિ ગયો હોય?" ગોપાલસિંહે શંકા ઉઠાવી.

"અરે એને જરા પણ વહેમ ન પડે એવી સાવચેતી રાખતાં મને આવડે છે. આપણે હમણાં જ તેને બોલાવવા માણસ મોકલીએ. અરે કોણ છે હાજર!"

તરત જ અંદરના ખંડમાંથી એક જમાદાર આવી હાજર થયો અને મુજરો કરીને બંને હાથ જોડી આજ્ઞાની રાહ જોઇ રહ્યો.

"જમાદાર! તમે પોતે જાઓ અને દુર્જનસિંહને સત્વર બોલાવી લાવો. કહેજો કે અતિ અગત્યનું કામ છે." આ શબ્દો ઉચ્ચારવાની સાથે તેણે પોતાની આંખનો એવો ઇશારો કર્યો કે તરત જ જમાદાર તેના અંતરની વાત પારખી ગયો હોય તેવું નેત્રપલ્લવીથી જણાવી 'જી હુઝુર' કહીને ત્યાંથી ચાલ્યો ગયો.

ફરી ગંભિરસિંહ અને ગોપાલસિંહ વાતે વળગ્યા. એવામાં એક વડારણ આવીને ભોજનનો થાળ ત્યાં મુકી ગઇ.

પહાડસિંહ ચમકયો. ભોજનનો થાળ અહિં કેમ ?

"ગોપાલસિંહ ! તને જોઉં છું અને મને મારો વ્હાલો કુમાર ઉમેદસિંહ યાદ આવે છે. તેના જેટલું જ હેત તારા ઉપર ઉભરાય છે. હવે તો તું જ જાણે મારા કુંવરને ઠેકાણે. આજે મહાશિવરાત્રીનો મહોત્સવ હોવાથી આપણે એક જ પાત્રમાં જમીએ એવી મારી ઇચ્છા છે." ગંભિરસિંહે હેતનો ઉભરો ખાલી કર્યો.

પહાડસિંહે આ સાંભળ્યું. રખેને ભોજનમાં વિષપ્રયોગ હોય ! ગંભિરસિંહની નજર ચૂકવીને તેણે પોતાના જમાઇને નેત્રપલ્લવીથી ચેતવણી આપી કે "સાવધાન !"

## ૧૩ પહાડસિંહ પસાર !

એક જ પાત્રમાં જમવું ? સામાન્ય કોટીના મનુષ્યોને તેમાં જરા ય વાંધો કે શંકા હોતી નથી. પરંતુ રાજવંશીઓ, રાજકારભારીઓ, રાજસેવકો એમને એ વસ્તુ બહુ વિચારવા જેવી થઇ પડે છે, કારણ કે દુર્ભાગ્યે એમાં જ તેઓનું મોત નિર્માણ થયું હોય છે !

ગોપાલસિંહને પણ એ જ વિચાર આવ્યો. તેના સસરાએ કરેલા ઇશારાથી એ વિચારને પુષ્ટિ મળી. શું કરવું ? ના કહેવી ? જે માણસ પોતાના તરફ આટલો બધો પ્રેમ રાખે છે તેના સ્નેહભર્યા સત્કારની અવગણના કરવી ? એમ થાય તો સ્નેહબંધન છૂટી જાય, ભાવી ઉન્નતિનો આશાકોટ તૂટી જાય !

એ નિર્ણય કરી શકે તે પહેલાં તો ગંભિરસિંહે એ જ થાળીમાં પીરસેલું પકવાન ખાવા માંડયું. હવે વિચાર કરવા જેવું શું હતું ? ખુદ ઇડરનરેશ જે વસ્તુ ખાતો હતો તે વસ્તુ ખાવામાં આનાકાની કેમ કરી શકાય ? ગોપાલસિંહે પણ એ ભોજનને ઇન્સાફ આપવા માંડયો.

પહાડસિંહ જોઇ જ રહ્યો. ઇડરનરેશ જેવો રાજવી ગોપાલસિંહ જેવા નાના ઠાકોરને પોતાની સાથે એક જ થાળીમાં જમાડે એ ઓછા આશ્ચર્યની વાત નહોતી. ગંભિરસિંહનું અંતર તે પારખી ન શકયો.

ગંભિરસિંહ હોંસપૂર્વક વાતો કરતાં કરતાં પોતે ખાતો હતો અને ગોપાલસિંહને આગ્રહ કરીને ખવરાવતો હતો. ગોપાલસિંહ ને તો આજે સોનાનો સૂરજ ઉગવા જેવું થયું.

ભોજન પુરૂં થયું એટલે વડારણ મુખવાસની ઉમદા વસ્તુઓથી ભરેલો સુવર્ણથાળ ત્યાં મુકી ગઇ.

મુખવાસ લેતાં લેતાં જ ગોપાલસિંહે દુર્જનસિંહને યાદ કર્યો. ગંભિરસિંહ ઉંડા વિચારમાં પડી ગયો હોય તેમ બોલ્યો, "કોણ જાણે આજે આમ વિલંબ કેમ થાય છે. એ બીજાજી પુતળાંને મેં આપેલી સત્તાથી બહુ અભિમાન આવી ગયું છે. એ સત્તા આજે તેના હાથમાંથી ઝુંટવી લઇને તને સોંપી દઇશ ત્યારે જ અમલમાં આંધળા થયેલા એ દુર્જનનું અભિમાન ઉતરી જશે, અને પછી–પછી તો તને ખબર જ છે ને!" આ છેવટના શબ્દો ઉચ્ચારતાં ગંભિરસિંહે તરવાર તરફ આંગળી ચીંધી.

ગોપાલસિંહ સમજી ગયો કે ગંભિરસિંહ એ તરવારથી દુર્જનસિંહને પૂરો કરી નાંખવાનું સૂચન કરે છે.

રૂધિરસનું ઠસકું આવ્યું હોય, થુંકવા માટે બહાર જતો હોય તેમ ગંભિરસિંહ ગાદી ઉપરથી ઉઠીને અંદરના ખંડમાં ગયો.

પહાડસિંહની ડાબી આંખ ફરકી. તેનું અંતર કંઇ માઠા પરિણામની આગાહી કરવા લાગ્યું. તેના આત્મામાંથી ધ્વનિ નીકળ્યો, 'અહીંથી નાસી છુટ.'

ધીરે રહીને તે ગોપાલસિંહ પાસે આવ્યો. ગંભીરસિંહ જે બારણામાંથી ગયો તે બારણા ઉપર બરાબર નજર રાખીને પોતાના જમાઇના કાનમાં તેણે કહ્યું, "ગોપાલસિંહજી! હજી પણ મારૂં કહ્યું માનો, મને તો આ અતિ વિવેકમાં પણ કંઇક કારસ્થાનના અશુભ ચિહ્નો જણાય છે. મારો અંતરાત્મા તો પોકારી પોકારીને કહે છે કે આજે આ સ્થળેજ આપણા બંનેનો વધ થશે, ગંભિરસિંહ જરૂર આપણને મારશે."

ગોપાલસિંહ ચીડાયો, "અરે ભલા માણુસ! અહીં પણ તમને એ જ વાત કરવાનું સુઝે છે? સગા દીકરા કરતાં મારા તરફ વધારે મમતા બતાવનાર માટે તમને આવા હલકા વિચારો કેમ આવે છે? મને લાગે છે કે તમારા મનમાં ખોટો વહેમ આવી ગયો છે."

"ખરી વાત અત્યારે તમારા માનવામાં નહિં આવે, કારણ તમે એના ઢોંગ ધતુરાથી છેતરાઇ ગયા છો. તમને ખબર નથી કે 'દગલબાજ દુના નમે, ચિત્તા ચોર કમાન!' દુર્જનસિંહને મારવાની વાત તો બનાવટી લાગે છે, ક્યાંક તમે પોતે લાગમાં આવી જશો. તમે મારા જમાઇ છો એટલે આટલો આગ્રહ કરૂં છું. કંઇ નહિં તો મારી ચૌદ વર્ષની પુત્રી તમને પરણાવી છે તેના ભવિષ્યનો તો વિચાર કરો!"

"તમારે જવું હોય તો ખુશીથી જાઓ, હું તો આ સ્વાગત અને સન્માનને નહિં તરછોડી શકું. આજે તો મારો ભાગ્યોદય સાધવાની અનુપમ તક છે."

"જેવી તમારી મરજી. હું જરા બહાર જઇ હુક્કો પી આવું."

પહાડસિંહ હુક્કો પીવા માટે બહાર ચાલ્યો ગયો.

ગંભિરસિંહ દિવાનખાનામાં આવ્યો ત્યારે તેણે જોયું કે પહાડસિંહ ત્યાં નથી!

"તારા સસરાજી ક્યાં?" પ્રશ્નમાં જીજ્ઞાસા હતી.

"હુક્કો પીવા ગયા છે." ગોપાલસિંહે સહજ ઉત્તર આપ્યો.

"ભલા માણુસને! એમાં બહાર શા માટે જવું પડે? મારી આમન્યા બીજા ભલે રાખે, પરંતુ એ તો તારા સસરા એટલે મારે પણ વડીલ સમા; મારી અદબ રાખવાની તેને જરૂર ન હોય. લાવ, હું જ તેમને બોલાવીને તેમની શરમ ભાંગી નાખું."

ગોપાલસિંહ તરફ નજર કર્યા વિના ગંભિરસિંહ બહાર આવ્યો. જુએ તો પહાડસિંહ ન મળે! તેનો આનંદ ઉડી ગયો.

તેણે મહેલના ચોગાનમાં તપાસ કરાવી, પણ પત્તો ન મળ્યો. તેના ઉતારે માણસ મોકલ્યું તો જણાયું કે એ તો હમણાં ઘોડેસ્વાર થઇને બહાર ગયા. ગંભિરસિંહની ખાત્રી થઇ ચૂકી કે પહાડસિંહ પસાર થઇ ગયો છે!

## ૧૪ અત્તરની શીશી.

ડોઢીયે બેઠેલા સ્વારોને તેણે ધમકાવ્યા, "મૂરખાઓ! આટલું પણ ભાન નથી રાખતા? ખબરદાર હવે મારી રજા વિના એક ચકલું પણ ફરકવા દીધું છે તો!"

પોતાના રોષને ત્યાં જ રહેવા દઇને શાંત મુખમુદ્રા ધારણ કરીને તે ગોપાલસિંહ પાસે આવ્યો. ગાદી ઉપર બેસતાં બેસતાં તે બોલ્યો, "બહુ જ શરમાળ માણસ. હુક્કો પીવા માટે છેક ઉતારે ગયા લાગે છે."

પુનઃ બંને આડીઅવળી વાતે વળગ્યા. ગોપાલસિંહે બેચાર વખત દુર્જનસિંહને સંભાર્યો, ગંભિરસિંહે બેચાર વખત દુર્જનસિંહની બેદરકારી વિષે બળાપો કર્યો, પરંતુ ન મળે દુર્જનસિંહ કે ન મળે તેને બોલાવવા ગયેલો મેરૂ જમાદાર!

"અરે કોણ છે હાજર!" તેણે આજ્ઞા કરી.

તત્કાળ એક હજુરીઓ હાજર થયો અને પ્રણામ કરીને આજ્ઞાની રાહ જોઈ રહ્યો.

"ઉપરથી જરા અત્તરની શીશી લાવ તો!" રાજાએ આજ્ઞા કરી.

સેવક ગયો, મઘમઘતા અત્તરની શીશી લઇ આવ્યો અને તેના ચરણે ધરી.

એ શીશી જોતાં જ તે તાડુકી ઊઠયો, "અરે આવી તે શું લાવ્યો? મુરખા, તને આદમીની ગતાગમ જ નથી!"

સેવક પાછો મેડી ઉપર ગયો અને બીજી શીશી લઇ આવ્યો. એ પણ ગંભિરસિંહને પસંદ ન પડી. ત્રીજીવાર સેવક ઉપર જઇને નવી શીશી લઇ આવ્યો, એ પણ ન ગમી. ચોથી, પાંચમી, છઠ્ઠી એમ

સાત આઠવાર અત્તરની નવી નવી શીશી આવી, પરંતુ એકે શીશી ગંભિરસિંહને પસંદ ન પડી.

તે બબડયો, "આપ મુઆ વિના તે કદી સ્વર્ગે જવાતું હશે ? જા, તું તારૂં કામ કર. હું જાતે જ ઉત્તમ જાતના અત્તરની શીશી લઇ આવું છું.'

સેવક બિચારો ખીસિયાણો પડીને ત્યાંથી ચાલ્યો ગયો.

અત્તરની શીશી જેવી નજીવી ચીજ માટે જાતે મેડી ઉપર જનાર આ રાજવીનાં નિરભિમાનીપણાની મનમાં જ પ્રશંસા કરતો ગોપાલસિંહ દાદર તરફ જતા ગંભીરસિંહ તરફ કુતૂહલભરી દૃષ્ટિથી જોઇ રહ્યો !

## ૧૫ દગો ! દગો !

સીડીના પગથિયાં ઉપર ધબધબ અવાજ કરતો ગંભિરસિંહ મેડી ઉપર ગયો અને દાદરો બંધ કરી દીધો.

મેડીની બારીમાંથી તેણે રાડ પાડી, "મેરૂ જમાદાર ! સાવધાન ! એ જીવતો જશે તો તારૂં માથું વાઢી નાંખીશ."

ધબોધબ ચારે તરફનાં બારણાં બંધ થવા લાગ્યાં અને મેરૂ જમાદાર પોતાના હથિયારબંધ માણસો સાથે દિવાનખાનામાં ધસી આવ્યો.

ગોપાલસિંહ ચમક્યો. આ શું ? "દુર્જનસિંહ કયાં ?" તેના મુખમાંથી સહજ પ્રશ્ન નીકળ્યો.

"જહન્નમમાં !" જમાદારે જવાબ આપ્યો, "અત્યારે તો તું જ દુર્જનસિંહ એમ માની લે અને તારા પ્રભુને સંભાળી લે !"

"દગો ! દગો ! ઓ પ્રભુ !" ગોપાલસિંહના મુખમાંથી ઉદ્‌ગારો નીકળી પડયા.

"ખબરદાર ! અમારા માલિકને આંગળી પણ અડાડી છે તો !" ગોપાલસિંહના બાર માણસો તેની વ્હારે ધાયા અને ચોમેરથી તેને ઘેરી લીધો.

ગોપાલસિંહની આસપાસ મનુષ્યોનો મજબુત કોટ બની રહ્યો, એ કોટને ભેદયા વિના ગોપાલસિંહનો સ્પર્શ પણ કરી શકાય તેમ નહોતું.

" આવી જાઓ જેની માએ શેર સુંઠ ખાધી હોય તે ! અમે જીવતા છીએ ત્યાં સુધી કોઇની મગદૂર નથી કે અમારા અન્નદાતાનો વાળ પણ વાંકો કરી શકે ! " ગોપાલસિંહના એક માણસે ત્રાડ મારી અને રોષે ભરાયલા વિકાળ વાઘની માફક શત્રુને પૂરો કરવા તે ટાંપી રહ્યો.

એજ ક્ષણે ધડીંગ ધડીંગ ધડીંગ કરતી બંદુકો ફુટી અને ગોળીઓ છૂટી. એ ગોળીઓએ ગોપાલસિંહને ઘેરીને ઉભા રહેલા તેના સેવકોને વીંધી નાખ્યા.

ગોળી વાગવા છતાં હિમાલયની માફક અચળ ઉભા રહેલા એ શૂરવીરોએ પડકાર કર્યો, " બાયલાઓ ! દૂર ઉભા ઉભા નિઃશસ્ત્ર મનુષ્યો ઉપર ગોળીઓ ચલાવવામાં શી બહાદૂરી બતાવો છો ? ભડના દીકરા હો તો આવી જાઓ ખાંડાના ખેલ ખેલવા કે દ્વંદયુદ્ધ કરવા ! "

પરંતુ તેમના શબ્દો સાંભળીને પાનો ચડે તેવો કોઈ ખરો રજપૂત બચ્ચો ત્યાં હાજર નહોતો. ત્યાં તો નાણાથી મૂલવી લીધેલા અને પેટને માટે વેઠ કરનારા સિપાઇઓ હતા, દ્વંદયુદ્ધને બદલે પ્રપંચયુદ્ધ કરવામાં પ્રવીણ પુરૂષો હતા !

પુનઃ બંદુકમાંથી ઉપરાઉપરી ગોળીઓ છૂટી અને એ માનવદુર્ગને વીંધીને આરપાર નીકળી ગઇ. ગોપાલસિંહના સેવકો નિશ્ચેતન બનીને ધરણી ઉપર ઢળી પડયા.

મહુના ઠાકોરના મુખમાંથી એક ચિત્કાર નીકળી પડયો. તેના માણસને વીંધીને આરપાર નીકળેલી એક ગોળીએ તેને પોતાને પણ ઘાયલ કર્યો હતો !

મેડી ઉપરની બારીમાંથી કોઇએ ડોકિયું કર્યું. ગોપાલસિંહે જોયું કે ગંભિરસિંહ અટ્ટહાસ્ય કરી રહ્યો છે !

## ૧૬ બે તરવાર !

"મુરબ્બી ! આ શું ? આવી રીતે વિશ્વાસ કરતાં આપને કંઇ વિચાર થતો નથી ? " ગોપાલસિંહે વ્યથિત ચિત્તે ગંભિરસિંહને પ્રશ્ન કર્યો.

ઇડરની વાણિયણોને પકડતી વખતે તેં કંઇ વિચાર કર્યો હતો ?" ગંભિરસિંહે સામો પ્રશ્ન કર્યો અને પુનઃ ભયંકર અટ્ટહાસ્ય કર્યું.

" પરંતુ મારા પ્રત્યે આવું વર્તન ચલાવવું આપને ઘટે છે ? "

" અને મારા પ્રજાજનો પ્રત્યે નિર્દય વર્તન ચલાવવું તને ઘટતું હતું ? " ગંભિરસિંહે કટાક્ષ ભર્યો સામો પ્રશ્ન કર્યો.

એ કટાક્ષ તીરની માફક એના અંતરમાં ખુચ્યો.

વનવગડામાં તેણે લૂટેલા ઇડરવાસીઓ તેની નજર સામે ખડા થયા હોય, મહુના કીલ્લામાં ભૂખ, તરસ અને ભયના માર્યા ત્રાસી ગયેલાં અને મુક્તિ માટે વલખાં મારતાં એ સ્ત્રીપુરૂષો તેની આવી દારૂણ દુર્દશા જોઇને તેની હાંસિ કરી રહ્યા હોય એવી તેને ભ્રાંતિ થઇ. તેનો દેહ કંપી ઉઠયો. તેના મુખમાંથી એક અક્ષર પણ ન નીકળ્યો.

" ગોપાલસિંહ ! આ બધી ગોઠવણ દુર્જનસિંહને મારવા નહિં, પરંતુ તને ફસાવવા માટે છે. મારી પ્રજાને રંજાડનાર ગોપાલસિંહને ન મારૂં ત્યાં સુધી પાઘડી માથે ન મુકું એવી મેં પ્રતિજ્ઞા લીધી હતી. આજે મારે એ પ્રતિજ્ઞા પૂર્ણ કરવી છે."

ગોપાલસિંહે જોયું કે ગંભિરસિંહ, પોતે ધારતો હતો તેવો વાત્સલ્યભાવભર્યો સુરખી નથી, પરંતુ પ્રપંચમાં પૂરો નરપિશાચ છે !"

"કરો, ખુશીથી પ્રતિજ્ઞા પૂર્ણ કરો, પરંતુ કાયર પુરૂષની માફક નહિં. નિઃશસ્ત્ર મનુષ્ય ઉપર ઘા કરવો એ બીકણ, બાયલાનું કામ છે. શૂરા ક્ષત્રિયને એ ન છાજે." ગોપાલસિંહ મરણીયો બન્યો.

"એમ છે ? તો લે આ એકને બદલે બે તરવાર ! હજી પણ જે જોર કરવું હોય તે કરી લે."

ગંભિરસિંહે બારીમાંથી બે તરવારો ગોપાલસિંહ તરફ ફેંકી. દિવાનખાનાની જમીન ઉપર પડતી એ તરવારોનો રણકાર વાતાવરણમાં ગાજી રહ્યો !

## ૧૭ ભટિયાણીને શરણે !

ચિત્તો પોતાના શિકાર ઉપર ચોટ મારે તેમ બંદુકની ગોળીથી ઘવાયલા—લોહીથી ખરડાયલા ગોપાલસિંહે નિમિષ માત્રમાં બંને તરવારો ઉપાડી લીધી, અને પોતાના બંને હાથથી તેને હવામાં તોળી જોઇ.

ગંભિરસિંહે જોયું કે આ એક મરણિયો સો, જણાને મારશે ! તેણે મેર જમાદારને આંખનો ઇશારો કર્યો.

ક્ષણમાત્રમાં તમામ બંદુકો તેના તરફ તાકવામાં આવી. ગોપાલસિંહે આ જોયું. બંદુકની ગોળી આગળ પોતાની તરવારો નકામી જણાઇ. તેના હાથ હેઠા પડયા.

મોત તેની સામે ડાચીયાં કરી રહ્યું હોય, પોતાની સામે સાક્ષાત્ યમદૂતો ઉભા હોય, પોતાની જીવનલીલા ઉપર પડદો પડી રહ્યો હોય એવી ભયંકર ભ્રમણા તેને થવા લાગી. હવે તેને પોતાની ભૂલ સમજાવા લાગી, ગંભિરસિંહ જેવા પ્રપંચી પુતળાંની કપટજાળમાં ફસાવાની પોતાની મૂર્ખતા ઉપર તિરસ્કાર ઉપજ્યો, પોતાની અપર માના અને પત્નીના આગ્રહની અવગણના કરવા માટે આંતરિક વેદના થવા લાગી, પહાડસિંહની સાચી સલાહ ન માનવા માટે પારાવાર પશ્ચાતાપ થયો, પરંતુ એ રાંડયા પછીનું ડહાપણ શા કામનું ?

પગે પડીને વિનવતી—ખોળા પાથરતી પોતાની પરણેતર—હકરાણી તેના સ્મરણપટ ઉપર તરી આવી. 'કેવી ભોળી ભામા ? કેવી પ્રેમાળ પત્ની ? એણે કેટકેટલી વાર મને વિનવ્યો, ચેતાવ્યો, મહુ ન છોડવા સમજાવ્યો ! પરંતુ મારી બુદ્ધિ બહેર મારી ગઇ હતી, સત્તાના શોખમાં—કારભારાંના લોભમાં મેં કોઈનું ન માન્યું, અરે ખરાબમાં ખરાબ અપશુકનની પણ અવગણના કરી ! હું કેવો મૂર્ખ !'

કાળાં વસ્ત્ર અને કાંઠા ફુટેલા કાળાં બેડાં સાથે સામી મળેલી પનીહારી તેની કલ્પનાચક્ષુ સમીપ ખડી થઇ. ભલભલાને ધ્રુજાવનાર

બહુનો ઠાકોર—એક વખતનો બહારવટીઓ—પોતાના અમંગળના વિચારથી ધ્રુજી ઉઠયો.

તેની ખાત્રી થઇ ચૂકી કે મોતને અને પોતને હવે બહુ છેટું નથી. બંદુકની ગોળીયો છુટે એટલી જ વાર ! અસંખ્ય ગોળીયોનો વરસાદ વરસે એટલે પોતે એકજ ધડાકે ખલાસ !

એ બીકણુ નહોતો, પરંતુ સંજોગો પ્રતિકૂળ હતા. મરણિયા બનીને બેચાર સિપાઇઓને ઇડરનરેશે આપેલીજ બે તરવારોથી સ્વધામ પહોંચાડી દેવાની ઉર્મિ તેને થઇ આવી. પરંતુ પછી તો મોત ચોક્કસ જ હતું, અને એમ કમોતે મરવાની તેની ઇચ્છા નહોતી. ગમે તે પ્રકારે એક વખત અહિંથી નાસી છુટવું, મહુ જવું, ત્યાંથી પુરતી તૈયારી કરી ગંભિરસિંહે કરેલા દગાનો તેને બરાબર દંડ આપવો એવી તેના મનમાં હોંસ થઇ આવી. તેણે માર્ગ શોધવા માંડયો.

દરિયામાં ડૂબતો માણસ તણખલામાં પણ પોતાનો ઉદ્ધાર જુએ છે. ગોપાલસિંહને ભટિયાણી—ગંભિરસિંહની પત્ની યાદ આવી. ફાટી ગયેલા સાદે તેણે બૂમ પાડી, “ભટિયાણીજી ! ભટિયાણીજી ! તમે તો મારી મા જેવાં ! તમારા છોરૂને આમ કમોતે મરવા દેશો ? હું તમારે આશરે છું. મારવો કે તારવો એ હવે તમારા હાથમાં છે !”

## ૧૮ શરણાગત ધર્મ

ગોપાલસિંહની રાડ ભટિયાણીના કાને પડી. શ્વાસભરી તે મેડીની બારી પાસે આવી અને જોયું તો ગોપાલસિંહ ગોળીથી વીંધાઇને લોહીલુહાણ બની રહ્યો છે, તેના પગ પાસે માણસોનાં મડદાં પડયાં છે, મેરૂ જમાદાર અને તેના માણસો તેના તરફ બંદુક તાકી રહ્યા છે, અને પોતાના સ્વામી એ કરૂણાજનક દ્દશ્ય પ્રસન્નચિત્તે જોઇ રહ્યા છે !

“ભટિયાણીજી ! હવે તો હું તમારે શરણે છું.” ગોપાલસિંહે ફરીથી બૂમ પાડી.

ભટિયાણી તરતજ મેડી ઉપરથી નીચે ઉતરી આવી. અને મેરૂ જમાદારને બંદુક ચલાવવાની મના કરી.

ગંભીરસિંહના પેટમાં ફાળ પડી. રખેને રાણી પોતાનું કર્યું કારવ્યું ધૂળમાં મેળવી દે. તે પોતે પણ રાણીની પાછળજ મેડીથી ઉતરીને નીચે આવ્યો અને રાણીને ત્યાંથી ચાલ્યા જવાની આજ્ઞા કરી.

"ક્ષમા કરો, સ્વામી! હવે એના ઉપર હાથ ન ઉગામાય!" ભટિયાણીજીએ પોતાના પતિને વિનવ્યા.

"અરે એ તો મારો હડહડતો શત્રુ છે."

"ગમે તેમ હોય. કટ્ટો દુશ્મન પણ શરણે આવે એટલે તેના ઉપર હથિયાર ન જ ઉપાડાય, એ ખરો શરણાગત ધર્મ છે. **સાચા ક્ષત્રિયો શરણે આવેલાને કદી સંતાપતા નથી.**"*

"રાણી! એ વાતમાં તમે ન સમજો. હવે તો એને માર્યે જ છુટકો. ઘવાયલો વાઘ વધુ ઝનુનથી તરાપ મારે છે એ નિયમ તમે નથી જાણતાં? એને હું અત્યારે જતો કરૂં તો તે બમણા જોરથી મારી સામે બહારવટું ખેડશે અને આખા ઇડરના પ્રદેશમાં ત્રાસત્રાસ ફેલાવશે." ઇડરનરેશે વાત ઉડાવવા યત્ન કર્યો. તેને તો ગોપાલસિંહને અત્યારે જ અને અહીં જ પુરો કરવો હતો!

"એને માટે આપણે પાકો બંદોબસ્ત કરશું, જેથી હરકત નહિ આવે. પરંતુ શરણે આવેલાને હવે મરાય તો નહિં જ" રાણીએ આગ્રહ કર્યો.

"એ વાતમાં તમે શું સમજો? એને બચાવવામાં સાર નથી."

ભટિયાણીએ જાણ્યું કે હડે ચડેલો રાજા માની જાય તેમ નથી. તેણે યુક્તિ પૂર્વક કહ્યું, "ભલે, તમારી ઇચ્છામાં આવે તેમ કરો, પરંતુ હું મારો ક્ષત્રિયધર્મ—શરણાગતધર્મ નહિ ચૂકું. તમે એને મારશો તો હું પણ મરીશ. પ્રથમ મારો શિરચ્છેદ કરો પછી આપનું ધાર્યું કરજો."

---

+ જુઓ ચિત્ર.

પાઘડીની પ્રતિજ્ઞા.



'સાચા ક્ષત્રિયો શરણે આવેલાને કદી સંતાપતા નથી.' [પૃ. ૪૩૨.



'નાથ! મારી આટલી વિનતિ માન્ય નહિ રાખો?' [પૃ. ૪૧૬.

રાણીએ પોતાનું માથું નમાવ્યું અને તરવાર ચલાવવા પોતાના સ્વામીને વિનંતિ કરી.

ગંભિરસિંહ વિચારમાં પડયો. શું કરવું ? સ્ત્રીહઠનો તેને અનુભવ હતો. અત્યારે ગોપાલસિંહ મરે તો જરૂર રાણી પણ આપઘાત કરીને મરે એવી એ ટેકીલી હતી. ઘણી વખત ભટિયાણીએ પોતાની ક્ષાત્રટેકનો પરચો ગંભિરસિંહને બતાવ્યો હતો. ગંભિરસિંહે મનમાં જ નિશ્ચય કરી લીધો કે 'હાલ તો ભટિયાણીનું માન રાખવા ખાતર ગોપાલસિંહને ન જ મારવો. પછી જોયું જશે !'

" મેરૂ જમાદાર ! તમારા માણસોને કહી દો કે ગોપાલસિંહને હવે જરાયે ઇજા ન પહોંચાડે. તેને મારવાનો નથી. આ મહેલમાં જ તેને રહેવાનો બંદોબસ્ત કરી આપો. "

ભટિયાણીજીએ માની લીધું કે હવે ગોપાલસિંહ બચી ગયો. તેના પરદુઃખભંજન આત્માને અતિ આનંદ થયો.

## ૧૯ ઠીક થયું !

" કોણ જાય છે એ ? " રાજગઢના ચોગાનમાં પહેરો ભરતા સિપાઇએ બૂમ પાડી, અને વાતાવરણમાં એનો ભયાનક પ્રતિધ્વનિ થયો.

કાળી ચાદર ઓઢીને નિશાદેવીએ જગતને ઘોર અંધકારમાં ઢાંકી દીધું હતું. એ અંધકારનો પ્રતિકાર કરવા મથતા હોય તેમ તારલીયા ચમકીને મંદ પ્રકાશ પાડી રહ્યા હતા. એ ઝાંખા ચમકારમાં પહેરેગીરને લાગ્યું કે કોઇ માણસ રાજગઢ ઠેકીને નાસી જવાનો યત્ન કરે છે. તેણે એ નાસેડુને પડકાર્યો.

કંઇ પણ જવાબ ન મળતાં બંદુકનો ઘોડો ચડાવીને નિશાન તાકતાં પહેરેગીરે પુનઃ બૂમ મારી, " કેમ જવાબ નથી મળતો ? કોણ

**છે એ? ખબરદાર! જો નાસવાનો યત્ન કર્યો છે તો હમણાંજ આ બંદુકથી ઠાર થઇ જશો!"**

છતાં ય કંઇ જવાબ ન મળે! **એ વ્યક્તિ તો લગભગ રાજગઢના કાંગરા સુધી ચડી ગઇ હતી.** એક ક્ષણ વીતે તો તે ગઢની બહાર ભૂસકો મારે અને ત્યાંથી પલાયન થઇ જાય!

પહેરેગીરે ત્રીજી વાર પડકાર કર્યો, પરંતુ થોભવાની કે ઉત્તર આપવાની જરા પણ દરકાર કર્યા વિના એ વ્યક્તિ તો પોતાના કાર્યમાં આગળ વધવા લાગી.



ખબરદાર! જો નાસવાનો યત્ન કર્યો છે તો હમણાં જ આ બંદુકથી ઠાર થઇ જશો!

પહેરેગીરે જાણ્યું કે હવે કર્ત્તવ્યપાલન કર્યા સિવાય બીજો માર્ગ નથી. તેણે બંદુક ફોડી.

નિશાન આબાદ લાગ્યું. એ નાસી જનાર વ્યક્તિ ધબ દઇને નીચે—ચોગાનમાં ઢળી પડી. ગોળીએ તેના જીવનનો અંત આણ્યો હતો!

પહેરેગીર દોડયો, ધરતી ઉપર ઢળી પડેલા એ મુડદાને ઉપાડયું અને મહેલની ડેલીએ લઇ આવ્યો. દીવાના પ્રકાશમાં જુએ તો મહુનો ઠાકોર ગોપાલસિંહ! તેણે મહેલમાં ખબર કહેવરાવ્યા!

ઇડરનરેશે ભટિયાણીજીના માનને ખાતર ગોપાલસિંહને જીવતો રાખ્યો હતો, છતાં તેને બહાર ન જવા દેતાં રાજગઢમાં નજરકેદ કર્યો હતો. એ સ્થિતિમાં ગોપાલસિંહે એ દિવસ અને એક રાત વિતાડી. બીજી રાતે તે કંટાળ્યો અને આવું પરવશ જીવન ગાળવા કરતાં કોઇ રીતે અહીંથી નાસી શકાય તો નાસી છુટવું એવો તેણે નિશ્ચય કર્યો.



એ વ્યક્તિ તો રાજગઢના કાંગરા સુધી ચઢી ગઇ હતી.

ઘાયલ થયેલો ગોપાલસિંહ નાસી જવાનો યત્ન કરે એવી શંકા ભાગ્યે જ કોઇને આવે. તેના ઉપર દેખરેખ રાખનાર માણસો નિદ્રામાં પડયાં એટલે રાત્રિના ઘોર અંધકારનો લાભ લઇને એ લપાતો છુપાતો રાજમહેલના ગઢ સુધી આવ્યો. 'આ ગઢ ઠેકી જાઉં એટલે સદાને માટે ઇડરનરેશના પંજામાંથી મુક્તિ મળશે' એ વિચારે તેને અતિ હર્ષ થયો. પરંતુ એ હર્ષ ક્ષણિક હતો. પહેરેગીરે એને જોયો અને ત્યાં જ તેને વીંધી નાંખ્યો.

ઇડરનરેશને તો 'ભાવતું હતું અને વૈદે બતાવ્યું' એવું થયું. ગોપાલસિંહના મૃત્યુના સમાચારથી તેનું હૈયું હર્ષથી ગજગજ ઉછળ્યું. ભટિયાણીજીનું માન સચવાયું અને પોતાની પ્રતિજ્ઞા પણ પૂર્ણ થઇ એ જોઇને તેને પરમ સંતોષ થયો. મનમાં જ તે બબડયો, 'જે થયું તે ઠીક જ થયું !'

## ૨૦ વેરની અજબ ધૂન !

દુર્જનસિંહનો કાંટો દૂર કરવા ગંભિરસિંહ ઉત્સુક હતો, પરંતુ

એ કામ ગોપાલસિંહને હાથે કરવાની વાત તો તેણે બનાવટી ઉભી કરી હતી. ગોપાલસિંહને ભોળવવાની એ એક ચાવી હતી. એ ચાવી આબાદ લાગુ પડી.

જેમ જેમ તેને ગોપાલસિંહનો વિચાર આવતો ગયો તેમ તેમ ઇડરનરેશની વેરવૃત્તિ વધુને વધુ ઉગ્ર સ્વરૂપ ધારણ કરવા લાગી. ગોપાલસિંહના મૃત્યુ માત્રથી તેને નિરાંત ન થઇ, એની વેરવૃત્તિ ગોપાલસિંહની એથી પણ વધુ અવદશા માગતી હતી. એ વેરવૃત્તિએ ઇડરનરેશના મગજમાં એક બીજું ભૂત ભરાવ્યું.

ગોપાલસિંહની લાસ રઝળે, કાગડા કુતરાં તેને ફોલી ફાડી ખાય, તેના માણસોનાં મડદાં પણ એવી જ રીતે ચૂંથાય તો પોતાનું પુરૂં વેર વળે એવી ધૂન ગંભિરસિંહના મગજમાં ભરાણી. તેણે ચમાર લોકોને બોલાવીને હુકમ કર્યો કે મહુના ઠાકોરની અને તેના બાર માણસોની લાસના રાઇરાઇ જેવડા કટકા કરીને વગડામાં ફેંકી દો જેથી સમડીયો આજ ઉજાણી કરે !"

ચમાર જેવી હલકી કોમનું અંતર પણ આવી આજ્ઞા સાંભળતાં કકળી ઉઠ્યું. 'અરેરે આ રાજાને આવી કુબુદ્ધિ કેમ સુઝતી હશે ?' એમ મનમાં જ તેઓ વિચારવા લાગ્યા. પરંતુ શું કરે ? રાજાની આજ્ઞા ! એને કંઇ ના કહેવાય ?

મહુના ઠાકોર અને તેના બાર માણસોની લાસોને ચમારે ઘસડવા માંડી. ઢોરનાં ચામડાં ચીરનાર એ ચમારના હાથ પણ આવું કૃત્ય કરતાં કંપવા લાગ્યા.

આ કરૂણાજનક દૃશ્ય જોઇને ઇડરના પ્રજાજનોનું કાળજું કોરાયું. જોતજોતમાં મહાજન એકઠું થયું અને એ લાસો ફરતું વીંટાઇ વળ્યું. મહાજનની ઇચ્છા વિરૂદ્ધ બિચારા ચમારો શું કરી શકે ? મહાજન એટલે અન્નદાતા, તેમના વડે તો જીવવાનું. તેઓ લાસોને છોડી દઇ એક કોર ખસી ગયા.

મહાજનના અગ્રેસરો ઇડરનરેશ પાસે આવ્યા અને પાઘડી ઉતારીને તેના પગમાં મૂકી.

"અન્નદાતા! આ તો ગજબ થાય છે. રજપૂત બચ્ચો દુશ્મનની લાસને આમ રઝળાવે તો તો પૃથ્વી રસાતળ જાય! આપે ગુનેહગારને સજા કરી, આપના દુશ્મનને માર્યો; પછી બાકી શું રહ્યું? ગોપાલસિંહ સાથે વેર હતું તો તેના પ્રાણ હર્યા. વેર હતું તેના દેહ સાથે, તેની માટી સાથે નહિં, તેની માટી શા માટે ચૂંથાવો છો? મરેલને મારવો એ ખરા રજપૂતનો ધર્મ નથી. મુડદાંઓને ચૂંથવા એ તો અઘોર પાપકર્મ છે. કૃપા કરી એ લાસોને અગ્નિસંસ્કાર કરાવો."

મહાજનની આ વિનતિ સ્વીકાર્યા સિવાય છુટકો નહોતો. ગમે તેમ તોપણ પોતાનું મહાજન! મહાજનની ઇચ્છાને માન તો આપવું જ જોઇએ ને! તેણે એ લાસોને બાળવાની આજ્ઞા કરી.

મહાજને તે મૃતદેહોના અગ્નિસંસ્કારની ગોઠવણ કરી. એક ગાડામાં બધાં મુડદાં ભરીને સ્મશાને લઇ જઇ, બધાંને એક જ ચિતામાં ખડકીને બાળી નાખ્યાં. એક વખત વીરહાક વગાડનાર મહુનો ઠાકોર બળીને ભસ્મીભૂત થઇ ગયો, રાખમાં મળી ગયો. પંચતત્વનું બનેલું એ પુતળું પંચતત્વમાં મળી ગયું.

## ૨૧ ઉપસંહાર.

કહેવાય છે કે ક્રોધનો ઉભરો ખાલી થતાં માણસ તદ્દન શાંત થઇ જાય છે, વેરની અગ્નિ પોતાની આહુતિ લીધા પછી એની મેળે જ ઠરી જાય છે. ગંભિરસિંહને પણ એવું થયું.

પોતાની પ્રતિજ્ઞા પુરી નહોતી થઈ ત્યાં સુધી તેણે બધું ય કર્યું, ગોપાલસિંહને મોટી મોટી આશાઓ આપીને પોતાના પક્ષમાં લીધો, દુર્જનસિંહને મારવાની બનાવટી વાત ઉભી કરી, અને એ કપટનાટક સાંગોપાંગ ભજવ્યું, અંતે ગોપાલસિંહને સંહાર્યો અને એ રીતે પોતાની પ્રતિજ્ઞા પરીપૂર્ણ કરીને આત્મસંતોષ લીધો.

પરંતુ પછી? પછી તો ગોપાલસિંહના ભોળપણનો પોતે દુરુપયોગ કર્યો છે એમ તેને લાગ્યું, વિશ્વાસઘાતના મહાપાતકનો તેને વિચાર આવ્યો અને એ પાપકર્મનો પશ્ચાતાપ થવા લાગ્યો.

ભટિયાણીએ તેના આવા નિંદ્ય કાર્ય માટે પોતાનો રોષ ઠલવ્યો અને માનવધર્મનો અંશ પણ તેનામાં હોય તો એ પાપના પ્રાયશ્ચિતરૂપે ગોપાલસિંહના પુત્રોને તેમના પિતાની ગાદી સોંપીને અભયદાન આપવા પોતાના પતિ ઇડરનરેશને આગ્રહ કર્યો.

ગોપાલસિંહ અને તેના માણસોનું કમોત નજરોનજર જોનાર વ્યક્તિઓની નજરે વારંવાર એ જ કરુણાજનક દ્રશ્ય પડવા લાગ્યું, અને ક્ષણેક્ષણે એના એજ વિચારો આવવા લાગ્યા. ત્રણ દિવસ સુધી તો મહેલમાં કોઇને ખાવાનું પણ ભાવ્યું નહિં.

ગંભિરસિંહ ગભરાયો. પળે પળે એને ગોપાલસિંહના જ વિચારો આવવા લાગ્યા, વિશ્વાસઘાત માટે રોષભરી નજરે તેના સામે જોઇને ગોપાલસિંહ તેને ઠપકો આપી રહ્યો હોય તેવી ભ્રાંતિ થવા લાગી. તે થાકયો, કંટાળ્યો અને પાપનાં પ્રાયશ્ચિત માટે નહિં તો પોતાના ચિત્તની શાંતિ માટે પણ તેણે ગોપાલસિંહના પુત્રોને મહુની ગાદી સોંપવાનો નિર્ણય કર્યો.

× × × ×

ગોપાલસિંહને બે પુત્રો હતા—ભારતસિંહ અને પર્વતસિંહ. મોટો સાત વર્ષનો અને નાનો ત્રણ વર્ષનો હતો. ગોપાલસિંહના મૃત્યુના સમાચાર મળતાં જ એ બંને કુંવરો કુટુંબકબીલા અને અનુયાયીઓ સાથે ડુંગરામાં નાસી ગયા.

ગંભિરસિંહ જાતે મહુ આવ્યો અને ત્યાં મેલાણ કર્યું. તેને ખબર મળ્યા કે રાજકુટુંબ ડરનું માર્યું ડુંગરાનો આશ્રય લઇ પડયું છે.

તેણે પોતાના માણસો ત્યાં મોકલ્યા, પરંતુ વિશ્વાસઘાતના ડરથી તેમણે ડુંગરાનો ત્યાગ કરવાની હામ ન બીડી. ભાટ ચારણની બાંહે-

ધરી આપવા ઇડરનરેશે કહેવરાવ્યું, પરંતુ તેનો પણ વિશ્વાસ ન આવ્યો. અંતે ભટિયાણીજી પોતે ગયાં અને અભયવચન આપીને સૌને મહુ તેડી લાવ્યાં.

ઇડરનરેશે પોતે-વિશ્વાસઘાતના પાતકનું પ્રાયશ્ચિત કરતો હોય તેમ-ગોપાલસિંહના મોટા કુંવર ભારતસિંહને ગાદીએ બેસાડયો અને પોતે ઝુંટવી લીધેલાં તમામ ગામડાં એ કુંવરને પાછા સોંપ્યાં. હકદારનો હક્ક સોંપીને તેણે પોતાના મનનું સમાધાન કર્યું. ભટિયાણી દોલતકુંવરબાએ આપેલું અભયવચન સત્ય નિવડયું. ગોપાલસિંહના ઠકરાણાએ પોતાના પુત્રોનો ગ્રાસ પાછો મેળવી આપનાર ભટિયાણીજીને અંતરના આશિષ આપ્યા. મહુમાં પુનઃ ગોપાલસિંહના વંશજની આણ વર્તી !

•



# રજપૂત બચ્ચો !

કિંવા

# ગિરાસને ખાતર !

૧ શમદોહાઈ.

" બાપુ ! સાવધાન ! પેલા તળાવ ઉપર બહારવટિયા આવ્યા હોય એમ લાગે છે ! "

બળદના પુંછડા આમળતો, ગાડાનો વેગ વધારવાની તેમને ફરજ પાડતો ખેડુત બોલી ઉઠ્યો અને તળાવની પાળ તરફ તેણે આંગળી ચીંધી.

ગાડામાં બેઠેલી વ્યક્તિ જરા પણ ગભરાયા વિના શાંત-સ્વસ્થ બેસી રહી.

પરંતુ ગાડાવાળાના પેટમાં ફાળ પડી હતી. બળદને કસોટીએ ચડાવતો હોય તેમ તેણે પુનઃ ગાડાનો વેગ વધાર્યો.

"અરજણ ! આટલી બધી ઉતાવળ કાં ?" ગાડામાં બેઠેલી વ્યક્તિએ પ્રશ્ન કર્યો.

"બાપુ ! અહીંથી વહેલા વહેલા દૂર નીકળી જઇએ તો બહુ સારૂં. કોને ખબર છે, એ તો બહારવટિયા !" અરજણ ખેડુતે બળદને દોડાવતા દોડાવતાંજ ઉત્તર આપ્યો.

"અરે, રામ રામ કર ! એ બહારવટિયાથી કંઇ બ્હીવા જેવું નથી !"

"એમ કેમ કહો છો બાપુ ?"

"એમજ. તેમનામાં મારા જેવો કોઇ રજપૂત લાગતો નથી. ખરો રજપૂત બચ્ચો હોય તો ત્રીજે દહાડે ગ્રાસ પાછો વાળ્યો હોય."

ગાડું જરા આગળ નીકળી ગયું એટલે એક ઝાડની ઓથે લપાઇ રહેલો માણસ માર્ગ ઉપર આવ્યો અને દોટ મૂકીને તળાવની પાળ તરફ ધસ્યો.

"ઠાકોર સાહેબ ! એક કૌતુક કહું ? આપણામાં કોઈ ખરો રજપૂત બચ્ચો નથી એમ કહેનાર માથાનો ફરેલ પણ આટલામાં વસે છે." શ્વાસ ખાતાં ખાતાં તે માણસે ખબર આપ્યા.

"એમ ?" ઠાકોર વિચારમાં પડયા.

"આપની આજ્ઞા હોય તો હમણાંજ બધા જઇને એને પૂરો કરી નાખીયે." એ માણસને શૂરાતન છૂટયું.

ઠાકોર વિચારજ કરતા હતા, "ના, ના, રખે એને કનડતા ! તમે જાઓ અને કહો કે 'ઠાકોરને મળ્યા વગર જાઓ તો તમને રામ દોહાઇ છે !'"

## ૨ ખરો રજપૂત !

એ માણસ મુઠ્ઠી વાળીને દોડયો, આડો-ત્રાંસો અને ટુંકો રસ્તો પકડયો અને ગાડાની સામે આવીને ઉભો રહ્યો.

ખેડુતને લાગ્યું કે જરૂર બહારવટિયા હેરાન કરશે ! તેણે ગાડું

ઉભું રાખ્યું અને રજપૂતને સાવધ કર્યો.

" કોણ છે એ ? " ગાડામાંથી રજપૂતે પડકાર કર્યો, અને પોતાની તરવાર લઇને ગાડામાંજ ઉભો થઇ ગયો.

ગાડાને રોકનાર એની નિડરતા જોઇને મનમાંજ એની પ્રશંસા કરવા લાગ્યો. " બાપુ ! અમારા ઠાકોર આપને બોલાવે છે. કહાવ્યું છે કે મળ્યા વિના જાઓ તો રામદોહાઇ છે ! "

રજપૂત વિચારમાં પડયો. થવાનું હોય તે થાય પરંતુ રામદોહાઈની અવગણના કેમ કરાય ?

" ભલે, ચાલો, હું આવું છું. અરજણ, ગાડું અહિંજ ઉભું રાખજે ! "

ગાડાવાળાને સૂચના આપીને તે આવેલા માણસ સાથે જવા નીકળ્યો. પોતાના માલિકની આવી અડગ સ્વસ્થતા જોઈને અરજણ દિગ્મૂઢ બન્યો.

અમદાવાદ અને કડીના રસ્તાની વચ્ચે સાંતજ ગામની પાસે નાસમધ નામનું ગામડું હતું. એ ગામના તળાવની પાળે બહારવટિયા આજે રાતવાસો કરીને પડયા છે એવા ગાડાવાળા અરજણને ચોક્કસ ખબર મળ્યા હતા. તેથીજ તે તળાવથી દૂર નીકળી જવા અધીરો બન્યો હતો.

પરંતુ જે બલાથી તે દૂર ભાગવા મથતો હતો એ તો ' આવ બલા પકડ ગલા'ની માફક ઉલટી કોટે વળગી. અનેક સંકલ્પ વિકલ્પ કરતો તે ગાડું સાચવતો ઉભો રહ્યો.

એ રજપૂત ઠાકોર પાસે આવ્યો, જરા પણ સંકોચ રાખ્યા વિના શાંત-સ્વસ્થ ચિત્તે તેણે રામ રામ કર્યા.

" રામ રામ ! ભાઇ, આવો બેસો, મારે એક વાતનો ખુલાસો કરવો છે. "

" ખુશીથી કરો" રજપૂત ઠાકોરના પડખે બેઠો.

" આપ ગાડામાં બેઠા બેઠા શું કહેતા હતા ? "

રજપૂતે જાણ્યું કે પોતે ગાડામાં ઉચ્ચારેલા શબ્દો ઠાકોરના કાન સુધી પહોંચવા પામ્યા છે. જરા પણ ગભરાયા વિના તેણે ઉત્તર આપ્યો, "આપે સાંભળ્યું જ છે પછી મને પૂછવાથી શું વધારે છે ?"

"રજપૂત બચ્ચો બોલેલા બોલ પાછા વાળતો નથી એ તો તમે જાણતાજ હશો."

"જરૂર."

"તો પછી તમે બોલેલા બોલ સાચા કરી બતાવો. તમે ઉચ્ચારેલા શબ્દો યાદ કરો." ઠાકોરે તેનું પાણી પારખવાનો યત્ન કર્યો.

રજપૂતને વિચાર થયો, 'ભારે થઇ. આ તો સ્હેજ વાત કરી તેને વળગી પડયા. મેં તો સ્હેજ મસ્કરીમાં કહ્યું હતું પરંતુ આણે તો તે સાચું જ માની લીધું. હશે, હવે મારાથી ફરી ન જવાય.' ઠાકોરને ઉદ્દેશીને તેણે કહ્યું, "ઠાકોર! મારા ગાડાવાળા અરજણને હું કહેતો હતો કે 'જો તમારામાં મારા જેવો રજપૂત હોય તો ત્રણ દિવસમાં ગ્રાસ પાછો વાળી આપે.' તમારી ઇચ્છા હોય તો તમને સાથ આપવાની મારી ના નથી."

"તો તો પછી રંગ રહે. તમારૂં નામ?" ઠાકોરનો ભાઇ જે અત્યાર સુધી બોલ્યા ચાલ્યા વિના બેસી રહ્યો હતો તેણે પ્રશ્ન કર્યો.

"ભંડારી અખો."

"ઠીક, ઠીક, લ્યો **તમને ચડવાને માટે એક હજાર રૂપિયાની કિંમતનો એક ઘોડો આપીએ છીએ.*** બીજી જે જે સહાય કે સગવડ જોઇએ તે બધી અમે આપીશું. અમારો ગ્રાસ પાછો મળે તો અમને લાભ થવા સાથે તમને પણ યશ મળશે."

"હવે તો જીવ જતાં પણ ગ્રાસ મેળવ્યેજ છુટકો, ઠાકોર!" અખા ભંડારીએ પ્રતિજ્ઞા લીધી.

---

* જુઓ ચિત્ર.

" બંને ઠાકોરોના મુખમાંથી ઉદ્‌ગાર નીકળી પડયા, " " ખરો રજપૂત બચ્ચો લાગે છે ! "

પાદશાહ અહમદશાહે જ્યારે વાઘેલાઓનું રાજ્ય લઇ લીધું ત્યારે તે વંશના વરસોજી અને જેતોજી નામના બે ભાઇઓ બાદશાહ સામે બહારવટે નીકળ્યા. અણહિલવાડ પાટણની પાસે થર પરગણાનાં ભીલડી ગઢ અને સરધાર કરીને બે ગામ છે ત્યાં તેઓ કુટુંબ સહિત છાના રહ્યા. (વરસાજીનું કુટુંબ ભીલડીમાં રહ્યું તેથી તેના વંશજ ભિલડીઆ કહેવાય છે, અને જેતાજીનું કુટુંબ સરધારમાં રહ્યું તેથી તેના વંશના સરધારા વાઘેલા કહેવાય છે. ) તેઓ કુટુંબ છોડીને સુમારે ૧૫૦ સ્વારો સાથે અમદાવાદ સુધી ઉપદ્રવ કરતા હતા. કોઇ વાર દિવસે તો કોઇ વાર રાતે અમદાવાદના ગામો લૂટતા હતા અને કોઇ વાર બાન ઝાલી જતા હતા. તેમને પકડવાને સુલતાન અહમદશાહ ઘણી ઘણી યુક્તિઓ કરતો પણ તેનું કંઇ ચાલતું નહિં. છેવટે બહારવટે નીકળેલા આ ઠાકોરોની ખર્ચી ખૂટવાથી તેમને બહુ સોસવું પડયું. રહેતાં રહેતાં તેમના સ્વારો પણ ઓછા થતા ગયા અને હવે શું કરવું તેની ઉપાધિમાં —વિચાર કરતાં નાસમઘ ગામના તળાવ ઉપર પડાવ નાંખીને પડયા હતા. તેવામાં પ્રભુ કૃપાથી અખા ભંડારીનો તેમને અનાયાસે ભેટો થઇ ગયો.

### ૩ સરખેજને રોજે.

શુક્રવારનો દિવસ. અમદાવાદની સીમમાંથી એક મોટો રસાલો સરખેજના માર્ગે જતો નજરે પડે છે. માતેલા સાંઢ જેવા રૂષ્ટપુષ્ટ બળદો પોતાના કંઠમાં લટકતી ઘુઘરમાળનો રણકાર ગજવતા પોતાની ખાંધ ઉપર નાખેલી રથની ઘુંસરી સાથેની સદાકાળની મૈત્રીનું સાર્થક કરતા હોય હેમ પૂરપાટ દોડીને રથને દોડાવતા ધસમસતા આગળ વધતા હતા. આવા પાંચસો રથ હારબંધ એક પછી એક ચાલતા હતા. એ રથના બન્ને પડખે ઉઘાડી તરવારવાળા ઘોડેસ્વારો હતા અને પાછળ પણ સંખ્યાબંધ માણસો હતા. અજાણ્યો વટેમાર્ગુ તો આવો જબરો

કાફલો જોઇને વિચારમાં પડી જતો અને આગળ વધતા એ રસાલાને કુતુહલભરી દૃષ્ટિથી જોઇ રહેતો.

સરખેજનો મકરબો ( મુકબરો ) નજરે પડતાંજ ઘોડેસ્વારો એ પવિત્ર સ્થાન તરફ પૂજ્યભાવ બતાવતા હોય તેમ પોતાનાં અશ્વો ઉપરથી ઉતરી પડયા. રથ પણ આગળ વધતા અટકી પડયા, સારથીઓ રથ ઉપરથી ઉતરી ગયા, અને પરિશ્રમથી થાકેલા બળદોને વિશ્રાંતિ આપવાની ઉદારતા બતાવતા હોય તેમ તેમનાં જોતરાં છોડી નાખી, રથને સ્થિર કરી, પોતે એક કોર ખસી ગયા.

રસાલાના તમામ પુરૂષો રથની પાછળ–થોડે દૂર રથ ઉપર નજર ન પડી શકે એટલે દૂર ગયાં અને પરિશ્રમને નિવારવા માટે લીલોત્રીથી છવાયલી ધરતી ઉપર બેસી જઇને પોતપોતાના સ્નેહીસંબંધી સાથે વાતે વળગ્યા.

જોત જોતામાં રથના પડદા ઉપડયા, દરેક રથમાંથી નવયૌવનાઓ નીકળી અને નિર્જન જણાતાં એ અરણ્યમાં પરસ્તાન ખડું થઇ ગયું.

આ શું ? આ રૂપસુંદરીઓનો સમૂહ અહીં કયાંથી ?

"પધારો બેગમ સાહિબા ?" સૌથી મોખરે રહેલા રથમાંથી નીકળતી એક રૂપરૂપના અંબાર સમી નવયૌવનાનો દાસીએ સત્કાર કર્યો અને તેના વસ્ત્રો ઠીકઠાક કરવા લાગી.

આ રથ બીજા તમામ રથમાંથી જૂદોજ તરી આવતો હતો. ઉંચામાં ઉંચી બનારસી કીનખાબના પડદા સૂર્યના કિરણોમાં ઝળહળી ઉઠતા, સોના ચાંદીના પતરાથી મઢીને કરેલું કોતરકામ ઉત્તમ કારિગરીની સાક્ષી પૂરતું, પૈડામાં જડેલાં ચાંદીના પતરાના ઝાંઝરીયાં પૈડું સ્હેજ હલતું કે રણઝણાટી ઉપજાવતાં. મૂલ્યવાન શણગારથી સુસજ્જ એ રથ કોઇ રાજવંશીના ઉપયોગ માટે હોય એવી સ્હેજે કલ્પના થઇ આવતી.

અને હતું પણ એમજ. એ રથમાં વિરાજનાર ભાગ્યશાળી વ્યક્તિ હતી સમસ્ત ગુજરાતના સુલ્તાન અહમદશાહની માનીતી બેગમ સાહિબા !

ધર્મની ભાવના પુરૂષો કરતાં સ્ત્રી વર્ગમાં વધુ સચવાઈ રહેતી હોય એવું સામાન્યતઃ નજરે પડે છે. બેગમ સાહિબાને દર શુક્રવારે સરખેજના રોજે આવવાનો નિયમ હતો; અને એના માનને ખાતર હો, એને ખુશ કરવાને હો, એનું અનુકરણ કરવાની ઇચ્છાથી હો, કે અંતરની ધાર્મિક ભાવનાથી હો, ગમે તેમ હો. પરંતુ એના મુસલમાન સરદારોની સ્ત્રીઓ પણ એની સાથે આવતી, સરખેજના માર્ગે દર શુક્રવારે મોટો રસાલો કુચ કરતો નજરે પડતો.

આજે પણ સરખેજના રોજા આગળ મોટા રસાલા સાથે આવનાર એ આજ બેગમ સાહિબા!

## ૪ ભોગ લાગ્યા !

ગુજરાતના પાદશાહની હુરમ એટલે એના દમદમાનું પૂછવું જ શું? મૂલ્યવાન હીરા મોતી અને નીલમ માણેકના અલંકારો અને સૂર્યના કિરણોમાં ઝળહળી ઉઠતા જરિયાન રેશમી વસ્ત્રોમાં સુસજ્જ બનેલી એ સુંદરી જાણે પરસ્તાનની કોઇ પરી કે હુર હોય અને અહીં વનવિહાર કરવા ઉતરી આવી હોય તેવી જણાતી હતી. અનેક બાંદીઓની કુર્નિશને ઝીલતી અને પોતાના સરદારોની સ્ત્રીઓના ખુશામતભર્યાં વચનોથી રીઝતી એ બેગમ અનેક રૂપસુંદરીઓના સમાજ સાથે સરખેજના રોજા તરફ ચાલી. રક્ષણ માટે સાથે રહેલા સ્વારો અને રસાલાના અન્ય માણસો ત્યાંજ બેસી રહ્યા. સ્ત્રીઓ પડદાને દૂર કરીને છુટથી હરી ફરી શકે અને મઝારને બાધ ન આવે તે માટે રસાલામાંના પુરૂષ વર્ગને રોજાથી દૂરજ અટકી જવું પડતું.

બંદીખાનામાંથી ન્હાસી છુટેલાં કેદીઓને જે આનંદ થાય, જે આનંદથી તેમનામાં નૂતન ચેતન અને સ્ફુર્તિ આવી જાય, જે આનંદથી તેમને સંસાર સ્વર્ગ સમો જણાય તે આનંદનો અનુભવ આ જનાનખાનામાં વસતી બેગમોને થયો. દર અઠવાડિયે એક વખત–શુક્રવારને દિવસે જનાનખાનાના અંધકારને ભેદીને પૃથ્વી પરનો પ્રકાશ સૃષ્ટિસૌંદર્ય

અને કુદરતની અજબ લીલા જોવાનું સદ્‌ભાગ્ય આમ અનાયાસે તેમને પ્રાપ્ત થતું અને એ દિવસ તેમને માટે જીવનની લ્હાણુ સમો થઇ પડતો. સમાન વયની સખીઓ એકમેક સાથે રસભરી વાતો કરતી. કોઇ પોતાના સુખદુઃખની કથની કહેતી, અંતરની વરાળ ઠલવતી, અને એમ કરીને દિલ હળવું કરતી, તો કોઈ ઠઠ્ઠા મશ્કરી કરીને બે ઘડી દિલ બહેલાવતી.

પરંતુ આમ કરતી વખતે બેગમ સાહિબાના માનમર્તબાની અવગણના ન થાય, તેના દરજ્જાને ખામી ન આવે અને તેની મર્યાદા સચવાય એટલા માટે આવી સ્ત્રીઓ તેનાથી થોડા અંતરેજ ચાલતી એટલે મોખરે તો બેગમ સાહેબા અને તેમની બાંદીઓ ઉપરાંત વજીર જેવાં મોટા હોદ્દેદારોના ઘરની સ્ત્રીઓજ રહેતી અને બાકીનો સાથ જરા જૂદો પડી જતો હોય તેમ થોડે દૂર પાછળ પાછળ ચાલ્યો આવતો.

ઉત્સાહ અને આનંદથી પ્રફુલ્લિત બનેલી બેગમ સાહેબા અને તેની સાથેની સ્ત્રીઓ છેક મકબરા પાસે આવી લાગી. પીરની કબર નજરે પડતાંજ તેમનાં મસ્તકો પૂજ્યભાવે નીચાં નમ્યાં.

તેઓ મકબરામાં પ્રવેશ કરે તે પહેલાંજ એકાએક કંઇ ચમત્કાર થયો હોય તેમ સંખ્યાબંધ પુરૂષો ધસી આવ્યા અને તેમને ચોમેરથી ઘેરી લીધા. હથિયારબંધ પુરૂષોને જોઇને સ્ત્રીઓના હાજાં ગગડી ગયા. સૌ કોઇ પોતાનો જીવ બચાવવા માટે નાસભાગ કરવા મંડી પડયા.

પરંતુ ત્યાંથી છટકી શકાય તેમ નહોતું. જે દિશામાં જાય તે દિશામાં હથિયારબંધ માણસો નજરે પડતા હતા. સૌના મનમાં ધાક પેઠી કે 'ભોગ લાગ્યા ! આજે જરૂર આપણે લૂટાઇ જવાના !'

## ૫ મરવાનો નિશ્ચય.

હુર્રમ વિચારમાં પડી. શું કરવું ? પોતાની સાથે પણ હથિયારબંધ માણસો હતાં, પરંતુ તેઓ દૂર હોવાથી અત્યારે નકામા હતા. મકબરામાંથી પણ કોઇની મદદ મળે તેમ નહોતું, કારણ બેગમોને આવવાના સમયે પુરૂષોને ત્યાં આવવાની બંધી કરવામાં આવી હતી. જો

આ લૂટારાઓ પોતાને અને પોતાની સાથેની સ્ત્રીઓને લૂટી જાય તો પોતાના પતિનું–ગુજરાતના પાદશાહનું નાક કપાઇ જાય !

મનમાંજ તે મુંઝાવા લાગી. એકકે ઉપાય ન સૂઝયો.

પરંતુ એમ પાદશાહની કીર્તિને કલંગ લાગવા દેવાય ? સ્ત્રી તો પણ બેગમ–પાદશાહની બેગમ–ગુજરાતની સમ્રાજ્ઞિ ! તેણે પોતાની સઘળી હિમ્મત એકઠી કરી અને બોલી, "ચાલો દૂર હઠો રસ્તામાંથી ! તમો જાણો છો કે તમે કોનું અપમાન કરી રહ્યા છો ?"

"જી, હા, ગુજરાતના પાદશાહની હુરમનું !"

"તેથીજ કહું છું કે મોતનો ડર હોય તો આબરૂભેર ચાલ્યા જાઓ."

**"બેગમ સાહેબા ! મોતને તો અમે રજપૂતો મૂઠીમાંજ લઇને ફરીએ છીએ."***

"એટલે શું તમારે અમને બધાને લૂટી લેવા છે ?"

"નહિં, લૂટવાના તો બીજા ઘણાય ઠેકાણાં છે. અમે તો તમારા રથ હાંકી જઇશું."

સ્ત્રીઓનો શ્વાસ હેઠો બેઠો. તેમણે વિચાર્યું. 'રથ જતા હોય તો ભલે લઇ જાય. રથ તો વળી બીજા મળી રહેશે.'

"રથ હાંકી જવાથીજ તમે ખુશ થતા હો તો ખુશીથી લઇ જાવ." બેગમે છુટ આપી.

"પરંતુ એ રથ ખાલી લઇ જવાના નથી. તમને અને તમારી સાથેની તમામ સ્ત્રીઓને એ રથમાં બેસાડયા પછીજ એ રથ હાંકી જવાના છિયે."

આ વચનો સાંભળતાં સ્ત્રીઓની કાયા કંપી ઉઠી. નબળા મનની સ્ત્રીઓ તો ધ્રુસકે ધ્રુસકે રડવા લાગી.

"એમ કરવાથી પરિણામ શું આવશે તેનો તમે કંઇ વિચાર કર્યો છે ? અમારી પાછળ આખા ગુજરાતનો પાદશાહ જીવતો જાગતો બેઠો

* જુઓ ચિત્ર.

રજપૂત બચ્ચો !



'બેગમ સાહેબા ! મોતને તો અમે રજપૂતો મૂઠીમાંજ લઇને ફરીએ છીએ.'

[પૃ. ૪૪૮.



'લ્યો, તમને ચડવાને માટે એક હજાર રૂપિયાની કિંમતનો એક ઘોડો આપીએ છીએ.' [પૃ. ૪૪૩.

છે તે જાણો છો ?" બેગમે ભાવિ ભય બતાવીને મુક્તિ મેળવવાનો વિચાર કર્યો.

"ભલેને પાદશાહ અમને શૂળીયે ચડાવી દે, પાદશાહે અમને રઝળતા રખડતા તો કરી દીધા છે. એથી વધારે એ શું કરનાર છે.

"તમે કોણ છો ?" બેગમે ઓળખાણ માંગી.

"અમે વાઘેલા રજપૂતં છિયે. મારૂં નામ વરસો અને આ મારા ભાઇનું નામ જેતો. પાદશાહે અમારી જમીન ખૂંચવી લીધી છે. રજપૂતનો ગ્રાસ એજ એની જીવનદોરી. ગ્રાસ જાય પછી રજપૂતને જીવન અકારૂં થઇ પડે છે. અમે હવે મરવાનો નિશ્ચય કર્યો છે. પરંતુ મરતાં પહેલાં એક વખત અમારે હાથ પણ બતાવી દઇએ જેથી મરતાં મરતાં પણ મનનું સમાધાન થાય." વરસોએ પોતાને થયેલા અન્યાયની હકીકત જણાવી.

## ૬. બેગમના બોલે !

બેગમે જાણ્યું કે વેરની ધૂનથી ધુંધવાઇ રહેલા આ રજપૂત ભાઇઓ જરૂર પોતાનું ધાર્યું કરશે. રજપૂતની ટેક અડગ હોય છે અને એ ટેકને ખાતર તેઓ પોતાનું સર્વસ્વ હોમી દે છે એવી વાતો બેગમના કાને અનેકવાર આવી હતી. તેની ખાત્રી થઇ ચૂકી કે આજ પોતાની લાજ જવાનો વખત આવી લાગ્યો છે !

"વરસાજી ! તમે રજપૂત બચ્ચા છો. સ્ત્રીઓની આબરૂ માટે તો તમારા બાપદાદાએ અનેકવાર પોતાના માથાં આપેલાં છે. શું તમે આજ અમારી લાજ લેશો ? તો તો જરૂર અમારે મરવાનો વખત આવશે. અમને અહીંથી જવા દો." બેગમે છટકી જવાના ફાંફાં માર્યાં.

"એ નહિ બને બેગમ સાહેબા ! અમારો ગ્રાસ અમને પાછો મળશે ત્યારેજ તમને મુક્તિ મળી શકશે." જેતાજીએ ત્રાડ મારી.

"તમારો એ ગ્રાસ હું જરૂર પાછો અપાવીશ, અમને આબરૂભેર અહીંથી જવા દો. શહેરમાં જઇને તરતજ તમને તમારો ગ્રાસ પાછો અપાવવા યત્ન કરીશ."

"યત્ન કરો તેમાં શું દહાડો વળે ?" વરસાજીએ શંકા ઉઠાવી.

"જરૂર અપાવીશ, પછી કંઇ ? મારા વચન ઉપર વિશ્વાસ રાખો. આજ કાલમાં તમને તમારો ગ્રાસ પાછો મળી જશે."

વરસોજીએ અખા ભંડારી તરફ જોયું. તેણે વરસોજીના કાનમાં ફુંક મારી, 'બેગમ આટલી ખાત્રી આપે છે પછી વધુ ખેંચપકડ કરવામાં સાર નથી.'

વરસાજીએ વાતને વધુ ચોક્કસ કરવા કહ્યું, "તમારા વચનના વિશ્વાસે અત્યારે તમને જવા દઇયે. પરંતુ પાછળથી દગો થાય તો ?"

"વિશ્વાસ રાખો, વરસાજી ! ગુજરાતની બેગમને પણ પોતાના બોલની કિંમત છે."

"તો બેગમના બોલે હું તમને સર્વને મુક્ત કરૂં છું. બેગમ સાહેબા ! હું આપનું માન રાખું છું, આપ આપનો બોલ પાળજો."

## ૭ ગમગીની.

બેગમે છુટકારાનો દમ ખેંચ્યો, એકાએક કંઇ સ્મરણ થઇ આવ્યું હોય તેમ તે બોલી, "એક કામ કરજો. તમે પાલડીની પાસે ઘોડીકુવો છે ત્યાં રહેજો. કાલે સવારમાં હું તમારી પાસે મારા માણસો મોકલીશ."

"પરંતુ અમારી સાથે દગો રમવામાં નહિ આવે તેની શી ખાત્રી ? કોઇ ખાત્રીલાયક બાંહેધર વિના અમે અમદાવાદ નજ આવી શકીયે." વરસોજીએ સ્પષ્ટ વાત કહી દીધી.

"તમને જરાય હરકત નહિં આવે. હું વિશ્વાસપાત્ર બાંહેધર મોકલીશ. તે બાબતમાં તમારે બેફિકર રહેવું.

બેગમ અને ભયની મારી બેબાકળી બનેલી તેની સાથેની સ્ત્રીઓ તરતજ ત્યાંથી પોતાના રથ તરફ પાછી વળી. રથ આગળ આવતાંજ બાંદીઓએ દોડી જઇને દૂર બેઠા બેઠા નિરાંતે ગપ્પા મારતાં ઘોડેસ્વારો અને અંગરક્ષકોને આ આફતના સમાચાર સંભળાવ્યા.

અંગરક્ષકો તરતજ તૈયાર થઇ ગયા અને 'એ બદમાશોના માથા

હમણાંજ ઉડાવી દઇએ' એમ બોલતાં મારતે ઘોડે રોજા પર ધસ્યા.

બેગમે આ જોયું, તેને લાગ્યું કે પોતાના માણસો અને પેલા ટેકીલા રજપૂતોનો ભેટો થઇ જશે તો જરૂર લોહી રેડાશે. એ રજપૂતોને તો પોતે અભયવચન આપ્યું હતું!

તેણે તરતજ પોતાના અંગરક્ષકોને વાર્યા અને એ રજપૂતોની પાછળ ન પડતાં તમામને રથની સાથે જ અમદાવાદ આવવાની આજ્ઞા કરી.

ઉત્સાહભંગ બનેલા રક્ષકો અને ભયભીત બનેલી સ્ત્રીઓનો એ સંઘ પાછો અમદાવાદના પંથે પળ્યો.

× × × ×

"ઇન્શાઅલ્લાહ! આજે હુરરમને તે આ શું સુઝયું છે? જ્યાં રોજ એશઆરામ, મોજમજાહ અને રંગરાગ ઉડતો જણાતો હતો ત્યાં આજે ગમગીની કેમ ફેલાઇ છે! આફતાબની માફક ચમકતી રોશનીને બદલે આજે આ મહેલમાં અંધકાર કાં છવાયો છે?

આખા ગુજરાત ઉપર પોતાનું આધિપત્ય જમાવી બેઠેલો પાદશાહ અહમદશાહ (પહેલો) જનાનખાનામાં આવતાંજ હેબતાઇ ગયો. તેના મુખમાંથી ઉપલા ઉદ્‌ગારો નીકળી પડયા.

તરતજ એક બાંદી ત્યાં દોડતી આવી અને કુર્નિશ બજાવીને બોલી, "જહાંપનાહ! બેગમ સાહેબા આજે અતિ ગમગીન થઇ ગયાં છે. તેમનું દિલ બહેલાવવાને માટે અમે બહુ બહુ તરકિબ કરી લેકિન એ તો નથી કંઇ ખાતાપીતા કે નથી હસતા બોલતા."

પાદશાહના પેટમાં ફાળ પડી. એ હુરરમ ખરેખરી હુર હતી. એના મીઠા હાસ્યથી તો પોતાને શેર લોહી ચડતું, એનો હસતો ચ્હેરો જોઇ પોતાની આંખો ઠરતી, એની લાવણ્યથી નિતરતી કાંતિ જોતાં પોતે દુનિયાની બધી જંજાળ અને મુશીબતોને ભૂલી જતો. એ હસતી પુતળી આજે આમ ગમગીન કાં?

"એ તો ઠીક. પણ આ જનાનખાનામાં આવી છેક ઝાંખી રોશની

કાં ?" પાદશાહે ખુલાસો માંગ્યો.

"નામવર ! બેગમ સાહેબાનું એવું ફરમાન છે. તેમણે તાકિદ આપી છે કે આજે જનાનખાનામાં હમેશના જેવી રોશની ન કરવી !"

પાદશાહને સમજ ન પડી કે આ બધી શી ઉપાધિ છે. મનમાંજ તેણે નિશ્ચય કરી લીધો કે જરૂર બેગમ આજે રીસાયાં લાગે છે !

## ૮ અર્જ કે આજ્ઞા !

ચિંતાતુર ચિત્તે તે શયનખંડમાં આવ્યો. જુએ તો હુરરમ કાળાં વસ્ત્રો પરિધાન કરીને, શોકથી છવાએલું મુખ તકિયા ઉપર ઢાળી દઇને ગાદી ઉપર પડી છે. તેના માથાના વાળ છુટા બની તકિયા ઉપર વિખરાયા છે, અલંકારો અસ્તવ્યસ્ત સ્થિતિમાં જયાં ત્યાં પડયા છે, શયન ખંડમાં ચોમેર ઉદાસીનતા ફેલાઇ છે !

આ દશા જોઇ પાદશાહનું કાળજું કોરાયું. બેગમની આવી કરૂણાજનક સ્થિતિ ? કોઇએ તેનું અપમાન તો નહિ કર્યું હોય ?

"અય દિલરૂબા ! આજે આમ એકાએક તને શું થઈ ગયું ? કોણ છે એવો માથાનો ફરેલો કે જેની તુમાખીથી તું આવી ગમગીન બની ગઇ છે ? કહે, કહે, તેનું નામ ઠામ જણાવ અને હમણાંજ ધાણીએ ઘાલીને તેનું તેલ કઢાવું તોજ હું ખરો સુલ્તાન !"

બેગમે ઉંચું જોયું, એક મીઠી નજર સુલ્તાન ઉપર ફેંકી, મુખમાંથી ફુલ ખરતા હોય તેવા મધુર શબ્દો નીકળી પડયા, "જાનેમન ! આપ તો રાજાના પણ રાજા છો. ગુજરાતની પાદશાહત આપને ચરણે ઢળી છે. પરંતુ આ બાંદીની એક અર્જ સ્વીકારશો ?"

"તારી અર્જ ? અરે તારા મુખમાંથી પડતો એકેએક શબ્દ ઝીલી લેવા તૈયાર છું, તારા મધુરા હાસ્ય માટે તો સારી જહાં કુરબાન કરવા તૈયાર છું."

બેગમે મધુરૂં સ્મિત કર્યું, "તો પછી આપો વચન. હું કહું તે પ્રમાણે તમારે કરવું પડશે. છે કબુલ મંજુર ?"

"મંજુર ! મંજુર ! એક નહિ પણ એકવીશ વાર મંજુર. બોલ શી ઇચ્છા છે ?"

"એજ કે વરસોજી અને જેતોજી નામના બે ભાઇઓ વાઘેલા રજપૂત છે તેમનો ગ્રાસ તમે દબાવી પાડયો છે તે તેમને પાછો સોંપી દ્યો." બેગમ મૂળ વાત ઉપર આવી.

"અય દિલબર ! આ તું શું વાત કરે છે ? કેટકેટલી રંજ ખેંચીને એ જમીન આપણે હાથ કરી છે, ગ્રાસો મેળવી મેળવીને તો મેં પાદશાહતને મજબૂત બનાવી છે."

"એ ગમે તેમ હોય, પરંતુ એ ભાઇઓને તેમનો ગ્રાસ પાછો મળવોજ જોઇએ." બેગમ હઠ લઇને બેઠી.

"પણ જીતી લીધેલો ગ્રાસ તેમને પાછો શા માટે સોંપવો ?"

"આપની અને મારી આબરૂ રાખી તે માટે."

"એ વળી કેવી રીતે ?" પાદશાહને સમજણ ન પડી.

સરખેજથી બેગમ અને તેની સાથેનો સંઘ પાછો વળ્યો અને અમદાવાદ પહોંચ્યો ત્યારે સંધ્યાકાળ થવા આવ્યો હતો. સરખેજમાં બનેલી હકિકત લોકોના જાણવામાં આવે તો લોકોમાં પાદશાહની આબરૂ હલકી પડી જાય એ વિચારથી બેગમે રસાલાના તમામ માણસોને સખ્ત તાકિદ આપી હતી કે કોઇએ એ બાબતનો મોઢામાંથી એક હરફ પણ ન કાઢવો. તેથીજ પાદશાહ અત્યાર સુધી સરખેજના રોજા આગળ બનેલો બનાવ જાણવા પામ્યો નહોતો.

## ૯ વચન લીધું.

બેગમે સઘળી હકીકત જણાવી. એ રજપૂતો પોતાનું અને પોતાની સાથેની સ્ત્રીઓનું હરણ કરી ગયા હોત-રથ હાંકી ગયા હોત તો દુનિયામાં પાદશાહનું નાક કપાઇ જાત એ સમજાવ્યું, પોતાના વચનના વિશ્વાસે એ રજપૂત ભાઇઓએ બધાને સલામત છોડી મૂકયા એ વાત પણ કરી અને એ રજપૂત ભાઇઓની દિલની દિલાવરીના વખાણ કર્યાં.

પરંતુ એ વાત જાણુતાંજ પાદશાહનો પિત્તો ઉછળ્યો, " એ કોણુ છે વળી એવો માથાનો ફરેલો ? તારી સામે આંગળી ચીંધનારની પણુ આંગળી કપાવી નાખું, તો પછી તારૂં અને મારા અમીર ઉમરાવના જનાનાનું આવું અપમાન કરનારને હું જીવતો કેમ જવા દઉં ? ગમે ત્યાંથી તેનો પત્તો મેળવી એ બંને ભાઇઓને ભર બજારમાં ફાંસીએ લટકાવીશ ત્યારેજ મારા મનને નિરાંત વળશે."

બેગમે જાણ્યું કે આ તો વાત વચકી પડશે. તેણે તરતજ વાત વાળી લીધી, " પાદશાહ સલામત ! પહેલાં આપ મારી વાત સાંભળી લ્યો."

" મારે કંઈ સાભળવું નથી. એ તુમાખી ગરાસિયાને હું કાલેજ બરાબર બતાવી દઇશ કે ગુજરાતના સુલ્તાનનું અપમાન કરવાથી કેવું પરિણામ આવે છે ! "

" આપ એને મારશો તો મારે પણુ મરવું પડશે. " બેગમે નવી વાત સંભળાવી.

" શા માટે ? " પાદશાહને લાગ્યું કે આજે બેગમ ભયની મારી ફાવે તેમ બોલે છે.

" વચનને માટે ! મેં તેને બોલ આપ્યો છે, મારો એ બોલ મારે પાળવોજ જોઇએ. ભલે તમે મને આપેલું વચન ન પાળો ! "

બેગમના આ માર્મિક વચનપ્રહારથી પાદશાહ ચમક્યો. બેગમ પોતાનું ધાર્યું જ કર્યે છુટકો કરશે એવી તેની ખાત્રી થઈ ગઈ. બેગમનું મન મનાવવાને–તેની ગમગીની ટાળી દેવાને–શોકથી છવાયલા શયન-ગ્રહને ઉલ્લાસમય બનાવી દેવાને અધીરા બનેલા એ પાદશાહે જોયું કે બેગમના કહ્યા પ્રમાણે કરવા વિના બીજો ઉપાયજ નથી.

" ભલે તારી ઇચ્છા એવીજ હોય તો હું એમનો ગ્રાસ પાછો આપીશ, એટલુંજ નહિં, પરંતુ ભર દરબારમાં એમનો આદરસત્કાર કરીને એ ગ્રાસની સનદ એમને હાથોહાથ સોંપીશ, બોલ પછી છે કાંઇ ? "

બેગમના જીવને નિરાંત વળી. પોતે રજપૂત ભાઇઓને આપેલું વચન પળાશે એ વિચારથી તે હર્ષ પામી. તેના મુખ ઉપર ફરી વળેલી શોકછાયા વિખરાતી જોઇને પાદશાહ પણ પ્રસન્ન થયો.

શોકનો ત્યાગ કરીને વિખરાયલા વાળને સમારતાં અસ્તવ્યસ્ત થઇ ગયેલા વસ્ત્રોને ઠીકઠાક કરતાં બેગમે પાદશાહના ખભા ઉપર પોતાનું માથું ઢાળી દીધું અને હૃદયના ઉમળકાથી તેનો સત્કાર કર્યો.

"આપ કેવા ભલા છો ? મારી માગણી નામંજુર થાત તો મારે તો મરવુંજ પડત. હા, પણ એક વાત હું ભૂલીજ ગઇ. આપ એમને અહીં બોલાવશો, પરંતુ તેઓ ખાત્રીલાયક જામીનગીરી વિના અહીં નહિં આવે !"

"એમાં જામીનગીરી શા માટે જોઇએ ?"

"કંઇ દગોફટકો ન થાય એટલા માટે."

"તારા વચનને ખાતર જેને હું આસ પાછો સોંપવા તૈયાર થાઉં તેને વળી દગોફટકો કદિ થાય ?" પાદશાહે બેગમને ખાત્રી આપી.

"પરંતુ એમનું મન માનવું જોઇયે ને ?"

"એમજ હોય તો હું સારામાં સારા બાંહધર મોકલીશ. પરંતુ તેમનો પત્તો કયાં લાગશે ?"

"પાલડીની પાસે ઘોડીકૂવો છે એટલામાં કાલે સવારે એમનો પત્તો મળશે." બેગમે અગાઉથી નિશ્ચિત કરી રખેલું સ્થળ બતાવ્યું.

"ઠીક છે, ત્યારે કાલ સવારમાં મારા કારભારીઓને તેમની પાસે મોકલીને તેમને અહીં માનસહિત તેડાવી લઇશ. પછી છે કંઇ ?"

"બસ, મારા ખાવિંદ ! એટલું કરો તો મારૂં વચન રહે અને આપની પણ આબરૂ વધે." બેગમના મુખ ઉપર પ્રસન્નતા છવાઇ. તેણે પાદશાહને પોતાના પ્રેમપાશમાં બાંધી લીધો. હુરરમનું હસતું મુખડું જોતાં–તેનું પ્રેમભર્યું આલિંગન પામતાં પાદશાહના આનંદની અવધિ થઇ.

રંગમહેલ પુનઃ પ્રકાશિત બન્યો, રણવાસમાં રંગરાગ ઉડવા

માંડયો, પળ પહેલાં સુના લાગતા જનાનખાનામાં આનંદની રસરેલ રેલાઇ રહી, બાદશાહ અને બેગમ ઝળહળતી રોશનીમાં મઘમઘતા ગુલાબજળની શેરો ઉડાડતા ફુવારા પાસે આવી આનંદકેલી કરવા લાગ્યા.

## ૧૦ માધુ માળી.

"માધુ માળી! કારભારી સાહેબ પધારે છે." "પાદશાહના પટ્ટાવાળાને જોઇને માળી બિચારો ગભરાયો. વાડીમાં ઉગેલા નકામા ઘાસને વાઢી નાખતું તેનું દાતરડું એમને એમ સ્થંભી ગયું. માળીના પેટમાં ફાળ પડી કે 'કોણ જાણે વળી શી નવી લપ ઉભી થઈ હશે!'

"ભલા માણસ અગાઉથી ખબર તો આપીયે? એમના જેવા મોટા માણસ આવે તો કંઈ આદરસત્કાર તો કરવોજ પડેને? ફુલ નહિં તો ફુલની પાંખડી તો તેમના ચરણે ધરવી પડેને?" માળીએ ગભરાતાં ગભરાતાં પણ મોઢાનો વિવેક કર્યો, દાતરડું એક કોર ફેંકી દીધું અને પડખેજ વહેતી પાણીની નીકમાં હાથ મોં ધોઇને કારભારી સાહેબનો સત્કાર કરવા તત્પર બન્યો.

માધુ માળીનું નામ અમદાવાદમાં જાણીતું હતું. એની વાડીના બોર અને દાડમ પંકાતા અને છેક પાદશાહના હાથે ચડવા પામતા. એના બગીચાના જાઇ, જુઇ અને ચંમેલી, ડોલર અને બટમોગરો, ચંપો અને ગુલાબ મોટા મોટા અમીર ઉમરાવોને ત્યાં જતા, એમની બેગમોની વેણીમાં ગુંથાતા, હુરરમના અંબોડાને અને શય્યાને શોભાવતા અને એ પુષ્પોના મઘમઘાટને લીધે માધુ માળીનું નામ ખુદ પાદશાહના કાન ઉપર પણ પડવા પામતું. દેવમંદિરોમાં કંઇ ઉત્સવ હોય, પુષ્પોના ઢગના ઢગ જોઇતા હોય, ગામમાં બીજે બધે ફળફુલ મળવાની મારામારી હોય ત્યારે માધુ માળી યાદ આવતો અને મોં માગ્યા દામ આપીને પણ એની વાડીના રઢ્યાસઢ્યા ફળફુલ લોકો લઇ જતા. 'બીજે ક્યાંય ન મળે તો છેવટ માધુ માળીને ત્યાં તો મળેજ' એવી સામાન્ય લોકમાન્યતા બંધાઈ ગઇ હતી, અને માધુ માળી એ બધો પ્રભુકૃપાનો

પ્રતાપ માનીને જાતમહેનતથી પોતાની વાડીને દિવસે દિવસે વધુ ને વધુ સમૃદ્ધ બનાવતો જતો.

વાડીના મધ્ય ભાગે લીંબડાના વૃક્ષની છાયામાં માધુએ એક ઉંચો ચોતરો બાંધ્યો હતો. આ ચોતરો હમેશાં સાફજ રહેતો એટલે માધુએ પોતાના ઓરડામાંથી એક બુંગણુ (જાજમ જેવું ખાદીનું કપડું) લાવીને એ ચોતરા ઉપર પાથરી દીધું અને ત્રણ ચાર ગોદડા બીછાવી દીધા. તકિયાને બદલે ગોદડાંનોજ ગોળ વિંટો કરીને મુકયો અને બેઠક તૈયાર થઇ ગઇ. એકાંતવાસ, કુદરતની રમણિયતા, લીંબડાનો શીતળ છાંયો, ફળફુલથી લચી પડતાં વૃક્ષો અને વેલીઓઃ આ બધાને લીધે આ બેઠક બાદશાહી મહેલોની બેઠક કરતાં પણ વધુ આલ્હાદક લાગતી હતી.

## ૧૧. કારભારી સાહેબ !

કારભારી સાહેબ આવ્યા—એક નહિં પણ બે—માણેકચંદ અને મોતીચંદ.

માળી નમ્યો, ઝુકી ઝુકીને પ્રણામ કર્યા અને બેઠકે બીરાજવા વિનંતિ કરી.

કારભારીઓ બેઠા કે તરતજ લીલા મેવાથી ભરેલો પીતળનો ઝગમગતો થાળ લઇને એક છોકરો ત્યાં આવ્યો અને કારભારી સાહેબના ચરણે તેની ભેટ ધરી.

" માધુ ! આ કોણુ તારો દીકરો ? " માણેકચંદે પ્રશ્ન કર્યો. તેની નજર ઘડીમાં એ છોકરા તરફ, ઘડીમાં માધુ તરફ તો ઘડીમાં એ થાળમાં પડેલા વનપક ફળ તરફ ફર્યા કરતી હતી. ફળફળાદિની મીઠી સોડમથી તેના મ્હોંમાં પાણી આવતું હતું.

" જી ! પ્રભુની માયા છે ! " માધુએ વિવેકભર્યો સ્વીકાર કર્યો.

" માધુએ વાડી તો સુંદર બનાવી છે હો ભાઇ ! ઉત્પન્ન પણ ઠીક આવતું હશે. " મોતીચંદની નજર અત્યાર સુધી આખી વાડી જોઇ લેવામાં રોકાઇ હતી. એ કારભારીને માળીની આવી રિદ્ધિસિદ્ધિની અદેખાઇ આવી.

" સમા પ્રમાણે બધું ઠીકઠીક છે, બાપજી, આખું કુટુંબ રાત દિવસ મહેનત કરી કરીને મરી જઇએ છિયે ત્યારે પેટ પુરતું માંડ મળે છે" માધુએ બળાપો કર્યો, " અમ જેવા ગરીબનું કોઇ બેલી નહિ, સિપાઇ સપરાં દબાવે, અમલદારોના નામે ફાવે તે વાડીમાંથી ઉપાડી જાય, સવાર પડી કે આજે ફલાણા ભાઇને ત્યાં જયાફત છે માટે પાંચ શેર દાડમ અને પચીસ શેર પોપૈયાં પહોંચાડજો, આજે ફલાણા ભાઈના સાળાના લગન છે માટે મોગરાના બાર હાર અને ગુલાબના બાવન ગોટા તૈયાર કરી મોકલજો એવો હુકમ છુટયોજ હોય. પૈસાબૈસાની વાત ભગવાનને ઘેર અને જો જરા હા ના કરીએ તો સત્તાની સોટીથી બીજે દા'ડે પાંસરા દોર જેવા કરી નાંખે. ઉત્પન્નની તે શી વાત કરીયે, સાહેબ! ઉત્પન્ન તો ઘણુંય સારૂં આવે પણ પૈસા આપવાની દાનતજ કોને છે? અમે તો પરભવના એમના વેડીયા હોઇયે એમ જે આવે તે દબાવતાજ આવે છે. વળી વાત વાતમાં પાદશાહ દંડે એ તો વધારામાં! કર ભરી ભરીને અમારી તો કેડો પણ વાંકી વળી જાય છે. અમારા તો પૂરા સોગ છે કે ન કહેવાય કે ન સહેવાય." માધુના છોકરાએ પોતાના હૃદયની વરાળ ઠલવી.

મોતીચંદે કટાણું મ્હોં કરીને માણેકચંદ તરફ જોયું. બંને કારભારીયો આવા શબ્દો સાંભળવા તત્પર નહોતા. બીજો કોઇ પ્રસંગ હોત તો તેઓ આ છોકરાને એક લપડાક લગાવી દેત, પરંતુ આજે તો માધુ માળીની ગરજ હતી. વાણીયાભાઇ વખત વર્તી ગયા.

માધુએ જોયું કે છોકરાએ વગર વિચાર્યું બોલી નાખ્યું. ડાકણને મોઢે ડાકણ ન કહેવાય એ અનુભવી માધુ સારી પેઠે સમજતો હતો. તેણે છોકરા તરફ જોઇ આંખ તાણી. છોકરો સમજી ગયો. મુંગા પુતળાની માફક તે અબોલ ઉભો રહ્યો.

## ૧૨ એ તો માળણનું કામ!

"માધુ!"

"જી"

" આજે તારૂં એક કામ પડયું છે. "

" ખુશીથી ફરમાવો, બાપલા ! આપના કામ માટે સેવક સદાય તત્પર છે. " માધુ કારભારીનો રોષ ઉતારવા ઉત્સુક બન્યો.

" તો જો, આ પાલડીની પાસે ઘોડીકુવો છે ને ?......

"જી"

" ત્યાં બે રજપૂત ભાઇઓ હશે. એકનું નામ વરસો અને બીજાનું નામ જેતો......"

"વરૂસો અને...અને..." માળી બીજું નામ ભૂલી ગયો.

"જેતો !" માણેકચંદે સ્મરણ કરાવ્યું.

"હા, હા, જેતો જેતો, ઠીક તેનું શું ?"

" તેમને અહિં બોલાવી લાવ. "

" એના જેવા મોટા માણસ તે વળી મારા બોલાવ્યા આવતા હશે ? મારા કરતાં તો આ જમાદાર સાહેબનું વધારે માને !" માધુએ કટાક્ષમાં કહ્યું.

એની દાનત એ વેઠમાંથી છૂટી પડવાની હતી. કોને ખબર વળી એ રજપૂતોને અહીં બોલાવીને શુંયે કરવા નુંહોય ! એના કરતાં પહેલેથી નન્નો ભણુવો એજ સારૂં !

"માણેકચંદભાઇ ! આ મૂર્ખ માળીમાં કંઇ દહાડો વળવાનો નથી. એ કામ તો માળણુનુંજ." મોતીચંદને અનેક વખત જાતઅનુભવ થયો હતો. જે કામ ભલભલા મુત્સદ્દીથી ન બનતું તે કામ કરવા માળણુ સમર્થ બનતી. ઇશ્વરદત્ત બુદ્ધિનો પ્રતાપ હો કે ધંધાને અંગે દૈવી સહાય હો-ગમે તેમ હો, પરંતુ માળણો ભલભલા રાજવંશીને ઉપયોગી થઇ પડતી અને જાહેર ફંફેરો કર્યા વિના ગુપ્ત રીતે કરવાના ઘણાય કામો માળણોને હાથે પાર પડતાં.

"હા, હા, છોકરા તારી માને બોલાવ તો." માણેકચંદે આજ્ઞા કરી.

છોકરાએ માળી તરફ જોયું. તેણે નેત્રપલ્લવીથી સંમતિ આપી અને છોકરો હડી કાઢીને પોતાના ઝુંપડા તરફ દોડયો.

**માળણ આવી. બંને કારભારીઓ માણેકચંદ અને મોતીચંદ તેને જોઇને વિચારમાં પડયા.**



માળણ આવી.

આજ્ઞાની રાહ જોતી માળણ જમીન તરફ નજર ઢાળીને ઉભી રહી. તેના અંગે અંગમાંથી નૈસર્ગિક સૌંદર્ય નીતરતું હતું.

આ ઘઉંવર્ણી છતાં ઘાટીલી અને સુદ્રઢ દેહલતા ઉપર મોતીચંદની નજર ઠરી. મનમાંજ તે બબડયો, "કયાં માલમલીદા ખાનારી, હવેલીમાં બેસનારી અને પાલખીમાં ફરનારી છતાં પોચી વાણિયણો અને કયાં સુકો રોટલો ખાનારી, વગડામાં રહેનારી અને લોહીથી ભરપૂર કાયાવાળી આ માળણ ?"

માણેકચંદે સઘળી હકીકત જણાવી. માળણે શાંત ચિત્તે બધું સાંભળી લીધું. છેવટે તેણે કહ્યું, "આપ ચિંતા ન કરો, હું જરૂર એ બંને ભાઇઓને અહીં બોલાવી લાવીશ, પરંતુ એક વાતનું વચન મળવું જોઇયે ?"

"શું ?"

અહીં આવ્યા પછી તેમની ઇચ્છા આપની સાથે આવવાની ન થાય તો આપે જરાય હઠ ન કરવી."

" કબુલ છે, પછી કંઇ ? " માણેકચંદે તેની શર્ત સ્વીકારી.

" તો અબઘડી તેમને અહીં લઇ આવું છું." માળણ વધુ સૂચનાની રાહ જોયા વિના ચાલી ગઇ.



માણેકચંદ અને મોતીચંદ તેને જોઇને વિચારમાં પડયા.

મોતીચંદે માળીની ભેટ—પેલાં મીઠાં મઘમઘતાં ફૂલો—ને ઇન્સાફ આપવા માંડયો.

**૧૩ શુભ શુકન.**

માળણે ફુલની છાબ લીધી અને ઘોડીકુવા આગળ આવતાં આવતાં ત્રણ ઘોડેસ્વાર તેની નજરે પડયા.

પ્રસન્ન ચિત્તે જરા પણ સંકોચ રાખ્યા વિના તે તેમની સામે :
અને ફુલની છાબ તેમની આગળ ધરી.

માળણ અને તે પણ ફુલની છાબ સાથે સામે મળતાં-અ
શુભ શુકન થતાં એ સ્વારોના મુખ ઉપર પ્રસન્નતા છવાઈ.

"બ્હેન, આજ તો અનાયાસે તારા શુકનનો લાભ મળ્યો." :
સ્વારે હર્ષનો ઉદગાર કાઢ્યો.

"પ્રભુકૃપાથી તમારા મનના મનોરથ જરૂર ફળશે." માળ
આશિષ આપી.

"તેં કેમ જાણ્યું?"

"હું કહું છું તેમાં મીન મેખનો ફેર નૈ થાય. મારા વચન
વિશ્વાસ રાખશો?"

"જરૂર."

"તો આપ મારી સાથે પધારો. આપનો ગરાસ આપને આ
પાછો મળશે." માળણે સ્પષ્ટ હકીકત જણાવી દીધી.

"અમારો ગરાસ? ગરાસ શો અને વાત શી?" એક કદા
બાંધાના સ્વારે શંકા ઉઠાવી.

"વરસાજી અને જેતોજી નામના ભાઇઓ તમે હો તો જ
તમને તમારો ગરાસ પાછો મળશે. તમે એ ન હો તો તમે તમ
માર્ગે જાઓ અને હું મારે માર્ગે જાઉં." આ શબ્દો બોલતાંજ માળ
ચાલવા માંડી.

"બહેન ઉભી રહે. ત્યારે તો તું બધી હકીકત જાણતી લાગે :
આ બે ભાઇઓ—વરસોજી અને જેતોજી છે."

"અને તમે?"

"મારૂં નામ અખો ભંડારી. મેં તેમનો ગરાસ પાછો અપાવવા
પ્રતિજ્ઞા લીધી છે."

"તો ચાલો, આ તમારી ગરીબ બહેનની ઝુંપડી પાવન કરે
મારા ઉપર વિશ્વાસ રાખો, પ્રભુ સૌ સારા વાના કરશે."

માળણે કારભારીઓ સાથે થયેલી વાતચીત જણાવી, તેમની સાથે પોતે કરેલી શર્ત પણ સંભળાવી દીધી અને પોતાની વાડીએ આવીને રૂબરૂમાં તેમની સાથે વાતચીત કરીને તેમનો સ્વાર્થ સાધી લેવાની સલાહ આપી.

અખો ભંડારી વિચારમાં પડયો, માળણનો મનોભાવ પારખવાનો યત્ન કર્યો, અને જે થાય તે ખરૂં–આજે તો આ પાર કે પેલે પાર એવો નિશ્ચય કરી બંને ભાઇઓને સાથે લઇને તે માળણ સાથે જવા તત્પર બન્યો.

## ૧૪. બાંહેધરી.

અખો ભંડારી આખા માર્ગે વિચાર કરી રહ્યો હતો. રખેને કંઇ દગો થાય, રખેને વરસાજી અને જેતાજીને ભોળવીને એ કારભારીઓ દગો દે તો ? તેણે નિશ્ચય કર્યો કે પહેલાં જાતે કારભારીને મળવું અને કોઇ જાતની હરકત નહિ આવે એવી ખાત્રી થાય તોજ એ બંને ઠાકોરોને નજરે પાડવા.

બંને ઠાકોરોને ઝુંપડીમાં રાખીને અખો ભંડારી માળણ સાથે વાડીમાંના ચોતરા પાસે આવ્યો. કારભારીઓને જોતાંજ તેણે રામરામ કર્યાં.

બે ભાઇઓને બદલે એકને જોતાંજ માણેકચંદ વિચારમાં પડી ગયો.

" તમારૂં નામ શું ? વરસાજી કે જેતાજી ? "

" એમાંથી એકે નહિ. "

" ત્યારે તમે અહીં શા માટે આવ્યા ? "

" ખાત્રી કરવા માટે. "

" શાની ? "

" એ ઠાકોરોને કોઇ જાતનો દગો ન થાય તેની. "

" તમે કોણ છો ? "

" તેમનો હિતચિંતક. "

" એમ ? જો હિતચિંતક હો તો તરતજ તેમને પાદશાહ સલામત પાસે મોકલો. ત્યાં તેમને મનમાન્યો લાભ મળશે. " માણેકચંદ પુનઃ મૂળ વાત ઉપર આવ્યો.

" પાદશાહ પાસે આવવા તેઓ તૈયાર છે, પરંતુ બાંહેધરીનું શું ? તેમને ત્યાં બોલાવીને પાછળથી દગાફટકાથી તેમને બંદીખાને ન નાખે તેની ખાત્રી શી ?"

" અમે પોતે અમારી બાંહેધરી આપીએ છીએ, અમારા પોતાના સોગન ખાઇને કહીએ છીયે કે તેમને ઉની આંચ પણ નહિ આવે. "

" પણ પાદશાહ તમારૂં માનશે ? એ ફરી બેસે તો ?"

" એ વાતની ચિંતા ન કરો. અમારા ઉપર વિશ્વાસ રાખો. અત્યારેજ—આ ઘડીયેજ—તેમને અમારી સાથે મોકલો. સૌ સારા વાના થઇ રહેશે. " માણેકચંદે મુત્સદ્દીપણું ચલાવવા માંડયું.

"થઇ રહેશે એમ નહિ, પાદશાહે પોતે કબુલ કર્યું હોય તોજ..." અખા ભંડારીએ વાતને વધુ ચોક્કસ કરવા માંડી.

"ભલા માણસ તમે પણ કેવા ચીકણા છો ?" મોતીચંદની ધીરજ ખૂટી, "એમની મરજી હોય તો આવે, નહિં તો......"

માણેકચંદે જોયું કે અત્યાર સુધી કરેલી મહેનત વ્યર્થ જશે. તેણે વાત વાળી લીધી.

" ભાઇ ! પાદશાહે પોતે અમને બાંહેધર તરીકે મોકલ્યા છે પછી તમને શંકા કેમ થાય છે ?"

" તો તો કંઈ હરકત નહિ, એ બે ઠાકોરોને લઇને હમણાંજ હું આવું છું. "

અખો ભંડારી ઉઠયો.

" વળી આ લપ શું કરવા સાથે જોઇએ ?" મોતીચંદ માણેકચંદના કાનમાં ગણગણ્યો.

"ભાઇ, તમે આકળા ન થાઓ. એ માણસજ કર્તાહર્તા જેવો લાગે છે. એને નારાજ કરવામાં સાર નથી." માણેકચંદે ચેતવણી આપી. મોતીચંદે મ્હોં મચકોડયું.

અખો ભંડારી વરસાજી અને જેતાજીને લઇને આવ્યો.

બંને કારભારીઓ ઘડીમાં એ બે ભાઇઓ તરફ જોતા, ઘડીમાં

એમના હિતચિંતક અખા ભંડારી તરફ જોતા, તો ઘડીમાં વાડીમાંના ફળફુલથી લચી પડતા વૃક્ષો ઉપર નજર ફેરવતા, બાપુ માળી અને તેના છોકરાની સલામ ઝીલતા ત્યાંથી રવાના થયા. વાડીની આસપાસ કામ કરનારાઓએ જોયું કે કારભારી સાહેબના કાફલામાં ત્રણ નવી વ્યક્તિઓનો ઉમેરો થયો છે !

*    *    *    *    *

" કાં ? ઠીક કર્યું ને ? માળણની ચંચળ આંખો ચમકી. તેણે પોતાના સ્વામીનાથ તરફ ગર્વભરી નજરે જોયું.

માળીએ આડુંઅવળું જોયું. છોકરો દૂર કામે વળગી ગયો હતો, તેણે માળણની પીઠ થાબડી.

" અરે વાહરે મારી રઘલી ! તેં તો રંગ રાખ્યો હો ! "

" ત્યારે હું તે કંઇ જેવી તેવી છું ? અરે કહો તો આભના તારા પણ ઉતારી લાવું." માળણ રંગમાં આવી ગઇ.

" હવે બહુ વાયડી ન થા. આકાશના તારા તો ઉતરશે ત્યારે વાત, હમણાં આ ફુલ તો ઉતાર. તારા ગુલાબી ગાલ જેવા આ ગલગોટા નાહક કરમાઇ જશે." માળીએ ગુલાબી ગાલ ઉપર અડપલું કર્યું.

બન્નેની આંખો હસી.

## ૧૫ પાછા વળ્યા.

અમદાવાદના કોટના કાંગરા દેખાવા લાગ્યા અને અખા ભંડારીના દિલમાં ચટપટી થઇ. ધીરેથી તેણે વરસાજીના કાનમાં ફુંક મારી, "સાવધાન ! ચેતતા રહેજો, કંઈ દગોફટકો જણાય તો હું ઇશારો કરૂં કે તરતજ......સમજ્યાને ? " આંખના ઇશારાથી તેણે સમજાવી દીધું.

એટલામાં તો તેઓ દરવાજા આગળ આવી લાગ્યા. દરવાજામાં પ્રવેશ કરે તે પહેલાંજ તેમની નજર માર્ગ ઉપર બેઠેલી એક સ્ત્રી ઉપર પડી.

પાદશાહી દોરદમામના વખતમાં સ્ત્રીઓ ખુલ્લે મ્હોંએ ભાગ્યેજ નીકળતી. કુળવાન સ્ત્રીઓ એકલી ભાગ્યેજ બહાર નીકળતી અને નીકળવું પડે તો પણ ઘુમટો તાણીને—શરીરના તમામ અવયવોને પૂરતી

રીતે ઢાંકીને...પગની પાની પણ નજરે પડવા ન પામે એટલી દરકાર રાખીને બહાર નીકળતી.

પરંતુ આ સ્ત્રી તો ઉઘાડે મોંઢે-વસ્ત્રોનું જરા પણ ભાન રાખ્યા વગર બેઠી હતી. સાલ્લાનો છેડો છાતી ઉપરથી ખસી ગયો હતો, માથું ખુલ્લું થઇ ગયું હતું, અને એવી રીતે બેઠી હતી કે એ સમયના રીવાજ અનુસાર તેને કોઇ નિર્લજ્જ સ્ત્રી માની લ્યે.

અખા ભંડારીની નજર આ સ્ત્રી ઉપર પડી અને તેણે કારભારીને પૂછયું, "કારભારીજી! આ સ્ત્રી કઇ નાતની હશે ભલા?"

"સો વશા એ બ્રાહ્મણ કે વાણિયાની નાતની હશે." માણેકચંદે ઉત્તર આપ્યો.

"તમે શી નાતના છો?"

"અમે વાણિયા છિયે."

વરસાજીએ જેતાજીને કહ્યું, "ભાઇ! જેની બાયડિયો આવે ધોળે દિવસે ઉઘાડી બેસે છે તેના દીકરા આ કારભારિયો છે, તેથી જો પાદશાહ આપણને કેદખાનામાં નાંખે તો પછી તેમને શી શરમ રહી? પાદશાહ ઉપર તેમનું શું ચાલી શકશે? હું તો ધારૂં છું કે આપણે અહિંથી પાછા ચાલી જઇએ તો ઠીક."

જેતાજીએ અખા ભંડારી તરફ જોયું. એ પણ એજ વિચાર કરી રહ્યો હતો. તેણે એ બને ભાઇઓને ઇશારો કર્યો.

"રામ રામ! કારભારીજી! તમારી બાંહેધરી ઉપર અમે વિશ્વાસ રાખી શકતા નથી."

ત્રણે જણાએ ઘોડાની લગામ ખેંચી, તેમને પાછળ વાળ્યા, એડી મારી અને કારભારી ચેતે તે પહેલાં તો દૂર નીકળી ગયા.

માણેકચંદ અને મોતીચંદનો ઉત્સાહ ઉડી ગયો. પાદશાહ પાસે શું મોઢું લઇ જવું? બંને ભાઇએ નિશ્ચય કર્યો કે પોતાનો જરાયે દોષ ન જણાય તેવી રીતે હાજર જવાબ આપી દેવો અને પીડા પતાવવી.

**૧૬ આનું નામ તે સ્ત્રી!**

"કેમ કારભારી! શું કરી આવ્યા?" અહ્મદશાહે પ્રશ્ન કર્યો.

"પાદશાહ સલામત! અમે તો બહુ બહુ સમજાવ્યા, પરંતુ એ રજપૂતો નજ આવ્યા."

"કારણ?"

"તેમણે કહ્યું કે પાકી બાંહેધરી વિના અમે આવનાર નથી." માણેકચંદે ટુંકામાં પતાવ્યું.

"પણ તમારે પકી ખાત્રી આપવી હતી ને?"

"ખાત્રી તો બહુએ આપી; પરંતુ એમની સાથે અખો ભંડારી નામનો એક દોઢડાહ્યો રજપૂત છે તે બહુ ચાંપલાઈ કરતો હતો." મોતીચંદે અખા ભંડારી ઉપરનો પોતાનો રોષ ખાલી કર્યો.

"એમ? ઠીક છે, જોઇશું." કહી પાદશાહે એ બંને ભાઇઓને રજા આપી. ટાઢે પાણીએ ખસ જતી જોઇને આ બંને ભાઇઓના જીવને કરાર વળ્યો.

પાદશાહ વિચારમાં પડયો. 'આ રજપૂત પણ જબરા. બેગમના વચનને ખાતર કોઈ પણ રીતે તેમને અહીં બોલાવવાજ જોઇએ. કારભારીથી ન આવ્યા તો મારા અમીરોને મોકલી જોઉં.'

પાદશાહે પોતાના પ્રતિષ્ઠિત અમીરોને બોલાવ્યા અને કોઇ પણ રીતે એ રજપૂત ભાઇઓને બોલાવી લાવવા આજ્ઞા કરી.

એ અમીરોએ આધુ માળીને મળીને માળણની મદદથી રજપૂત ભાઇઓને સમજાવ્યા, આકરા સોગંદ લઇને ખાત્રી આપી અને તેમને પોતાની સાથે પુનઃ શહેર તરફ લઇ આવ્યા.

તેઓ શહેરમાં દાખલ થયા તે વખતે સાંજ પડવા આવી હતી. શહેરના એક સાંકડા રસ્તામાં તેઓએ પ્રવેશ કર્યો કે તરત એક પઠાણ સ્ત્રી તેમની નજરે પડી. તેણે બુરખામાં પોતાનું મ્હોં છુપાવ્યું હતું અને શરીરનો એક પણ ભાગ દેખાતો ન હતો.

આ ઘોડેસ્વારોને જોઇને એ પઠાણ સ્ત્રી મુંઝાણી. આ પુરૂષોની નજર પોતાના ઉપર ન પડે તે માટે તેણે છુપાઇ જવાનો વિચાર કર્યો, પરંતુ રસ્તો સાંકડો હતો અને છુપાઈ જવા જેવી ગલીગુંચી કે ખાંચો એટલામાં ન હતો. શું કરવું? પરપુરૂષોની નજરે પડવા કરતાં તેને મૃત્યુ

બહેતર લાગ્યું. એકે માર્ગ ન સુઝવાથી એટલામાં એક કુવો હતો તેમાં તે સ્ત્રીએ પડતું મુક્યું.

કુવામાં ધડાકો થયો અને 'શું છે ? શું છે ?' કરતા આસપાસના માણસો દોડી આવ્યા. એ સ્ત્રીની ઇચ્છા ન હોવા છતાં તેને બહાર કાઢવામાં આવી. બેભાન જેવી સ્થિતિમાં પણ તેણે પુરૂષોને ત્યાંથી દૂર કરવા ઇશારો કર્યો.

"જોયું વરસાજી ! આનું નામ તે ટેકીલી સ્ત્રી ! આવી સ્ત્રીયોના દિકરાઓની બાંહેધરી જોખમ વિનાની ગણી શકાય. આ અમીરો પણ પઠાણ છે, એટલે તેઓ જીવ જતાં પણ આપેલું વચન ફોક નહિંજ કરે." અખા ભંડારીયે અમીરોની બાંહેધરીમાં પોતાની શ્રદ્ધા બતાવી.

"એમજ લાગે છે" બને ઠાકોરોનો પણ એજ અભિપ્રાય બંધાઇ ગયો.

## ૧૭ રજપૂત બચ્ચો !

આજે પાદશાહી કચેરીમાં કંઇક નવાજુની થવાની છે એમ સવારથીજ રાજસેવકોમાં ચર્ચા થવા લાગી. શું થાય છે તે જોવા બધા ઉત્સુક બન્યા હતા.

કચેરી ભરાઈ, પાદશાહ પધાર્યા અને રાજસેવકોએ યોગ્ય સન્માન કર્યું. અહમદશાહ પાદશાહ સિંહાસને બિરાજ્યા અને રજપૂત ઠાકોરોને માનસહિત લાવવાનું ફરમાન કર્યું.

એ રજપૂત ભાઇઓ આવ્યા. સાથે અખો ભંડારી પણ હતો.

માણેકચંદ અને મોતીચંદ તો એ બે ભાઇઓને જોઇને ચમક્યા. ક્યાં એક દિવસ અગાઉ પોતે જોયેલા મેલાં ગંધાતાં લુગડાં અને ભડકી ઉઠાય તેવા વેષવાળા રજપૂત ભાઇઓ અને ક્યાં આજે સ્વચ્છ રાજવંશી વસ્ત્રોમાં સજ્જ બનેલા આ ઠાકોરો ! એકાએક થયેલા આ ફેરફારનું કારણ તેઓ સમજી શક્યા નહિ.

કહેવાય છે કે આ રજપૂતોએ એટલું દુઃખ વેઠ્યું હતું અને તેમની હાલત એટલી બધી કંગાલ થઇ ગઇ હતી કે તેમના લુગડાં ચિંથરેહાલ અને એટલાં બધાં ગંધાતાં થઇ ગયાં હતાં કે તેમાંથી ચાર શેર લીંખો નીકળી હતી.

પાદશાહના અમીરોએ આ રજપૂત ઠાકોરોની વધેલી હજામત કરાવીને તેમના સ્નાન અને ખાનપાનની સુંદર વ્યવસ્થા કરી હતી અને તેમના મોભાને છાજે તેવો પોષાક તરતજ તૈયાર કરાવી લઈ તેમને પહેરવા આપ્યો હતો. એ દિવસ પહેલાં આ ભાઇઓને જોનારને આજે તેમનામાં જમીન, આસમાન જેટલો ફેરફાર જણાય તેવો તેમનો દેખાવ ફરી ગયો હતો.

ત્રણે રજપૂતોએ કચેરીમાં આવતાંજ પાદશાહને નમન કર્યું. પદશાહે તેમની સલામ ઝીલી અને યોગ્ય આસને બેસવા ઇશારત કરી.

" રજપૂત ઠાકોરો ! તમારી સઘળી હકીકત હું જાણું છું. તમે મારી સામે બહારવટું ખેડીને લૂટફાટ ચલાવતા હતા તે પણ હું જાણું છું એટલે હું ધારૂં તો તમને અહિંયાજ કેદ કરી શકું......"

અખો ભંડારી ચમકયો. રખે પાદશાહ દગો દે ! તેનો હાથ તરવારની મુઠ ઉપર ગયો.

" મારે એક વાતનો ખુલાસો કરવો છે. છેક અમદાવાદની હદમાં આવીને મારા જનાના ઉપર નજર નાખવાની હિમ્મત તમે કોના આધારે કરી ?" પાદશાહે પ્રશ્ન પૂછયો.

વરસોજી અને જેતોજી વિચારમાં પડયા, શો જવાબ દેવો ?

અખો ભંડારી તરતજ આસનેથી ઉઠયો અને જરા પણ ડર કે સંકોચ રાખ્યા વિના બોલ્યો, "મારા આધારે !"

" તમારૂં નામ ?"

" અખો ભંડારી !"

" તમને બીજું કંઇ ન સુઝયું કે આવું પગલું લીધું ?"

" માફ કરજો, શાહ ! જેનો ગરાસ લૂટાઇ ગયો હોય તેની પાસે બીજાં શા સાધનો હોય ? ગરાસ એટલે રજપૂતોની જીવન દોરી. એ જતાં આ ઠાકોરો દુઃખી દુઃખી થઈ ગયા. કુટુંબનો નિભાવ શા વડે કરવો ? નિર્વાહ માટે લૂટફાટ એજ એક માત્ર માર્ગ હતો. પરંતુ એમાંય એમની ઉન્નતિ નહોતી. છીનવાઇ ગયેલો ગરાસ પાછો ન મળે ત્યાં

સુધી તેમને જીવન અકારૂં હતું. એ ગરાસ આપના હાથમાંથી ઝુંટી લેવા જેટલી તેમનામાં નહોતી સત્તા કે નહોતા સાધનો. મરણિયો બનેલો માણસ કાંતો પોતાની ધારી વસ્તુ મેળવે અથવા એ વસ્તુના ભોક્તાને પૂરો કરી નાંખે. આપના દેહ ઉપર હુમલો કરવાની અધમ સલાહ આપું એવો નરાધમ હું નથી. મારે તો એ ભાઇઓને કોઇ પણ રીતે તેમનો ગરાસ પાછો અપાવવો હતો, લોહી રેડયા વિના–નિર્દોષોને સંહાર્યા વિના–ગરાસ મેળવવા માટે આ ઉપાય મને ઉત્તમ જણાયો અને તે મેં અમલમાં મુકાવ્યો. હું પણ રજપૂત બચ્ચો છું, સ્ત્રીઓના રક્ષણ માટે માથું આપવા સદાય તૈયાર રહેનારો છું. બેગમ સાહિબાના માન મર્તબાને જરા પણ આંચ આવે એવું વર્તન અમે કર્યું નથી અને કરેત પણ નહિં. એ તો અમને માબ્હેન સમાન છે."

"પરંતુ આમ કરવાથી ગુજરાતના પાદશાહનો ખોફ વ્હોરી લેવા જેવું થશે અને મારા હાથે સંકટ સહન કરવું પડશે એવો ખ્યાલ તમને કદી નહોતો આવ્યો ?" પાદશાહે બીજો પ્રશ્ન કર્યો.

"ખ્યાલ આવે તોય શું ? અમે રજપૂતો તો મોતને સદાય મૂઠામાં લઇને ફરીયે છીયે. સંકટના સમયમાં હમેશાં સહાય કરનારી અમારી આ તરવાર જ્યાં સુધી અમારી સાથી બની રહે ત્યાં સુધી અમને કશાનો ડર હોતો નથી."

"ધારો કે અત્યારેજ તમને અહીં કેદ કરી લઉં તો ?"

"પરંતુ તે પહેલાં તો જેની બાંહેધરી ઉપર અમે અહીં આવ્યા છીએ તે વિશ્વાસઘાતી અમીરોના અને આ કચેરીમાં બિરાજેલા આપના અનેક સેવકોના ડોકા ધડથી જૂદાં કરી દઉં ! એમ કરતાં મારૂં મૃત્યુ થાય તો પણ જેનો મેં હાથ ઝાલ્યો છે તે આ ઠાકોરોનું હિત સાધતાં મૃત્યુ પામ્યાનો મારા આત્માને પૂર્ણ સંતોષ મળે, અને મારો જીવ ગતે જાય." અખા ભંડારીએ નીડરતાથી તડ ને ફડ જવાબ આપી દીધો.

તેની નીડરતા જોઇને પાદશાહ પ્રસન્ન થયો. "રંગ છે ભંડારી ! તું ખરો રજપૂત બચ્ચો છે ! તારા જેવાનો સાથ મળવાથીજ આ ઠાકોરો

પોતાનો ગરાસ પાછો મેળવવા ભાગ્યશાળી થયા છે !"

## ૧૮ ગરાસ મળ્યો.

પાદશાહે નેકીઆનને ઇશારો કરતાં તરતજ તે એક થાળમાં પોશાક અને તામ્રપત્ર લઇ આવ્યો.

" ઠાકોરો !" તેણે બંને ભાઇઓને સંબોધીને કહ્યું, " તમને બંને ભાઇઓને પાંચસે ગામનું ક્રુલોલ પરગણું આપું છું અને પાછળથી તમને વાંધો ન આવે તે માટે ત્રાંબાને પતરે કરેલો તેનો લેખ તમને સોંપું છું. વધારામાં આ રાજવંશી પોષાક તમને ભેટ કરૂં છું."

" અને ભંડારી ! તમારી નિડરતા અને સ્વામિભક્તિથી પ્રસન્ન થઇને તમને પણ આ પોષાક મારા તરફની અદના ભેટ તરીકે બક્ષિશ કરૂં છું." અખા ભંડારીને ખાસ જૂદો પોષાક આપવામાં આવ્યો.

" આપનો અત્યંત ઉપકાર ! પાદશાહ સલામત ! આ ઠાકોરોને તેમનો ગરાસ પાછો મળ્યો એજ મારી મહેનતનો પૂરતો બદલો છે, છતાં આપ પ્રસન્ન થઇને જે ભેટ આપો છો તેનો સહર્ષ સ્વીકાર કરૂં છું અને આ ભાઇઓ તરફથી આપનો ઉપકાર માનું છું." અખા ભંડારીએ વિવેક કર્યો.

એકાએક કંઇ સ્મરણ થઇ આવ્યું હોય તેમ પાદશાહે પૂછ્યું, " ઠાકોર, આ ગરાસ તમે બંને ભાઇઓ કેવી રીતે વહેંચી લેશો ?"

" રિવાજ પ્રમાણે મોટા ભાઇને વધારે ભાગ મળવો જોઇએ." બંને ભાઇઓએ ઉત્તર આપ્યો.

" મોટાને મોટો ભાગ મળવો જોઇએ તેનું શું કારણ ?" પાદશાહે ખુલાસો માગ્યો.

"બળાત્કાર એજ એનું કારણ છે." નાનાભાઇ જેતાજીએ જવાબ વાળ્યો.

અહમદશાહ જરા વાર વિચારમાં પડ્યો. તેણે કહ્યું, " રિવાજ ગમે તેવો હોય, પરંતુ તમો બંને ભાઇઓએ સરખું દુ:ખ વેઠયું છે માટે બંનેએ બરાબર સરખે હિસ્સે ગરાસ વહેંચી લેવો."

" જેવી આપ નામદારની ઇચ્છા." બંને ભાઇઓએ અહમદશાહની ઇચ્છાનો સ્વીકાર કર્યો.

## ૧૯ ઉપસંહાર.

"અખા ભંડારી! તમારે માટે અમે શું કરીયે?" રખડતા બહારવટિયામાંથી ગરાસદાર બનેલા બંને ભાઈઓએ પુછ્યું.

"કરવાનું શું હોય વળી? મારે જે કરવાનું હતું તે મેં કર્યું છે અને ઇશ્વરે મને યશ અપાવ્યો તેથી મને પોતાને પૂરતો સંતોષ છે. બાકી હું તે કઈ ગણત્રીમાં?" અખાએ અંતરના ઉદ્ગારો કાઢ્યા.

"અરે તમારા તો અમારે પગ પૂજવા જોઇએ, તમે હો નહિ અને અમને અમારો ગરાસ પાછો મળે નહિ. તમને જોઇયે તેટલાં ગામો આપ ખુશીથી માંગી લ્યો."

"ભાઇ, મેં બદલાની આશાથી કંઇ કર્યું નથી. મારાથી બોલાઇ જવાયું અને મેં મારો બોલ પાળ્યો. તમારી એક તસુ જમીન પણ મારે શિવનિર્માલ્ય છે."

બંને ભાઇઓ આ નિ:સ્વાર્થી ટેકીલા રજપૂત બચ્ચા તરફ આભાર ભરી નજરે જોઈ રહ્યા.

\+ \+ \+ \+ \+

બંને ઠાકોરોને મળેલા ગરાસની વહેંચણી થઇ. પાદશાહના કહેવા મુજબ સરખે ભાગે વહેંચણી થઈ, પરંતુ સ્થળની પસંદગીમાં નાના મોટાનો ભેદ રખાયો. વરસાજીએ કલોલ અને બીજા ગામો મળી ૨૫૦ ગામ લીધાં અને જેતોજીને સાણંદના ૨૫૦ ગામ મળ્યા.

વરસાજીના વંશના પાટવી રાજા હાલ લેંબોદરે છે અને ફટાયા પેથાપર અને પેંડાઇડે છે. હાલ તેમના તાબામાં માત્ર બાર બાર ગામ છે, બાકીનાં કોળી લોકો દબાવી પડયા છે.

કહેવાય છે કે વહેંચણીમાં રાખેલા ભેદભાવનો બદલો કુદરતે વાળી આપ્યો હતો. મોટા ભાઇ વરસોજીએ મીઠા પાટનો ભાગ રાખ્યો, પરંતુ જતે દહાડે તેમાં મઠ જેવું અનાજ પણ ભાગ્યે પાકતું હતું; જ્યારે નાના ભાઇ જેતોજીને ખારા પાટનો ભાગ મળ્યો છતાં તેની ભોંયમાં સારા ઘઉં પાકવા લાગ્યા. એ પણ કુદરતનો પ્રભાવ!



# સેવા સમિતિ પુસ્તકાલય.

**હિંદુ સમાજના અટપટા પ્રશ્નોને ઉકેલતી પ્રેમરસથી ઉભરાતી, રસિક, સચિત્ર નવલકથાઓ વાંચો, વંચાવો ને તમારા સંસારમાં સ્વર્ગ ઉતારો !**

**લોહીનો વેપાર:**—હાલના હિંદુસમાજની ડાયરશાહી દેખાડનાર આ નવલકથા એકે અવાજે વખણાયલી છે. સચિત્ર. કિં. ૪–૮–૦

**ધીખતો જ્વાળામુખી:**—'લોહીના વેપાર' ના અનુસંધાનરૂપે એજ લેખક રા. મધુકરના હાથે લખાયલું આ પુસ્તક ગુજરાતી નવલકથાના સાહિત્યમાં અગ્રસ્થાને છે. સચિત્ર. કિ. રૂ. ૪–૮–૦.

**અંધકારપર પ્રકાશ:**—હિંદુસમાજની પુનર્રચના કરી 'લગ્ન'ના એકજ પ્રશ્નને અતિ રસિકપણે આમાં ગુંથવામાં આવ્યો છે. લેખક, રા. મધુકર. સચિત્ર. રૂ. ૨–૮–૦.

**અબળાની આત્મકથાઓ:**—રા. ધીરજની કસાયલી કલમે આલેખાયલી જુદી જુદી બ્હેનોએ કહેલી ૧૬ કરૂણ આત્મકથાઓ. સચિત્ર. રૂ. ૨–૮–૦.

**વનિતાની વાતો:**—એજ લેખકના હાથે લખાયલી હિંદુસંસારના જુલ્મો ને સંતાપોથી પાયમાલ થયેલી પ્રેમદાઓની હૃદયદ્રાવક ૧૦ ટુંકી વાર્તાઓ. સચિત્ર. રૂ. ૩–૦–૦.

**મહિલાની મહાકથાઓ:**—લેખિકા: બ્હેન લક્ષ્મી: હિંદુસમાજની 'બાયડીઓ'નાં અંતરનાં દ્વાર ખોલાવીને આલેખેલી ૨૩ સત્ય ઘટનાત્મક વાર્તાઓ. સચિત્ર. રૂ. ૩–૮–૦.

**વિશ્વલીલા:**—પ્રેમરસથી ઉભરાતી આ નવલકથામાં એક શ્રીમંત કુટુમ્બના ઘરમાં ચાલતા ગોટાળાનો ચિતાર છે. સચિત્ર. રૂ. ૨–૦–૦.

**કળિયુગની વાતો:**—રા. કેશવ. હ. શેઠના હાથે લખાયલી રસિક ટુંકી વાતો. રૂ. ૧–૮–૦.

**આદર્શ ચરિત્રાવલી:**—પૃથ્વી પરના ૧૬ મહાપુરૂષોનાં જીવન ચરિત્રોનો સંગ્રહ.

સેવા સમિતિ ગ્રંથમાળાના ગ્રાહક થવાથી પોણી કિંમતે મળે છે. માળાના નિયમો તથા વધુ માહીતી માટે સુચિપત્ર મંગાવો: લખો:

વ્યવસ્થાપક: **સેવાસમિતિ પુસ્તકાલય, ૧૨૩, ગુલાલવાડી. મુંબઈ, ૪.**

